## संसारिणो मुक्ताय

મૂલાર્થ—જીવ બે પ્રકારના છે સંસારી અને મુક્ત ॥ ૪ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં સંસારી જીવોના સમનસ્ક તથા અમનસ્ક એ બે ભેદ જોઈ ગયા હવે સામાન્ય જીવોના બે ભેદ કહીએ છીએ–સંસારી અને મુક્ત. સંસરણ એટલે સંસાર. અર્થાત્ જેના કારણે જીવ એક ભવથી બીજા ભવમાં ગમન કરે છે તે જ્ઞાનાવરણ વગેરે આઠ કર્મ સંસાર કહેવાય છે. તે આઠ કર્મ આ પ્રમાણે છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ ગોત્ર અને અન્તરાય

આ રીતે સંસારમાં ભ્રમણ કરવાવાળા જીવ સંસારી કહેવાય છે. ક્રોધ, માન, માયા, લોભ વગેરે કષાય અથવા બળવાન મોહ રૂપ સંસાર જેમનામાં વિદ્યમાન છે તેઓ સંસારી કહેવાય છે. જેઓ આ પ્રકારના સંસારથી છૂટી ગયા હોય તે મુક્ત કહેવાય છે સમસ્ત કર્મોથી રહિત જીવ સંસારથી મુક્ત હોવાના કારણે મુક્ત કહેવાય છે

અથવા દ્રવ્યપરિવર્તન, ક્ષેત્રપરિવર્તન, કાલપરિવર્તન ભવપરિવર્તન અને ભાવપરિવર્તન, આ પાંચ પ્રકારના પરિવર્તન રૂપ સંસારથી યુક્ત જીવ સંસારી કહેવાય છે અને જે એનાથી મુક્ત થઈ ગયા છે તે મુક્ત જીવો કહેવાય છે.

આ પૈકી દ્રવ્યપરિવર્તન બે પ્રકારનાં છે–કર્મદ્રવ્યપરિવર્તન તથા નોકર્મ દ્રવ્યપરિવર્તન એક સમયમાં એક જીવે જ્ઞાનાવરણ આદિ આઠ કર્મોનાં જે પુદ્ગલોને ગ્રહણ કર્યા તે કર્મપુદ્ગલ એક સમય વધુ આવલિકાનો ત્યાગ કરી બીજા સમયોમાં નિર્જીર્ણ થઈને તેજ પૂર્વોક્ત ક્રમથી તે જીવના કર્મરૂપમાં પ્રાપ્ત થાય છે. એટલો સમય દ્રવ્યકર્મપરિવર્તન સમજવો.

એક જીવે ઔદારિક વૈક્રિય આહારક એ ત્રણ શરીરો તથા છ પર્યાપ્તિઓને અનુરૂપ જે પુદ્ગલોને એક સમયમાં ગ્રહણ કર્યા હોય તે પુદ્ગલો સ્નિગ્ધ રૂક્ષ વર્ણ, ગંધ રસ તીવ્રતા-મન્દતા અગર મધ્યમ રૂપથી સ્થિત થયા. ત્યારબાદ બીજા વગેરે સમયોમાં નિર્જરાને પામેલા, નહીં ગ્રહણ કરેલા મિશ્ર તથા ગૃહીત પુદ્ગલોને અનંત વાર છોડીને તેજ રીતે, તે જીવના, જેટલા કાળમાં નો કર્મપણાને પ્રાપ્ત થાય છે તેટલો કાળ નો કર્મદ્રવ્યપરિવર્તન કહેવાય છે. આજ રીતે ક્ષેત્રપરિવર્તન વગેરે માટે પણ સમજી લેવું જોઈએ. ॥સૂ૦ ૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં સમનસ્ક તથા અમનસ્કના ભેદથી જીવોના બે ભેદોનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે એ જ જીવોના બીજા પ્રકારથી ભેદ બતાવવામાં આવે છે.

અગાઉ કહેલ ઉપયોગ લક્ષણવાળા જીવ સંક્ષેપથી બે પ્રકારના છે–સંસારી અને મુક્ત. જેના કારણે આત્માનુ સંસરણ અર્થાત્ એક ભવથી બીજા ભવમાં ગમન થાય છે–તે આઠ કર્મ સંસાર કહેવાય છે કર્મ આઠ પ્રકારના છે–જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય. વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાય. જે જીવો આવા સંસારને વશીભૂત છે, તેઓ સસારી કહેવાય છે.

અથવા–બળવાન મોહ રૂપ સંસારવાળા જીવ સંસારી કહેવાય છે અથવા–નારક આદિ અવસ્થા રૂપ સંસારવાળા જીવ સંસારી કહેવાય છે.

જે જીવો આ પ્રકારના સંસારથી નિવૃત્ત થઈ ગયા હોય તે મુક્ત કહેવાય છે અર્થાત્ સમસ્ત કર્મોથી રહિત જીવ સંસારથી મુક્ત કહેવાય છે.

અહીં સમાસ રહિત નિર્દેશ કરવાથી-એવું સૂચિત કરવામાં આવે છે કે આગળ ઉપર કહેવામાં આવનાર ઔપશમિક ક્ષાયિક, ક્ષાયોપશમિક ઔદયિક, પારિણામિક તથા સાન્નિપાતિક સ્વભાવવાળા, સંસારી જીવ હોય છે.

મુક્ત જીવ ક્ષાયિક અને પારિણામિક ભાવો શિવાયના અન્ય ભાવોથી રહિત હોય છે. બહુવચનના પ્રયોગથી એવું સ્પષ્ટ કરવામાં આવે છે કે સંસારી જીવ પણ અનન્ત છે અને મુક્ત જીવ પણ અનન્ત છે. "ચ" પદના પ્રયોગથી એમ સૂચિત થાય છે કે સંસારી જીવોનાં સંજ્ઞી-અસંજ્ઞી વગેરે અનેક પ્રકારના ભેદ હોય છે.

સ્થાનાંગ સૂત્રના બીજા સ્થાન, પ્રથમ ઉદ્દેશક, સૂત્ર ૧૦૧માં કહ્યું છે. સર્વ જીવ બે પ્રકારના કહેલા છે. સિદ્ધ અને અસિદ્ધ. મુક્તજીવ અનન્તરસિદ્ધ, પરમ્પરસિદ્ધ વગેરેના ભેદથી જુદાં છે. ।।સૂ૦ ૪।।

**संसारिणो दुविहा तसा थावरा य ।।५।।**

**મૂલાર્થ**:—સંસારી જીવ બે પ્રકારના છે–ત્રસ અને સ્થાવર

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જીવોના ટુંકમાં સંસારી અને મુક્ત, એ બે ભેદ. કહેવાઈ ગયા છે. હવે સંસારી જીવોનાં ભેદ કહીએ છીએ. અગાઉ કહેવાયેલા સંસારી જીવો બે પ્રકારના છે- ત્રસ અને સ્થાવર. જે જીવ ત્રસ નામકર્મના ઉદયથી સ્પષ્ટ સુખ દુઃખ, ઈચ્છા દ્વેષ વગેરેથી જોડાયેલા છે તે ત્રસ કહેવાય છે. સ્થાવર નામકર્મના ઉદયથી જે જીવોના દુઃખ વગેરેનો અનુભવ અસ્પષ્ટ હોય છે તે સ્થાવર કહેવાય છે. બેઇન્દ્રિયવાળા જીવોથી શરૂ કરી દેવપર્યન્તના તમામ જીવો ત્રસ છે પૃથ્વીકાયથી લઈને વનસ્પતિકાય સુધીનાં એકેન્દ્રીય જીવો સ્થાવર કહેવાય છે. અત્રે સરળતાથી સમજવામાં આવે તે માટે પ્રથમ ત્રસ લેવામાં આવ્યા છે કારણકે તેમના માં જીવના લક્ષણ, સુખ વગેરે સ્પષ્ટ પ્રતીત થાય છે.–ચ શબ્દના પ્રયોગથી એમ સૂચિત કરવામાં આવ્યું છે કે આ બંને પ્રકારનાં જીવો બદલાતા રહે છે. અર્થાત્ ત્રસ જીવો મરીને સ્થાવરમાં અને સ્થાવર જીવો ત્રસમાં ઉત્પન્ન થાય છે, જ્યારે બહુવચનો પ્રયોગ કરીને એવું કહેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે ત્રસ જીવો પણ ઘણાં છે અને સ્થાવર પણ તેટલાં જ છે ।।સૂ૦ ૫।।

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આના પહેલાના સૂત્રમાં સંસારી અને મુક્તના ભેદથી જીવોના બે પ્રકાર દર્શાવ્યા હતા અત્રે પ્રથમ નિર્દિષ્ટ સંસારી જીવોના ભેદ દર્શાવવા માટે કહે છે–સંસારી જીવ બે પ્રકારના છે–ત્રસ અને સ્થાવર. જે જીવ ત્રસનામકર્મને આધીન છે તેઓ ત્રસ અને જે સ્થાવર નામકર્મને આધીન છે તે સ્થાવર જીવો કહેવાય છે. બેઈન્દ્રીય, તેઈન્દ્રીય, ચતુરિન્દ્રીય વગેરેથી લઈને અયોગી કેવળી પર્યન્ત ત્રસ જીવ છે.

પૃથ્વીકાય અપ્કાય, તેજસ્કાય, વાયુકાય તથા વનસ્પતિકાય એ પાંચ પ્રકારના એકેન્દ્રીય જીવો સ્થાવર છે. આ રીતે ત્રસત્વ અને સ્થાવરત્વ ત્રસનામકર્મ તથા સ્થાવર નામકર્મના ઉદયથી થાય છે. ચાલવા ન ચાલવા પર ત્રસ સ્થાવરપણું નિર્ભર નથી. કદાચ માની લઈએ કે જે ગતિ કરે તે ત્રસ અને જે જડ હોય તે સ્થાવર તો આ માન્યતા આગમથી વિરુદ્ધ ગણાશે કારણ કે આગમમાં બેઇન્દ્રિયથી લઈને અયોગિકેવળી પર્યન્તના જીવોને ત્રસ કહેલા છે. આથી ત્રસત્વ કર્મોદયની અપેક્ષાથી જ સ્વીકારવુ જોઈએ અને નહીં કે વ્યુત્પત્તિનિમિત્તની અપેક્ષાથી.

ત્રસ જીવોમાં બાર ઉપયોગ મળી આવે છે આથી મુખ્ય હોવાના કારણે સૂત્રમાં તેમનો ઉલ્લેખ પ્રથમ કરવામાં આવેલ છે. સ્થાવર જીવોમાં ત્રણ જ ઉપયોગ હોય છે આથી તેઓ મુખ્ય ગણાય નહીં એ કારણથી જ તેમને પાછળથી ગ્રહણ કરવામાં આવ્યા છે. સ્થાનાંગ સૂત્રના બીજા સ્થાન-પ્રથમ ઉદ્દેશના પાંચમાં સૂત્રમાં કહ્યું છે-સંસાર સમાપન્ન જીવ બે પ્રકારના હોય છે-ત્રસ અને સ્થાવર—

**"જીવાભિગમ"** સૂત્રની પ્રથમ પ્રતિપત્તિના ૨૭માં સૂત્રમાં કહ્યું છે-ઉદાર-સ્થૂળ ત્રસ પ્રાણી કેટલા પ્રકારનાં છે ?

ઉત્તર-ચાર પ્રકારના છે-બેઇન્દ્રિય તેઇન્દ્રીય, ચતુરિન્દ્રય અને પંચેન્દ્રિય ॥ સૂ૦ ૫ ॥

**तं दुविहा सुहुमा बायराय सू० ६**

**મૂલાર્થ**—સંસારી જીવ પુન બે પ્રકારના છે-સૂક્ષ્મ અને બાદર ॥સૂ૦ ૬॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં સંસારી જીવોનાં ત્રસ તથા સ્થાવર એ બે ભેદ કહેવાયા છે હવે તેજ સંસારી જીવોનાં પ્રકારાન્તરથી બે ભેદ બતાવીએ છીએ—

સંસારી જીવ પુન બે પ્રકારના છે-સૂક્ષ્મ અને બાદર. આ પૈકી સૂક્ષ્મ જીવ આઠ પ્રકારનાં છે—

(૧) સ્નેહ સૂક્ષ્મ (૨) પુષ્પસૂક્ષ્મ (૩) પ્રાણિસૂક્ષ્મ (૪) ઉત્તિંગસૂક્ષ્મ (૫) પનકસૂક્ષ્મ (૬) બીજસૂક્ષ્મ (૭) હરિતસૂક્ષ્મ (૮) અણ્ડસૂક્ષ્મ. આથી ભિન્ન પૃથ્વીકાય વગેરે બાદર જીવ છે તે અનેક પ્રકારના છે મુકતજીવો નથી સૂક્ષ્મ, નથી બાદર કે નથી ત્રસ અથવા સ્થાવર ॥સૂ૦ ૬॥

**તત્વાર્થનિર્યુકિત**—પૂર્વસૂત્રમાં સંસારી જીવોનાં ત્રસ અને સ્થાવરના ભેદથી બે પ્રકાર કહ્યાં છે હવે એમનાં જ પ્રાકારાન્તરથી બે ભેદોનું પ્રતિપાદન કરીએ છીએ-સંસારી જીવો બે પ્રકારના છે-સૂક્ષ્મ અને બાદર દશવૈકાલિક સૂત્રના આઠમાં અધ્યયનની ૧૫મી ગાથામાં કહ્યું છે-આઠ સૂક્ષ્મ આ રીતે છે-સ્નેહસૂક્ષ્મ, પુષ્પસૂક્ષ્મ, પ્રાણિસૂક્ષ્મ, ઉત્તિંગસૂક્ષ્મ, પનકસૂક્ષ્મ, બીજ-સૂક્ષ્મ હરિતસૂક્ષ્મ તથા અણ્ડસૂક્ષ્મ.

(એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે અત્રે જે આઠ સૂક્ષ્મ બતાવવામાં આવ્યા છે તે સૂક્ષ્મ નામકર્મના ઉદયની અપેક્ષાથી નથી, પરંતુ પરિણામની અપેક્ષાથી છેઃ આ આઠ સૂક્ષ્મ સામાન્યતયા દૃષ્ટિગોચર થતાં નથી માટે જ એમને સૂક્ષ્મ કહ્યાં છે)

બાદર જીવ પૃથ્વીકાય વગેરેના ભેદથી અનેક પ્રકારના છે. શુદ્ધ પૃથિવી, શર્કરા પૃથિવી, વાલુકા-પૃથિવી-એવી જ રીતે ઉપલ, શિલા, લવણ, ત્રપુ તામ્ર સીસુ ચાંદી સોનુ, હડતાળ, હિંગુલ, મૈનસિલ, સસ્યક, અંજન, પ્રવાળ, અભ્રપટલ, અભ્રવાલુકા, ગોમેદ, રુચકાંગ, સ્ફટિક, લોહિતાક્ષ મરકત, મસારગલ્લ, ભુજગેન્દ્ર, નીલ, ચન્દન, ગૈરિક, હંસગર્ભ, પુલક, સૌગન્ધિક, ચન્દ્રકાન્ત, સૂર્યકાન્ત, વૈડૂર્ય, જલકાન્ત વગેરે બાદર પૃથ્વીકાયિક જીવોનાં ભેદો છે.

એમના સ્થાન આઠ પૃથ્વીઓ, પાતાલ વન; નરક. પ્રસ્તર વગેરે જાણવા જોઈએ.

સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવો કાજળથી ભરેલી કુપ્પીની જેમ સંપૂર્ણ લોકમાં પ્રસરેલાં છે.

બાદર પૃથિવીકાયિક જીવોમાં ચાર લેશ્યાઓ કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો લેશ્યા-હોય છે.

આજ પ્રમાણે હિમ, અવશ્યાય મિહિકા ધૂવર કરક (ઓળા) હરતનુ (પૃથ્વીને ભેદીને નિકળતા જળબિન્દુ). શુદ્ધપાણી, ઠંડુ પાણી, ગરમ પાણી, ક્ષારનું પાણી, ખાટું પાણી, ખારું પાણી ક્ષીરજળ તથા ઘૃતજળ-ઘીનાજેવું પાણી વગેરે બાદર અપ્કાયિક જીવો છે.

સમુદ્ર તળાવ નદી વગેરે બાદર જળકાયિક જીવોનાં સ્થાન છે. સૂક્ષ્મ જળકાયિક જીવોનાં સ્થાન સમ્પૂર્ણ લોક છે.

એવી જ રીતે અંગાર, અર્ચિ, ઉલ્મુક શુદ્ધ અગ્નિ વગેરે બાદર તેજસ્કાયિક જીવ મનુષ્યક્ષેત્ર અર્થાત્ અઢીદ્વીપમાં જ હોય છે એથી આગળ હોતા નથી. સૂક્ષ્મ તેજસ્કાયિક સમ્પૂર્ણ લોકમાં વ્યાપ્ત છે.

પૂર્વી પશ્ચિમી, ઓતરાદી વગેરે હવાઓ તથા ઉત્કાલિકા, મણ્ડલિકા વગેરે હવાઓ બાદર વાયુકાયિક જીવો છે. બાદર વાયુકાયના સ્થાન ઘનવાત તનુવાતવલય. અધોલોકના ભવન વગેરે છે સૂક્ષ્મ વાયુકાયિકોનું સ્થાન સમસ્ત લોક છે.

એવી જ રીતે શેવાળ, અવક, પનક, હળદર, આદુ મૂળા બટાકા, ગુચ્છ, ગુલ્મ, લતા, વિતાન વગેરે વનસ્પતિકાયિક જીવો છે. એમનાંથી જે જુદા છે તે સૂક્ષ્મ વનસ્પતિકાયિક છે. બાદર વનસ્પતિકાયિકોનાં સ્થાન દ્વીપસમુદ્ર વગેરે છે. સૂક્ષ્મ વનસ્પતિકાય સમ્પૂર્ણ લોકવ્યાપી સમજવા જોઈએ.

અત્રે એવું સમજવું જોઈએ કે ત્રસત્વ બે પ્રકારનું છે—ક્રિયાથી અને લબ્ધિથી ક્રિયાનો અર્થ છે કર્મ—ચલન એક સ્થળેથી બીજે સ્થળે પહોંચવું અર્થાત્ ગતિ કરવી. આ ક્રિયાની અપેક્ષાથી તેજસ્કાયિક અને વાયુકાયિક જીવો પણ ત્રસ છે. લબ્ધિનો અર્થ છે ત્રસનામ કર્મનો ઉદય એની અપેક્ષાથી તથા ગનમરૂપ ક્રિયાની અપેક્ષાથી બેઇન્દ્રિય વગેરે જીવો જ ત્રસ કહેવાય છે.

સ્થાવરનામકર્મના ઉદય રૂપ લબ્ધિની અપેક્ષાથી બધા પૃથ્વીકાયિક, અપ્કાયિક તેજસ્કાયિક, વાયુકાયિક અને વનસ્પતિકાયિક જીવો સ્થાવર કહેવાય છે.

મુક્ત જીવો નથી ત્રસ કે નથી સ્થાવર. આથી તેઓ બાદર કે સૂક્ષ્મ કહેવાતા નથી. ત્રસ, સ્થાવર, સૂક્ષ્મ તથા બાદરનો વ્યવહાર માત્ર સંસારી જીવોમાં જ હોઈ શકે છે. ॥સૂ૦ ૬॥

**पुणो दुविहा पज्जत्तिया अपज्जत्तिया**

**મૂલાર્થ**—વળી પાછા જીવના બે પ્રકાર બતાવે છે પર્યાપ્ત અને અપર્યાપ્ત ॥સૂ૦ ૭॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં કહેવાઈ ગયું છે કે સૂક્ષ્મ અને બાદરના ભેદથી સંસારી જીવો બે પ્રકારનાં હોય છે. હવે તેમનાં જ બીજી રીતે બે ભેદ બતાવવામાં આવે છે સંસારી જીવ આ રીતે પણ બે પ્રકારના છે પર્યાપ્ત તથા અપર્યાપ્ત પર્યાપ્તિના ૬ ભેદ છે—(૧) આહારપર્યાપ્તિ (૨) શરીરપર્યાપ્તિ (૩) ઇન્દ્રિયપર્યાપ્તિ (૪) શ્વાસોચ્છવાસપર્યાપ્તિ (૫) ભાષાપર્યાપ્તિ (૬) મનઃપર્યાપ્તિ. તૈજસ અને કાર્મણ શરીરવાળા આત્માની કોઈ ક્રિયાથી પૂર્તિ થવી તે પર્યાપ્તિ છે. કર્તા આત્મા છે.

જે કરણ દ્વારા આત્મામાં આહાર વગેરે ગ્રહણ કરવાની શક્તિ પેદા થાય છે, તે કરણ જીવ પુદ્ગલોથી ઉત્પન્ન થાય છે. પુદ્ગલ આત્મા વડે ગૃહીત થઈને અમુક રીતે પરિણમન કરે છે તેજ પર્યાપ્તિ, કહેવાય છે. આહારને ગ્રહણ કરવા માટે સમર્થ, કરણની નિષ્પત્તિ થઈ જવી

તે આહારપર્યાપ્તિ છે શરીર રૂપ કરણુની નિષ્પત્તિ થવી તે શરીરપર્યાપ્તિ છે એજ પ્રમાણે ઇન્દ્રિયપર્યાપ્તિ વગેરે પણ જાણી લેવા જોઈએ જે જીવો આ પ્રકારની પર્યાપ્તિઓથી યુક્ત હોય છે તે પર્યાપ્ત કહેવાય છે. જે જીવો આહાર વગેરે પર્યાપ્તિઓથી રહિત હોય છે તેમને અપર્યાપ્ત કહે છે ॥સૂ૦ ૭॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં સૂક્ષ્મ અને બાદરના ભેદથી જીવોનાં બે ભેદ કહેવામાં આવેલ છે. હવે તેમનાજ પ્રકારાન્તરથી બે ભેદ દર્શાવવા માટે કહીએ છીએ–તે જીવો પર્યાપ્ત તથા અપર્યાપ્તના ભેદથી પુનઃ બે પ્રકારના છે પર્યાપ્તિ અર્થાત્ શકિત ૬ પ્રકારની છે (૧) આહારપર્યાપ્તિ (૨) શરીરપર્યાપ્તિ (૩) ઇન્દ્રિયપર્યાપ્તિ (૪) શ્વાસોચ્છવાસપર્યાપ્તિ (૫) ભાષા-પર્યાપ્તિ અને (૬) મન પર્યાપ્તિ કોઈ જીવો આહાર વગેરે પર્યાપ્તિથી યુક્ત હોય છે અને કોઈ–કોઈ તેનાથી રહિત હોય છે તેઓ જ્યાંસુધી પૂર્ણ પર્યાપ્તિ નથી બાંધતા ત્યાંસુધી અપર્યાપ્ત કહેવાય છે. આ કારણથી કોઈ જીવ પર્યાપ્ત અને કોઈ અપર્યાપ્ત કહેવાય છે ॥સૂ૦ ૭॥

**बेइंदिय तेइंदिय इत्यादि**

**મૂલાર્થ**—બે ઇન્દ્રિય, ત્રણઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવ ત્રસ છે. ॥સૂ૦ ૮॥

**તત્વાર્થદીપિકા**—ત્રસ અને સ્થાવરના ભેદથી સંસારી જીવ બે પ્રકારના કહેવાઈ ગયા છે. હવે તે ત્રસ અને સ્થાવર જીવોનું સ્વરૂપ ક્રમશઃ વિસ્તારપૂર્વક કહીએ છીએ.

બે ઇન્દ્રિય, તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય, પંચેન્દ્રિય અને ચ શબ્દને ગ્રહણ કરવાથી બાદર તેજસ્કાયિક તથા વાયુકાયિક જીવ ત્રસ કહેવાય છે.

આ પૈકી જે જીવો સ્પર્શ અને જીભ એ બે ઇન્દ્રિયોથી યુક્ત હોય છે તે બેઇન્દ્રિય કહેવાય છે । જેવા કે–શંખ, છીપ, કોડી વગેરે । જેઓને સ્પર્શ, જીભ તથા નાક એ ત્રણ ઇન્દ્રિયો છે તે ત્રણઇન્દ્રિયવાળા જીવ કહેવાય છે જેવા કે–કંથવા, **વિંછી શતપદી** ઇન્દ્રગોપ, જૂ લીખ, માંકડ, કીડી વગેરે । સ્પર્શ જીભ, નાક તથા આંખ, ધારણ કરનારા ચતુરિન્દ્રય જીવો છે જેવા કે–ડાંસ, મચ્છર, પતંગીયા, ભમરો વીછી વગેરે । અંડજ (ઇંડામાંથી ઉત્પન્ન થનારા) પોતજ, તથા જરાયુજ ચામડાની પાતળી કોથળીમાંથી ઉત્પન્ન થનાર જીવ-પંચેન્દ્રિય કહેવાય છે ॥સૂ૦ ૮॥

**તત્વાર્થનિર્યુક્તિ**—ત્રસ અને સ્થાવરના ભેદથી સંસારી જીવોના બે ભેદ કહેવાઈ ગયા છે. હવે તેમનું વિસ્તારથી પ્રતિપાદન કરવા માટે બે સૂત્ર કહીએ છીએ.

બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રય અને પંચેન્દ્રિય તથા "ચ" શબ્દના ગ્રહણથી બાદર તેજસ્કાયિક અને વાયુકાયિક જીવ ત્રસ કહેવાય છે. એમાં કૃમિ વગેરે બેઇન્દ્રિય કીડિ વગેરે તેઇન્દ્રિય ભ્રમર વગેરે ચઉઇન્દ્રીય તથા મનુષ્ય વગેરે પંચેન્દ્રિય જાણવા જોઈએ. "જીવાભિગમ"ની પહેલી પ્રતિપત્તિના, ૨૭માં સૂત્રમાં કહ્યુ છે–ઉદાર ત્રસ પ્રાણી કેટલા પ્રકારનાં છે–બેઇન્દ્રિય તેઇન્દ્રીય ચઉરીન્દ્રીય તથા પંચેન્દ્રિય. જે જીવોમાં સ્પર્શન તથા જીભ બે ઇન્દ્રીયો હોય તે બેઇન્દ્રીય એવી જ રીતે જેઓ સ્પર્શન જીભ તથા નાક એ ત્રણ ઇન્દ્રિયોવાળા હોય તે તેઇન્દ્રિય કહેવાય છે. તેમાં આંખ ઉમેરાતાં ચાર ઇન્દ્રિયવાળા જીવો તથા સ્પર્શન જીભ, નાક આંખ તથા કાનવાળા જીવો પંચેન્દ્રિય કહેવાય છે.

શંખ, છીપ, કોડી વગેરે બેઇન્દ્રિય જીવો છે; કંથવા, **વીંછી શતપદી** જૂં ઇન્દ્રગોપ, લીખ, માંકડ, વગેરે તેઇન્દ્રિય છે, ડાંસ, મચ્છર, પતંગીયા, ભમરો, માખી વગેરે ચતુરિન્દ્રિય છે જ્યારે માણસ, ગાય, ભેંસ, સાપ, ગરોળી વગેરે પંચેન્દ્રિય છે ॥સૂ૦ ૮॥

### एगिंदिया पुढवीकाइया पंचथावरा सू० ९

**મૂલાર્થ**—પૃથિવીકાયિક આદિ પાંચ સ્થાવર એકેન્દ્રિય છે. ॥સૂ૦ ૯॥

**તત્વાર્થદીપિકા**—આપણે પ્રથમ સંસારી જીવોનો એક પ્રકાર–સ્થાવર કહ્યો–હવે તેના પાંચ ભેદના સ્વરૂપનું નિરૂપણ કરવા માટે કહે છેઃ—

જે જીવોમાં ફક્ત એક–સ્પર્શન ક્રિયા દેખાય છે તે પૃથ્વીકાયિક આદિ સ્થાવર કહેવાય છે. આદિ શબ્દથી અપ્કાયિક તેજસ્કાયિક, વાયુકાયિક અને વનસ્પતિકાયિકનું ગ્રહણ થાય છે એ પાંચ પ્રકારનાં સ્થાવર જીવો છે પરંતુ દેશાન્તર પ્રાપ્તિરૂપ ગતિક્રિયાની અપેક્ષાથી તેજસ્કાયિક તથા વાયુકાયિક પણ ત્રસ કહેવાય છે ॥સૂ૦ ૯॥

**તત્વાર્થનિર્યુક્તિ**—હવે પૂર્વોક્ત સ્થાવરોનું પ્રતિપાદન કરવા માટે કહે છે. એક સ્પર્શેન્દ્રિયવાળા જીવો સ્થાવર કહેવાય છે. પૃથ્વીકાયિક, અપ્કાયિક, તેજસ્કાયિક, વાયુકાયિક અને વનસ્પતિકાયિક પાંચ સ્થાવર છે. સ્થાનાંગસૂત્રનાં પાંચમાં સ્થાનના પ્રથમ ઉદ્દેશકના ૩૯૪માં સૂત્રમાં કહ્યું છે—

સ્થાવરકાય પાંચ કહેવાય છે–(૧) પૃથ્વીસ્થાવરકાય (૨) અપ્સ્થાવરકાય (૩) તેજસ્થાવરકાય (૪) વાયુસ્થાવરકાય અને (૫) વનસ્પતિસ્થાવરકાય ॥સૂ૦ ૯॥

### तसा अणेगविहा अंडयाइया

**મૂલાર્થ**—ત્રસજીવ, અંડજ વગેરેના ભેદથી અનેક પ્રકારના છે ॥સૂ૦ ૧૦॥

**તત્વાર્થદીપિકાઃ**—પહેલા સામાન્યરૂપથી કહેવાઈ ગયેલા ત્રસજીવોના વિશેષ સ્વરૂપ અને ભેદ બતાવવા માટે કહે છે—

ત્રસનામકર્મના ઉદયને આધીન દ્વીન્દ્રિય તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય પંચેન્દ્રિય વગેરે અયોગિ કેવળી પર્યન્ત છે. તે અનેક પ્રકારના હોય છે તેઓ આ પ્રમાણે છે–અણ્ડજ, જરાયુજ, રસજ, સંસ્વેદજ, સંમૂર્છિમ ઉદ્ભિજ્જ અને ઔપપાતિક જીવોનો જન્મ ત્રણ પ્રકારનો છે–ગર્ભ, સમ્મૂર્છિમ અને ઉપપાત આમાંથી અન્ડજ, પોતજ તથા જરાયુજ જીવ ગર્ભજન્મથી ઉત્પન્ન થાય છે. ઈંડાથી ઉત્પન્ન થનાર સાપ, ગરોળી વગેરે અંડજ છે. જે વગર આવરણથી પેદા થાય છે. એવા સિંહ વાઘ, ચિત્તો વગેરે જરાયુજ છે. ચામડાના પાતળા–આવરણમાં ઉત્પન્ન થનાર ગાય ભેસ. મનુષ્ય વગેરે પણ જરાયુજ કહેવાય છે. દારૂ વગેરે રસમાં પેદા થનાર કૃમિ વગેરે કીડા રસજ કહેવાય છે. પરસેવામાં ઉત્પન્ન થનાદ જૂં વગેરે સંસ્વેદજ જીવ છે. સ્ત્રી પુરુષના સમાગમ વગર ઉત્પન્ન થનાર જીવ સમ્મૂર્છિમ કહેવાય છે સાપ દેડકા મનુષ્ય વગેરે પણ સમ્મૂર્છિમ જન્મથી ઉત્પન્ન થવાના કારણે સમ્મૂર્છિમ કહેવાય છે તો–શુ તેઓ ત્રસજીવ છે. ? પતંગીયા વગેરે ઉદ્ભિજ્જ કહેવાય છે. જ્યારે દેવ તથા નારક ઔપપાતિક હોય છે. ॥સૂ૦૧૦॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વોક્ત ત્રસજીવના ભેદ કહીને હવે તેનું વિગતવાર રૂપથી પ્રતિપાદન કરવા માટે સૂત્રકાર કહે છે ત્રસ અર્થાત્ બે, ત્રણ ચાર પાંચ ઇન્દ્રિયવાળા જીવ અનેક પ્રકારના છે. જેમકે–અન્ડજ પોતજ જરાયુજ, રસજ, સંસ્વેદજ સંમૂર્છિમ ઉદ્ભિજજ, અને ઔપપાતિક–આગળ ઉપર કહેવામાં આવનાર ગર્ભથી, સમ્મૂર્છિમ અને ઉપપાત–આ ત્રણ પ્રકારનાં જન્મોપૈકી અન્ડજ, પોતજ, જરાયુજ જીવોનો ગર્ભથી જન્મ થાય છે.

સાપ ઘો ગરોળી, મચ્છ, કાચબો, શિશુમાર વગેરે તથા હંસ, પોપટ, ગીધ, બાજ, કબૂતર, કાગડો મોર, જળકુકડી, બગલો, બતક મેના વગેરે અન્ડજ જીવો છે.

હાથી, કુતરો, બિલાડી, સસલુ, નોળિયો, ઉંદર, વાગોળ ઘૂવડ તથા ભારંડ પક્ષી તથા વિરાલ વગેરે પોતજ છે.

મનુષ્ય, ગાય, ભેંસ, બકરી ઘેટું, ઉંટ, હરણ, ચમરીગાય, સૂવર, સિંહ, વાઘ, દીપડો, કુતરો, ગીધ, બીલાડો, વગેરે જરાયુજ છે. આ અંડજ, પોતજ અને જરાયુજ જીવોનો ગર્ભજન્મ થાય છે.

બગડી ગયેલા દૂધ વગેરે રસોમાં ઉત્પન્ન થનાર કૃમિ વગેરે રસજ કહેવાય છે. માકડ વિગેરે જીવો પરસેવાથી ઉત્પન્ન થાય છે તેથી તેને સંસ્વેદજ કહે છે માતા–પિતાના સંયોગ વગર જ ઉત્પન્ન થાય છે તેમજ જેઓ ગર્ભજોથી ભિન્ન હોય છે, તે સમ્મૂર્છિમ છે. પૃથ્વીને ભેદીને ઉત્પન્ન થનારા જીવ ઉદ્ભિજજ કહેવાય છે. નારક, ભવનપતિ વાણવ્યંતર, જ્યોતિષ્ક વૈમાનિક વિગેરે સિદ્ધોને છોડીને બીજા તમામ ઔપપાતિક કહેવાય છે. આ સઘળાં ત્રસ છે. સિદ્ધ ભગવાન નથી ત્રસ કે નથી સ્થાવર બેઇન્દ્રિય વગેરે તિર્યંચ અને કેટલાક મનુષ્ય સમ્મૂર્છિમ હોય છે.

ગર્ભને લપેટનાર ચામડાની પાતળી કોથળીને જડ–જેર કહે છે તેથી ઉત્પન્ન થનારા જીવ જરાયુજ કહેવાય છે. પોતનો અર્થ થાય છે. શાવક જે જરાયુથી ઢંકાયેલા હોતા નથી તેમજ જન્મતાની સાથે જ ચાલવા–ફરવા લાગે છે. તે જીવ પોતજ છે.

જે પક્ષી તથા સાપ વગેરે ઇંડામા પેદા થાય છે તે અન્ડજ કહેવાય છે. જેઓ પોત રૂપ જ જન્મ લે છે, જરાયુથી ઢંકાયેલા નથી જન્મતા, યોનિથી બહાર આવતા જ ચાલવા–ફરવા લાગે છે તેવા હાથી વગેરે પોતજ કહેવાય છે.

અથવા પોતનો અર્થ છે ચામડું, તેનાથી વિટાંયેલા હોય છે. આથી પોત અર્થાત્ ગર્ભના ઢંકાયેલી ચામડીથી જુદા પડવાના કારણે કપડાથી લુંછેલા શરીરથી જે પેદા થાય છે. તે પોતજ કહેવાય છે

જે જરા પ્રાપ્ત કરે તે જરાયુ છે. અર્થાત્ ગર્ભને લપેટવાવાળી ચામડી તેનાથી જન્મ લેનાર મનુષ્ય, ગાય, ભેસ વગેરે જરાયુજ કહેવાય છે.

રસ અર્થાત્ દારૂ અગર વિકૃત મીઠાં રસ વગેરેમાં જન્મનાર જીવ રસજ કહેવાય છે. હૈમકોષમાં કહ્યુ છે–દારૂનોકીડો રસજ કહેવાય છે. પરસેવાથી ઉત્પન્ન થનાર જૂં, લીખ, માંકડ વગેરે સસ્વેદજ કહેવાય છે.

જે જીવ માત–પિતાના સંયોગ વગર જ પેદા થાય છે. તે અમનસ્ક જીવ સંમૂર્છિમ છે.
અથવા આમ તેમથી શરીરનુ બની જવું અવયવોનો સંયોગ થઈ જવો 'મૂર્ચ્છન' કહેવાય

છે તેનાથી જે ઉત્પન્ન થાય તે પણ સમ્મૂર્છિમ કહેવાય છે. કિડી, માખી, માંકડ વગેરે જીવ માતા-પિતાના સંયોગ વગર જ જન્મ લે છે. પૃથ્વીને ભેદીને ઉત્પન્ન થનાર પતંગીયા જેવા જીવો ઉદ્ભિજ્જ કહેવાય છે.

જે ઉપપાતથી જન્મ લે છે. તે ઔપપાતિક છે. ઉપપાતનો અભિપ્રાય છે. દેવતા અને નારકોનો ગર્ભ અને સંમૂર્છન જન્મથી જુદા જ પ્રકારનો જન્મ હોય છે. દેવ સેજમાં (પથારીમાં) ઉત્પન્ન થાય છે અને નારક કુંભ વગેરેમાં જાતે જ ઉત્પન્ન છે.

દશવૈકાલિકસૂત્રના ચોથા અધ્યયનમાં કહ્યું છે કે—"અંડજ, પોતજ જરાયુજ રસજ સંસ્વેદજ, સંમૂર્છિમ ઉદ્ભિજ્જ અને ઔપપાતિક-ગર્ભજ અને સમ્મૂર્છિમ —પ્રજ્ઞાપનાના પ્રથમ પદમાં કહ્યું છે કે—બે પ્રકારના જીવોનો ઔપપાતિક જન્મ થાય છે. દેવોનો તથા નારકોનો—"સ્થાનાંગના ૨-સ્થાન ૩, ઉદ્દેશકમાં ૮૫ મા સૂત્રમાં કહેલ છે.

દારૂ વગેરે રસમાં જે જીવો ઉત્પન્ન થાય છે. તે રસજ કહેવાય છે. મજજા અને શુક્ર, સંસ્વેદ અથવા પરસેવાથી ઉત્પન્ન થનારા સંસ્વેદજ જીવ છે. આમ તેમથી પુદ્ગલોના ભેગા થઈ જવાથી ઉત્પન્ન થનાર જીવો સમ્મૂર્છિમ છે સાપ, દેડકો અને મનુષ્ય વગેરે પણ સમ્મૂર્છિમ જન્મથી પેદા થાય છે.

ભૂમિ લાકડું પથ્થર વગેરેને ભેદીને ઉપર આવી જવું તેને ઉદ્ભેદ કહેવાય છે. તેનાથી જે જીવ ઉત્પન્ન થાય છે. તેને ઉદ્ભિજ્જ કહેલા છે જેમ કે એ પ્રસિદ્ધ છે. કે કોઈએ પથ્થરને ખોદીને દેડકો કાઢેલો. ॥સૂ૦ ૧૦॥

**अट्ठविहा सुहुमा सिनेहकायाइया, सू० ११**

**મૂલાર્થ**—સ્નેહકાય, આઠ પ્રકારના સૂક્ષ્મ છે. ॥સૂ૦ ૧૧॥

**તત્વાર્થદીપિકા**—પહેલા સંસારી જીવોનાં બે ભેદ-સૂક્ષ્મ તથા બાદર કહેવાઈ ગયા. હવે સૂક્ષ્મ જીવોના ભેદ અને તેમના સ્વરૂપની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ-સ્નેહકાય આદિ આઠ પ્રકારના સૂક્ષ્મ છે (૧) સ્નેહકાયસૂક્ષ્મ (૨) પુષ્પસૂક્ષ્મ કાય સૂક્ષ્મ (૩) પ્રાણિસૂક્ષ્મ (૪) ઉત્તિંગસૂક્ષ્મ (૫) પનકસૂક્ષ્મ (૬) બીજ સૂક્ષ્મ (૭) હરિત સૂક્ષ્મ અને (૮) અન્ડજ સૂક્ષ્મ.

આનો અર્થ આ પ્રમાણે છે. ઝાકળ, બરફ ધુમ્મસ વગેરે સ્નેહસૂક્ષ્મ કહેવાય છે. અહીં "સ્નેહ" શબ્દથી પાણી એ અર્થ લેવાનો છે. ગુલર વગેરેના સૂક્ષ્મ ફૂલ પુષ્પસૂક્ષ્મ કહેવાય છે. જે પ્રાણી હલન ચલનથી જ દેખાય છે અને સ્થિત હોવાથી ન દેખાય તેઓ પ્રાણી સૂક્ષ્મ કહેવાય જેવા કે કંથવા વગેરે નાની નાની 'કીડીઓનો' સમૂહ-કીડી નગર-ઉત્તિંગસૂક્ષ્મ છે. આ પ્રાણી ઘનીભૂત હોવા છતાં પૃથ્વી વગેરે જેવા હોવાથી સહેજમાં દેખી શકાતા નથી. વર્ષાકાળમાં ભૂમિ અને લાકડા વગેરેની ઉપર જે પાંચ વર્ણોની લીલ-ફૂગ ઉત્પન્ન થાય છે તે પનકસૂક્ષ્મ છે. શાલિ આદિ તુપના મોઢા જેનાથી અંકુર ઉત્પન્ન થાય છે તે બીજસૂક્ષ્મ કહેવાય છે. નવું ઉત્પન્ન થનાર અને રૂપરંગનું હોવાના કારણે જે સહેલાઈથી દેખાતું નથી તે હરિતસૂક્ષ્મ છે માખી, કીડી, ગરોળી વગેરેના નાના નાના ઈંડા અન્ડસૂક્ષ્મ કહેવાય છે ॥સૂ૦ ૧૧॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ કહેવાઈ ગયું છે કે સૂક્ષ્મ તથા બાદરના ભેદથી જીવ બે પ્રકારના છે-હવે એમાંથી સૂક્ષ્મ જીવોનાં ભેદોનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ તીર્થંકર વગેરેએ સ્નેહસૂક્ષ્મ વગેરે પર્વોક્ત આઠ પ્રકારના સૂક્ષ્મ જીવો કહેલા છે. તીર્થંકર વગેરેએ

આઠ પ્રકારના સૂક્ષ્મ નાના નાના જીવો કહેલા છે તે આ પ્રમાણે છે–(૧) સ્નેહસૂક્ષ્મ (૨) પુષ્પ-સૂક્ષ્મ (૩) પ્રાણિસૂક્ષ્મ (૪) ઉત્તિંગસૂક્ષ્મ (૫) પનકસૂક્ષ્મ (૬) બીજસૂક્ષ્મ (૭) હરિતસૂક્ષ્મ અને (૮) અન્ડજસૂક્ષ્મ કહ્યુ પણ છે આઠ સૂક્ષ્મ છે જેમકે–સ્નેહસૂક્ષ્મ પુષ્પસૂક્ષ્મ પ્રાણીસૂક્ષ્મ ઊત્તિંગસૂક્ષ્મ પનકસૂક્ષ્મ બીજસૂક્ષ્મ, હરિતસૂક્ષ્મ અને અન્ડજસૂક્ષ્મ.

અહીં "સ્નેહ" પદથી અપ્‌કાય વિશેષ ગ્રહણ કરવામાં આવેલ છે.

કુંજટિકા–ધુમ્મસ (ઝાકળનું પાણી) હીમ વિગેરે સ્નેહસૂક્ષ્મ કહેવાય છે.

ગૂલર (એક જાતનું ઝાડ) ના ફૂલની જેમ જે અત્યન્ત સૂક્ષ્મ પુષ્પ છે. તેઓ પુષ્પ સૂક્ષ્મ કહેવાય છે. જે પ્રાણીઓ એટલા નાના છે કે જે હાલતા–ચાલતા હોય ત્યારે જ દેખાય છે. સ્થિર હોય ત્યારે દેખાતા નથી તે કંથવા વગેરે પ્રાણિસૂક્ષ્મ કહેવાય છે. નાની–નાની કીડીઓ વગેરેનો સમૂહ–કીડીયારા ઉત્તિંગ સૂક્ષ્મ કહેવાય છે. આ જીવ એટલા નાના હોય છે કે ઘણી સંખ્યામાં ભેગા થવા છતાં પણ પૃથ્વીના રૂપ–રંગ ના જેવા હોવાથી જીવ રૂપે દેખાતાં નથી ચોમાસામાં જમીન તથા લાકડા વગેરે ઉપર પંચવર્ણી જે કોઈ લીલ–ફૂલ કૃમી થાય છે. તે જ્યારે સહજ પણ દેખાતા નથી ત્યારે પનકસૂક્ષ્મ કહેવાય છે. ડાંગર વગેરેના પુષ્પના મુખ જેનાથી અકુંરની ઉત્પત્તિ થાય છે તેને બીજસૂક્ષ્મ કહેવાય છે નવા–નવા ઉત્પન્ન થનાર જમીનના રંગના હરિતકાય હરિત સૂક્ષ્મ કહેવાય છે, જે સાધારણતયા દેખાતા નથી, માખી કીડી ખીસકોલી, વગેરેના ઘણા જ નાના–નાના અન્ડોને અન્ડસૂક્ષ્મ કહે છે ॥સૂ૦ ૧૧॥

### बायरा अणेगविहा पुढवीकाइया, सू० १२

**મૂલાર્થ**—બાદર જીવ પૃથ્વિકાય વગેરેના ભેદથી અનેક પ્રકારના છે. ॥સૂ૦ ૧૨॥

**તત્વાર્થદીપિકા**—પ્રથમ સંસારી જીવોનો એક ભેદ બાદર કહેવાય ગયો–પૃથ્વીકાયિક આદિ બાદર જીવ અનેક પ્રકારના છે. જેમ કે–પૃથ્વિકાયિક અપ્‌કાયિક વાયુકાયિક તેજસ્કાયિક અને વનસ્પતિકાયિક. એમાં સૂક્ષ્મતા હોવા છતા પણ બાદરતા પણ દેખાઈ શકે છે ॥૧૨॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં સૂક્ષ્મજીવોનોં આઠ પ્રકારનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે હવે બાદર જીવોના ભેદ બતાવીએ છીએ–પૃથ્વીકાય આદિ બાદર જીવ અનેક પ્રકારના કહેવામાં આવ્યા છે. અહીં આદિ શબ્દથી અપ્‌કાયિક વાયુકાયિક અને વનસ્પતિકાયિક આદિ સમજી લેવા જોઈએ.

આ જીવ સૂક્ષ્મ હોવા થકા બાદર પણ હોય છે અર્થાત્ એમાં જે અત્યન્ત નાના હોય છે. તે સૂક્ષ્મ, અને જે અનાયાસે જ દૃષ્ટિગોચર થઈ જાય છે તે બાદર કહેવાય છે.

એ પહેલા પણ કહેવાઈ ગયું છે કે અહીં સૂક્ષ્મ અને બાદરના જે ભેદ કહેવામાં આવ્યા છે તે જીવોના શરીરની સૂક્ષ્મતા અને સ્થૂળતાની અપેક્ષા એ છે. સૂક્ષ્મ નામકર્મનાં ઉદય અને બાદર નામકર્મના ઉદયવાળા જે સૂક્ષ્મ અને બાદર જીવ શાસ્ત્રોમાં કહેવામાં આવ્યા છે અત્રે તેમનો ઉલ્લેખ નથી. ॥૧૨॥

**मुत्ता अणेगविहा तित्थसिद्धाइया.**

**મૂલસૂત્રાર્થ**—મુક્તજીવ તીર્થસિદ્ધ આદિના ભેદથી અનેક પ્રકારના હોય છે.

**તત્વાર્થદીપિકા**—સંસારી અને મુક્તના ભેદથી બે પ્રકારના જીવોનું કથન કરવામાં આવ્યું છે તેમાંથી અહીં મુક્તજીવોનું સ્વરૂપ કહીએ છીએ—સમસ્ત કર્મોના ક્ષય રૂપ મોક્ષને પ્રાપ્ત થવાવાળા મુક્ત જીવ અનેક પ્રકારના છે. તે આ મુજબ છે.—તીર્થસિદ્ધ અતીર્થસિદ્ધ આદિ નન્દીસૂત્રના ૨૧ સૂત્રમાં કહેલા છે. આ રીતે અનન્તરસિદ્ધ પરમ્પરા સિદ્ધ આદિ ભેદ પણ જાણી લેવા જોઈએ ॥૧૩॥

**તત્વાર્થનિર્યુક્તિ**—સંસારી અને મુક્તના ભેદથી બે પ્રકારના જીવોમાં સંસારી જીવોની આઠ સૂત્રોમાં પ્રરૂપણા કરેલ છે. હવે કર્મપ્રાપ્ત મુક્ત જીવોનું પ્રતિપાદન કરવામાં છે—

સઘળા કર્મોના ક્ષયરૂપ મોક્ષ મેળવનારા જીવો મુક્ત કહેવાય છે તે અનેક પ્રકારના છે. એમા અનન્તરસિદ્ધ જીવ પંદર પ્રકારના છે–(૧) તીર્થસિદ્ધ (૨) અતીર્થસિદ્ધ (૩) તીર્થંકરસિદ્ધ (૪) અતીર્થંકરસિદ્ધ (૫) સ્વયંબુદ્ધ (૬) પ્રત્યેકબુદ્ધ (૭) બુદ્ધબોધિતસિદ્ધ (૮) સ્ત્રીલિંગસિદ્ધ (૯) પુરુષલિંગસિદ્ધ (૧૦) નપુંસકલિંગસિદ્ધ (૧૧) સ્વલિંગસિદ્ધ (૧૨) અન્યલિંગસિદ્ધ (૧૩) ગૃહસ્થલિંગસિદ્ધ (૧૪) એકસિદ્ધ અને (૧૫) અનેકસિદ્ધ.

આ ભેદ નન્દીસૂત્રના ૨૧ માં સૂત્રમાં કહેલ છે, એનો અર્થ સુસ્પષ્ટ છે. તીર્થંકર દ્વારા તીર્થની સ્થાપના થઈ જવા પર જેઓ સિદ્ધ થાય તેઓ તીર્થસિદ્ધ કહેવાય છે. વળી કહ્યું પણ છે સમસ્ત કર્મોનો ક્ષય થવાથી જીવ ઉપર નિર્વાણ તરફ જાય છે. જેવી રીતે બળતણ બળી જવાથી અને નવુ બળતણ ન મળવાથી અગ્નિ નિર્વાણને પ્રાપ્ત કરે છે તેમ. ॥સૂ૦ ૧૩॥

**जीवस्स छ भावा** ઈત્યાદિ

**મૂલાર્થ**—જીવના છ ભાવ હોય છે. ઔદયિક ઔપશમિક, ક્ષાયિક, મિશ્ર (ક્ષાયોપશમિક) પારિણામિક અને સાન્નિપાતિક ॥સૂ૦ ૧૪॥

**તત્વાર્થદીપિકા**—પ્રથમ સંસારી અને મુક્તના ભેદથી તથા સૂક્ષ્મ–બાદર સમનસ્ક–અમનસ્ક વગેરેના ભેદથી જીવોનું નિરૂપણ કરવામાં આવેલ છે. હવે, તે જીવોનાં સ્વરૂપભૂત ઔદયિક વગેરે છ ભેદોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ–બોધમય, ઉપયોગવાન જીવના તીર્થંકરોએ છ ભાવ કહ્યા છે. (૧) ઔદયિક (૨) ઔપશમિક (૩) ક્ષાયિક (૪) મિશ્ર (ક્ષાયોપશમિક) (૫) પારિણામિક અને (૬) સાન્નિપાતિક.

જીવની ભવન અથવા થવા વાળી પરિણતિને ભાવ કહે છે. દ્રવ્યક્ષેત્ર કાળ, ભાવના નિમિત્તથી કર્મોના ફળની પ્રાપ્તિ થવી ઉદય કહેવાય છે. જેવી રીતે પાણીમાં કાદવનું ઉભરાવું.

એ રીતે કર્મોદયથી ઉત્પન્ન **થવા વાળો** ભાવ ઔદયિક ભાવ કહેવાય છે.

આત્મામાં કર્મની શક્તિનો કારણવશ અનુદ્ભવ થવો તે ઉપશમ કહેવાય છે જેવી રીતે ફટકડી વગેરે દ્રવ્યોના ઉપયોગથી પાણીમાં કચરાનું તળીયે બેસી જવું.

કર્મોનુ કાયમ માટે શાન્ત થઈ જવુ તે ઔપશમિક છે. જેવી રીતે કાચ વગેરે પાત્રમાં સ્થિત અગર વાદળમાં સ્થિત પાણીમાં મેલનો અત્યંત અભાવ હોય છે. તેમ કર્મોનો સર્વથા નાશ થવો એ ક્ષાયિક ભાવ છે. બને અવસ્થાઓનું મિશ્રણ મિશ્ર અગર ક્ષયોપશમ કહેવાય

છે. જેવી રીતે કુવા અગર તળાવનાં પાણીમાં કચરાલું થોડું થોડું ઓછું થવું અગર ન થવું તે ક્ષાયોપશમિક ભાવ છે. જે ભાવ સ્વતઃ રહે છે કર્મના ઉદય વગેરેની **અપેક્ષા** રાખતો નથી તે પારિણામિક ભાવ છે.

આ રીતે કર્મના ફળ-વિપાકના પ્રગટ થવા રૂપ ઉદયથી જન્મનાર ભાવ ઔદયિક છે. રખ્યાથી ઢંકાયેલ અગ્નિની જેમ કર્મની અનુત્પાદ અવસ્થાને ઉપશમ કહે છે ઉપશમથી ઉત્પન્ન ભાવ ઔપશમિક કહેવાય છે.

કર્મના ક્ષયથી નિષ્પન્ન થવાવાળો ભાવ ક્ષાયિક છે. કર્મના ક્ષય અને ઉપશમથી થવાવાળો ભાવ મિશ્રભાવ કહેવાય છે. જે ભાવ કોઈ કર્મના ઉદય, ઉપશમ, ક્ષય અગર ક્ષયોપશમથી નહી પરંતુ સ્વભાવથી જ થાય છે તે પારિણામિક ભાવ છે અને ઔદયિક વગેરે ભાવોના સમ્મિલનથી ઉત્પન્ન થવાવાળો ભાવ સાન્નિપાતિક ભાવ કહેવાય છે.

આમાં ઔદયિક વગેરે પાંચ ભાવ કર્મનિ અપેક્ષાથી થાય છે. આથી તેઓ નૈમિત્તિક છે. પરંતુ પારિણામિક ભાવ કર્મના ઉદય વગેરેથી થતા નથી આથી તેઓ સ્વાભાવિક કહેવાય છે. આ છ પ્રકારના ભાવ યથાયોગ્ય ભવ્ય અથવા અભવ્ય જીવના સ્વરૂપ છે મિથ્યાદષ્ટિ અને અભવ્ય જીવોને ઔપશમિક તથા ક્ષાયિક ભાવની પ્રાપ્તિ કદાપી થતી નથી. આ બંને ભવ્ય જીવોને જ થાય છે. પારિણામિક ભાવ બંને પ્રકારના જીવોને થાય છે.

સાન્નિપાતિક ભાવ એક સાથે એક જીવમાં પ્રાપ્ત થાય છે. ઔપશમિક આદિ ભાવોમાંથી બે કે ત્રણ વગેરેના સંયોગથી ઉત્પન્ન થાય છે. મિશ્રભાવમાં તેનો અન્તર્ભાવ થઈ શકે છે. તેમ છતાં આગમસાખીતિના કારણે તેને જુદુ ગ્રહણ કરવામાં આવેલ છે અને ઔદયિક વગેરે સાન્નિપાતિકનો મિશ્રમાં અન્તર્ભાવ થતો પણ નથી ॥સૂ૦ ૧૪॥

**તત્વાર્થનિર્યુકિત**—પ્રથમ જીવોનાં સંસારી તથા મુકતના ભેદ બતાવી તથા તેમના અવાન્તર ભેદોનું પ્રતિપાદન કરીને વિશદ નિરૂપણ કરવામાં આવ્યું છે. હવે તે જીવોના સ્વરૂપ ભૂત ઔદયિક વિગેરે છ ભાવોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ ચેતના લક્ષણવાળા જીવના છ ભાવ કહેવામાં આવ્યા છે. જેમકે-(૧) ઔદયિક (૨) ઔપશમિક (૩) ક્ષાયિક (૪) મિશ્ર (૫) પારિણામિક (૬) અને સાન્નિપાતિક.

કોઈ પદાર્થને ગ્રહણ કરવાના વ્યાપારરૂપ લક્ષણવાળા જીવના જ્ઞાન અને દર્શન બને પ્રકારના વ્યાપારમાં ચૈતન્યરૂપથી સ્વાભાવિક પરિણામ સરખુ જ હોય છે, જ્ઞાન તથા દર્શન ચૈતન્ય કહેવાય છે.

આ જીવનનું સ્વાભાવિક પરિણામ છે એમા જ્ઞાન સાકાર છે જ્યારે દર્શન નિરાકાર હોય છે.

સ્વાભાવિક ચૈતન્યરૂપ પરિણતિને પ્રાપ્ત કરતો થકો જ્ઞાન દશન રૂપ ઉપયોગ કર્મની. સાથે આત્માના અયોગોલક (લોખંડના ગોળા) ની જેમ પરસ્પર પ્રદેશબન્ધ હોવા છતાં પણ ભિન્નતાનું જ્ઞાન કરાવે છે તાત્પર્ય એ છે કે આત્મા જો કે કર્મોથી બધાયેલ છે-એક મેક થઇ રહ્યો છે તો પણ પોતાના ચૈતન્ય સ્વભાવથી તેમનાથી જુદા તરીકે ઓળખાય છે અવયવ રૂપ પ્રદેશ જીવાવયવોનો પરસ્પર સંયોગ કદી-કદી દઢ હોય છે અને કદી-કદી શિથિલ હોય છે.

પોતાનું ફલ પ્રદાન કરવા માટે ઉન્મુખ, ઉદયમાં આવેલા કર્મના અવયવ જીવાત્માના અવયવ-સંયોગને શિથીલ કરીને અંદર પ્રવેશ કરી જાય છે. જીવ અને કર્મના પરસ્પર મિશ્રણ રૂપ પ્રવેશ બન્ધના કારણે જીવ કર્મની સાથે એકરૂપ થઈ જાય છે. તે લોઢાના પિન્ડાની જેમ ભિન્ન થતો નથી.

સારાંશ એ છે કે જેમ દૂધ અને પાણી એકબીજામાં મળી જવાથી અલગ–અલગ પ્રતીત થતાં નથી તેવી જ રીતે આત્મા અને કર્મ એક મેક થઈ જાય છે તો બંને પૃથક્–પૃથક્ જણાતા નથી; તો પણ ઉપયોગ રૂપ લક્ષણ ના કારણે જીવ પોતાની સાથે આવેલા કર્મદળોથી પૃથક્ ઓળખાય છે. ઉપયોગની અવસ્થામાં કર્મ પુદ્ગલોના ચૈતન્ય રૂપથી પરિણતી થતી નથી આથી જીવ પણામાં સમાન રૂપથી મળતાં ચૈતન્ય, ઉપશમ, ક્ષય અને ક્ષયોપશમથી ઔપશમિક ક્ષાયિક ક્ષાયોપશમિક ભાવથી તથા કર્મોદયના વશથી કલુષિત આકારથી પરિણત જીવપર્યાયની વિવક્ષામાં જીવના સ્વરૂપ હોય છે.

ભવત્ અર્થાત્ થવાને "ભાવ" કહે છે. અહીં ભાવમાં ઘઞ્ પ્રત્યય થયો છે. એવી રીતે જીવ ભવન રૂપ પરિણામને ભાવ કહે છે.

દ્રવ્યાદિનું નિમિત્ત મેળવીને કર્મોના ફળની પ્રાપ્તિ થવી ઉદય કહેવાય છે જેમ પાણીમાં કાદવનું આવવું તેમ કર્મના ઉદયથી ઉત્પન્ન થનાર ભાવ ઔદયિક ભાવ કહેવાય છે. કર્મની શકિતનુ આત્મામાં કારણવશાત્ દબાઈ રહેવું ઉપશમ છે, જેમ ફટકડી આદિ દ્રવ્યોના સંયોગથી પાણીમાં કચરો નીચે બેસી જાય છે. કર્મોની આત્યન્તિક નિવૃત્તિને ક્ષય કહે છે, ક્ષય અને ઉપશમના મિશ્રણને ક્ષાયોપશમ કહેવાય છે જેવી રીતે કુવામાં રહેલા પાણીમાં કાદવની થોડી ક્ષીણતા અને થોડી અક્ષીણતા હોય છે. દ્રવ્યનું સ્વાભાવિક રૂપ પરિણામ કહેવાય છે. કર્મના વિપાકનુ પ્રકટ થવું ઉદય છે અને ઉદયથી ઉત્પન્ન થનારા ભાવને ઔદયિક ભાવ કહેવામાં આવેલ છે. જેમ અગ્નિને રખ્યાથી ઢાંકી દઇએ તો તેની શકિત પ્રકટ થતી નથી તેવી જ રીતે કર્મની શકિતનું દબાયેલ અવસ્થામાં રહેવું ઉપશમ કહેવાય છે અને ઉપશમથી ઉત્પન્ન થનારો ભાવ ઔપશમિકભાવ છે. આ પણ જીવની એક અવસ્થા છે.

આવી જ રીતે કર્મના ક્ષયથી ઉત્પન્ન થનારો ભાવ ક્ષાયિક અને ઉપશમથી ઉત્પન્ન થનારો ભાવ ક્ષાયોપશમિક અને આત્માનું પરિણામ જ પારિણામિક ભાવ છે. પરિણામ જેનું પ્રયોજક હોય અથવા પરિણામથી જે ઉત્પન્ન થાય તે પારિણામિક ભાવ એમ સમજવું ન જોઈએ હકીકતનાં પારિણામિક ભાવ તેજ કહેવાય છે. જે કોઈપણ કર્મના ઉદય ક્ષય, ક્ષયોપશમ અગર ઉપશમની અપેક્ષા રાખતો નથી–બલ્કે સ્વભાવથી જ હોય છે. પારિણામિક કર્મના નિમિત્તથી માનવામાં આવે તો જીવત્વ, ભવ્યત્વ અને અભવ્યત્વ સમ્યક્દર્શન આદિની જેમ સાદિ થઈ જશે.

પરિણામ જેનું પ્રયોજન હોય તે પારિણામિક ભાવ છે એવી વ્યુત્પત્તિ માની લઈએ. તો તેનાથી પહેલી અવસ્થામાં જીવનોઅભાવ હોવાથી તેની આદિ થઈ જશે એવી જ રીતે પરિણામથી ઉત્પન્ન થનારા ભાવને જો પારિણામિક ભાવ માનીએ તો ઉત્પત્તિથી પહેલા તેની અનુત્પત્તિ માનવી પડશે કારણ કે જે ઉત્પન્ન થતું નથી તેની જ અનુત્પત્તિ હોય છે. આમ માનવાથી પણ પૂર્વોકત દોષની પ્રાપ્તિ થાય છે આ જ વાત ભવ્યત્વ અને અભવ્યત્વતા વિષયમાં પણ સમજવી જોઈએ.

એટલા માટે એજ માનવું યોગ્ય છે. કે પારિણામિક ભાવ અનાદિ કાળથી પ્રસિદ્ધ છે અને તેજ સમસ્ત ભાવોનો આધાર છે. તેના વગર કોઈ પણ ભાવની નિષ્પત્તિ થતી નથી. સિદ્ધ થવા યોગ્ય ભાવ ભવ્યત્વ અને સિદ્ધ ન થવાયોગ્ય ભાવ અભવ્યત્વ કહેવાય છે.

સન્નિપાત જેનું પ્રયોજન હોય તે સાન્નિપાતિક ભાવ કહેવાય છે. આ છ એ ભાવો જીવ પર્યાયની વિવક્ષા થવા પર જીવના સ્વરૂપ કહેવાય છે.

ક્રમથી થનારી અવસ્થાઓ પર્યાય કહેવાય છે. જેમ માટીનો ઘડો, ઠીંકરા કપાલિકા–શકોરા વિગેરે પર્યાય છે, જે એકની પછી બીજા પર્યાયને પ્રાપ્ત થાય છે. તે દ્રવ્ય છે. દાખલા તરીકે–માટી એવી રીતે કર્મનો ઉદય થવાથી ઉત્પન્ન થનારો ભાવ ઔદયિક કહેવાય છે. તપ, સંયમ, વૈરાગ્ય વગેરેના કારણે અનુદય રૂપ કર્મના ઉપશમથી ઉત્પન્ન થનારો ભાવ ઔપશમિક કહેવાય છે. જેમ પાણીમાં ગંદકી ઉત્પન્ન કરનાર કાદવ જયારે ફટકડી આદિ રસાયણિક દ્રવ્યોના સંબંધથી તળીએ બેસી જાય છે. તો પાણી સ્વચ્છ થઈ જાય છે.

અર્હંત ભગવાન દ્વારા પ્રતિપાદિત તત્ત્વોનાં અનુસંધાનથી જ્ઞાનાવરણ આદિ કર્મમળનો ક્ષય થઈ જવાથી નિર્મળતા ઉત્પન્ન કરવા વાળો ભાવ ક્ષાયિક કહેવાય છે તાત્પર્ય એ છે કે કર્મના ક્ષયથી જે ભાવ ઉત્પન્ન થાય છે તે ક્ષાયિક ભાવ કહેવાય છે. જેમ કચરો જુદો પાડેલ, નિર્મળ તથા સ્ફટિક પાત્રની અંદર રાખેલા જળમાં મલીનતાનો અત્યંત અભાવ થઈ જાય છે

જે ભાવ કર્મના ઉપશમ વિગેરેની અપેક્ષા રાખતો નથી પરંતુ સ્વભાવથી જ થાય છે તે ચૈતન્ય આદિ પારિણામિક ભાવ કહેવાય છે એવી જ રીતે ઔદયિક વગેરે ભાવોના સન્નિપાતથી અર્થાત્ ગંદકીથી ઉત્પન્ન થનારો ભાવ સાન્નિપાતિક ભાવ કહેવાય છે.

આમાં ઔદયિક આદિ પાંચ ભાવો કર્મોદય આદિની અપેક્ષાથી થવાના કારણે નૈમિત્તિક છે, પરંતુ ચૈતન્ય આદિ રૂપ પારિણામિક ભાવ સ્વાભાવિક હોય છે તેમાં કર્મના ઉદય આદિની અપેક્ષા રહેતી નથી. આ જ છ પ્રકારના ભાવ ભવ્ય અથવા અભવ્ય જીવોનું સ્વરૂપ કહેવાય છે.

આ છ પ્રકારના ભાવોમાંથી મિથ્યાદૃષ્ટિ અને અભવ્ય જીવોને ઔપશમિક અને ક્ષાયિક ભાવ કદાપી થતાં નથી. આ બંને ભાવ ભવ્ય જીવોને જ પ્રાપ્ત થાય છે. પારિણામિક, ઔદયિક, ક્ષાયોપશમિક અને સાન્નિપાતિક ભાવ ભવ્યો અને અભવ્યો–બંનેમાં જ મળે છે.

મિશ્રભાવ ક્ષય અને ઉપશમથી ઉત્પન્ન થાય છે તે કંઈક–કંઈક ઓલવાયેલી અને કંઈ–કંઈ શાંત અગ્નિના જેવો છે. ઉદયાવલિકામાં પ્રવિષ્ટ (પેસેલા) કર્મનો ક્ષય થઈ જવાથી તથા ક્ષેત્ર કર્મનો અનુદ્રેક થવા પર–આ રીતે બંનેની અવસ્થામાં ક્ષયોપશમિક (મિશ્ર) ભાવની ઉત્પતિ થાય છે.

શંકા–ઔપશમિક ભાવ અને ક્ષાયોપશમિક ભાવમાં કોઈપણ તફાવત નથી કારણ કે ઔપશમિક ભાવમાં પણ ઉદિત–ઉદયાવલિકામાં પ્રવિષ્ટ કર્મનો ઉદય થતો નથી અને અનુદિત કર્મ ઉપશાન્ત રહે છે.

સમાધાન–ક્ષયોપશમભાવમાં કર્મનો ઉદય પણ રહે છે. ત્યાં પ્રદેશ પણાથી કર્મનું વેદન સ્વીકાર કરવામાં આવ્યું છે પરંતુ તે વિધાનકારી હોતું નથી અર્થાત્ ત્યાં વિપાકની વેદના થતી નથી–ઉપશમ–અવસ્થામાં કર્મનો પ્રદેશોદય પણ થતો નથી. આ જ આ બંનેમાં અન્તર છે.

જો કે ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થસૂત્રમાં ઔપશમિક આદિ પાંચ જ ભાવ કહ્યા છે, સાન્નિપાતિક ભાવ કહેલ નથી તો પણ આગળ ઉપર કહેવામાં આવનારા આગમપ્રમાણ અનુસાર સાન્નિપાતિક ભાવને પણ પૃથક્ કહેવો જરૂરી છે. સ્થાનાંગસૂત્રના છઠ્ઠા સ્થાનના પ૩૭માં સૂત્રમાં કહ્યું છે–છ પ્રકારના ભાવ કહેવામાં આવ્યા છે તે આ મુજબ છે–(૧) ઔદયિક (૨) ઔપશમિક (૩) ક્ષાયિક (૪ ક્ષાયોપશમિક (૫) પારિણામિક અને (૬) સાન્નિપાતિક. એવી સ્થિતીમાં મિશ્રનું ગ્રહણ કરવાથી એક જીવમાં ઉત્પન્ન થનારા સાન્નિપાતિક ભાવનો, કે જે ઔપશમિક આદિ ભાવોમાંથી બે, ત્રણ ચાર વગેરેના સંયોગથી ઉત્પન્ન થાય છે, અન્તર્ભાવ થવા પર પણ ઉપરબતાવેલ આગમના પ્રમાણથી તેને જુદો ગ્રહણ કરવો જ યથાયોગ્ય છે ॥૧૪॥

एगवीसइ बेनोट्ठादसतिनेगसेया जहाकमं

**મૂળસૂત્રાર્થ**—પૂર્વોક્ત છ ભાવોના અનુક્રમથી ૨૧, ૨, ૯, ૧૮, ૩ અને અનેક ભેદ છે ॥૧૫॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જીવના ઔદયિક વગેરે છ ભાવોના સ્વરૂપ અને લક્ષણનું નિરૂપણ કરવામાં આવ્યું છે હવે તેમનામાંથી પ્રત્યેકના ભેદ બતાવવા માટે કહીએ છીએ—

અનુક્રમથી ઔદયિક ભાવના ૨૧ ભેદ છે, ઔપશમિક ભાવના ૨ ભેદ છે, ક્ષાયિક ભાવના ૯ ભેદ છે, મિશ્રરૂપ ક્ષાયોપશમિક ભાવના ૧૮ ભેદ છે, પારિણામિક ભાવના ૩ ભેદ છે અને સાન્નિપાતિકભાવના અનેક ભેદો છે.

ઔદયિક ભાવના ૨૧ ભેદ—(૧–૪) નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિના ભેદથી ચાર પ્રકારની ગતિ, (૫–૮) ક્રોધ, માન, માયા, અને લોભના ભેદથી ૪ કષાય, (૯–૧૧) સ્ત્રીવેદ, પુરુષવેદ, અને નપુંસકવેદના ભેદથી ૩ લીંગ, (૧૨) મિથ્યાદૃષ્ટિ (૧૩) અજ્ઞાન (૧૪) (૧૫) અસિદ્ધત્વ અને (૧૬–૨૧) કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કપોતલેશ્યા, તેજોલેશ્યા, પદ્મલેશ્યા, અવિરતિ શુકલલેશ્યા આ ઔદયિક ભાવના ૨૧ ભેદ છે.

જે જોડાયેલ હોય તેને લેશ્યા કહે છે. મનોયોગના નિમિત્તથી ઉત્પન્ન થનારાં પરિણામ વિશેષ લેશ્યા કહેવાય છે અથવા જે કર્મપુદ્ગલ લિશ્યન્તે અર્થાત્ આત્માની સાથે એકમેક થઈ જાય તેને લેશ્યા કહે છે. લેશ્યા બે પ્રકારની છે–દ્રવ્યલેશ્યા અને ભાવલેશ્યા. કાળા વગેરે રંગવાળા દ્રવ્યવિશેષકોને દ્રવ્યલેશ્યા અને કાળા વગેરે દ્રવ્યોના નિમિત્તથી ઉત્પન્ન થનારા–અધ્યવસાયને ભાવલેશ્યા કહે છે. આ ભાવલેશ્યા કર્મબન્ધના કારણે થાય છે.

કાળા વર્ણવાળા દ્રવ્યના નિમિત્તથી જે અશુદ્ધ પરિણામ વિશેષ ઉત્પન્ન થાય છે તે કૃષ્ણલેશ્યા કહેવાય છે "જે લેશ્યાવાળા દ્રવ્યોને જીવ ગ્રહણ કરે છે તેજ લેશ્યાને અનુરૂપ તેના પરિણામ થાય છે" એમ પ્રજ્ઞાપના સૂત્રનાં લેશ્યાપદમાં કહ્યું છે. એવી જ રીતે વાદળી દ્રવ્યના નિમિત્તથી નીલલેશ્યા થાય છે. નીલ અને રકત બંને વર્ણવાળા દ્રવ્યના નિમિત્તથી કપોતલેશ્યા, રકતવર્ણવાળા દ્રવ્યના નિમિત્તથી તેજોલેશ્યા, પીત વર્ણવાળા દ્રવ્યના નિમિત્તથી પદ્મલેશ્યા અને શુકલ વર્ણવાળા દ્રવ્યના નિમિત્તથી શુકલ લેશ્યા ઉત્પન્ન થાય છે. ત્યાં અન્તિમ ત્રણે લેશ્યાઓ ક્રમિક ઈષ્ટ, ઇષ્ટતર ઈષ્ટતમ હોય છે આદિની ત્રણે લેશ્યાઓ ક્રમશઃ અનિષ્ટતમ, અનિષ્ટતર, અનિષ્ટ હોય છે.

આ રીતે બધા મળીને ઔદયિક ભાવના ૨૧ ભેદ હોય છે, જો કે અનુયોગદ્વાર સૂત્રમાં છ ભાવોના પ્રકરણમાં ઔદયિકભાવના ઘણા ભેદ બતાવવામાં આવ્યા છે, જેમનું કથન આગળ કહેવાશે. તો પણ તે બધા ઔદયિક ભાવોનો સૂત્રમાં કહેલા ૨૧ ભેદોમાંજ સમાવેશ થઈ જાય છે આથી કોઈ દોષ સમજવો ન જોઈએ. અનુયોગદ્વાર સૂત્રનું કથન આ પ્રકારે છે—

"ઔદયિકભાવ કેટલા પ્રકારના છે ? બે પ્રકારના–ઔદયિક અને ઉદય નિષ્પન્ન. ઔદયિક ભાવ શું છે ? ઔદયિક ભાવ આઠ કર્મપ્રકૃતિઓના ઉદયથી થાય છે તેજ ઔદયિક છે. ઉદય નિષ્પન્ન શું છે ? ઉદય નિષ્પન્ન બે પ્રકારનાં છે–જીવોદયનિષ્પન્ન અને અજીવોદય નિષ્પન્ન.

જીવોદયનિષ્પન્ન કોને કહે છે ? તે અનેક પ્રકારના કહેવામાં આવ્યા છે જેમ કે–નૈરયિક તિર્યંચ, મનુષ્ય, દેવ, પૃથિવીકાયિક–ત્રસકાયિક, ક્રોધકષાયી–લોભકષાયી–સ્ત્રીવેદક, પુરુષવેદક, નપુંસકવેદક, કૃષ્ણલેશ્યાવાળો યાને શુકલલેશ્યાવાળો, મિથ્યાદષ્ટિ, અવિરત, અસંજ્ઞી, અજ્ઞાની, આહારક. છદ્મસ્થ. સયોગી, સંસારમાં રહેલ જે સિદ્ધ થએલ નથી તે જીવોદય નિષ્પન્ન છે.

હવે અજીવોદયનિષ્પન્ન શું છે ? તે પણ અનેક પ્રકારના કહેવામાં આવ્યા છે જેમ કે–ઔદારિક શરીર, ઔદારિકશરીરપ્રયોગપારિણામિક દ્રવ્ય, વૈક્રિય શરીર, વૈક્રિયશરીર પ્રયોગપારિણામિક દ્રવ્ય આજ રીતે આહારક શરીર, તૈજસ શરીર કાર્મણ શરીર પણ કહી લેવું જોઇએ. પ્રયોગપરિણામિક વર્ણ ગંધ રસ સ્પર્શ એ બધા અજીવોદયનિષ્પન્ન છે. આ ઉદયનિષ્પન્નનું વર્ણન પુરૂ થયું અને તેની સાથે ઔદયિકભાવનું પ્રતિપાદન પણ સંપૂર્ણ થયું.

ઔપશમિકભાવ સંક્ષેપથી બે પ્રકારના છે–સમ્યક્ત્વ અને ચારિત્ર. અનુયોગદ્વારસૂત્રમાં ઔપશમિક ભાવના પણ અનેક ભેદ કહેવામાં આવ્યા છે પરંતુ આ સૂત્રમાં ટુંકમાં જ વર્ણન છે આથી સમ્યક્ત્વ તથા ચારિત્ર આ બંને ભેદોમાં જ તે સઘળાનો અન્તર્ભાવ સમજી લેવો. જોઈએ. અનુયોગદ્વારમાં કહ્યું છે—

ઔપશમિક ભાવ કેટલા પ્રકારના છે ? ઔપશમિક ભાવ બે પ્રકારના છે–ઔપશમિક તથા ઉપશમનિષ્પન્ન. ઔપશમિક ભાવ શું છે ? મોહનીય કર્મના ઉપશમથી ઔપશમિક ભાવ ઉત્પન્ન થાય છે. ઉપશમનિષ્પન્ન ભાવ શું છે ? ઉપશમનિષ્પન્નના અનેક ભેદ છે જેવા કે—ઉપશાન્તક્રોધ, ઉપશાન્તલોભ, ઉપશાન્તરાગ, ઉપશાન્તદ્વેષ, ઉપશાન્તદર્શનમોહનીય, ઉપશાન્તચારિત્રમોહનીય, ઉપશાન્ત સમ્યક્ત્વલબ્ધિ, ઉપશાન્ત ચારિત્રલબ્ધિ, ઉપશાન્તકષાય છદ્મસ્થવીતરાગ અહીં ઉપશમનિષ્પન્ન અને ઔપશમિકભાવોનું નિરૂપણ સમાપ્ત થયું.

જેનું સ્વરૂપ પહેલા કહેવાઈ ગયુ તે ક્ષાયિક ભાવના નવ ભેદ છે—(૧) જ્ઞાન (૨) દર્શન (૩) દાન (૪) લાભ (૫) ભોગ (૬) ઉપભોગ (૭) વીર્ય, (૮) સમ્યક્ત્વ તથા (૯) યથાખ્યાત ચારિત્ર. સમસ્ત જ્ઞેય પદાર્થોને જાણવાવાળા અર્થાત્ સમ્પૂર્ણ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થનાર કેવળજ્ઞાન જ આહીં "જ્ઞાન" શબ્દથી ગ્રહણ કરવું જોઈએ. કેવળજ્ઞાન સિવાયના બાકીનાં ચાર જ્ઞાન ક્ષાયિક નહીં પરંતુ ક્ષાયોપશમિક છે કારણ કે તેઓ જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે. દર્શન શબ્દથી અત્રે સમ્પૂર્ણ દર્શનાવરણકર્મના ક્ષયથી અસ્તિત્વમાં આવનાર કેવળદર્શન જ સમજવું જોઈએ, ચક્ષુદર્શનાદિ નહીં. ચક્ષુદર્શનાદિ ક્ષાયિક થઈ શકે, નહીં. તે ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે. સ્વને ત્યજી દેવું તેને દાન કહે છે. આ દાન સમ્પૂર્ણ

દાનાન્તરાય કર્મના ક્ષયથી પેદા થાય છે, તે ત્રણેય લોકોના જીવોને નવાઈમાં ડૂબાડનારા હોય છે અને યાચક જનો દ્વારા તેનો કદી પણ પ્રતિષેધ થતો નથી.

બીજાથી સમસ્ત સાધનોની પ્રાપ્તિ થવી તે લાભ છે. તે સમ્પૂર્ણ લાભાન્તરાય કર્મના ક્ષયથી અચિન્તનીય માહાત્મ્ય અર્થાત્ વિભૂતિ સ્વરૂપે ઉત્પન્ન થાય છે. જેની પણ વાંચના કરવામાં આવે છે, આના વડે તે બધાની પ્રાપ્તિ થાય છે, ક્યારે પણ કોઈ ઠેકાણે તેનો નિષેધ હોતો નથી.

શુભ વિષયક સુખાનુભવ ભોગ કહેવાય છે. આ સમ્પૂર્ણ ભોગાન્તરાય કર્મના ક્ષયથી ઉત્પન્ન થાય છે. એનો કોઈ પ્રત્યાઘાત થતો નથી અર્થાત્ ઇષ્ટની પ્રાપ્તિ ન થાય એવું કદાપી બનતું નથી.

વિષય–સમ્પત્તિની વિદ્યમાનતામાં ઉત્તર ગુણોમાં પ્રકર્ષથી વિષય–સમ્પત્તિનો અનુભવ કરવો તે ઉપભોગ છે. સમ્પૂર્ણ ઉપભોગાન્તરાય કર્મના ક્ષયથી યથેષ્ટ ઉપભોગની પ્રાપ્તિ થાય છે.

આત્માની ક્યારેય પણ નીરુદ્ધ ન થવાવાળી શકિતને વીર્ય કહે છે. સમ્પૂર્ણ વીર્યાન્તરાય કર્મના ક્ષયથી અપ્રતિહત સામર્થ્યની પ્રાપ્તિ થાય છે.

અનન્તાનુબંધી કષાય મિથ્યાત્વ મોહનીય મિશ્રમોહનીય અને સમ્યકત્વ મોહનીય વગેરે આ સાત પ્રકૃતિઓનો સર્વથા ક્ષય થઈ જવાથી જીવાદિ તત્વોનું શ્રદ્ધાન ઉત્પન્ન થાય તે ક્ષાયિક સમ્યકત્વ છે. આ સમ્યકત્વ એકવાર ઉત્પન્ન થયા પછી કદી પણ નાશ પામતુ નથી કહેવાનું એ કે ચાર અનન્તાનુબંધી કષાય મિથ્યાત્વ મોહનીય મિશ્રમોહનીય અને સમ્યકત્વ મોહનીય આ સાત પ્રકૃતિઓનાં ક્ષયથી ક્ષાયિક સમ્યકત્વની ઉત્પત્તિ થાય છે. સમસ્ત મોહનીય કર્મના ક્ષયથી ક્ષાયિક ચારિત્ર પ્રકટ થાય છે. આ નવ ક્ષાયિક ભાવ છે.

જો કે અનુયોગદ્વાર સૂત્રમાં છ ભાવોનાં પ્રકરણમાં ક્ષાયિક ભાવના ઘણા બધાં ભેદ પ્રતિપાદિત કરવામાં આવ્યા છે પરંતુ અહીં તો ટુંકનાં જ વર્ણન કરવામાં આવેલું છે. આથી તે બધાનો નવ ભેદોમાં સમાવેશ થઈ જાય છે. વળી કહ્યું પણ છે–

ક્ષાયિકભાવ શું છે ? ક્ષાયિક ભાવ બે પ્રકારના કહેલા છે–ક્ષાયિક અને ક્ષય નિષ્પન્ન. ક્ષાયિક શું છે ? ક્ષાયિક આઠ કર્મપ્રકૃતિઓથી ઉત્પન્ને થાય છે. ક્ષયનિષ્પન્ન શું છે ? ક્ષય નિષ્પન્ન અનેક પ્રકારના છે જેમ ઉત્પન્ન જ્ઞાન દર્શનધર, અર્હન, જિન કેવળી, ક્ષીણાભિનિબોધિક જ્ઞાનાવરણ, ક્ષીણશ્રુતજ્ઞાનાવરણ, ક્ષીણાવધિજ્ઞાનાવરણ, ક્ષીણમનઃપર્યવજ્ઞાનાવરણ, ક્ષીણકેવળજ્ઞાનાવરણ, નિરાવરણ, ક્ષીણાવરણ, જ્ઞાનાવરણીય, કર્મવિપ્રમુકત, કેવળદર્શી, સર્વદર્શી ક્ષીણનિદ્ર ક્ષીણનિદ્રાનિદ્ર, ક્ષીણપ્રચલ, ક્ષીણપ્રચલાપ્રચલ, ક્ષીણસ્ત્યાનર્ધિ ક્ષીણ ચક્ષુદર્શનાવરણ, ક્ષીણાચક્ષુદર્શનાવરણ ક્ષીણાવધિદર્શનાવરણ, ક્ષીણકેવળદર્શનાવરણ, અનાવરણ,

નિરાવરણ, ક્ષીણાવરણ, દર્શનાવરણીયકર્મવિપ્રમુકત, ક્ષીણસાતાવેદનીય, ક્ષીણ–અસાતાવેદનીય અવેદન, નિર્વેદન, ક્ષીણવેદન, શુભાશુભવેદનીય, કર્મ વિપ્રમુકત ક્ષીણક્રોધ યાવત્ ક્ષીણલોભ, ક્ષીણરાગ, ક્ષીણદ્વેષ, ક્ષીણદર્શનમોહનીય, ક્ષીણચારિત્રમોહનીય, અમોહ, નિર્મોહ, મોહનીયકર્મવિપ્રમુકત,

ક્ષીણનૈરયિકાયુ ક્ષીણ તિર્યંચાયુ ક્ષીણમનુષ્યાયુ, ક્ષીણદેવાયુ, અનાયુ, નિરાયુ, ક્ષીણાયુ આયુકર્મવિપ્રમુકત,

ગતિ–જાતિ–શરીર–અંગોપાંગ–બંધન–સંઘાતન–સંહનન–સંસ્થાન–અનેકશરીરવૃન્દસંઘાત-વિપ્રમુક્ત ક્ષીણશુભનામ, ક્ષીણ–અશુભનામ, નિર્નામ, ક્ષીણનામ, શુભાશુભનામ કર્મવિપ્રમુક્ત ‘ક્ષીણ ઉચ્ચગોત્ર, ક્ષીણનીચગોત્ર, અગોત્ર નિગોત્ર, ક્ષીણગોત્ર, ગોત્રાકર્મવિપ્રમુક્ત

ક્ષીણદાનાન્તરાય, ક્ષીણલાભાન્તરાય, ક્ષીણભોગાન્તરાય, ક્ષીણોપભોગાન્તરાય, ક્ષીણવીર્યાન્તરાય અનન્તરાય, નિરન્તરાય, ક્ષીણાન્તરાય અનન્તરાયકર્મવિપ્રમુક્ત સિદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિનિર્વૃત્ત અન્તકૃત, સર્વદુઃખ પ્રક્ષીણ, આ બધાં ક્ષય નિષ્પન્ન છે.

અગાઉ કહેલા સ્વરૂપવાળા ક્ષાયોપશમિક ભાવના અઢાર ભેદ છે—ચાર પ્રકારનું જ્ઞાન અર્થાત્ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાન ત્રણ પ્રકારનુ અજ્ઞાન–મત્યજ્ઞાન, શ્રુતઅજ્ઞાન, અને વિભંગજ્ઞાન, ત્રણ પ્રકારના દર્શન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અવધિ દર્શન—પાંચ પ્રકારની લબ્ધિઓ દાનલબ્ધિ લાભલબ્ધિ, ભોગલબ્ધિ ઉપભોગલબ્ધિ અને વીર્યલબ્ધિ સમ્યક્ત્વચારિત્ર તથા સંયમાસંયમ. આ બધા ભેગા મળીને ક્ષાયોપશમિકના અઢાર ભેદ થાય છે.

મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, અને મનપર્યવજ્ઞાનાવરણીય, કર્મોના સ્પર્ધક સર્વ ઘાતી પણ હોય છે અને દેશઘાતી પણ હોય છે જ્યારે સમસ્ત સર્વઘાતી સ્પર્ધક નાશ પામે છે અને આત્માની વિશુદ્ધિના કારણે સમયે સમયે દેશઘાતી પણ સ્પર્ધકોના અનન્ત ભાગ ક્ષયને પ્રાપ્ત થઈ જાય છે અને તેના ભાગ ઉપશાન્ત થઈ જાય છે ત્યારે સમ્યક્ દર્શનના સાહચર્યથી જીવ જ્ઞાની થાય છે

ક્ષયોપશમથી ઉત્પન્ન થનાર મતિજ્ઞાન વગેરે જ્યારે મિથ્યાત્વની સાથે હોય છે ત્યારે અજ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન કહેવાય છે અહીં “અજ્ઞાન” શબ્દથી કુત્સિત અર્થમાં નગ્ન્ સમાસ કરવામાં આવ્યો છે જેમ કે કુપુત્રને “અપુત્ર” કહે છે મિથ્યાદૃષ્ટિ જીવનું અવધિજ્ઞાન વિભંગ કહેવાય છે ભંગનો અર્થ ‘પ્રકાર’ છે. ‘વિ’ ઉપસર્ગ કુત્સિત અર્થમાં છે. અર્થાત્ અપ્રશસ્ત ભંગને વિભંગ કહે છે વિભંગ રૂપજ્ઞાન વિભંગજ્ઞાન કહેવાય છે આ પ્રકારના અજ્ઞાન જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી જ ઉત્પન્ન થાય છે ચક્ષુદર્શન શ્રોત્રાદિ રૂપ અચક્ષુદર્શન અને અવધિદર્શન આ ત્રણેય દર્શનાવરણ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે દાન ઇત્યાદિપાંચ લબ્ધિઓ પાંચ પ્રકારના અન્તરાય કર્મના ક્ષયોપશમથી થાય છે. સમ્યક્ત્વ અનન્તાનુબંધી કષાય મિથ્યાત્વીય મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીય એ સાત કર્મપ્રકૃતિઓનાં ક્ષયોપશમથી ક્ષયોપશમિક સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે.

સર્વવિદિત ચારિત્ર, દર્શન મોહનીય અને બાર કષાયોના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે સંયમાસંયમ અર્થાત્ દેશવિરતિ જેમાં સંકલ્પપૂર્વક કરવામાં આવનારી હિંસાનો ત્યાગ કરવામાં આવતો નથી તે દર્શન મોહનીય તથા અનન્તાનુબંધી કષાય અને અપ્રત્યાખ્યાની કષાયના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે-

જો કે અનુયોગદ્વાર સૂત્રનાં છ ભાવોના પ્રકરણમાં ક્ષાયોપશમિક ભાવના પણ ઘણા ભેદ કહેવામાં આવ્યા છે તેમ છતાં ટુંકમાં પ્રતિપાદિત આ અઢાર ભેદોમાં જ તે સઘળાનો સમાવેશ થઇ જાય છે એ પૂર્વોક્ત કથન આ રીતે છે

ક્ષાયોપશમિક ભાવ શું છે? ક્ષાયોપશમિક ભાવ બે પ્રકારના કહેવામાં આવ્યા છે-ક્ષયોપશમિક અને ક્ષયોપશમ નિષ્પન્ન ક્ષયોપશમિક શું છે? ચાર ઘાતી કર્મોના અર્થાત્ જ્ઞાનાવરણીય મોહનીય અને અન્તરાય કર્મના ક્ષયોપશમથી ક્ષયોપશમિક ભાવ થાય છે.

ક્ષયોપશમનિષ્પન્ન ભાવ શું છે? તે અનેક પ્રકારના કહેવામાં આવ્યા છે-ક્ષાયોપશમિક આભિનિબોધિક જ્ઞાનલબ્ધિ જેવા કે ક્ષયોપશમિક મનઃ પર્યવજ્ઞાનલબ્ધિ ક્ષયોપશમિક મત્યજ્ઞાન-લબ્ધિ ક્ષયોપશમિક શ્રુતાજ્ઞાનલબ્ધિ ક્ષાયોપશમિક વિભંગજ્ઞાનલબ્ધિ ક્ષાયોપશમિક ચક્ષુદર્શન-લબ્ધિ અવધિદર્શન લબ્ધિ આ રીતે સમ્યગ્દર્શન લબ્ધિ મિથ્યા દર્શનલબ્ધિ સમ્યક્ મિથ્યાદર્શન લબ્ધિ ક્ષાયોપશમિક ચારિત્ર લબ્ધિ છેદોપસ્થાપનીય લબ્ધિ પરિહાર વિશુદ્ધિ લબ્ધિ સૂક્ષ્મ સાંપરાયિક લબ્ધિ ચારિત્રાચારિત્રલબ્ધિ ક્ષાયોપશમિક દાનલબ્ધિ ક્ષાયોપશમિક લાભલબ્ધિ ભોગલબ્ધિ ઉપભોગલબ્ધિ વીર્યલબ્ધિ પંડિતવીર્યલબ્ધિ બાળવીર્યલબ્ધિ બાળપંડિતવીર્યલબ્ધિ ક્ષાયોપશમિક શ્રોત્રેન્દ્રિયલબ્ધિ ક્ષાયોપશમિક સ્પર્શેન્દ્રિયલબ્ધિ.

ક્ષાયોપશમિક આચારાંગધર, એવી જ રીતે સૂત્રકૃતાંગધર, સ્થાનાંગધર, સમવાયાંગધર, વિવાહપ્રજ્ઞપ્તિધર, જ્ઞાતાધર્મકથાધર, ઉપાસકદશાંગધર, અન્તકૃત્દશાંગધર, અનુત્તરૌપપાતિકદશાંગ-ધર, પ્રશ્નવ્યાકરણધર, વિપાકશ્રુતધર, ક્ષાયોપશમિક દૃષ્ટિવાદધર, ક્ષાયોપશમિક નવપૂર્વિ ક્ષાયોપશમિક અને ચતુર્દશપૂર્વી ક્ષાયોપશમિક ગણી ક્ષાયોપશમિક વાચક આ તમામ ક્ષયોપશમ-નિષ્પન્નના ભેદ કહેવામાં આવ્યા છે.

પારિણામિક ભાવ ત્રણ પ્રકારના હોય છે—જીવત્વ, ભવ્યત્વ અને અભવ્યત્વ. જીવનો ભાવ અર્થાત્ જીવપણું, જીવત્વ કહેવાય છે અર્થાત્ અસંખ્યાતા પ્રદેશમય ચૈતન્ય. જે જીવ સિદ્ધિગમન ને પાત્ર હોય તે ભવ્ય અને જે સિદ્ધિગમનને યોગ્ય ન હોય ને અભવ્ય કહેવાય છે. એમના ભાવને ભવ્યત્વ અને અભવ્યત્વ કહેવામાં આવ્યા છે. જીવના આ ત્રણેય ભાવો સ્વાભાવિક જ છે, કર્મકૃત નહીં અર્થાત્ કોઈ કર્મના ઉદય, ઉપનામ, ક્ષય અગર ક્ષયોપશમથી ઉત્પન્ન થતાં નથી. આત્મા પોતાના સ્વભાવથી જ જીવત્વ, ભવ્યત્વ, અગર અભવ્યત્વ રૂપથી પરિણતશીલ થાય છે.

જો કે અસ્તિત્વ અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણત્વ, અસર્વજ્ઞત્વ અનાદિકર્મસન્તાન બદ્ધત્વ, પ્રદેશત્વ, અરૂપિત્વ નિત્યત્વ વગેરે પણ જીવના અનાદિ પારિણામિક ભાવ છે અને અનુયોગદ્વાર સૂત્રમાં, છ ભાવોના પ્રકરણમાં અન્ય ઘણા જ ભેદો પણ પ્રતિપાદિત કરવામાં આવ્યા છે તેમ છતાં અત્રે સંક્ષેપમાં જ પારિણામિક ભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આથી આ આ ત્રણ ભેદોમાં જ એ સર્વનો સમાવેશ થઈ જાય છે અનુયોગદ્વારમાં કહ્યું છે.—

પારિણામિક ભાવ એટલે શું? પારિણામિક ભાવ બે પ્રકારના છે—સાદિ પારિણામિક અને અનાદિ પારિણામિક સાદિ પારિણામિક ભાવ શું છે? તે અનેક પ્રકારના છે જેવા કે- ઉલ્કાપાત, દિશાદાહ ગર્જના, વિદ્યુત-નિર્ઘાત જૂપદા, યક્ષાદિત્ય, ધૂમિકા, મિહિકા, રજ ઉદ્ઘાત, ચન્દ્રગ્રહણ. સૂર્યગ્રહણ, ચન્દ્રપરિવેષ, સૂર્યપરિવેષ, પ્રતિચન્દ્ર, પ્રતિસૂર્ય ઈન્દ્રધનુષ્ય ઉદકમત્સ્ય, કપિહસિત, અમોઘવર્ષ, વર્ષધારા, ગ્રામ, નગર, ગ્રહ, પર્વત, પાતાળ, ભવન, નરક, રત્નપ્રભા, શર્કરાપ્રભા, વલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા, તમસ્તમઃપ્રભા, સૌધર્મ યાવત્ અચ્યુત, ગ્રૈવેયક. અનુત્તર વિમાન, ઈષત્ પ્રાગ્ભારા પૃથ્વી પરમાણુપુદ્ગલ, દ્વિપ્રદેશિકસ્કંધ અનન્તપ્રદેશિક સ્કંધ આ સર્વ આદિ પારિણામિક ભાવ છે.

અનાદિ પારિણામિક ભાવ શું છે? ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અદ્ધાસમય લોક અલોક ભવસિદ્ધિક એ બધાં અનાદિ પરિણામિક ભાવ છે.

છઠ્ઠો ભાવ સાન્નિપાતિક પણ અનેક પ્રકારનો છે એક જીવાત્મામાં એકી સાથે ઉત્પન્ન થનારો ભાવ સાન્નિપાતિક ભાવ કહેવાય છે. આ સાન્નિપાતિક ભાવ પૂર્વોકત ઔદયિક ઔપશમિક વગેરે ભાવોમાંથી યથાયોગ્ય બે ત્રણ વગેરેના સંયોગથી બને છે. જો કે એના ભેદ ઘણા છે પરંતુ અત્રે મુખ્યરૂપથી પંદર પ્રકારના દર્શાવવામાં આવે છે–ઔદયિક ક્ષાયોપશમિક અને પારિણામિક એ ત્રણ ભાવો એકી સાથે એક જીવમાં ઉત્પન્ન થાય છે

નારક, તિર્યંગ્યોનિક, મનુષ્ય તથા દેવગતિના ભેદથી ચાર (૪) ભેદ થાય છે. એવી જ રીતે ઔદયિક. ઔપશમિક, ક્ષાયોપશમિક, પારિણામિક, કયારેક ત્રણપુંજ ન કરવાવાળા જીવના ઉપનામ સમ્યનો સદ્ભાવ હોવાથી, ગતિના ભેદથી ચાર (૪) ભેદ થઈ જાય છે–ઔદયિક, ક્ષાયિક, ક્ષયોપશમિક અને પારિણામિક તો વળી કયારેક ક્ષાયિકનો સદ્ભાવ હોવાથી, શ્રેણિક વગેરેની જેમ ગતિભેદથી થાય છે. ઔદયિક, ઔપશમિક, ક્ષાયિક ક્ષાયોપશમિક અને પારિણામિકનો એક ભેદ મનુષ્ય ગતિમાં ઉપનામ શ્રેણીના સદ્ભાવમાં જ થાય છે. આ ભાવ દર્શન સપ્તકથી રહિત સમ્પૂર્ણ મોહનીય કર્મના ઉપશમથી, શેષ કર્મોના ક્ષયોપશમ વગેરે થવાથી થાય છે (૧)

એવી જ રીતે ઔદયિક, ક્ષાયિક અને પારિણામિકનો એક જ ભંગ થાય છે જેમકે કેવળીમાં ઔદયિક મનુષ્યત્વ, ક્ષાયિક કેવળજ્ઞાન અને પારિણામિક ભાવ જીવત્વ મળી આવે છે. (૧)

એવી જ રીતે ક્ષાયિક અને પારિણામિકનું એક અંગ છે જેવી રીતે સિદ્ધમા કેવળજ્ઞાન સમ્યકૃત્વ આદિ ક્ષાયિક તથા જીવત્વ પારિણામિક ભાવ હોય છે. એવી જ રીતે મતભેદ માટે પણ સમજવું અત્રે આ વાત સમજવા જેવી છે–ઔપશમિક, ક્ષાયિક અને ક્ષાયોપશમિક, એ ત્રણ ભાવ કર્મના નાશથી ઉત્પન્ન થાય છે જેવી રીતે રજકણોના સમૂહનો નાશ થવાથી સૂર્યના કિરણોનો સમૂહ ઉત્પન્ન થાય છે. તે નાશ બે પ્રકારે થાય છે–સ્વવીર્યની અપેક્ષાથી કર્મના એક ભાગનો ક્ષય અને સર્વક્ષય તથા પોતાના વડે ઉપાર્જિત કર્મના ઉદયથી આત્માથી નરકગતિ વગેરે ભાવ ઉત્પન્ન થાય છે દાખલા તરીકે દારૂના નામ વગેરે વિકારો ઉત્પન્ન થાય છે, રોવે છે, ગાય છે, ક્રોધ કરે છે એવી જ રીતે ગતિ વગેરે કર્મોના ઉદ્રેકથી જીવ ગતિ કષાય વગેરે વિકારોને પ્રાપ્ત થાય છે પરંતુ પારિણામિક ભાવ સ્વાભાવિક છે તે કોઈ પણ નીમિત્તકરણથી ઉત્પન્ન થતો નથી ॥૧૫॥

**'उवओगो दुविहो सागारो अणागारोय'** ઈત્યાદિ

**મૂલાર્થ**—ઉપયોગ બે પ્રકારનો છે. સાકાર અને અનાકાર

**તત્ત્વાર્થ દિપીકા**—પહેલાં કહેવામાં આવ્યું હતું કે જીવનું લક્ષણ ઉપયોગ છે. હવે ઉપયોગનું સ્વરૂપ તથા ભેદ દર્શાવવા કહે છે –ઉપયોગ બે પ્રકારના છે–સાકારોપયોગ અને નિરાકારોપયોગ

જ્ઞાન અને દર્શનની પ્રવૃત્તિને અર્થાત્ પોતપોતાના વિષયની તરફ અભિમુખ થવું તેને 'યોગ' કહે છે ઉપ અર્થાત્ જીવનું સમીપવર્તી યોગ તે 'ઉપયોગ' કહેવાય છે ઉપયોગને નિત્ય સંબંધ પણ કહી શકાય.

તાત્પર્ય એ છે કે કોઈ પદાર્થને ઓળખવા માટે જીવનો જે વ્યાપાર હોય છે તે ઉપયોગ કહેવાય છે. એમાં જે ઉપયોગ સાકાર હોય તે જ્ઞાનોપયોગ અને જે ઉપયોગ નિરાકાર હોય તે

દર્શનોપયોગ કહેવાય છે ઇંદ્રિયોની પ્રણાલીથી જ્ઞાનનું વિષયાકાર પરિણત થવાથી સાકાર વ્યાપાર થાય છે. પરંતુ દર્શન, વિષયાકાર પરિણત થતું નથી, આથી તે નિરાકાર અગર અનાકાર કહેવાય છે. જ્ઞાનોપયોગ આઠ પ્રકારના છે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, મત્યજ્ઞાન, શ્રુતાજ્ઞાન અને વિભંગજ્ઞાન.

દર્શનોપયોગ ચાર પ્રકારના છે.—ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન જે આકારથી યુક્ત હોય તે સાકાર જ્ઞાન. અને એનાથી વિપરીત હોય તે અનાકાર દર્શન કહેવાય છે. અથવા જે ઉપયોગ પ્રકાર યુક્ત હોય તે જ્ઞાન અને એથી રહિત હોય તે દર્શન છે. "કંઈક છે." બસ એટલું માત્ર જ પ્રતીત થાય છે. ॥૧૬॥

**તત્વાર્થનિર્યુક્તિ**—ઉપયોગ જીવનું લક્ષણ છે તે પહેલાં કહેવાઈ ગયું. ઉપયોગને ઉપલભ પણ કહે છે અને તેનો અર્થ છે પોતપોતાની હદનુ ઉલ્લંઘન ન કરીને જ્ઞાન અને દર્શનનો વ્યાપાર થવો અથવા જ્ઞાન અને દર્શનની પ્રવૃત્તિ અગર વિષયના નિર્ણય માટે અભિમુખ થવુ. ઉપયોગ છે. ઉપ અર્થાત્ જીવનો સમીપવતી યોગ ઉપયોગ અથવા નિત્ય સંબંધી પણ કહેવાય છે. સાર એ નીકળ્યો કે કોઈ પણ પદાર્થને ગ્રહણ કરવા માટે આત્માનો વ્યાપાર થવો ઉપયોગ કહેવાય છે.

ઉપયોગના ભેદ બતાવતાં પ્રકારાન્તરથી તેની વિશેષતાનું પ્રતિપાદન કરવા માટે કહે છે–ઉપયોગ બે પ્રકારના છે–સાકાર અને નિરાકાર. જ્ઞાન સાકાર ઉપયોગ છે. દર્શન નિરાકાર છે. જે ઉપયોગ પ્રતિનિયત હોય છે યાની જાતિ, વસ્તુ વગેરે વિશેષને ગ્રહણ કરે છે તે સાકાર ઉપયોગ જ્ઞાન કહેવાય છે. કહ્યુ પણ છે–આકાર વિશેષને કહે છે. જે ઉપયોગમાં વસ્તુના વિશેષ અંશનું ગ્રહણ થતું નથી. તે અનાકાર ઉપયોગ છે. તાત્પર્ય એ છે કે દર્શન વિશેષ રહિત સામાન્ય માત્રનું જ ગ્રાહક હોય છે. કહ્યું પણ છે. જ્ઞાન સાકાર અને દર્શન નિરાકાર હોય છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય, કેવળજ્ઞાન અને વિભંગજ્ઞાન, કુમતિજ્ઞાન તથા કુશ્રુતજ્ઞાન સાકાર હોય છે. ચાર પ્રકારના દર્શન અનાકાર છે.

કોઈએ આઘેથી વૃક્ષોનો સમૂહ જોયો પરંતુ તેને સાલ, તમાલ, બકુલ, અશોક, ચંપક, કદંબ, જાંબુ, લીમડો વગેરે વિશેષનું જ્ઞાન થયુ નહિ–સામાન્ય રૂપથી ઝાડ માત્રની જ પ્રતીતિ થઈ. "કંઈક છે." એવી અપરિપકવ પ્રતીતિ થઈ તો પછી તે દર્શન છે કેમકે જે ઉપયોગમાં વિશેષનું ગ્રહણ થતું નથી તે જ દર્શનોપયોગ કહેવાય છે. જયારે તે જ વ્યક્તિ નજીક આવે છે ત્યારે તાલ, તમાલ, સાલ આદિ આદિ વિશેષ રૂપમાં નિશ્ચય કરે છે ત્યારે તે પરિસ્કુટ પ્રતિભાસ જ્ઞાન કહેવાય છે. મતલબ એ છે કે વિશેષ ધર્મોને ગ્રહણ કરવાવાળો ઉપયોગ જ્ઞાનોપયોગ છે.

જ્ઞાનોપયોગને સાકાર અને દર્શનોપયોગને નિરાકાર કહેવામાં આવે છે. ઈંદ્રિયોની પ્રણાલી દ્વારા વિષયના આકારમાં પરિણામ થવાનુ કારણ જ્ઞાન સાકાર કહેવાય છે

હકીકતમાં આકારનો અર્થ છે–વિકલ્પ જે જ્ઞાન વિકલ્પ સહિત હોય તે સવિકલ્પ અને એથી વિપરીત હોય તે નિર્વિકલ્પ તેજ અનાકાર કહેવાય છે. આથી પ્રકારયુક્ત જ્ઞાન સવિકલ્પ અને પ્રકારતાથી શૂન્ય હોય તે નિર્વિકલ્પ કહેવાય છે એટલે પ્રકાર સહિત વિશિષ્ટની વૈશિષ્ટતાને જમાવવાવાલા જ્ઞાનને સવિકલ્પ અથવા સાકાર કહેવામાં આવે છે અને જે પ્રકારતાથી શૂન્ય હોય છે. તે. "કંઈક છે" આ પ્રકાર નો આભાસ માત્ર જ હોય તે નિર્વિકલ્પ અથવા અનાકાર કહેવાય છે.

સાકારોપયોગ ઉપરોક્ત પ્રમાણે મતિજ્ઞાનોપયોગ વગેરે આઠ પ્રકારનો છે.

અનાકાર, દર્શનોપયોગ ના ચાર ભેદ છે-ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, આવધિદર્શન કેવળદર્શન તેના ભેદથી ચક્ષુદર્શનોપયોગ, અચક્ષુદર્શનોપયોગ, અવધિદર્શનોપયોગ અને કેવળદર્શનોપયોગ.

પ્રજ્ઞાપના સૂત્રના ઓગણત્રીસમાં પદમાં કહ્યું છે :-

ભગવન્ ! ઉપયોગ કેટલા પ્રકારના કહ્યા છે ?

જવાબઃ-ઉપયોગ બે પ્રકાનના કહ્યા છે.-સાકારોપયોગ અને અનાકારોપયોગ.

પ્રશ્નઃ-ભગવન્ ! **સાકારઉપયોગ** કેટલા પ્રકારના છે ?

જવાબ —ગૌતમ ! સાકારોપયોગ આઠ પ્રકારના કહેવામાં આવ્યા છે. જેમકે-મતિજ્ઞાનોપયોગ, શ્રુતજ્ઞાનોપયોગ, અવધિજ્ઞાનોપયોગ મન:પર્યવજ્ઞાનોપયોગ, કેવળજ્ઞાનોપયોગ, મતિ-અજ્ઞાનોપયોગ, શ્રુતઅજ્ઞાનોપયોગ તથા વિભંગજ્ઞાનોપયોગ.

પ્રશ્ન—હે ભગવન્ ! અનાકારોપયોગ કેટલા પ્રકારનાં છે ?

ઉ૦—ગૌતમ ! તે ચાર પ્રકારનાં છે. જેવાકે—ચક્ષુદર્શનોપયોગ, અચક્ષુદર્શનોપયોગ, અવધિદર્શનોપયોગ અને કેવલદર્શનોપયોગ ॥ ૧૬ ॥

**इन्दियं पंचविहं**

**મૂલાર્થ—**ઇન્દ્રિયો પાંચ પ્રકારની છે ॥ ૧૭ ॥

**તત્વાર્થદીપિકા :**—આની પહેલાં જીવનું લક્ષણ જ્ઞાન-દર્શન ઉપયોગ કહેલ છે. તે ઉપયોગ સંસારી જીવોને ઇન્દ્રિયો દ્વારા જ ઉત્પન્ન થાય છે આથી તેના ભેદ બતાવતા ઇન્દ્રિયની પ્રરૂપણા કરીએ છીએ—

ઇન્દ્રિયો પાંચ છે. ઇન્દ્ર અર્થાત્ આત્મા દ્વારા જે અધિષ્ઠયુકત હોય અથવા ઇન્દ્ર નામ-કર્મદ્વારા જેની રચના કરવામાં આવી હોય અથવા ઇન્દ્ર કહેતા આત્માનું જે ચિહ્ન-લિંગ હોય તેને ઇન્દ્રિય કહે છે. તાત્પર્ય એ છે કે ઇન્દ્ર અર્થાત્ જીવ જો કે સ્વભાવથી જ જ્ઞાનમય છે પરંતુ આવરણોના કારણે જાતે અર્થોને ગ્રહણ કરવા માટે સમર્થ નથી આથી પદાર્થોને ગ્રહણ કરવામાં જે મદદરૂપ-નિમિત્ત હોય તે ઇન્દ્રિય છે આ રીતે ઇન્દ્ર-જીવનુ લિગ હોવાથી ઇન્દ્રિય કહેવાય છે.

અથવા-છૂપાયેલા પદાર્થ (આત્મા) ને જે જ્ઞાન કરાવે છે તેને ઇન્દ્રિય કહે છે આત્મા અતિ સૂક્ષ્મ છે તેનું અસ્તિત્વ ઇન્દ્રિયોની દ્વારા જ જાણી શકાય છે. જેવી રીતે ધુમાડો અગ્નિ વગર ન હોવાથી જ અગ્નિને જાણવા માટે કારણ હોય છે તેજ રીતે સ્પર્શન વગેરે કરણ કર્તા અર્થાત્ આત્માનાઃ જ્ઞાપક હોય છે, કેમકે જો સ્પર્શન આદિ કરણ છે તો કર્તા જરૂર હોવો જોઈએ ! કર્તાના અભાવમા કરણ હોતું નથી. આ રીતે સ્પર્શનાદિ કરણોથી કર્તા-આત્માનું અસ્તિત્ત્વ જાણી શકાય છે.

સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્રના ભેદથી ઇન્દ્રિયો પાંચ પ્રકારની છે. અત્રે ઉપ-યોગનું પ્રકરણ હોવાથી પરિકલ્પિત વાક્ (વચન), પાણિ (હાથ) પાદ (પગ) પાયુ (ગુદા) અને ઉપસ્થ (મૂત્રેન્દ્રિય) ને ઇન્દ્રિય માનવામા આવતા નથી અહીં જ્ઞાનના કારણો નેજ ઇન્દ્રિય કહેવામાં આવે છે. મન અનિન્દ્રિય છે ॥ ૧૭ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ જીવના જ્ઞાન દર્શનઉપયોગ રૂપ લક્ષણ કહેવામાં આવેલ છે. છદ્મસ્થ જીવોનો તે ઉપયોગ ઇન્દ્રિયો દ્વારા જ થાય છે આથી ભેદ બતાવીને ઇન્દ્રિયોની પ્રરૂપણા કરીએ છીએ.

અથવા પહેલા પૃથ્વીકાય આદિ એકેન્દ્રીય, બેઇન્દ્રિય વગેરે જીવોની પ્રરૂપણા કરવામાં આવી છે. આથી એવી જિજ્ઞાસા સ્વાભાવિક રીતે જ થાય કે ઇન્દ્રિયો કેટલી હોય છે ? કેટલા પ્રકારની ? કયા ઉપયોગવાળા જીવને કઈ ઇન્દ્રિય હોય છે ? અહીં આ તમામ સવાલોના જવાબ આપવામાં આવે છે.

અથવા સંસારી જીવોનું જ્ઞાન ઇન્દ્રિયો મારફતે જ થાય છે પરંતુ બધી જ ઇન્દ્રિયો બધા જીવોને પ્રાપ્ત હોતી નથી. આથી ઇન્દ્રિયોનો ભેદ દર્શાવી એની સંખ્યાનું નિયમન કરવા માટે કહીએ છીએ.

અથવા અગાઉ બતાવવામાં આવેલ છે કે ઉપયોગ જીવોનું અન્વયી લક્ષણ છે આથી હવે તે ઉપયોગના જે નિમિત્ત છે તે દર્શાવવા માટે કહે છે-ઇન્દ્રિયો પાંચ પ્રકારની છે.

સમસ્ત દ્રવ્યોમાં ઐશ્વર્યનું ભાજન હોવાથી જીવ ઈન્દ્રિય કહેવાય છે અથવા પરમૈશ્વર્યનો ઉપયોગ કરવાના કારણે પણ જીવને ઇન્દ્ર કહેવામાં આવે છે. રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આદિ વિષયોમાં પરમૈશ્વર્યવાન હોવાના કારણથી પણ જીવ ઇન્દ્ર કહેવાય છે. વ્યાકરણ અનુસાર-ઈદિ ધાતુ પરમૈશ્વર્યભોગના અર્થમાં છે. આ કારણે ઇન્દ્રિયનો અર્થ થયો-ઇન્દ્ર (જીવ) દ્વારા અધિષ્ઠિત ઇન્દ્રિયોના પાંચ ભેદ છે-(૧) સ્પર્શન (૨) રસના (૩) ઘ્રાણ (૪) ચક્ષુ અને (૫) શ્રોત્ર. સ્પર્શન ઇન્દ્રિય સ્પર્શને, રસના રસને, ઘ્રાણ ગંધને, ચક્ષુ રૂપને અને શ્રોત્રેન્દ્રિય શબ્દને મુખ્ય રૂપે ગ્રહણ કરે છે. મન, ચક્ષુ વગેરે ઇન્દ્રિયો દ્વારા નિર્ધારિત રૂપ વગેરે પદાર્થોને ગ્રહણ કરે છે. તે સાક્ષાત્ અર્થાત્ ઇન્દ્રિય નિરપેક્ષ હોઈ પદાર્થોને ગ્રહણ કરી શકતું નથી. કેમકે જો આંખ વગેરે બંધ હોય તો રૂપ આદિ વિષયનું મનથી ગ્રહણ થઈ શકતું નથી આ કારણે મન ચક્ષુ વગેરેની જેમ ઇન્દ્રિય નહીં પરંતુ અંતીન્દ્રિય કહેવાય છે.

વચન, હાથ, પગ, ગુદા અને મૂત્રેન્દ્રિય ઇન્દ્રિય કહેવાતી નથી કારણકે જેવી રીતે ચક્ષુ વગેરે દ્વારા જાણેલું જ્ઞાન રૂપ વગેરે પદાર્થોના ગ્રહણ કરવામાં પરિણત થાય છે તેવી રીતે વચન વગેરે દ્વારા ઉત્પન્ન થનાર વાણી વગેરેની પરિણતિ જ્ઞાનમાં થતી નથી. અહીં તો પોતાના વિષયને ગ્રહણ કરવામાં સાધન રૂપ હોય તેને જ ઇન્દ્રિય કહેલ છે.

ઉત્કૃષ્ટ નવ યોજન દૂર દેશ થી આવેલા સ્પર્શ, રસ તથા ગંધને સ્પર્શન, રસના અને ઘ્રાણ ઇન્દ્રિય ગ્રહણ કરી શકે છે. આ ઈન્દ્રિયો પ્રાપ્યકારી છે અર્થાત્ પોતપોતાના વિષયને સ્પર્શ કરીને જાણે છે. આ ઇન્દ્રિયોનો અગ્નિ આદિથી ઉપઘાત અને ચન્દન વગેરેથી અનુગ્રહ જોઈ શકાય છે આથી એમની પ્રાપ્યકારિતા પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ છે. શબ્દ જો પોતાના પરિણામને ત્યાગ ન કરી દે તો બાર યોજન છેટેથી આવેલા શ્રવણ દ્વારા ગ્રહણ થાય છે આથી શ્રોત્રેન્દ્રિય પણ પ્રાપ્યકારી છે.

ચક્ષુ ઈન્દ્રિય તથા આગળ કહેવામાં આવનાર ઈન્દ્રિય રૂપ મન એ બંને અપ્રાપ્યકારી છે. તેઓ વિષયને પ્રાપ્ત થયા વગર જ ગ્રહણ કરી લે છે. ચક્ષુની અપ્રાપ્યકારિતા પ્રત્યક્ષથી સિદ્ધ છે કેમકે તે વિષયકૃત ઉપઘાત અને અનુગ્રહથી રહિત છે. જયારે આપણે આંખ વડે પાણી,

અગ્નિ અથવા કાંટા વગેરે જોઈએ છીએ ત્યારે દાહ, ભીનાશ અગર ભેદન વગેરે હોતા નથી. શરીર દેશ સ્થિત નેત્રમાં યોગ્ય દેશમાં સ્થિત રૂપ વગેરેને ગ્રહણ કરવાની યોગ્યતા સ્વભાવથી જ સિદ્ધ છે. નેત્ર ઢાંકેલા પદાર્થને જાણતુ નથી આથી એને પણ પ્રાપ્યકારી માનવું જોઈએ, એમ કહી શકાય નહીં. એવું કહેવામાં આવે કે જેમ દિવાલ વગેરે દ્વારા વ્યવહિત પદાર્થને નેત્ર-ગ્રહણ કરી શકતું નથી તેજ રીતે કામ વગેરે દ્વારા વ્યવહિત પદાર્થને પણ નેત્ર ગ્રહણ કરી શકતું નથી પરંતુ તેને તો નેત્ર ગ્રહણ કરી લે છે આ શિવાય આ દલીલથી તો મન પણ, જેને સમસ્તવાદી નિર્વિવાદ રૂપથી અપ્રાપ્યકારી માને છે, તે અપ્રાપ્યકારી રહેશે નહીં કારણ કે તે દિવાલ વગેરેથી ઢંકાયેલી વસ્તુને ગ્રહણ કરતુ નથી.

શંકા-જેમ આંખ વગેરે ઇન્દ્રિયો છે તે રીતે સુખ, દુઃખ અને ઇચ્છા વગેરે પણ જીવનું લક્ષણ હોવાથી ઈન્દ્રિય હોવી જોઈએ

સમાધાન—એવો નિયમ નથી કે જે જીવનું લિંગ હોય તે બધી ઇન્દ્રિય જ છે આથી સુખ વગેરે કદાચિત્ જીવના લિંગ હોઈ શકે છે તો પણ તેમને ઈન્દ્રિય કહી શકાય નહીં. પ્રજ્ઞાપના સૂત્રના પંદરમાં ઈન્દ્રિયપદમાં કહ્યુ છે—

પ્રશ્ન—ભગવન્ ! ઇન્દ્રિયો કેટલી કહી છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ ઇન્દ્રિયો કહી છે જેમકે શ્રોત્રેન્દ્રિય, ચક્ષુઇન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય તથા સ્પર્શનેન્દ્રિય ॥૧૭॥

'पुणा दुविहं भाविंदियं दव्विंदियया'

**મૂલાર્થ**—ઈન્દ્રિયના બીજા બે પ્રકાર છે જેમકે—ભાવેન્દ્રિય અને દ્રવ્યેન્દ્રિય ॥૧૮॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ઈન્દ્રિયો પાંચ પ્રકારની કહી છે તેજ ઈન્દ્રિયોના પ્રકારાન્તરથી પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ-ઇન્દ્રિયો બે પ્રકારની છે. ભાવેન્દ્રિય અને દ્રવ્યેન્દ્રિય આ રીતે સ્પર્શન્ વગેરે પાંચે ઈન્દ્રિયો દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિયના ભેદથી બે-બે પ્રકારની છે. સાધારણ રીતે જે ઈન્દ્રિયો પુદ્ગલની પરિણતિ છે તે દ્રવ્યેન્દ્રિય અને જે આત્માની પરિણતિરૂપ છે તે ભાવેન્દ્રિય કહેવાય છે ॥૧૮॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વ સૂત્રમાં ઈન્દ્રિયોની સંખ્યાનુ પ્રતિપાદન કરવામાં આવ્યું. હવે બીજી રીતે ફરીવાર તેમની સંખ્યાનુ નિરૂપણ કરવા માટે કહ્યુ છે-ઈન્દ્રિયો પુન બે પ્રકારની છે-ભાવેન્દ્રિય અને દ્રવ્યેન્દ્રિય સામાન્ય રૂપથી પૌદ્ગલિક ઈન્દ્રિયો જે નામ કર્મ દ્વારા નિર્મિત છે તે દ્રવ્યેન્દ્રિયો છે અને જે ઈન્દ્રિયાવરણ કર્મ તથા વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ નામથી આત્માની પરિણતિ રૂપ ઉત્પન્ન થાય છે તે ભાવેન્દ્રિય છે પ્રજ્ઞાપના સૂત્રના ૧૫માં ઈન્દ્રિયપદમા કહ્યુ છે-

પ્રશ્ન—ભગવાન ! ઈદ્રિયો કેટલા પ્રકારની છે ?

જવાબ—ગૌતમ ! બે પ્રકારની છે દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય

તાત્પર્ય એ છે કે દ્રવ્યેન્દ્રિય અનન્ત પ્રદેશાત્મક પુદ્ગલોનો સ્કંધ તે નિવૃત્તિ તથા ઉપકરણના ભેદથી બે પ્રકારની છે અસંખ્યાત આત્મપ્રદેશ તેમનામાં રહે છે ભાવેન્દ્રિય આત્માનું પરિણમન વિશેષ છે, તેમનું સ્વરૂપ હવે પછીના સૂત્રમાં જ દર્શાવવામા આવશે ॥૧૮॥

'पुणो दुविहं भावेंदियं दव्वेंदियं च'

**મૂલાર્થ**—ભાવેન્દ્રિય બે પ્રકારની છે-લબ્ધિ અને ઉપયોગ ॥૧૯॥

તત્વાર્થદીપિકા—પૂર્વસૂત્રમાં દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિયના ભેદથી બે પ્રકારની ઈન્દ્રિયો કહી. હવે ભાવેન્દ્રિયના બે ભેદ પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ-ભાવેન્દ્રિય બે પ્રકારની છે-લબ્ધિ અને ઉપયોગ.

જ્ઞાનાવરણ કર્મના એક વિશિષ્ટ ક્ષયોપશમને લબ્ધી કહે છે. મૂળમાં તો ઇન્દ્રિયાવરણ કર્મના ક્ષયોપશમથી ગતિ–જાતિ વગેરે નામ કર્મથી તથા મતિજ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થવાવાળુ સામર્થ્ય અથવા ઇન્દ્રિયાશ્રય કર્મના ઉદયથી ઉત્પન્ન થવાવાળું સામર્થ્ય અગર અંતરાયકર્મના ક્ષયોપશમની અપેક્ષાથી થનારા ઇન્દ્રિય વિષયના ઉપયોગની તથા જ્ઞાનની શક્તિને લબ્ધી કહે છે

જેના સન્નિધાનથી આત્મા આગળ પર કહેવામાં આવનાર દ્રવ્યેન્દ્રિયની નિષ્પત્તિની તરફ વ્યાપાર કરે છે–તે કારણે આત્માનું પરિણામ ઉપયોગ કહેવાય છે. ઉપયોગ શ્રોત્રોપયોગ આદિના ભેદથી પાંચ પ્રકારનો છે. જોકે ઉપયોગ ઇન્દ્રિયનુ કાર્ય છે પરંતુ કાર્યકર્મ કારણનો ઉપચાર કરીને તેને ઇન્દ્રિય કહી છે. સ્પર્શનેન્દ્રિયલબ્ધિ વગેરેના ભેદથી લબ્ધિ પણ પાંચ પ્રકારની છે. ટાઢુ, ઉનુ વગેરે સ્પર્શને જાણવાની શક્તિ, જે ઉપયોગના રૂપમાં અભિવ્યક્ત ન થઈ હોય, તે સ્પર્શનેન્દ્રિયલબ્ધિ કહેવાય છે એવી રીતે રસનેન્દ્રિયલબ્ધિ વગેરે પણ સમજવા જોઈએ. ॥૧૯॥

તત્વાર્થનિર્યુક્તિ—આના આગાઉના સૂત્રમાં ભાવેન્દ્રિય તથા દ્રવ્યેન્દ્રિયના ભેદથી ઇન્દ્રિયોનાં બે–બે ભેદોનું કથન કરવામાં આવેલ છે. હવે તેમાંથી ભાવેન્દ્રિયના બે ભેદ દર્શાવીને તેનું સ્વરૂપ કહે છે. ભાવેન્દ્રિય બે પ્રકારની છે–લબ્ધિ અને ઉપયોગ.

પોત—પોતાના ઇન્દ્રિયાવરણ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન ગતિ જાતિ વગેરે નામકર્મ દ્વારા ઉત્પન્ન મતિજ્ઞાનાવરણ તથા દર્શનાવરણ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન તે આત્માની શક્તિ છે.

ઉપયોગ શ્રોત્રોપયોગ વગેરેના ભેદથી પાંચ પ્રકારના છે. જો કે ઉપયોગ ઇન્દ્રિયનું કાર્ય છે તો પણ અહી કાર્યમાં કારણનો ઉપચાર કરી તેને ઇન્દ્રિય કહી છે. એવી જ રીતે લબ્ધિ પણ સ્પર્શનેન્દ્રિયલબ્ધિ વગેરેના ભેદથી પાંચ પ્રકારની છે ટાઢા અગર ગરમ સ્પર્શને ગ્રહણ કરવાની શક્તિ જે ઉપયોગ રૂપમાં પ્રકટ ન થઈ હોય તે સ્પશનેન્દ્રિય લબ્ધિ કહેવાય છે એવી જ રીતે રસનેન્દ્રિયલબ્ધિ વગેરે પણ સમજવા

અથવા ઇન્દ્રિયાશ્રય કર્મના ઉદયથી જીવમાં સામર્થ્ય ઉદય થાય છે. અન્તરાયકર્મના ક્ષયોપશમની અપેક્ષાથી ઇન્દ્રિયોના વિષયોના ઉપભોગ અથવા જ્ઞાનની જે શક્તિ હોય છે તે લબ્ધિ કહેવાય છે તે લબ્ધિ પાંચ પ્રકારની છે—(૧) સ્પર્શનેન્દ્રિય લબ્ધિ (૨) રસનેન્દ્રિયલબ્ધિ (૩) ઘ્રાણેન્દ્રિયલબ્ધિ (૪) ચક્ષુરિન્દ્રિયલબ્ધિ (૫) શ્રોત્રેન્દ્રિયલબ્ધિ ઠંડા, ગરમ વગેરે સ્પર્શોના પરિજ્ઞાનનું–સામર્થ્ય જે ઉપયોગ રૂપથી વ્યક્ત ન થયુ હોય તે સ્પર્શનેન્દ્રિય લબ્ધિ કહેવાય છે, એજ પ્રમાણે રસનેન્દ્રિય લબ્ધિ વગેરે પણ કહી લેવી જોઈએ.

પોતાના વિષયમાં વ્યાપાર હોવો તે ઉપયોગ કહેવાય છે તે આત્માનું વીર્ય રૂપ છે.

અથવા હવે પછી કહેવામાં આવનારીનિવૃત્તિ તથા ઉપકરણના કર્મથી, લબ્ધીન્દ્રિય હોવાથી ઉપયોગ થાય છે તો અતીન્દ્રિય ઉપયોગનો અભાવ થઈ જશે કારણકે તેમાં નિવૃત્તિ વગેરેની આવશ્યકતા નથી રહેતી અવધિજ્ઞાન વગેરેનો અભાવ થઇ જશે કારણકે તેઓ અતીન્દ્રિય છે

અર્થાત્ ઇન્દ્રિયોથી જન્મતાં નથી. આ આશંકાનું સમાધાન આ છે કે–એવો કોઈ નિયમનથી કે બધા ઉપયોગ નિવૃત્તિ અને ઉપકરણ ઇન્દ્રિયથી જ ઉત્પન્ન થાય પરંતુ એક મતિજ્ઞાનનો ઉપયોગ થાય છે. તે ઉપયોગ–પ્રાણિઘાત રૂપ વ્યાપાર વિશેષ છે.

પ્રજ્ઞાપનાસૂત્રના ૧૫માં ઇન્દ્રિયપદના બીજા ઉદ્દેશ્યમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવાન્ ! ઇન્દ્રિયલબ્ધિ કેટલા પ્રકારની છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ પ્રકારની ઇન્દ્રિયલબ્ધિ કહી છે, જેમ કે- સ્પર્શનેન્દ્રિયલબ્ધિ, જીહ્વેન્દ્રિયલબ્ધિ ઘ્રાણેન્દ્રિયલબ્ધિ, ચક્ષુરિન્દ્રિયલબ્ધિ, શ્રોત્રેન્દ્રિયલબ્ધિ.

પ્રશ્ન—ભગવાન ! ઇન્દ્રિયઉપયોગદ્ધારના કેટલા પ્રકાર છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ પ્રકારના છે—શ્રોત્રેન્દ્રિય–ઉપયોગદ્ધા–સ્પર્શનેન્દ્રિય–ઉપયોગદ્ધા ॥૧૯॥

**'दुविहं दव्विदियं निवत्ति उवगरणं च'**

દ્રવ્યેન્દ્રિય બે પ્રકારની છે–નિવૃત્તિ અને ઉપકરણ ॥ ૨૦ ॥

**તત્વાર્થદીપિકા**—ભાવેન્દ્રિયના બે ભેદ કહેવાઈગયા હવે દ્રવ્યેન્દ્રિયની પ્રરૂપણા કરવા માટે કહે છે–દ્રવ્યેન્દ્રિયના બે ભેદ છે–નિવૃત્તિ અને ઉપકરણ વિભિન્ન ઇન્દ્રિયોના જુદા જુદા આકારનું ઉત્પન્ન થવું નિવૃત્તિરૂપ ઇન્દ્રિયને નિવૃત્તિ–ઇન્દ્રિય કહે છે. નિવૃત્તિ બે પ્રકારની હોય છે—આભ્યંતર અને બાહ્ય. ધનરૂપ વ્યવહારઆંગળના અસંખ્યાતમાં ભાગ પરિમિત, આંખ વગેરે ઇન્દ્રિયોનાં આકારમાં સ્થિત શુદ્ધ જીવપ્રદેશોની આભ્યંતરવૃત્તિથી યુકત આભ્યંતર નિવૃત્તિ ઇન્દ્રિય કહેવાય છે. તે આત્મપ્રદેશોમાં જેઓ ઇન્દ્રિય કહેવાય છે નામકર્મના ઉદયથી ઉત્પન્ન અવસ્થા વિશેષરૂપ નિયત આકારવાળા પુદ્ગલોનો સમૂહ બાહ્યનિવૃત્તિ છે. આશય એ છે કે શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોના–આકારમાં પુદ્ગલોની જે રચના છે તે બાહ્યનિવૃત્તિ કહેવાય છે. આ રચના નામકર્મના ઉદયથી થાય છે.

જે ઉપકાર કરે છે તેને ઉપકરણ કહે છે અભિપ્રાય એવો છે કે નિવૃત્તિ ઇન્દ્રિયનો ઉપકાર કરનારને ઉપકરણેન્દ્રિય કહે છે ઉપકરણના પણ બે ભેદ છે–આભ્યંતર અને બાહ્ય. આંખનો કાળો તથા ધોળો જે ડોળો છે તે–આભ્યંતર ઉપકરણ છે અને ભ્રમર તથા પાંપણ વગેરે બાહ્ય ઉપકરણ છે. એવી રીતે આ બન્ને નિવૃત્તિ અને ઉપકરણ ઇન્દ્રિયો પૌદ્ગલિક છે અને પૂર્વોકત ભાવ ઇન્દ્રિયની સહાયક હોય છે. એમને દ્રવ્યેન્દ્રિય કહેવાનું કારણ એ છે કે આત્મપરિણામ રૂપ ઉપયોગ ભાવેન્દ્રિયને મદદ કરવામાં સમર્થ છે તેમજ દ્રવ્ય છે.

મૂળગુણ નિર્વર્ત્તના નિર્વૃત્તિને નિર્વૃત્તિ–દ્રવ્યેન્દ્રિય કહે છે. તે અંગોપાંગનામકર્મ દ્વારા ઉત્પન્ન થાય છે, ઉપયોગ રૂપ ભાવેન્દ્રિયનુ છિદ્ર છે. કર્મવિશેષ દ્વારા સંસ્કૃત શરીરનો પ્રદેશ રૂપ છે તથા નિર્માણનામકર્મ તથા અંગોપાંગકર્મની નિમિત્ત હોય છે.

બંને પ્રકારની ઉપકરણેન્દ્રિય શ્રોત્રેન્દ્રિય વગેરે નામની નિર્વૃત્તિદ્રવ્યેન્દ્રિયની અનુપઘાત તથા અનુગ્રહ દ્વારા ઉપકારક હોય છે. અર્થાત્ ઉપકરણેન્દ્રિય, નિર્વૃત્તિ–ઇન્દ્રિયનો ઉપઘાત ન થઈ જાય તેમજ અનુગ્રહ થાય, એ રૂપે સહાયક હોય છે. ॥ ૨૦ ॥

**તત્વાર્થનિર્યુકિત**—પૂર્વસૂત્રમાં ભાવેન્દ્રિયના બે ભેદ કહેવાઈ ગયા હવે દ્રવ્યેન્દ્રિયોના ભેદોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ–દ્રવ્યેન્દ્રિય બે પ્રકારની છે–નિર્વૃત્તિ અને ઉપકરણ૦

સ્વરૂપ અને ભેદથી જે રચના થાય તેને નિવૃત્તિ કહે છે. નિવૃત્તિનો અર્થ છે જુદી જુદી ઇન્દ્રિયોનો પોત પોતાનો આકાર ઉત્પન્ન થવો તે જે ઉપકાર કરે–મદદ કરે તે ઉપકરણ છે- નિવૃતિઇન્દ્રિય અને ઉપકરણેન્દ્રિય, બંને હકીકતમાં પુદ્‌ગલના પરિણમન છે છતાં પણ તેઓ ઇન્દ્રિય કહેવાય છે. એનું કારણ એ છે કે બે ઉપયોગ રૂપ ભાવેન્દ્રિયનું કારણ છે. કહેવાનો હેતુ એ છે કે જે દ્રવ્ય ઉપયોગ ભાવેન્દ્રિયની મદદ કરવામાં સમર્થ હોય છે એને દ્રવ્યેન્દ્રિય કહે છે.

નિવૃત્તિ–ઇન્દ્રિય અંગોપાંગનામકર્મથી ઉત્પન્ન થાય છે, ઉપયોગ રૂપ ભાવેન્દ્રિયનું છિદ્ર છે-નિર્માણનામકર્મ અને અંગોપાંગ નામકર્મના કારણે જે ઉત્પન્ન થાય છે તે મૂળગુણનિર્વત્તિ-રૂપ છે.

ઉપકરણેન્દ્રિય બે પ્રકારની છે-બાહ્ય અને આભ્યંતર. શ્રોત્રાદિ દ્રવ્યેન્દ્રિયને ઉપઘાતથી બનાવવા તથા તેમના અનુગ્રહ કરવામાં ઉપકરણેન્દ્રિય મદદરૂપ થાય છે.

તાત્પર્ય એ છે કે નિર્માણ નામનું નામકર્મ અંદર રહેલા સુથાર જેવું છે જે કર્ણશષ્કુલી વગેરે અવયવોની આકૃતિ બનાવવામાં કુશળ છે. એવી રીતે ઔદારિક. વૈક્રિય અને આહારક એ ત્રણે શરીરોના અંગોપાંગ નામ કર્મ પણ અવયવોની રચના કરનાર છે. એનાથી પેટ માથું આદિ અંગો અને આંગળી આદિ ઉપાંગોની રચના થાય છે. આ બન્ને કર્મ નિવૃત્તિ ઉપકરણ રૂપ બન્ને દ્રવ્યેન્દ્રિયોના નિર્માણ કરવામાટે પ્રયત્ન કરે છે. અંગોપાંગ નામક અત્યંત વિશિષ્ટ કર્મ છે તે ઉપયોગ રૂપ ભાવેન્દ્રિયને અવધાન આપવા માટે જે માર્ગ રૂપ છિદ્રો ઉત્પન્ન કરે છે. તેજ કર્ણ શષ્કુલી આદિ જે રૂપ છિદ્ર જે રૂપ બહારથી જણાય છે તેમને એક નિવૃતિ કહે છે, બીજી આભ્યંતર નિવૃત્તિ કહેવાય કે અથવા અંગોપાંગ નામકર્મ અને નિર્માણનામ કર્મના વડે વિશિષ્ટ પ્રકારની અવયવરચનાથી રચિત ઔદારિક વગેરે ત્રણ શરીરોનાં કર્ણશષ્કુલી વગેરે પ્રદેશ નિર્માણ નામક અને અંગોપાંગ નામકર્મ નિમિત્તક ઉત્તર ગુણ નિર્વર્ત્તનાની અપેક્ષા મૂલગુણનિર્વ-ત્તના રૂપ નિવૃત્તિ ઉત્પન્ન થાય છે.

કાનો વિંધવા તથા તેમાં લંબાઈ ઉત્પન્ન કરવી આંખનું કાજળથી તથા સુગંધીનું નાક દ્વારા ઉપકાર થયો, ઔષધ પ્રદાન કરી જીભની જડતા દૂર કરવી, તથા જુદા જુદા પ્રકારના ચૂર્ણ પટવાત તથા ગંધદ્રવ્યોનું ઘસવાથી સ્પર્શનેન્દ્રિયનું સ્વચ્છ થવું આ તમામ ઉત્તરગુણ નિર્વત્તના છે.

એવી જ રીતે જુદા જુદા વિશેષોથી નિરપેક્ષ જેવી ઉત્પન્ન થઈ હોય તેવી જ રહેલી, ઔદારિક શરીરના યોગ્ય દ્રવ્યવર્ગણા મૂળકારણવ્યવસ્થિત ગુણનિર્વર્તના કહેવાય છે. તલવારની ધાર જેવી નિવૃત્તિ રૂપ દ્રવ્યેન્દ્રિયનું અસ્તિત્વ હોવા છતાં તેના પાછલા ભાગની જેમ ઉપકરણે-ન્દ્રિયની અપેક્ષા તો રહે જ છે. પોતાના વિષયને ગ્રહણ કરવાની શક્તિથી યુક્ત છેદન કરવા માટે સમર્થ તલવારની ધારની જેમ શકિત રૂપ ઇલાયદી ઈન્દ્રિયનો સ્વીકાર કરવો જોઈએ. અથવા નિવૃત્તિ હોવા છતા પણ શકિતનો ઉપઘાત થવાથી ઈન્દ્રિય પોતાના વિષયને ગ્રહણ કરી શકતી નથી. આથી નિવૃત્તિ રૂપ શ્રવણાદિ સંજ્ઞાવાળા દ્રવ્યેન્દ્રિયની વિદ્યમાનતાંક જે અનુ-પઘાત અને અનુગ્રહના દ્વારા ઉપકારક થાય છે તેને ઉપકરણેન્દ્રિય કહે છે ઉપકરણેન્દ્રિયના બે ભેદ છે–બાહ્ય અને આભ્યંતર જ્યાં નિવૃત્તિ દ્રવ્યેન્દ્રિય હોય છે. ત્યાં ઉપકરણેન્દ્રિય હોય છે. તે તેનાથી ભિન્ન ભાગમાં રહેતી નથી હવે ઈન્દ્રિયોનો આકાર કહેવામાં આવે છે સ્પર્શને-ન્દ્રિયનો આકાર કોઈ એક નિશ્ચીત નથી તેના આકાર વિવિધ પ્રકારનાં હોય છે. રસનેન્દ્રિયનો

આકાર લાંબો અને ત્રિકોણ છરા જેવો હોય છે. અતિ મુકતકના પુષ્પ-દાર ચન્દ્રકના આકાર જેવી કંઈક કંઈક કેસર સહિત ગોળાકાર અને મધ્યમાં કઈક વિનત ઘ્રાણેન્દ્રિય હોય છે. મધ્યમાં કિંચિત્ ઉંચી ઉઠેલી ગોળાકાર મસૂરની દાળ નામના અનાજ જેવી ચક્ષુ ઈન્દ્રિય છે શ્રોત્રેન્દ્રિયનો આકાર કદંબના પુષ્પ જેવો છે. પ્રજ્ઞાપનસૂત્રના ઇન્દ્રિયપદમાં કહ્યું પણ છે.

પ્રશ્ન—ભગવાન ! ઇંન્દ્રિય-ઉપચય કેટલા પ્રકારનાં છે ?

ઉત્તર—ગૌતમ ! ઇન્દ્રિય-ઉપચય પાંચ પ્રકારનાં છે તે આ પ્રમાણે છે-શ્રોત્રેન્દ્રિય-ઉપ-ચય ચક્ષુ-ઇન્દ્રિય-ઉપચય ઘ્રાણેન્દ્રિય-ઉપચય જિહ્વેન્દ્રિય-ઉપચય અને સ્પર્શનેન્દ્રિય-ઉપચય.

પ્રશ્ન—ભગવાન ! ઇંન્દ્રિયનિર્વર્ત્તના કેટલા પ્રકારની છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ પ્રકારની ઇન્દ્રિયનિર્વર્ત્તનાં કહી છે જેમકે-શ્રોત્રઇન્દ્રિનિર્વર્તના ચક્ષુ-રિન્દ્રિય નિર્વર્ત્તના ઘ્રાણેન્દ્રિયનિર્વર્ત્તના જિહ્વેન્દ્રિય નિર્વર્ત્તના અને સ્પર્શેન્દ્રિયનિર્વર્ત્તનાં.

પ્રશ્ન—ભગવન્ ! સ્પર્શેન્દ્રિય કેવા આકારની કહેવામાં આવી છે ?

ઉત્તર—ગૌતમ ! વિવિધ આકારની કહેવાય છે.

પ્રશ્ન—હે ભગવન જીહ્વા ઇન્દ્રિય કેવા આકારની કહી છે ?

ઉત્તર—હે ગૌતમ ! છરાના આકારની કહી છે.

પ્રશ્ન—હે ભગવન્ ઘ્રાણેન્દ્રિય કેવા આકારની કહી છે ?

ઉત્તર—હે ગૌતમ ! અતિમુકતકના ચન્દ્રકના આકાર જેવી છે

પ્રશ્ન—હે ભગવંત ! ચક્ષુરિન્દ્રિય કેવા આકારની કહી છે ?

ઉત્તર—હે ગૌતમ ! મસુરની દાળ જેવા આકારની કહી છે.

પ્રશ્ન—હે ભગવન્ શ્રોત્રેન્દ્રિય ! કેવા આકારની કહી છે ?

ઉત્તર—હે ગૌતમ કદમ્બપુષ્પનાં આકારની જેમ છે.

આ રીતે પ્રજ્ઞાપના સૂત્રના પંદરમાં પદમાં ૧૯૧માં સૂત્રમાં કહેવામાં આવેલ છે. ॥૨૦॥

**इंदियविसए पंचविहे फासे रसे गंधे वण्णे सद्दे य ॥२१॥**

ઇન્દ્રિયોના વિષય પાંચ પ્રકારના છે- સ્પર્શ રસ ગંધ વર્ણ તથા શબ્દ ॥૨૧॥

**તત્વાર્થદીપિકા**— પ્રથમ કહેવાઈ ગયું છે કે શ્રોત્ર વગેરે પાંચ ઈન્દ્રિયો દ્રવ્ય અને ભાવના ભેદથી બે-બે પ્રકારની છે-હવે તેમના વિષય બતાવવા માટે કહીએ છીએ-ઇન્દ્રિયોના વિષય પાંચ છે-સ્પર્શ, રસ ગંધ વર્ણ અને શબ્દ

જે ઇન્દ્રિયો દ્વારા જાણી શકાય છે, તે ઇન્દ્રિયોનો વિષય કહેવાય છે તેના પાંચ ભેદ છે. (૧) સ્પર્શ-જેને અડકીને જાણી શકાય (૨) રસ-જે ચાખવાથી જાણી શકાય (૩) ગંધ-જે સુંઘવાથી માલમ પડે (૪) વર્ણ-જોવાથી જેનુ જ્ઞાન થાય અને (૫) શબ્દ-જે કાનથી પ્રતીત થાય.

સ્પર્શ આઠ પ્રકારના છે-(૧) કર્કશ (૨) મૃદુ (૩) ભારે (૪) હલકો (૫) ઠંડો (૬) ઉનો (૭) ચિકણો અને (૮) સૂકો રસ પાચ પ્રકારના છે (૧) તીખો (૨) કડવો (૩) કસેલો (૪) ખાટો (૫) મીઠો ગંધના બે ભેદ છે-સુગંધ અને દુર્ગંધ વર્ણના પાંચ ભેદ છે-કાળો, નિલો, રાતો, પીળો અને ધોળો શબ્દ ત્રણ પ્રકારના છે-જીવશબ્દ, અજીવશબ્દ અને મિશ્રશબ્દ.

વચનયોગથી નિકળેલો, અનન્તાનંદ પ્રદેશી પુદ્ગલ દ્રવ્યોનો સ્કંધ અગર પુદ્ગલ દ્રવ્યના સંધાનથી ઉત્પન્ન ધ્વનિને શબ્દ કહે છે.

આ સ્પર્શ વગેરે પાંચે વિષય ક્રમશ સ્પર્શન વગેરે ઇન્દ્રિયો દ્વારા ગ્રહણ કરવામાં આવે છે. જીવ તેમની અભિલાષા કરે છે આથી તેમને અર્થ પણ કહે છે ॥ ૨૧ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા સ્પર્શન. જીભ, નાક, ચક્ષુ અને કાન એ પાંચ ઇન્દ્રિયો કહેવાઈ ગઈ. હવે એમના પાંચ વિષયોનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ–ઈન્દ્રિયોનાં વિષય પાંચ છે–સ્પર્શ,-રસ,-ગંધ,-વર્ણ તથા શબ્દ.

ઇન્દ્રિયો વડે જેનું જ્ઞાન થાય તે ઇન્દ્રિયોનો વિષય કહેવાય છે તેના પાંચ ભેદ છે-સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દ. જેને અટકાય તે સ્પર્શ જે આઠ પ્રકારનો છે—કઠોર, કોમળ, ભારે, હલકો, ઠંડો, ગરમ, ચિકણો તથા લુખો.

જીભ વડે જે ચાખી શકાય તે રસ કહેવાય. તીખો, મધુર, કટુ, કષાય તથા ખાટાના ભેદથી રસના પાંચ ભેદ છે. મીઠું મીઠા રસમાં આવી જાય છે. ગંધના–સુગંધ તથા દુર્ગંધ–એ પ્રકાર છે. વર્ણ પાંચ પ્રકારના હોય છે–કાળો, લીલો, રાતો, પીળો તથા સફેદ. વમનયોગથી નિકળેલ અનન્તાનન્દ પ્રદેશી પુદ્ગલસ્કંધનું એક વિશિષ્ટ પરિણમન શબ્દ કહેવાય છે શબ્દ ક્યારેક પુદ્ગલ દ્રવ્યોથી અથડાઈ જવાને અને જુદા જુદા થવાને કારણે ઉત્પન્ન થાય છે તેના ત્રણ ભેદ છે.- જીવશબ્દ અજીવશબ્દ તથા મિશ્રશબ્દ–એમ ત્રણ ભેદ છે.

આ સ્પર્શ વગેરે પાંચ વિષયો અનુક્રમે, સ્પર્શન જીભ, ઘ્રાણ, ચક્ષુ તથા શ્રોત્રેન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય હોય છે આથી એમને–અર્થ વર્ણ કહે છે કારણ કે જીવ તેમની અભિલાષા કરે છે. આ બધા મળીને ૨૩ વિષય છે. સ્થાનાંગસૂત્રનાં પાંચમાં સ્થાનમાં, ત્રીજા ઉદ્દેશકના ૪૪૩માં સૂત્રમાં કહ્યું છે-ઇન્દ્રિયોનાં પાંચ વિષય કહેલા છે–શ્રોત્રેન્દ્રિય, ચક્ષુરિન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય, રસનેન્દ્રિય તથા સ્પર્શનેન્દ્રિયના વિષયો ॥ ૨૧ ॥

**णो इंदियं मणे ता विसए सुअं ॥२२॥**

**મૂળસૂત્રાર્થ**—મન નો ઇન્દ્રિય છે અને તેનો વિષય શ્રુત છે ॥ ૨૨ ॥

**તત્વાર્થદિપિકા**—પહેલા ઇન્દ્રિયોનું અને એમના વિષયોનું નિરૂપણ કરવામાં આવ્યું શ્રોત્ર વગેરે ઉપયોગનું કારણ હોવાથી ઇન્દ્રિય છે અને શબ્દ વગેરે એમના વિષય નિશ્ચીત છે, અર્થાત્ શ્રોત્ર શબ્દને જ જણાવે છે, ચક્ષુ રૂપને જ ગ્રહણ કરે છે એ રીતે પ્રત્યેક ઇન્દ્રિયનો પોત પોતાનો વિષય ચોક્કસ છે. પરંતુ મનનો વિષય નિશ્ચીત નથી.–તે શબ્દ રૂપ રસ વગેરે બધા વિષયોમાં પ્રવૃત્ત થઈ શકે છે એથી એને ઇન્દ્રિય માનવામાં આવ્યું નથી. મનને નો ઇન્દ્રિય કહેવું જ યોગ્ય છે આ માટે કહે છે—

મન નો ઇન્દ્રિય કહેવાય છે કારણકે તેનો વિષય શબ્દ વગેરે નિશ્ચીત નથી તો પણ તે શ્રોત્ર આદિની જેમ ઉપયોગમાં નિયત હવે થાય જ છે. એમના વિના શ્રોત્ર વગેરે ઇન્દ્રિયોની શબ્દ વિગેરે વિષયોમા સ્વપ્રયોજનભૂત પ્રવૃત્તિ હોતી નથી.

આ રીતે મન બધી ઇન્દ્રિયોનું તેમજ સાથે સાથે ઉપયોગનું પણ મદદરૂપ સાબીત થાય છે. પરંતુ મન માત્ર ઇન્દ્રિયોના સહાયક માત્ર નથી પરંતુ સ્વતંત્ર રૂપથી શ્રુત જ્ઞાનના વિષયને પણ જાણે છે આથી સૂત્રમાં કહ્યું છે- મનનો વિષય શ્રુત છે–અર્થાત્ મનનો વિષય શ્રુતજ્ઞાન છે.

અહીં શ્રુતજ્ઞાન શબ્દથી શ્રુતજ્ઞાનનો વિષય સમજવો જોઈએ અર્થાત્ શ્રુતજ્ઞાનનો જે વિષય છે. તેજ મનનો વિષય છે. જે આત્માને શ્રુતજ્ઞાનાવરણ કર્મનો ક્ષયોપશમ છે તે શ્રુતજ્ઞાનના વિષયમાં મનની મદદથી જ પ્રવૃતિ કરે છે. મતલબ શ્રુતજ્ઞાનનો જે વિષય છે તે મનનો સ્વતંત્ર વિષય છે.

આ પ્રકરણમાં શ્રુત શબ્દનો અર્થ ભાવશ્રુતજ્ઞાન સમજવો જોઈએ. આ ભાવશ્રુતજ્ઞાન શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે, દ્રવ્ય શ્રુતને અનુસરણ કરે છે તેમજ આત્માનું જ એક વિશિષ્ટ પરિણમન છે. અથવા અર્થઅવગ્રહની પછી મતિજ્ઞાન જ શ્રુતજ્ઞાન રૂપમાં પરિણત થાય છે પરંતુ બધી ઇન્દ્રિયોથી થનાર અર્થાવગ્રહ ના અંતર મતિજ્ઞાન શ્રુતજ્ઞાન રૂપ પરિણમન ન થવું. વચન અને મનથી થનાર અર્થ વિગ્રહની પછી જ શ્રુતજ્ઞાન રૂપ હોય છે.

ચોકકસ રીતથી શ્રુતજ્ઞાન શ્રુતશાસ્ત્ર અનુસાર હોય છે મનનો વિષય જે શ્રુતજ્ઞાન છે તે બે પ્રકારનો છે-અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ આવશ્યક વગેરે અગબાહ્યશ્રુતજ્ઞાન અનેક પ્રકારના છે. અગપ્રવિષ્ટ બાર પ્રકારના છે, જેમ આચારાંગાદિ—

આંખની જેમ મન પણ અપ્રાપ્યકારી છે કારણ કે જ્યારે મનથી અગ્નિનું ચિંતન કરવામાં આવે છે ત્યારે મનમાં જલન થતું નથી અને જ્યારે પાણીનુ ચિંતવન કરે છે ત્યારે ઠંડુ થતું નથી મનના બે ભેદ છે—દ્રવ્યમન અને ભાવમન—દ્રવ્યમન પોતાના શરીરની બરાબર છે જ્યારે ભાવમન આત્મા જ છે તે ભાવમન રૂપ આત્મા ત્વચા પર્યન્ત દેશમાં વ્યાપ્ત રહે છે.

ભાવમન દ્રવ્યમનનું અવલમ્બન કરીને પણ ઇન્દ્રિયોના વિપયોનું મનન કરે છે આથી તે દ્રવ્યમનના વ્યાપારનું જ અનુસરણ કરે છે—તાત્પર્ય એ છે કે શ્રોત્રની પ્રણાલીથી ગ્રહણ કરવામાં આવેલા શબ્દોનાં વાકયનો વિચાર કરવાવાળા મનનો વિષય શ્રુતજ્ઞાન છે. શ્રુતજ્ઞાન પ્રયોગ વિશેષ અને સસ્કારજ્ઞાનથી ઉત્પન્ન થાય છે વર્ણ, પદ, વાકય, પ્રકરણ અધ્યયન વગેરેના જ્ઞાનરૂપ છે. તેને મન શિવાય બીજી કોઈ ઇન્દ્રિય ગ્રહણ કરવા માટે સમર્થ નથી. આથી મનનો અવશ્ય સ્વીકાર કરવો જોઈએ ॥ ૨૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં સ્પર્શન વગેરે ઇન્દ્રિયોના સ્પર્શ વગેરે વિષયોનું પ્રતિપાદન કરવામાં આવેલ છે. હવે મનનું વિજ્ઞાપન કરીને તેના વિષયનું પ્રજ્ઞાપન કરીએ છીએ—મન નો ઇન્દ્રિય કહેવાય છે. તેનો વિષય શ્રુત છે. શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી ઉત્પન્ન થઈને દ્રવ્યશ્રુતનું અનુસરણ કરવાવાળા પોતાના અર્થથી ઉપસંગત આત્મપરિણુતિનો પ્રમાદ તથા તત્વાર્થને જાણવાવાળા સ્વરૂપવાળો મતિશ્રુતજ્ઞાન કહેવાય છે અથવા અર્થાવગ્રહના સમય પછી મતિજ્ઞાન જ શ્રુતજ્ઞાન બની જાય છે પરતુ બધી ઇન્દ્રિયોથી થનાર અર્થાવગ્રહની પછી થતું નથી પરતુ માનસિક અર્થાવગ્રહના અનન્તર જ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન બને છે, વિશેષ રૂપથી તો શ્રુતશાસ્ત્રના અનુસાર શ્રુતજ્ઞાન થાય છે. મનનો વિષય તે શ્રુતજ્ઞાન બે પ્રકારનું છે—અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટ—

આવશ્યક વગેરેના ભેદથી અંગબાહ્ય અનેક પ્રકારના છે તે મન નો ઇન્દ્રિય કહેવાય છે કારણકે રૂપ વગેરેને ગ્રહણ કરવામાં તે સ્વતત્ર નથી, અપૂર્ણ છે અને ઇન્દ્રિયોનું કાર્ય કરતું નથી.

જેમ ચક્ષુ અપ્રાપ્યકારી છે તેવી જ રીતે મન પણ અપ્રાપ્યકારી છે કારણ કે પાણી તથા અગ્નિનું ચિંતન કરતી વખતે ન તો તેનો ઉપકાર હોય છે કે ન તો ઉપઘાત

મન બે પ્રકારના છે. દ્રવ્યમન અને ભાવમન દ્રવ્યમન શરીર છે તો ભાવમન આત્મા. ભાવમન દ્રવ્યમનનું અવલંબન કરીને ઇન્દ્રિયપરિણામનું મનન કરે છે તે દ્રવ્યમનનું જ અનુસરણ કરે છે.

આ રીતે શ્રોત્રની પ્રણાલી દ્વારા ગ્રહીત શબ્દોના અર્થનો વિચાર કરનાર અતીન્દ્રીય થયેલ રૂપ મનનો વિષય શ્રુતજ્ઞાન છે પ્રયોગ–વિશેષથી સંસ્કૃત તે શ્રુતનો વર્ણ, પદ, વાકય, પ્રકરણ, અધ્યયન વગેરે ભેદવાળો છે. મન શિવાય અન્ય કોઈ ઇન્દ્રિય જાણવા માટે સમર્થ નથી. આ કારણે આત્માની પરિણતી વિશેષ રૂપ શ્રુતજ્ઞાન જ મનનો વિષય છે શબ્દ સ્વરૂપ શ્રુત મનનો વિષય હોઈ શકે નહીં

શબ્દાત્મક શ્રુત પ્રતિઘાત અને અભિભવથી જોડાયેલા હોવાથી તેમજ મૂર્તિક હોવાથી શ્રોત્ર દ્વારા જ ગ્રાહ્ય હોય છે મન દ્વારા નહીં આ રીતે મન ઇન્દ્રિય હોઈ શકતું નથી કારણકે તેમાં ઇન્દ્રિયનુ પૂર્વોકત લક્ષણ ઘટિત હોતું નથી આથી જ મન નો ઇન્દ્રિય કહેવાય છે ॥૨૨॥

**पोग्गल जीवगइ दुविहा अणुसेढीय विसेढीय**

**મૂળસૂત્રાર્થ:**—પુદ્ગલ અને જીવની ગતિ બે પ્રકારની હોય છે અનુશ્રેણિગતિ અને વિશ્રેણિગતિ ॥ ૨૩ ॥

**તત્વાર્થદીપિકા**—અગાઉ જીવોનું સ્વરૂપ પ્રતિપાદિત કરવામાં આવ્યું એજ પ્રસંગને લઈને એ બતાવીએ છીએ કે જીવોની ભવાન્તરને પ્રાપ્ત કરાવવા વાળી જે ગતિ હોય છે તે અનિયત અર્થાત્ ગમે તેવી હોય છે કે તેનો કોઈ નિયમ છે ? આ જિજ્ઞાસાનું સમાધાન કરવા માટે પ્રથમ ગતિનું સ્વરૂપ કહે છે–પુદ્ગલો અને જીવોની ગતિ અર્થાત્ એક જગ્યાએથી બીજી જગ્યાએ પહોંચવાના બે પ્રકાર હોય છે–અનુશ્રેણિ અને વિશ્રેણિ.

પરમાણુપુદ્ગલોની દ્વિપ્રદેશી વગેરે સ્કંધોની તરફ જીવોની દેશાન્તરપ્રાપ્તિ ગતિ રૂપ ગતિ એક પ્રકારની હોય છે–અનુશ્રેણિરૂપ પરમાણુપુદ્ગલોની સાથે દ્વિપ્રદેશી આદિ સ્કંધોની ગતિ અનુશ્રેણિ હોય છે.

જીવોને પણ અનુશ્રેણિ જ ગતિ હોય છે લોકના મધ્યભાગથી શરૂ કરીને ઉપર નીચે અને તીછેં અનુક્રમે રહેલા આકાશપ્રદેશોની હરોળને શ્રેણિ કહે છે. આ શ્રેણી અનુસાર જીવો અને પુદ્ગલોની જે ગતિ થાય છે તે અનુશ્રેણિ ગતિ કહેવાય છે.

આ પૈકી અનુશ્રેણિ ગતિ પુદ્ગલો અને જીવોની હોય છે. પુદ્ગલોમાં પણ જીવ મરીને જ્યારે બીજા ભવમા જાય છે અને મુકત જીવ જ્યારે ઉર્ધ્વગમન કરે છે ત્યારે તેની અનુશ્રેણિગતિ થાય છે

પરપ્રયોગ વગર પુદ્ગલોની પણ સ્વાભાવિક ગતિ શ્રેણી અનુસાર જ થાય છે, પરપ્રયોગથી અર્થાત્ બાહ્ય દબાણથી પુદ્ગલોની અનુશ્રેણિગતિ થાય છે, એ વસ્તુસ્થિતિ છે ॥ ૨૩ ॥

**તત્વાર્થનિર્યુકિત**—જીવોના સ્વરૂપનુ નિરૂપણ પ્રથમ કરવામાં આવ્યું હવે જીવોની ભવાન્તરમા જે ગતિ થાય છે તે ગમે તેવી થઈ જાય છે અથવા તો શું તેનો કોઈ નિયમ છે ? આ રીતની શંકા હોવાથી પ્રથમ ગતિનુ નિરૂપણુ કરે છે

પુદ્ગલો અને જીવોની ગતિ એક પ્રકારની છે અનુશ્રેણિ ગમન કરવું તેને ગતિ કહે છે અને ગમનનો અર્થ છે એક સ્થાનેથી બીજા સ્થાને પહોંચવું.

પરમાણુપુદ્ગલોની, દ્વિપ્રદેશી વગેરે સ્કંધોની અને જીવોની ગતિ એક પ્રકારની હોય છે– અનુશ્રેણિરૂપ, એમાંથી પરમાણુપુદ્ગલો અને દ્વિપ્રદેશી આદિ સ્કંધોની અનુશ્રેણિ ગતિ જ હોય છે.

જીવોની ગતિ એક પ્રકારની હોય છે– અનુશ્રેણિ રૂપ પોતાના શરીરની અવગાહના જેટલા આકાશના પ્રદેશોની હરોળને શ્રેણિ કહે છે–અમૂર્ત્ત ક્ષેત્રને પરમાણું પ્રદેશ કહેવાય છે. તે ઘણાંજ બારીક હોય છે અને નિરન્તર વ્યાપ્ત રહે છે આકાશના પ્રદેશોની પંક્તિ અર્થાત્ શ્રેણી જીવગતિની અપેક્ષાથી અસંખ્યાતા પ્રદેશોવાળી હોય છે. પુદ્ગલગતિની અપેક્ષાથી મોતીના હાર જેવી એક–એક આકાશપ્રદેશની રચના વાળી પણ સમજી લેવી જોઈએ

પરમાણુપુદ્ગલોનું તેટલી જ શ્રેણીમાં અવસ્થાન હોય છે પરંતુ દ્વિપ્રદેશી વગેરે પુદ્ગલોનુ તેટલું અને તેથી વિશિષ્ટ શ્રેણીમાં અવસ્થાન હોય છે. આ રીતે અપ્રદેશી સ્કંધ પર્યન્ત પુદ્ગલદ્રવ્યના વિષયમાં પણ કહીદેવું જોઈએ,

શ્રેણી અનુસાર જે ગતિ થાય તે અનુશ્રેણિ કહેવાય છે—

જેમાં મિલન અને વિયોગ જોવામાં આવે તેને પુદ્ગલ કહે છે તે પુદ્ગલોની તથા સંસારી જીવોની ઉંચી નીચી અથવા તિર્છી જે ગતિ થાય છે તે આકાશના પ્રદેશોની શ્રેણી અનુસાર થાય છે.

પુદ્ગલોનો અવગાહ લાંબો હોય છે એવી જ રીતે ઉપર–નીચે પણ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય પર્યન્ત જે શ્રેણિઓ છે તે શ્રેણિઓમાં જ ગતિ થાય છે–તેમને ભેદીને કદાપી પુદ્ગલો ગમન કરતા નથી.

આ રીતે જીવો અને પુદ્ગલોના અવગાહરૂપ આકાશના પરમાણુરૂપ અમૂર્ત્ત પ્રદેશોની લાંબી શ્રેણી અસંખ્યાત પ્રદેશોની હોય છે પરંતુ તે જીવોના ગમનમાં જ હોય છે. પુદ્ગલોના ગમનમાં તો સંખ્યાત પ્રદેશવાળી શ્રેણી પણ હોય છે આ પ્રકારની શ્રેણીમાં જ ગમન થાય છે. આકાશના પ્રદેશોની જે શ્રેણી છે તે પ્રમાણે જ જીવો અને પુદ્ગલોની ગતિ થઈ શકે છે.

સ્વત ગતિ પરિણામને પામેલા જીવની દેશાંતર પ્રાપ્તિ રૂપ ગતિ આકાશશ્રેણીનુ ઉલ્લંઘન નહી કરીને, ગતિના કારણભૂત તથા સમસ્ત લોકમાં વ્યાપ્ત ધર્મદ્રવ્યના નિમિત્તથી થાય છે. પરભવમાં જવા માટે અભિમુખ થયેલો જીવ મનક્રિયાવાળુ હોવાથી જે આકાશપ્રદેશોની મદદ લઈને શરીરનો ત્યાગ કરે છે, તેનુ ભેદન ન કરતો થકો, ઉપર, નીચે અથવા મધ્ય દેશાન્તરમાં ગતિ કરે છે તેની અનુશ્રેણી ગતિ હોય છે.

આગળ જતા ધર્માસ્તિકાયનો અભાવ હોવાથી લોકના પર્યન્ત ભાગમાં ગતિ એક થઈ જાય છે. લોકના નિષ્કુટ–' ' I જેવા નિશ્ચલ ઉપપાતન ક્ષેત્રના વશથી જીવ ધર્માસ્તિકાયની સહાયતાથી વાંકી ગતિ કરે છે પુદ્ગલોની પણ પરપ્રેરણા વગર જે સ્વાભાવિક ગતિ હોય છે તે અનુશ્રેણી રૂપ જ હોય છે. જેવી રીતે પરમાણુ પૂર્વદિશાના લોકાન્તથી પશ્ચિમ દિશાના લોકાન્ત સુધી એક સમયમા પ્રાપ્ત થાય છે વસ્તુગતિના અનુરોધથી સૂત્ર દ્વારા પ્રતિબન્ધન કરવામાં આવેલ છે

બીજાની પ્રેરણાની અપેક્ષાથી પુદ્ગલોની પણ અનુશ્રેણી રૂપ પણ ગતિ હોય છે. વ્યાખ્યાપ્રજ્ઞપ્તિના ૨૫માં શતકમાં, બીજા ઉદ્દેશકમાં કહ્યું છે—

પ્ર૦—ભગવાન્ ! પરમાણુપુદ્ગલોની ગતિ અનુશ્રેણિ–શ્રેણી અનુસાર થાય છે ?

જવાબ—ગૌતમ ! અનુશ્રેણી ગતિ હોય છે, વિશ્રેણી ગતિ હોતી નથી.

પ્ર૦—ભગવાન્ ! દ્વિપ્રદેશી સ્કંધોની અનુશ્રેણી ગતિ હોય કે વિશ્રેણી ગતિ ?

જ.—આ પ્રશ્નનો જવાબ પૂર્વવત્ છે. આવીજ રીતે અનંતપ્રદેશી સ્કંધો સુધી સમજવાનું છે.

પ્ર.—ભગવન્ નારકી જીવોની ગતિ અનુશ્રેણી હોય છે કે વિશ્રેણી.

જ—આનો જવાબ પણ પૂર્વવત્ જ છે આ જ રીતે વૈમાનિક દેવો સુધી સમજવું ॥૨૩॥

**'जीवगई य दुविहा विग्गहा अविग्गहा य'**

**મૂળસૂત્રાર્થ** :—જીવની ગતિ બે પ્રકારની છે–સવિગ્રહ અને અવિગ્રહ ॥ ૨૪ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પહેલા જીવો અને પુદ્ગલોની ગતિની પ્રરૂપણા કરી તેમાં જીવોની તે ગતિ ભવાન્તર પ્રાપિણી અને પુદ્ગલોની ગતિદેશાન્તર પ્રાપિણી હોય છે એવું સમજી લેવું. શું જીવ અગર પુદ્ગલ સીધા જ આવીને રોકાઈ જાય છે અથવા વાંકા–ચુંકા જઈને પણ ઉત્પન્ન થાય છે અથવા રોકાઈ જાય છે ? એવા પ્રકારની જિજ્ઞાસાનું સમાધાન એ છે કે પુદ્ગળો માટે નિયમો ન હોવાથી પરપ્રયોગના અભાવમાં તેમની સીધી જ ગતિ હોય છે; પરંતુ પરપ્રયોગના નિમિત્તથી બંને પ્રકારની ગતિ હોય છે.

સિદ્ધિ પ્રાપ્ત કરવાવાળા જીવોની ગતિ નિયમથી વગર-વિગ્રહ (વળાંક) ની સરલ હોય છે આ સિવાયના સંસારી જીવોની ગતિ વાંકી પણ હોય છે અને સીધી પણ હોય છે આ પ્રકારની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

જીવોની ગતિ બે પ્રકારની હોય છે-સવિગ્રહ ગતિ અને અવિગ્રહ ગતિ.

એક ભવથી બીજા ભવને પ્રાપ્ત કરાવનાર જીવની ગતિ બે પ્રકારની હોય છે–વિગ્રહવાળી અર્થાત્ વક્રગતિ અને અવિગ્રહવાળી અર્થાત્ સરળગતિ વિગ્રહરહિત–સીધી ગતિ એક સમયની જ હોય છે મોક્ષગામી સિદ્ધજીવની અવિગ્રહ ગતિ હોય છે અવિગ્રહ ગતિ એક સમય બે સમય અને ત્રણ સમયની હોય છે જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટા ત્રણ સમયની જાણવી આ રીતે એકેન્દ્રિય બેઇન્દ્રિય વગેરે જાતિયોની અંદર સંક્રમણ કરવામાં અથવા સ્વજાતિમાં સંક્રમણ કરવામાં સંસારી જીવની ગતિ સવિગ્રહ અર્થાત્ વક્ર અને અવિગ્રહ અર્થાત્ સરળ–સીધી ગતિ.

ક્યારેક વક્રગતિ અને ક્યારેક સરળગતિ હોવાનું કારણ ઉપપાત ક્ષેત્રની અનુકૂળતા તથા પ્રતિકૂળતા છે. જે ક્ષેત્રમાં જીવ જન્મ લેનાર છે, તે ક્ષેત્રની અનુકૂળતા હોવાથી, મધ્યમાં, ઉપર અગર નીચે, દિશાઓમાં અથવા વિદિશાઓમાં મરતો થકો, જેટલી આકાશશ્રેણીમાં અવગાહના હોય છે, તેટળી જ પ્રમાણવાળી શ્રેણીનો પરિત્યાગ ન કરતો થકો, ચારવિગ્રહથી પહેલા વિગ્રહગતિથી ઉત્પન્ન થતો થકો એક વિગ્રહવાળી, બે વિગ્રહવાળી અગર ત્રણ વિગ્રહવાળી ગતિથી ઉત્પન્ન થાય છે પરંતુ અન્તર્ગતિ તો ચોક્કસ જ ત્રણ વિગ્રહવાળી હોય છે એવા નિયમનો સ્વીકાર ન કરવો જોઈએ પરંતુ જે જીવોની ગતિ વિગ્રહવાળી હોય છે, ઉપપાત ક્ષેત્રના કારણે તેની વિગ્રહવાળી ગતિ ઉત્કૃષ્ટ ત્રણ વિગ્રહવાળી હોય છે.

એજ રીતે વિગ્રહની દૃષ્ટિથી ચાર ગતિ છે–એક વિગ્રહવાળી, બે વિગ્રહવાળી, ત્રણ વિગ્રહવાળી ને ચાર સમયની હોય છે. આમા વિગ્રહરહિત ગતિ એક સમયની હોય છે. અને વિગ્રહ-

વાળી ગતિ ત્રણ પ્રકારની છે-એક સમયની, બે-સમયની અને ત્રણ સમયની એથી વિશેષ હોતી નથી કારણકે તેનો સ્વભાવ જ એવો છે, પ્રતિઘાતનો અભાવ છે અને વિગ્રહના નિમિત્તનો અભાવ છે. જે જીવનું ઉપપાતક્ષેત્ર સમશ્રેણીમાં રહેલ છે તે જીવ ઋજુશ્રેણીથી જઈને ઉત્પન્ન થાય છે.

વક્રગતિ નહીં કરનાર જીવ એક જ સમયમાં ઉત્પન્ન થઈ જાય છે અર્થાત્ પોતાના ઉપપાતક્ષેત્ર સુધી પહોંચી જાય છે પરંતુ તેનું ઉપપાતક્ષેત્ર જો વિશ્રેણીમાં હોય છે ત્યારે એક સમય અને ત્રણ સમયવાળી પણ વિગ્રહ ગતિ હોય છે.

અત્રે "વિગ્રહ" શબ્દ 'વિરામ' અર્થમાં લેવો જોઈએ અને નહીં કે 'કુટિલ' અર્થમાં આથી ફલિતાર્થ એ થયો કે એક સમયમાં ગતિના અવચ્છેદથી અર્થાત્ વિરામથી ઉત્પન્ન થાય છે, બે સમયમાં ગતિના અવચ્છેદથી યાની વિરામથી ઉત્પન્ન થાય છે અથવા ત્રણ સમયમાં ગતિના અવચ્છેદ અર્થાત્ વિરામથી ઉત્પન્ન થાય છે.

અહીં એવું સમજવું જોઈએ-અવિગ્રહ ગતિ ઈષુગતિ (બાણ જેવી સીધી ગતિ) કહેવાય છે જેવી રીતે બાણનું પોતાનું લક્ષ્ય સીધી ગતિ હોય છે એવી જ રીતે સિદ્ધો તથા સંસારી જીવોની અવિગ્રહગતિ એક સમય જેવી સરખી જ હોય છે. સવિગ્રહગતિ સંસારી જીવોની જ હોય છે. તેના ત્રણ ભેદ છે-હસ્તપ્રક્ષિપ્ત, લાંગલિકા અને ગોમૂત્રિકા.

જેમ હાથને એકબાજુ વાંકો વીંઝવામાં આવે તો એક તરફ તિરછી ગતિ હોય છે એવી જ રીતે સંસારી જીવની હસ્તપ્રક્ષિપ્ત ગતિ એક વિગ્રહવાળી બે સમયની હોય છે. લાંગલિકા ગતિ બંને તરફથી વાંકી હોય છે જેવી રીતે હળ બંને તરફથી વાંકું હોય છે તેજ રીતે સંસારી જીવોની જે ગતિ બંને તરફથી વાંકી હોય તે લાંગલિકા કહેવાય છે, તે ગતિ ત્રણ સમયની હોય છે. ગોમૂત્રિકા ગતિ ત્રણ વિગ્રહવાળી હોય છે. તે ગતિ ચાર સમયની હોય છે. આ રીતે ભવાન્તરમાં ઉત્પન્ન થનારા સસારી જીવોની વિગ્રહવાળી વક્રગતિ ચોથા સમયથી પહેલા જ ઉત્પન્ન થઈ જાય છે. ચોથા સમયમાં અગર ચોથા સમયના અન્તમાં વક્રગતિ હોતી નથી.

વિગ્રહવાળી ગતિ ચોથા સમયમાં કેમ થતી નથી ? આ પ્રશ્નનો જવાબ એ છે કે સહુથી અધિક વિગ્રહના નિમિત્તભૂત લોકાગ્રના ખુણારૂપ નિષ્કુટ ક્ષેત્રમાં ઉત્પન્ન થનારો જીવ નિષ્કુટ ક્ષેત્રને અનુકૂળ શ્રેણી ન હોવાના કારણે ઈષુગતિ કરી શકતો નથી આથી નિષ્કુટ ક્ષેત્રમાં જવા માટે પણ વિગ્રહવાળી ગતિનો આરંભ કરવો છે તેથી અધિક વિગ્રહવાળી ગતિ કરતો નથી કારણકે એવું કોઈ પણ ઉપપાત ક્ષેત્ર નથી કે જ્યાં જવા માટે ત્રણથી વધારે વિગ્રહ કરવા પડે ॥ ૨૪ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં કહેવામાં આવેલી જીવોની ભવાન્તર પ્રાપિણીગતિ તથા પુદ્ગલોની દેશાન્તર પ્રાપિણી ગતિ શું સીધી જઈને વિરત થઈ જાય છે અથવા વિગ્રહ કરીને પણ ફરી ઉત્પન્ન થાય છે ? એવી આશંકાના સમાધાન માટે કહે છે-પુદ્ગલો માટે કોઈ નિયમ નથી, સિદ્ધિગમન કરવાવાળા જીવોની ગતિ નિયમ રૂપે અવિગ્રહ-સરળ જ હોય છે.

સિદ્ધોથી જુદા જે સંસારી જીવો છે તેમની ગતિ સવિગ્રહ અને અવિગ્રહ બંને પ્રકારની હોય છે. આ આશયને પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

જીવોની ગતિ બે પ્રકારની છે સવિગ્રહ અને અવિગ્રહ સામાન્યતયા જીવની બે પ્રકારની ગતિ હોય છે–વિગ્રહ અર્થાત્ વક્રતાવાળી અને અવિગ્રહ અર્થાત્ સીધી–સરળ. આમાં જે અવિગ્રહગતિ છે તે નિયમથી એક સમય વાળી જ હોય છે આવી ગતિ મોક્ષગામી જીવની જ હોય છે વિગ્રહવાળી ગતિ એક સમયની બે સમયની અગર તો ત્રણ સમયની હોય છે. જઘન્ય એક સમયની અને ઉત્કૃષ્ટ ત્રણસમયની સમજવી જોઈએ ! આથી એકેન્દ્રિય વગેરે બીજી જાતિયોમાં સંક્રમણ સમયે અથવા પોતાની જ જાતિમાં સંક્રમણ કરતી વેળાએ સંસારી જીવની વિગ્રહવાળી વક્ર અથવા વગર વિગ્રહની અવક્રગતિ હોય છે.

આ રીતે કયારેક વાંકી અને કયારેક સીધી જે ગતિ હોય છે તેનું કારણ ઉપપાતક્ષેત્રની–વિશેષતા જ છે જે ક્ષેત્રમાં જઈને જીવને જન્મ લેવો છે તે જો અનુકૂળ હોય તો વચ્ચે ઉપર અગર નીચે, દિશા અગર વિદિશામાં મરીને જેટલી આકાશશ્રેણીમાં અવગાહ હોય તેટલા જ પ્રમાણવાળી શ્રેણીનો પરિત્યાગ ન કરતો થકો, ચાર વિગ્રહોથી પહેલા–પ્રથમ એક બે અગર ત્રણ વિગ્રહ કરીને ઉત્પન્ન થઈ જાય છે પરંતુ એવો નિયમ સમઝવો જોઈએ નહી કારણ અંતર્ગતિ નિશ્ચિત રૂપથી વિગ્રહવાળી હોય છે પરંતુ જે જીવોની ગતિ વિગ્રહવાળી હોય છે તેમની તે વિગ્રહવાળી ગતિ ઉપપાત ક્ષેત્ર મુજબ વધારેમાં વધારે ત્રણ વિગ્રહવાળી હોય છે. આ રીતે સમયની અપેક્ષાથી ચાર (૪) પ્રકારની ગતિ હોય છે–એક સમયની અવિગ્રહગતિ, એક વિગ્રહવાળી, બે વિગ્રહવાળી અને ત્રણ વિગ્રહવાળી આનાથી વધુ વિગ્રહવાળી ગતિની શકયતા નથી કારણકે જીવનો એવો જ સ્વભાવ છે, પ્રતિઘાતનો અભાવ હોય છે અને અધિક વિગ્રહ કરવા માટે જ કોઈ કારણ રહેતું નથી.

વિગ્રહનો અર્થ છે વક્રતા, અવગ્રહ અથવા એક આકાશશ્રેણીથી બીજી શ્રેણીમાં જવું આ તમામ પર્યાયવાચક શબ્દ છે અભિપ્રાય એવો છે કે ભવાન્તરમાં ઉત્પન્ન થનારા જીવનું ઉપપાતક્ષેત્ર જો સમશ્રેણીમાં રહેલું હોય તો તે એજ શ્રેણી અનુસાર કયાય ફંટયા વગર–સીધો જઈને એકજ સમયમાં ઉત્પન્ન થઈ જાય છે પરંતુ જ્યારે ઉપપાતક્ષેત્ર વિશ્રેણીમાં અર્થાત્ કોઈ બીજી શ્રેણીમાં હોય છે ત્યારે ત્યાં સુધી પહોચવા માટે એક, બે અગર ત્રણવાર ફંટાય છે. જ્યારે તેને વળવું પડે છે ત્યારે વળાંક મુજબ વધુ સમય લાગે છે. આગમમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવે આ રત્નપ્રભા પૃથ્વીના પૂર્વ ચરમાન્તમાં સમુદ્‌ઘાત કર્યો અને તે આજ રત્નપ્રભા પૃથ્વીના પશ્ચિમ ચરમાન્તમાં અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક રૂપે ઉત્પન્ન થનાર છે તો હે ભગવન્ ! તે જીવ કેટલા સમયનો વિગ્રહ કરીને ઉત્પન્ન થાય છે ?

ઉત્તર—ગૌતમ ! એક સમયનો બે સમયનો અથવા ત્રણ સમયનો વિગ્રહ કરીને ઉત્પન્ન થાય છે.

પ્રશ્ન:—ભગવન્ ! કયા હેતુથી આપે એવું કહેલ છે ?

ઉ૦—ગૌતમ, મેં સાત શ્રેણીયોની પ્રજ્ઞાપના કરી છે.

(૧) ઋજવાયતાશ્રેણી (સીધી-લાંબી શ્રેણી), (૨) એક તરફથી વાંકી, (૩) બને બાજુથી વાંકી (૪) એક તરફથી બહા-એક બાજુ ત્રસ નાડી સીવાયના આકાશ વાળી-(૫) બંને તરફથી બહા બન્ને બાજુ ત્રસ નાડી સીવાયના આકાશ વાળી (૬) ચક્રવાલા-ગોળાકાર (૭) અર્ધચક્ર-વાલાઅર્ધગોળાકાર. જે જીવ સીધી લાંબી શ્રેણીથી ઉત્પન્ન થાય છે તે એક સમયના વિગ્રહથી ઉત્પન્ન થાય છે-જે જીવ એક વક્ર શ્રેણીથી ઉત્પન્ન થાય છે તે બે સમય વાળા વિગ્રહથી ઉત્પન્ન થાય છે, જે બે તરફ વાંકી શ્રેણીથી ઉત્પન્ન થાય છે તે ત્રણ સમયના વિગ્રહથી ઉત્પન્ન થાય છે આ હેતુથી જ હે ગૌતમ ! મેં આ પ્રમાણે કહેલ છે.....

ભગવતીસૂત્ર શ. ૩૪. ઉ, ૧, સૂત્ર ૧ અહીં "વિગ્રહ"નો અર્થ 'વિરામ' છે, વક્રતા નહીં આથી સાર એ નીકળ્યો કે એક સમયની ગતિના વિરામથી અર્થાત્ એક સમય પરિમાણ ગતિકાળ પછી થનારા વિરામથી જીવ પેદા થાય છે. એ રીતે વક્રશ્રેણીથી ઉત્પન્ન થતો થકો જીવ બે પરિમાણવાળી ગતિની પછીથી થનારા વિરામથી ઉત્પન્ન થાય છે.

જો કે ગતિનું પરિમાણ દર્શાવનારા સૂત્રમાં ત્રિવક્રા ગતિનું કથન કરવામાં આવ્યું નથી તો પણ તેનું કથન ઉપર કહેવાઈ જ ગયું છે—

પ્રશ્ન—ભગવન્ ! અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિક જીવ, અધોલોક-ક્ષેત્રની નાલ.. થી બહારના ક્ષેત્રથી ઉર્ધ્વલોકના ક્ષેત્રની નાલ... થી બહારના ક્ષેત્રમાં અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાયિકના રૂપમાં ઉત્પન્ન થનાર છે, તે કેટલા સમયના વિગ્રહથી ઉત્પન્ન થાય છે ?

ઉત્તર—ગૌતમ ! ત્રણ અગર ચાર સમયનાં વિગ્રહથી ઉત્પન્ન થાય છે.

આ રીતે ત્રિવક્રા ગતિમાં જ ચાર સમય થઈ શકે છે આથી કોઈ દોષ નથી. એ રીતે ચક્રવાલા વગેરે પણ આ ચાર સમયોમાં અન્તર્ગત થઈ જાય છે, આથી જ તેમનું સ્વતંત્ર કથન કરવામાં આવ્યું નથી,

આ રીતે ઋજુ વગેરે ચાર પ્રકારની ગતિઓ ચાર સમયપર્યન્ત જ હોય છે. કોઈ પણ ગતિ એવી હોતી નથી કે ચારથી વધુ-પાંચ વગેરે સમયોની હોય આ ચાર ગતિમાંથી નારક વગેરેની અવિગ્રહા (સરળ) તથા એક અગર બે વિગ્રહવાળી ગતિ જ હોય છે, ત્રણ વિગ્રહવાળી નહીં. એકેન્દ્રિય જીવોની ત્રણ વિગ્રહવાળી તથા બીજી ગતિઓ પણ હોય છે.

સ્થાનાંગસૂત્રનાં ત્રીજા સ્થાનના ચોથા ઉદ્દેશકના ૨૨માં સૂત્રમાં કહ્યું છે-નારકજીવ ઉત્કૃષ્ટ ત્રણ સમયવાળા વિગ્રહથી ઉત્પન્ન થાય છે. એકેન્દ્રિયોને છોડી, વૈમાનિકો સુધી આજ પ્રમાણે સમજવું જોઈએ.

એવી જ રીતે ભગવતીસૂત્રના ૩૪માં શતક પ્રથમ ઉદ્દેશકના પહેલા સૂત્રમાં કહ્યુ છે—

પ્રશ્ન—નારક જીવ કેટલા સમયના વિગ્રહથી ઉત્પન્ન થાય છે ?

ઉ૦—ગૌતમ ! એક સમય, બે સમય, ત્રણ સમય અથવા ચાર સમયના વિગ્રહથી ઉત્પન્ન થાય છે.

સ્વાભાવિક પ્રશ્ન થઈ શકે કે અવિગ્રહગતિ એક સમયની જ કેમ હોય છે ? બે અગર ત્રણ સમયની કેમ નહીં ? કાળના અવસરે કાળ કરીને કોઈ જીવ બે અગર ત્રણ સમય સુધી સીધું ગમન કેમ કરતો નથી ? પ્રશ્નનો જવાબ એ છે કે ત્રીજીગતિમાં પ્રતિઘાત નથી અને વિગ્રહનું કોઈ કારણ હોતું નથી. આ ઉપરાંત શાસ્ત્રની એજ માન્યતા છે. જે જીવ ત્રીજીગતિથી પોતાના ઉપપાતક્ષેત્રમાં જાય છે, તે વચ્ચે કોઈ પણ જગ્યાએ રોકાયા વગર એક જ સમયમાં તેને પ્રાપ્ત કરી લે છે. ત્યાં બે અગર બેથી વધારે સમય થવાનું કોઈ કારણ નથી આથી તેની આ ગતિ એકજ સમયની હોય છે. ઔપપાતિકસૂત્રના સિદ્ધપ્રકરણમાં ૯૨માં સૂત્રની અમારા દ્વારા કરવામાં આવેલી પીયૂષવર્ષિણી ટીકામાં કહ્યું છે-ત્રીજીગતિને પ્રાપ્ત અસ્પર્શમાનગતિ વાળો જીવ એક સમયના અવિગ્રહથી જઈને સાકાર ઉપયોગથી યુકત થઈને સિદ્ધ થશે.

જેવી રીતે સંસારી જીવોની ચાર ગતિ સંભવિત છે તેજ રીતે પરમાણુ વગેરે પુદ્‌ગલોની પણ વિસ્રસા તથા પ્રયોગ દ્વારા સમજી લેવી જોઈએ. કાળનો તથા 'વિગ્રહનો 'આ નિયમ અન્તરાલ ગતિ માટે દર્શાવવામાં આવેલ છે. ભવસ્થ તથા ઔદારિક શરીરવાળા જીવોની પ્રયોગ-પરિણામના વશથી સવિગ્રહક અવિગ્રહક બંને પ્રકારની ગતિ થાય છે-તેના માટે કોઈ નિયમ નથી ઔદારિક વગેરે શરીરધારીઓ માટે વિગ્રહોનો નિયમ નથી-તે થોડા પણ હોય છે અને ઘણાં પણ હોઈ શકે છે ॥ ૨૪ ॥

**'कम्मजोगा विग्गहगई' ॥ सू० २५ ॥**

**મૂળસૂત્રાર્થ**:—વિગ્રહગતિ કાર્મણકાયયોગથી થાય છે ॥ ૨૫ ॥

**તત્વાર્થદીપિકા**—પ્રથમ વિશિષ્ટ સંસારી જીવોના જ મનોયોગનો નિયમ બતાવવામાં આવ્યો હવે ભવાન્તરગમનના માર્ગમાં અન્તર્ગતિમાં વર્તમાન જીવોનો કયો યોગ હોય છે એ દર્શાવવા માટે કહીએ છીએ—

જીવની વિગ્રહગતિ કર્મયોગથી અર્થાત્ કાર્મણશરીરના નિમિત્તથી થાય છે. જે ગતિ વિગ્રહ અર્થાત્ વક્રતાથી યુકત હોય તે વિગ્રહગતિ કહેવાય છે. જે શરીર સમસ્ત શરીરોની ઉત્પત્તિમાં બીજની સમાન–કારણ–રૂપ હોય તે કાર્મણ શરીર કહેવાય છે મનોવર્ગણા કાય વર્ગણા અને વચનવર્ગણાના નિમિત્તથી થનારા આત્માના પ્રદેશોનું પરિસ્પન્દન–હલન ચલન–યોગ કહેવાય છે. એવી રીતે વિગ્રહગતિમાં કાર્મણકાયયોગ થાય છે તેનાથી નવીન કર્મોનું ગ્રહણ અને દેશાન્તરમાં ગમન થાય છે.

જ્યારે આત્મા એક શરીરને છોડી બીજું શરીર ધારણ કરવા માટે જાય છે, ત્યારે તે કાર્મણ શરીરની સાથે હોય છે. આનો ફલિતાર્થ એ છે કે જીવ કાર્મણ શરીરના આધારથી ભવાન્તરમાં ગમન કરે છે–આનો પરમાર્થ એ છે કે ભવાન્તરમાં ગમનના માર્ગમાં સ્થિત તથા વિગ્રહગતિને પામેલા જીવની અન્તરાલ ગતિમાં કાર્મણ કાયયોગ થાય છે. અન્તરાલગતિ સિવાય બીજા સમયમાં આગમના કથન અનુસાર કાયયોગ વચનયોગ અને મનોયોગ ત્રણે યોગ હોઈ શકે છે એમ સમજી લેવું ॥ ૨૫ ॥

**તત્વાર્થનિર્યુકિત**:—અગાઉ ખાસ ખાસ સંસારી જીવોનાં જ મનોયોગનો નિયમ પ્રતિપાદન કર્યો પરંતુ અન્તર્ગતિમાં જીવોનો કયો યોગ હોય છે ? આ પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—વિગ્રહગતિ કર્મયોગ અર્થાત્ કાર્મણ કાયયોગથી થાય છે. જેમાં કાર્મણ શરીર દ્વારા ચેષ્ટા થાય તે ગતિ–કર્મયોગ કહેવાય છે. વિગ્રહગતિ કર્મયોગ છે.

વિગ્રહ અર્થાત્ વક્રતા અગર વળાંકથી યુક્ત જે ગતિ હોય તે 'વિગ્રહગતિ' અથવા ઘોડાના રથ જેવા વિગ્રહની પ્રધાનતાવાળી ગતિ વિગ્રહગતિ કહેવાય છે. જે જીવ વિગ્રહગતિને પ્રાપ્ત છે, ભાવાન્તર ગમનના માર્ગમાં સ્થિત છે, તે જીવનો કાર્મણકાયયોગ જ હોય છે. બીજા સમયમાં આગમના અનુસાર કાયયોગ વચનયોગ અને મનોયોગ એ ત્રણ યોગ હોઈ શકે છે—

આ રીતે નારકી, ગર્ભજ, તિર્યંચ અને મનુષ્ય તથા જીવોમાં ત્રણે યોગ મળે છે સમ્મૂર્છિમ જન્મવાળા તિર્યંચો અને મનુષ્યોમાં કાયયોગ અને વચનયોગ જ હોય છે અથવા અન્તરાલગતિ સિવાય બીજા સમયમાં ભિન્ન ભિન્ન પર્યાયોમાં સ્થિત દેવોનાં યથાયોગ્ય કાયયોગ વગેરે પંદર જ યોગ હોય છે.

એ પૈકી મનોયોગ ચાર પ્રકારના છે. (૧) સત્ય મનોયોગ (૨) અસત્ય મનોયોગ (૩) સત્યાસત્ય (મિશ્ર) મનોયોગ અને (૪) અસત્યામૃષા (વ્યવહાર) મનોયોગ. વચનયોગ પણ આ રીતે ચાર પ્રકારના છે (૧) ઔદારિક (૨) ઔદારિક મિશ્ર (૩) વૈક્રિય (૪) વૈક્રિયમિશ્ર. (૫) આહારક (૬) આહારમિશ્ર (૭) કાર્મણયોગ તૈજસ કાર્મણની સાથે જ હોય છે આથી કાર્મણથી ભિન્ન નથી આથી યોગ પંદર જ પ્રકારનાં છે, સોળ પ્રકારના નથી.

સત્યમનોયોગ અને વ્યવહાર મનોયોગ સંજ્ઞી મિથ્યાદષ્ટિથી લઈને સયોગ કેવળીપર્યન્ત હોય છે. સત્ય વચનયોગ પણ આ સ્થાનોમાં મળી આવે છે. ચોથો વચનયોગ બેઇન્દ્રિયથી લઈને સયોગ કેવળી પર્યન્ત રહે છે. બીજો અને ત્રીજો વચનયોગ સંજ્ઞી ભાવદષ્ટિથી લઈને ક્ષીણ કષાય વીતરાગ છદ્મસ્થ પર્યન્ત મળી આવે છે.

આવી જ રીતે બીજો તેમજ ત્રીજો કાયયોગ જ ભવાન્તરની પ્રાપ્તિ પર્યંત હોય છે અન્તરાલમાં—ભવાન્તર ગમનના માર્ગમાં યથાસંભવ ઔદારિક અને વૈક્રિય કાયયોગ હોય છે. વક્રગતિમાં ઔદારિક તથા વૈક્રિય કાયયોગોની નિવૃત્તિ થઈ જાય છે. નારક અને દેવ વૈક્રિયયોગ વાળા હોય છે. તિર્યંચ અને મનુષ્ય ઔદારિક તથા વૈક્રિયયોગવાળા હોય છે. આહારયોગનો પ્રમત્ત અનગાર જ પ્રારંભ કરે છે, પછી તો અપ્રમત્તને પણ આહારકયોગ હોય છે. આજ નારક વગેરે જીવ જ્યારે અપર્યાપ્ત અવસ્થામાં હોય છે ત્યારે તેઓ મિશ્રયોગવાળા હોય છે.

જીવ આગામી ભવમાં ઔદારિક શરીર ધારણ કરશે. તેનો આહાર ગ્રહણ જ ઔદારિક મિશ્ર હોય છે. અને જે જીવ વૈક્રિય શરીર ધારણ કરે છે તેનો વૈક્રિય મિશ્ર હોય છે.

કેવલીસમુદ્ઘાતના સમય ત્રીજા ચોથા અને પાંચમાં સમયોમા કાર્મણ' કાયયોગ જ હોય છે. બીજા, છઠા અને સાતમા સમયમાં કાર્મણ યોગ ઔદારિક મિશ્ર હોય છે તથા પ્રથમ અને આઠમા સમયમાં ઔદારિક યોગ જ હોય છે ઔદારિક બીજી અવસ્થાયોમાં અગાઉ કહેલ કાયયોગ વગેરેની યોજના કરી લેવી જોઈએ

શંકા:—જે વિગ્રહગતિમાં કર્મણયોગ થાય છે તો એ કાયગ્રહણવાળી ગતિમાં પણ કાર્મણયોગ જ કેમ થતો નથી ? તે પણ વિગ્રહગતિ જ છે.

સમાધાન:—વિગ્રહગતિમાં કાર્મણ કાયયોગની વ્યાપ્તિ તલ અને તેલની જેમ વિવક્ષિત નથી પરંતુ વિષ્કંપમાત્રની વિવક્ષા કરવામાં આવી છે. જેવી રીતે આકાશમાં પક્ષી અને જળમાં

માછલાની વિવક્ષા કરવામાં આવે છે તે રીતે વિગ્રહગતિમાં કાર્માણ કાયયોગ કહેવામાં આવે છે. અન્યથા બે અગર ત્રણ વિગ્રહવાળી ગતિમાં આદિ અને અંત ના સમયમાં પણ કાર્માણયોગની પ્રાપ્તિ થતિ પરંતુ બે વિગ્રહવાળી ગતિમાં મધ્યમ સમયમાં અથવા ત્રણ વિગ્રહવાળી ગતિમાં બે મધ્યના સમયોમાં જ કાર્માણ કાયયોગ માનવામાં આવે છે.

શંકા—એમ માની લઈયે તો પણ તાત્પર્ય તો એ નિકળ્યું કે વિગ્રહગતિવાળો જીવ કાર્માણ કાયયોગ દ્વારા જ ભવાન્તરમાં સંક્રમણ કરે છે તો પછી વિગ્રહગતિમાં નિરૂપભોગતાનુ પ્રતિપાદન કેમ કરવામાં આવ્યું ? ભવાન્તરમાં સંક્રમણ કરવું એ ઉપભોગ જ છે.

સમાધાન —અહીં ઉપભોગનો જે નિષેધ કરવામાં આવ્યો છે તે સુખ અને દુઃખનાં વિશિષ્ટ ઉપભોગનો, કર્મબન્ધનો અનુભવ અને નિર્જરાનો નિષેધ કરવામાં આવેલ છે. ચેષ્ટારૂપ કાર્માણયોગનો નિષેધ કરવામાં આવ્યો નથી.

શંકાઃ—એવું માનવામાં પણ આગમની વિરૂદ્ધ ગણાય કારણકે આગમમાં પ્રશ્ન કરવામાં આવે છે કે—ભગવન્ ! આ જીવ જ્યાંસુધી હાલતો ડોલતો, ગમન સ્પન્દન કરે છે ત્યાંસુધી તે જ્ઞાનાવરણીય અને .. અન્તરાય કર્મનો બંધ કરે છે ? આનો જવાબ આપવામાં આવ્યો છે કે હા, ગૌતમ ! જ્યાંસુધી જીવ હાલતો, ડોલતો ગમન અગર સ્પન્દન કરે છે ત્યાંસુધી તે જ્ઞાનાવરણીયથી અન્તરાય કર્મનો બંધ કરે છે. ઉક્ત કથનમાં આ સૂત્રમાં મુશ્કેલી આવે છે કાર્માણયોગના સમય ચલન હોય તો પછી બન્ધ વગેરે રૂપ ઉપભોગનો નિષેધ કેમ કરવામાં આવ્યો છે?

સમાધાન —ભવસ્થ જીવની અપેક્ષાથી જ ભગવાને ઉક્ત સૂત્રમાં પ્રણયન કર્યું છે કારણકે ભવસ્થ અવસ્થામાં જ જ્ઞાનાવરણ વગેરે કર્મોનો આશ્રવ થાય છે આના ઉપરાંત બે સમય એટલો તો અલ્પકાળ છે કે તેમાં ઉપભોગ વગેરેનો સંબંધ થઈ શકે છે.

અથવા—કાયયોગ નિમિત્તક બન્ધનો સમય હોવા છતાં પણ અહીં તેની વિવક્ષા કરવામાં આવી નથી એટલે આ કારણે કોઈ દોષ નથી આ રીતે કહેવાનું એ છે કે વિગ્રહગતિ કાર્માણકાયયોગવાળી જ હોય છે ॥ ૨૫ ॥

**'सिद्धस्स अविग्गहा'**

સૂત્રાર્થ—સિદ્ધજીવની અવિગ્રહ ગતિ હોય છે ॥ ૨૬ ॥

**તત્વાર્થદીપિકા**—પહેલા કહેવામાં આવ્યું છે કે સાધારણ તથા ભવાન્તરમાં જતી વખતે જીવોની ગતિ વિગ્રહવતી હોય છે. હવે સિદ્ધિ–મુક્તિમાં ગમન કરવાવાળા સિદ્ધ પુરુષની ગતિ કેવી હોય છે ? એ દર્શાવવા માટે કહીએ છીએ—

સિદ્ધિ પ્રાપ્ત કરનારા–મોક્ષગામી–પુરુષની ગતિ–અવક્ર–સીધી હોય છે તે વિગ્રહવાળી હોતી નથી એવી રીતે સિદ્ધ થનારા જીવની એકાન્ત રૂપથી વિગ્રહ રહિત ગતિ જ હોય છે. સિદ્ધ થનારા સિવાયના બીજા જીવોની સવિગ્રહ અને અવિગ્રહબંને પ્રકારની ગતિ હોય છે. વિગ્રહનો અર્થ છે વ્યાઘાત અગર કુટિલતા અથવા વક્રતા. આ જેમાં ન હોય તે ગતિ અવિગ્રહા કહેવાય છે. સિદ્ધજીવની આવી અવિગ્રહા ગતિ હોય છે. અવિગ્રહા ગતિ એક સમયની હોય છે જ્યારે સવિગ્રહા ગતિ બે અથવા ત્રણ સમયની હોય છે એ પ્રથમ કહેવાઈ ગયું છે. ॥ ૨૬ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**:—પૂર્વસૂત્રમાં સાધારણતયા જીવોની વિગ્રહગતિનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે સિદ્ધજીવોની ગતિનુ પ્રતિપાદન કરીએ છીએ—

સિદ્ધગતિમાં ગમન કરનારા સિદ્ધજીવોની ગતિ ઋજુ-સરળ જ હોય છે, વાંકી નહીં તે ગતિ પ્રયોગ વગેરે ચાર કારણોથી ઉત્પન્ન થાય છે-ભગવતી સૂત્રમાં કહ્યું છે... .

મુક્તજીવની ગતિ કર્મ-અકર્મનો સંસર્ગ દૂર થવાના કારણે નિર્લેપ (બન્ધહીન) હોવાથી, જીવનું ઉર્ધ્વગમન સ્વભાવના કારણે, બન્ધનોનો છેદ થવાથી અને (નિરિન્ધન) કર્મરૂપી બળતણથી મુક્ત થવાના કારણે ...ભગ૦ શ-૭ ઉ૦ ૧) હોવાના કારણે તથા પૂર્વપ્રયોગના કારણે થાય છે.

તાત્પર્ય એ છે કે સિધ્યમાન જીવની ગતિ એકાન્તતઃ વિગ્રહ રહિત જ હોય છે સિધ્યમાન જીવ સિવાયના બીજા જીવોની ગતિ વિગ્રહવાળી પણ હોય છે અને વિગ્રહરહિત પણ હોય છે. ઔપપાતિક સૂત્રના સિદ્ધાધિકારમાં, ૯૩માં સૂત્રની અમારી બનાવેલી પીયૂષવર્ષિણી ટીકામાં કહ્યું છે-ઋજુ શ્રેણીને પ્રાપ્ત મુક્તજીવ અફુસમાન ગતિ કરતો થકો, ઉપર એકજ સમયમાં, વિગ્રહ વગર સાકારોપયોગથી યુક્ત થઈને સિદ્ધ થાય છે ॥ ૨૬ ॥

**तिसमयं सिया अणाहारगो ॥ सू० २७ ॥**

**મૂળસૂત્રાર્થ**—વિગ્રહગતિવાળા જીવ વધારેમાં વધારે ત્રણ સમય સુધી અનાહારક રહે છે ॥૨૭॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં સવિગ્રહા ગતિનું નિરૂપણ કરવામાં આવ્યું, એ જ પ્રસંગને લઈને હવે અવિગ્રહ ગતિને પ્રાપ્ત જીવની અનાહારકતાનું પ્રતિપાદન કરીએ છીએ

વિગ્રહગતિને પ્રાપ્ત જીવ એક સમય સુધી બે સમય સુધી અથવા ત્રણ સમય સુધી અનાહારક રહે છે. આ સિવાયના બીજા સમયોમાં જીવ નિરંતર આહારક રહે છે બે વિગ્રહવાળી ગતિમાં એક સમય સુધી અનાહારક રહે છે જ્યારે ત્રણ વિગ્રહવાળી ગતિમાં બે સમય સુધી અનાહારક રહે છે.

કેવળી સમુદ્ઘાતના કાળમાં ત્રીજા, ચોથા સમય સુધી અનાહારક રહે છે ॥૨૭॥

**તત્વાર્થનિર્યુક્તિ**:—પ્રથમ વિગ્રહગતિની પ્રરૂપણા કરવામાં આવી હવે વિગ્રહગતિને પ્રાપ્ત જીવની અનાહારકતાની પ્રરૂપણા કરીએ છીએ—

વિગ્રહ ગતિને પ્રાપ્ત જીવ એક, બે અથવા ત્રણ સમય સુધી અનાહારક હોય છે બાકીના કાળમાં પ્રત્યેક સમય આહારક જ બનેલો હોય છે.

બે વિગ્રહવાળી ગતિમાં એક સમય અનાહારક હોય છે અને ત્રણ વિગ્રહવાળીગતિમાં બે સમય પર્યન્ત અનાહારક રહે છે. સમુદ્ઘાત કરવાના સમયે કેવળી ત્રીજા ચોથા અને પાંચમાં સમયમાં આ રીતે ત્રણે સમયોમાં અનાહારક હોય છે. કોઈ કોઈ કહે છે કે અહીં વિગ્રહગતિનું જ પ્રકરણ હોવાથી કેવળી સમુદ્ઘાત અપ્રસ્તુત છે આથી સ્થાયિ અનાહારક એક અગર બે સમય સુધી જ જીવ અનાહારક રહે છે તેઓ ત્રણ સમય સુધી અનાહારક રહે છે એવું માનતા નથી પરંતુ તેમની આ માન્યતા સાચી નથી આ સૂત્રમાં સામાન્યરૂપથી અનાહારકનું જ પ્રકરણ છે આથી કેવલી સમુદ્ઘાતના સમયે થનારી અનાહારકતાનો પણ સમાવેશ થઈ જાય છે. હકીકતમાં તો પાંચ સમયવાળી વિગ્રહગતિમાં જીવ ત્રણ સમય સુધી તેમાં અનાહારક રહે છે, આ અભિપ્રાયથી ત્રણ સમયની અનાહારક અવસ્થા કહેવામાં આવી છે

શંકા—પાંચ સમયની વિગ્રહગતિથી કોઈ જીવ ઉત્પન્ન જ થતો નથી ?

સમાધાન—પાંચ સમયની વિગ્રહગતિ પણ પ્રમાણથી સિદ્ધ છે, આથી કોઈ જીવની તેનાથી પણ ઉત્પત્તિનો સંભવ છે.

શૈલેશી અવસ્થા અર્ધ અન્તર્મુહૂર્ત સુધી અનાહારક અવસ્થા રહે છે આવી સ્થિતિમાં અર્ધ અન્તર્મુહૂર્ત સુધી અનાહારક રહેવાનું કેમ કહેવામાં ન આવ્યું ? આ શંકાનું પણ નિવારણ આનાથી થઈ જાય છે કે અત્રે વિગ્રહગતિનું જ પ્રકરણ છે અને શૈલેશી અવસ્થાનું પ્રકરણ નથી આથી શૈલેશી અવસ્થામાં થનારી અનાહારક અવસ્થાને અત્રે ગ્રહણ કરવી વાજબી નથી.

પ્રશ્નઃ—અહીં કોઈ ખાસ આહારની અપેક્ષાથી અનાહારક કહે છે અથવા સમ્પૂર્ણ આહારના નિષેધની અપેક્ષાથી ?

ઉત્તરઃ—અહીં સમ્પૂર્ણ આહારનો નિષેધ જ પ્રસ્તુત છે. આહાર ત્રણ પ્રકારના છે—

(૧) ઓજ આહાર (૨) લોમાહાર (૩) પ્રક્ષેપાહાર ઓજઆહાર અપર્યાપ્તક અવસ્થામાં કાર્મણ શરીર દ્વારા કરવામાં આવે છે જેવી રીતે અગ્નિમાં તપાવેલ પાત્રને પાણીમાં નાખવામાં આવે તો તે સમ્પૂર્ણ અવયવોથી પાણી ગ્રહણ કરે છે તેજ રીતે પોતાની આપત્તિના પ્રથમ સમયમાં જન્મ સ્થાનમાં પહોંચતાના પ્રથમ સમયમાં સમસ્ત આત્મપ્રદેશો દ્વારા પુદ્ગલોને ગ્રહણ કરે છે અથવા તે જેવી રીતે તવામાંના ગરમ તેલ અગર ઘીમાં માલપુવા નાખીએ તો તે સર્વાંગથી તેલ તથા ઘીને ચુસી લે છે, આ પુદ્ગલોનું ગ્રહણ કરવું એ જ ઓજ આહાર કહેવાય છે. ઓજઆહાર અન્તર્મુહૂર્ત પર્યન્ત જ હોય છે.

પર્યાપ્ત અવસ્થાથી લઈને ભવના ક્ષય પર્યન્ત ત્વચા દ્વારા પુદ્ગલોનું ગ્રહણ કરવું તે લોમાહાર છે. પ્રક્ષેપાહારનો અર્થ છે. કવલાહાર–ચોખા વગેરેના કોળીયાઓને ખાવું પીવું વગેરે.

વિગ્રહમાં ગતિમાં આ ત્રણ પ્રકારના આહારોનો નિષેધ કરવામાં આવ્યો છે. આ ત્રણે આહાર ભવ–અવસ્થામાં જ પ્રથમ સ્વીકારાયાં છે.

વિગ્રહગતિના પ્રથમ સમયમાં જીવ ત્યાગ કરવામાં આવનારા દેશમાં અને અન્તિમ સમયમાં જન્મદેશમાં રહેવાના કારણે આહારક હોય છે. કારણકે તે સમયે તે ત્યજી દેનારા અને નવા ગ્રહણ કરવામાં આવનારા પૂર્વ તથા ઉત્તર શરીરથી સંબદ્ધ હોય છે.

યોગ તથા કષાયના નિમિત્તથી થનારા કર્મ પુદ્ગલોનું ગ્રહણ તો વિગ્રહગતિમાં પણ પ્રત્યેક સ્થાન પર થતું જ રહે છે. જેવી રીતે પાણી વરસતું હોય ત્યારે સળગતું બાણ છોડવામાં આવે તો તે પાણીને ગ્રહણ કરતું થકુ જાય છે તેવી જ રીતે સંસારી જીવ કર્મોથી ઉષ્ણ હોવાના કારણે કાર્મણ શરીર દ્વારા નિરન્તર કર્મપુદ્ગલોને ગ્રહણ કરતો થકો જ આગામી જન્મ માટે ગમન કરે છે. પ્રકૃત સૂત્રમાં આ પ્રકારના પુદ્ગલોને ગ્રહણ કરવાનો કોઈ નિષેધ કરવામાં આવ્યો નથી પરંતુ ઔદારિક અને વૈક્રિય શરીરનુ પોષણ કરનાર આહારનો જ નિષેધ કરવામાં આવ્યો છે અથવા અનાહાર દશામાં જીવ ઔદારિક, વૈક્રિય તથા આહારક શરીરના તથા છ પર્યાપ્તિયોને અનુરૂપ પુદ્ગલોને ગ્રહણ કરતો નથી આ કારણથી જ વિગ્રહ ગતિમાં એક બે અથવા ત્રણ સમય સુધી અનાહારક રહે છે. અગાઉ કહેલા એક બે અગર ત્રણ સમયને છોડીને બાકીના

તમામ સમયોમાં નિરન્તર આહારક જ રહે છે ઉત્પત્તિના પ્રથમ સમયમાં આરંભ કરી અન્ત-મુહૂર્ત પર્યન્ત ઓજ આહાર કરે છે, ત્યારબાદ ભવપર્યન્ત લોમાહાર કરે છે ચાર-પાંચ વિગ્રહ વાળી ગતિમાં કવલાહારની દૃષ્ટિએ અનાહારક રહે છે, ભગવતી સૂત્રનાં સાતમાં શતકમાં પ્રથમ ઉદ્દેશના ૨૬૦માં સૂત્રમાં કહ્યું છે—

પ્રશ્ન.- ભગવન્ ! જીવ કયા સમયે અનાહારક હોય છે ?

ઉત્તર.- ગૌતમ ! પ્રથમ સમયમાં કવચિત્ આહારક અને કવચિત્ અનાહારક હોય છે. બીજા તથા ત્રીજા સમયમાં પણ આવી જ સ્થિતિ હોય છે પરંતુ ચોથા સમયમાં નિયમથી આહારક હોય છે. આવી જ રીતે સમ્પૂર્ણ દન્ડક માટે સમજી લેવાનું છે ઘણા જીવ અને એકે-ન્દ્રિય ચોથા સમયમાં અને બાકીના તમામ જીવ ત્રીજા સમયમાં કહેવા જોઈએ ॥૨૭॥

**'तिविहं जम्मं गब्भ संमुच्छिणोववाया' ॥सूत्र २८॥**

**મૂળસૂત્રાર્થ**—જન્મ ત્રણ પ્રકારના છે-ગર્ભજન્મ સમ્મૂર્છિમજન્મ અને ઉપપાત જન્મ.

**તત્વાર્થદીપિકા**— પહેલા કહેવામાં આવ્યું કે સંસારી જીવ પૂર્વગૃહીત ઔદારિક અથવા વૈક્રિય શરીરનો ત્યાગ કરીને સવિગ્રહ અથવા અવિગ્રહ ગતિથી પોતાના ઉત્પત્તિક્ષેત્રમાં પહોંચે છે. હવે એ બતાવીએ છીએ કે તેમનો ઉત્પાદ કેવા પ્રકારનો હોય છે ? જીવોનો જન્મ ત્રણ પ્રકારનો હોય છે.- (૧) ગર્ભ (૨) સમ્મૂર્ચ્છન (૩) ઉપપાત સ્ત્રીની યોનિમાં ભેગા થયેલા શુક્ર તથા લોહીના જીવ માતા દ્વારા કરવામાં આવેલા આહારના રસને પરિપોષણની અપેક્ષાથી ગ્રહણ કરે છે તે ગર્ભજન્મ કહેવાય છે. ગર્ભ રૂપ જન્મને ગર્ભજન્મ કહે છે

સ્ત્રીની યોનિ, આવનારા શુક્ર (વીર્ય) અને લોહીને ગ્રહણ કરે છે આથી ને ફક્ત શુક્ર-શોણિત રૂપ નથી. જન્મ બંને શરીરોથી સંબન્ધ રાખવાવાળો હોવાથી આત્માનુ પરિણમન વિશેષ સમજવું જોઈએ.

સમ્યક્ પ્રકારથી વૃદ્ધિ થવાને સમ્મૂર્ચ્છા અથવા સમ્મૂર્છન કહે છે જે જગ્યાએ જીવ જન્મ લેનાર છે ત્યાંના પુદ્ગલોનો સંગ્રહ કરીને શરીર બનાવતો થકો વીર્ય તથા લોહી વગર જ વૃદ્ધિ પામવી ને સંમૂર્ચ્છન જન્મ છે.

ત્રણ લોકમાં ઉપર નીચે અને વચલા શરીરનું બધી બાજુથી વધવું અથવા અવયવોની રચના થવી તે સમ્મૂર્છન જન્મ છે સ્ત્રીના પેટમાં વીર્ય અને લોહીનુ મિશ્રણ થવું તે ગર્ભ કહેવાય છે. સમ્મૂર્છન જન્મ ઉત્પત્તિ ક્ષેત્રમાં રહેલા પુદ્ગળ સમૂહો ગ્રહણ કર્યા વગરનો હોતો નથી લાકડાં વગેરેમાં જે કીડા વગેરે ઉત્પન્ન થાય છે તેમનો સમૂર્ચ્છન જન્મ કહેવાય છે. લાકડાની છાલ તથા પાકા ફળો વગેરેમાં ઉત્પન્ન થનારા કૃમિ વગેરે જંતુ તે લાકડાની છાલ અગર ફળ વગેરેના પુદ્ગલોને જ પોતાના શરીરના રુપમાં પરિણત કરી લે છે આ રીતે જીવતાં ગાય ભેંસ મનુષ્ય વગેરેના શરીરમાં ઉત્પન્ન થનારાં કૃમિ (કરમીયાં) વગેરે જીવ તેજ ગાય ભેંશ વગેરેના શરીરના અવયવોને ગ્રહણ કરીને પોતાના શરીરના રૂપમાં પરિણત કરે છે

આવી જ રીતે ઉપપાતક્ષેત્રમાં પહોંચવાનું જ જે જન્મનું કારણ હોય તે ઉપપાત કહેવાય છે. પાથરેલા વસ્ત્રની ઉપર અને દેવદૂષ્યની નીચે વચમાં વિદ્યમાન પુદ્ગલોને વૈક્રિય શરીરના રૂપમા ગ્રહણ કરીને દેવ-ઉત્પન્ન થાય છે. આ જન્મ પૂર્વોક્ત બંને પ્રકારના જન્મથી વિલક્ષણ છે આ ન તો શુક્ર-શોણિત વગેરેથી થાય છે. કે ન દેવદૂષ્ય તથા પાથરેલા વસ્ત્રોના પુદ્ગલોથી

આથી પ્રતિનિયત ઉપપાતક્ષેત્રમાં પ્રાપ્ત થવું જ આ જન્મનું કારણ છે આ જન્મ દેવો તથા નારકોનો હોય છે. ॥૨૮॥

**તત્વાર્થનિર્યુક્તિઃ**—પ્રથમ કહેવામાં આવ્યું કે પૂર્વગ્રહીત ઔદારિક અગર વૈક્રિય શરીરનો ક્ષય થવાથી સંસારી જીવ ઋજુગતિ અગર વક્રગતિ કરીને પરભવ સમ્બન્ધી ઉત્પત્તિ ક્ષેત્રમાં જાય છે. પરંતુ ત્યાં જઈને કઈ રીતે ઉત્પન્ન થાય છે. તે વિષે કંઇજ કહેવામાં આવ્યું નથી, આથી તેનું કથન કરવામાં આવે છે-જન્મ ત્રણ પ્રકારના હોય છે- ગર્ભ સમ્મૂર્ચ્છન અને ઉપપાત સ્ત્રીની યોનિમાં ભેગા થયેલા શુક્રને જીવ ગ્રહણ કરે છે અને માતા દ્વારા લેવાયેલ આહારના રસથી પુષ્ટ થાય છે તે જીવનો જન્મ ગર્ભજન્મ કહેવાય છે. તેનો ગર્ભ જ જન્મ સમજવો જોઈએ. આગળ પર કહેવામાં આવનાર સંમૂર્ચ્છન જન્મના લક્ષણથી આ લક્ષણ ભિન્ન છે. આ જન્મમાં આગન્તુક (અન્ય જગ્યાએથી આવેલા) શુક્ર તથા શોણિતને ગ્રહણ કરવામાં આવે છે. સ્ત્રીની યોનિ શુક્ર-શોણિત સ્વરૂપવાળી હોતી નથી. જન્મ બે શરીરોથી સંબંધિત હોવાથી આત્માની પરિણતી વિશેષ છે.

સંમૂર્ચ્છા ને સંમૂર્ચ્છન કહે છે. જે સ્થાનમાં જીવ ઉત્પન્ન થનારો હોય છે. ત્યાંના એકત્રિત પુદ્ગલોને ગ્રહણ કરીને શુક્ર શોણિત વગર જ પોતાના શરીરનું નિર્માણ કરે તે સંમૂર્ચ્છન જન્મ કહેવાય છે. આ રીતે સમૂર્ચ્છન જન્મ પોતાના ઉત્પત્તિ સ્થાનમાં રહેલાં પુદ્ગલોનાં સમૂહને ગ્રહણ કર્યા વિના થતો નથી જેવી રીતે લોટ દારુના બીજ પાણી વગેરેના સંમિશ્રણથી સુરાની ઉત્પત્તિ થાય છે. તેવી જ રીતે બાહ્ય તથા અંદરમાં પુદ્ગલોના ગ્રહણથી જે જન્મ થાય છે તે સંમૂર્ચ્છન જન્મ કહેવાય છે.

બાહ્ય પુદ્ગલોના ગ્રહણથી લાકડા વગેરેમાં ઘુણુ-કીડાઓનો જન્મ થાય છે તે જાણીતું છે જ લાકડાની છાલ તથા પાકા ફળ વગેરેમાં કૃમિ વગેરે જે જીવ ઉત્પન્ન થાય છે તે તેજ છાલ તથા ફળ વગેરેમાં રહેલા પુદ્ગલોને પોતાનું શરીર બનાવી લે છે. એવી રીતે જીવંત ગાય, ભેંસ, માણસ વગેરેના શરીરોમા ઉત્પન્ન થવા વાળા કીડા આદિ જીવ તેજ ગાય ભેંસ આદિના શરીરના અવયવોને ગ્રહણ કરીને પોતાના શરીર રૂપમાં પરિણત કરી લે છે. આ કૃમિ વગેરેનો સંમૂર્ચ્છન જન્મ અંદરના પુદ્ગલોના ગ્રહણથી થાય છે તે પણ જાણીતી વાત છે.

એવી જ રીતે પોતાના ઉત્પત્તિ ક્ષેત્રમાં પહોંચવાથી જ જે જન્મ થાય છે તે ઉપપાત જન્મ કહેવાય છે જેવી રીતે દેવ. પાથરેલા વસ્ત્ર ઉપર અને દેવદુષ્યની નીચે-બંનેની વચમાં વિદ્યમાન પુદ્ગલોને વૈક્રિય શરીરના રૂપમા ગ્રહણ કરતો થકો ઉત્પન્ન થાય છે. આ જન્મ પહેલાં કહેવામાં આવેલાં બંને જન્મોના લક્ષણથી વિલક્ષણ છે કારણકે આનું કારણ ન તો નીચે અગર ઉપરના વસ્ત્રના પુદ્ગલો છે અથવા ન શુક્ર-શોણિતના પુદ્ગલો આ રીતે આ જન્મનું કારણ અમુક સ્થાનમાં પહોંચે જ છે.

નારક જીવ નરક ભૂમિઓમા સ્થિત કુંભીમાં ઉત્પન્ન થાય છે. કુંભી ઘણુંજ સાંકડા મોઢાની ગવાક્ષ જેવી હોય છે. તેમ આકાર પણ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. નારક જીવ ત્યાંના વૈક્રિય પુદ્ગલોને ગ્રહણ કરતો થકો વજ્રમય નરકતલમાં પાણીની વચ્ચે ફેંકાયેલા પથ્થરની જેમ, ઘણા વેગથી જઈને પડે છે અર્થાત્ ઉત્પન્ન થાય છે.

આ જીવોના ત્રણ પ્રકારનાં જન્મ છે. એ વાત સમજી લેવી ઘટે કે, સંસારી જીવોના વર્તમાન જીવનનો જ્યારે અંત થાય છે અને પૂર્વગ્રહીત ઔદારિક અથવા વૈક્રિય શરીરનો વિચ્છેદ

થાય છે અર્થાત્ વર્તમાનભવનો ક્ષય થાય છે ત્યારે તે જીવ જે ક્ષેત્રમાં પુનર્જન્મ લેવાવાળો છે, તે ક્ષેત્રમાં તે પોતાના પૂર્વભવનાં કર્મના સામર્થ્યથી જ જાય છે, ભગવાન વગેરેની પ્રેરણાથી જતો નથી. તે ઋજુ અગર વક્ર ઉત્પત્તિસ્થાનમાં જાય ડાબા રસ્તે જાય, અમુક સમયમાં જાય અમુક યોનિમાં ઉત્પન્ન થાય, બીજે નહીં. આ બધી વાતોના નિયામક અચિન્ત્ય સામર્થ્યશાળી નામકર્મ વગેરે જ છે. મરણ બાદ સમયની પ્રતીક્ષા કરતો થકો કોઈ સ્થળે રોકાઈ રહેતો નથી.

આ પ્રકારે કર્મના પ્રભાવથી પોતાના ઉત્પત્તિક્ષેત્રમાં પહોંચી જઈ જીવ પોતાને યોગ્ય ઔદારિક અથવા વૈક્રિય શરીરની નિષ્પત્તિ માટે શરીરના યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે.

પ્રશ્ન—શરીરના યોગ્ય પુદ્ગલોનો કયા કારણે સંબન્ધ થાય છે ?

ઉત્તર—કષાયયુકત હોવાથી જીવ કર્મના યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે. તે પુદ્ગલ એવી જ રીતે ચોંટીં જાય છે કે જેવી રીતે ચીકાશ લાગેલા શરીર અગર વસ્ત્ર ઉપર રેત ચોંટી જાય છે તેમ, કાય, વચન મન અને પ્રાણ પુદ્ગલોના ઉપકારક છે એ કથન અનુસાર પાંચે શરીર પુદ્ગલોના ઉપકારક છે—પુદ્ગલોનાં નિમિત્તથી ઉત્પન્ન કરે છે આથી ગ્રહણ કરવામાં આવેલા તે પુદ્ગલ વિશેષ પ્રકારથી શ્લેષને પ્રાપ્ત થઈને શરીરના રૂપમાં પરિણત થઈ જાય છે.

તે પુદ્ગલો ચારે બાજુથી, યોગની વિશેષતા અનુસાર ગૃહીત, સૂક્ષ્મ, એક જ ક્ષેત્રમાં અવગાઢ અર્થાત્ જે આકાશપ્રદેશોમાં જીવ રહેલો હોય તેજ આકાશપ્રદેશોમાં સ્થિત તથા અનન્તાનન્ત પ્રદેશવાળા હોય છે. આવી રીતે બન્ધ નામકર્મના ઉદયથી કર્મપુદ્ગલોનું ગ્રહણ થવું પ્રથમ ઉત્પત્તિ છે, ઉપકારભેદની વિવક્ષા દ્વારા મધ્યમ ઉત્પત્તિ છે અને પ્રદેશબન્ધના પ્રસ્તાવથી આકૃષ્ટ અન્તિમ ઉત્પત્તિ થાય છે. આનાથી ત્રણે ઉત્પત્તિયોની સૂચના થાય છે આ ત્રણે ઉત્પત્તિઓ અભિન્ન એક વસ્તુ વિષયક નથી. આમ હોવાથી પુનરૂક્તિ દોષનો પ્રસંગ આવે છે. કહેવાનું એ છે કે આવી રીતે પુદ્ગલોનું ગ્રહણ જન્મ કહેવાય છે.

કેવા પ્રકારના સ્થાને સૌ પ્રથમ ઉત્પન્ન થતો થકો જીવ શુક્ર અને શોણિતનું ગ્રહણ કરે છે ? સમ્મૂર્છિત કરે છે અથવા વૈક્રિયશરીરને ગ્રહણ કરે છે ? નારક તથા દેવ કેવા પ્રકારના ગુણવાળા અને વિશેષતાવાળા સ્થાનમાં ઉત્પન્ન થાય છે ? આ શંકાનુ સમાધાન કરવા માટે પૂર્વોક્ત જન્મોનાં વિશેષ સ્થાનની પ્રરૂપણા કરવાના હેતુથી યોનિઓનાં સ્વરૂપનુ કથન કરીએ છીએ—

સંસારી જીવોનાં ઉપર કહેલાં ત્રણ પ્રકારનાં જન્મોમાં નવ યોનિઓ કહેલી છે તે આ પ્રકારે છે. (૧) સચિત્ત (૨) અચિત્ત (૩) સચિત્તાચિત (મિશ્ર) (૪) શીત, (૫) ઉષ્ણ (૬) શીતોષ્ણ (મિશ્ર) (૭) સંવૃત (૮) વિવૃત અને (૯) સંવૃતવિવૃત્ત (મિશ્ર). આ પૈકી નારકી અને દેવતાઓની અચિત્ત યોનિ હોય છે. ગર્ભજ મનુષ્યો અને તિર્યંચોની સચિત્તાચિત યોનિ હોય છે. સમ્મૂર્છિમ મનુષ્યો અને તિર્યંચોની ત્રણે પ્રકારની યોની હોય છે—સચિત, અચિત અને સચિત્તાચિત્ત.

ગર્ભજ તિર્યંચો તથા મનુષ્યોની તથા દેવતાઓની શીતોષ્ણ યોનિ હોય છે. સમ્મૂર્છિમ તિર્યંન્ચો તથા મનુષ્યોમાં કોઈની શીત, કોઈની ઉષ્ણ અને કોઈની શીતોષ્ણયોનિ હોય છે. નારકીના જીવોની પ્રારંભની ત્રણ પૃથ્વીઓમાં શીત યોનિ હોય છે. ચોથી અને પાંચમી પૃથ્વીમાં કોઈ કોઈ નરકાવાસમાં શીત અને કોઈ કોઈમાં ઉષ્ણ હોય છે છઠી અને સાતમી નરકભૂમિમાં ઉષ્ણયોનિ હોય છે—

નારકી, પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય અને દેવતાઓની યોનિ સંવૃત્ત અર્થાત ઢાંકેલી હોય છે. ગર્ભજ તિર્યંચો અને મનુષ્યોની સંવૃત–વિવૃત અર્થાત્ ઢાંકેલી–ઉઘાડેલી યોનિ હોય છે આ સિવાયના સમ્મૂર્છિમ, બેઇન્દ્રિલ વગેરે તિર્યંચો અને મનુષ્યોની વિવૃત યોનિ કહેવામા આવી છે, કારણકે તે તદ્દન ઉઘાડી–ખુલ્લી હોય છે.

જે સ્થાને જન્મના કારણભૂત દ્રવ્ય કાર્મણશરીરની સાથે મિશ્રિત હોય છે તેને યોનિ કહે છે અથવા જે સ્થાન આશ્રયના રૂપમાં મિશ્રિત કરવામાં આવે છે તે યોનિ છે. જીવનાં પ્રદેશોથી જોડાયેલ હોવાના કારણે કોઈ યોનિ સચિત કહેવાય છે અને એથી ઉલ્ટું હોય તેને અચિત કહેવાય છે. બન્ને પ્રકારની સચિત્તાચિત કહેવાય છે ટાઢી યોનિ શીત, એથી વિપરીત હોય તો ઉષ્ણ જ્યારે બન્ને સ્વાભાવવાળી શીતોષ્ણ કહેવાય છે જે ઢાંકેલી હોય તે સંવૃત, ઉઘાડી હોય તે વિવૃત જ્યારે બન્ને પ્રકારની હોય તે સંવૃત વિવૃત કહેવાય છે.

પાથરેલા વસ્ત્ર અને દેવદુષ્યના વચ્ચેનું સ્થાન જીવપ્રદેશોથી જોડાયેલું ન હોવાના કારણે દેવોની યોનિ અચિત માનવામાં આવી છે. નારકીના જીવોની વજ્રમય નરકક્ષેત્રમાં ગવાક્ષ જેવી, અનેક આકારોની કુંભી યોનિ અચેતન હોય છે. તિર્યંચ અને મનુષ્ય સ્ત્રીયોની નાભિથી નીચે પુષ્પમાળા વૈકક્ષ્યના આકારની બે શિરાઓ હોય છે એની હેઠળ અધોમુખ કોશના આકારની યોનિ હોય છે તેની બહાર આંબાની કળીના આકારની માંસની મંજરિયો હોય છે. તે ઋતુ-કાળ વખતે ફૂટી જાય છે અને તેમાંથી લોહી વહે છે. તેમાંથી કેટલાંક લોહીના કણ કોશાકાર યોનિમાં પ્રવેશ કરીને સ્થિત થઈ જાય છે. પાછળથી વીર્યથી મિશ્રીત તે લોહીકણોને જીવ ગ્રહણ કરે છે જે લોહીકણ પોતાના સ્વરૂપમાં રહેતા નથી તે અચિત થઈ જાય છે સમ્મૂર્છિમ તિર્યંચો અને મનુષ્યોમાથી ગાય કૃમિ વગેરે જીવોની યોનિ સચિત હોય છે અને લાકડાના કીડા વગેરેની યોનિ અચિત હોય છે. પૂર્વકૃત ઘાવમાં પેદા થનારા કોઈ કોઈ કીડાની યોનિ સચિતઅચિત (મિશ્ર) હોય છે ગર્ભજ, તિર્યંચ, મનુષ્ય અને દેવોની શીતોષ્ણયોનિ હોય છે.

સમ્મૂર્છિમ તિર્યંચો અને મનુષ્યોમાં કોઈની શીત કોઈની ઉષ્ણ અને કોઈની શીતોષ્ણ યોનિ હોય છે. સ્થાન વિશેષના પ્રભાવથી આ યોનિભેદ થાય છે. પ્રથમ ત્રણ નરકોમાં યોની શીત અને કુંભીથી બહાર આવવા પર ક્ષેત્રવેદના ઉષ્ણ છે ૬ ઠી ૭મીમાં યોનિ ઉષ્ણ છે, અને કુંભીથી બહાર આવવા પર ક્ષેત્રવેદના શીત છે કુંભીમાં તો થોડો વખત જ રહે છે અને શેષ આયુષ્ય બહાર જ પુરૂં થાય છે અને તે ક્ષેત્ર તેમને પ્રતિકૂળ હોય છે. ઉષ્ણ વેદનાથી શીત વેદના ભયંકર હોય છે.

આગમમા ૮૪ લાખ યોનિઓ કહેવાઈ છે. આ રીતે–પૃથ્વી અપ તેજ અને વાયુકાય દરેકની ૭ લાખ મુજબ કુલ ૨૮ લાખ પ્રત્યેક વનસ્પતિની ૧૦ લાખ અને સાધારણ વનસ્પતિની ૧૪ લાખ બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચતુરિન્દ્રીય દરેકની ૨ લાખ ઉપર મુજબ ગણતા ૬ લાખ થાય છે બાકીના તિર્યંચો નારકી અને દેવનાની દરેકની ચાર ચાર લાખ મુજબ કુલ ૧૨ લાખ અને મનુષ્યોની ૧૪ લાખ મળી કુલ્લે ૮૪ લાખ યોનિ થાય છે.

આશંકા સહેજે થાય કે જો ૮૪ લાખ યોનિઓ છે તો અહી માત્ર નવ યોનિઓનું જ નિરૂપણ કેમ કર્યું ? આનું સમાધાન એ છે કે શાસ્ત્રમા પ્રતિપાદિત ૮૪ લાખ યોનિઓનો કહેલી નવ યોનિમાજ સંગ્રહ થઈ જાય છે. ૮૪ લાખનુ કથન વિસ્તારની અપેક્ષાથી છે દાખલા તરીકે પૃથ્વીકાયની જે યોનિ કહી છે તે જ જાતિ ભેદની અપેક્ષાથી સાત લાખ પરિમાણવાળી છે.

શર્કરા વાલુકા વગેરે પૃથ્વીની જે જાતિઓ કહેવામાં આવી છે પૃથ્વીકાયની યોનિઓ પણ તેટલી જ સમજવી તે યોનિઓ પોતાની મૂળયોનિથી જુદી નથી પરંતુ જાતિભેદથી તેમાં ભેદ પડી જાય છે. આથી આ વચન સંગ્રાહકવચન સમજવું જોઈએ. આવી જ રીતે અન્ય જીવોની યોનિઓ પણ જાતિભેદની અપેક્ષાથી બહુ સંખ્યક છે. ॥૨૮॥

**सरीरा पंच ओरालियवेउव्विय आहारग तेयकम्माइं ॥२९॥**

**મૂળસૂત્રાર્થ:**- શરીર પાંચ છે-ઔદારિક, વૈક્રયિક આહારક તૈજસ તથા કાર્મણ ॥૨૯॥

**તત્ત્વાર્થદિપીકા**—પહેલા સંસારી જીવોના ગર્ભ, ઉપપાત અને સંમૂર્ચ્છનના ભેદથી ત્રણ પ્રકારના જન્મ બતાવેલા છે. હવે એવુ બતાવીએ છીએ કે તે જન્મોમાં જીવોના કયા શરીર હોય છે? કેટલાં હોય છે? તે શરીરોનાં લક્ષણ કયા છે?

જે પ્રતિક્ષણ વિનષ્ટ થતા રહે છે તે શરીર કહેવાય છે. વિશિષ્ટ નામકર્મના ઉદયથી તેમની રચના થાય છે તે પાંચ છે ઔદારિક, વૈક્રિય, આહારક તૈજસ તથા કાર્મણ આ શરીર યથા સંભવ નરકાદિ ચાર ગતિઓનાં જીવોને જ હોય છે. સિદ્ધ જીવોને નહીં આ બતાવવા માટે સૂત્રમાં સર્વ પ્રથમ શરીર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. શરીર નાશવંત છે અને સિદ્ધોમાં તેનુ હોવુ સભવિત નથી "શરીર" શબ્દની અપેક્ષા "કાય" શબ્દ નાનો છે તો પણ અત્રે કાયશબ્દનો પ્રયોગ નહીં કરતા શરીર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તેનો હેતુ શરીરની ક્ષણભંગુરતા દર્શાવે છે. "શરીર"નો વ્યુત્પત્યર્થ જ એ છે કે જે નાશવંત છે. આ રીતે સસારી જીવોના ઉપર્યુક્ત પાંચ શરીર હોય છે.

આ પાંચ શરીરોમાં પ્રથમ-પ્રથમ શરીરની અપેક્ષા ઉત્તરોત્તર શરીર સૂક્ષ્મ હોય છે. ઔદારિક શરીર સ્થૂળ છે તેની અપેક્ષા વૈક્રિય શરીર સૂક્ષ્મ છે, વૈક્રિય શરીરની અપેક્ષા આહારક સૂક્ષ્મ છે, આહારકની અપેક્ષા તૈજસ અને તૈજસની અપેક્ષા કર્મણ શરીર સૂક્ષ્મ છે.

ઉદાર અર્થાત્ સ્થૂળ તથા અસાર દ્રવ્યથી બનેલુ શરીર ઔદારિક કહેવાય છે. આ શરીરની ઉત્પત્તિ ઔદારિકને યોગ્ય પુદ્ગલોના ગ્રહણના કારણભૂત પુદ્ગલવિચારી ઔદારિક શરીર નામકર્મનાં ઉદયથી થાય છે અર્થાત્ જે શરીર સ્થૂલ અથવા જેનું પ્રયોજન સ્થૂલ હોય તે ઔદારિક.

એક, અનેક, નાના, મોટા ઈત્યાદિ દરેક પ્રકારના શરીર કરવા તે વૈક્રિય કહેવાય છે. વિક્રિયા કરવી જેનુ પ્રયોજન છે તે વૈક્રિય શરીર અથવા વિક્રિયાશકિત દ્વારા ઉત્પન્ન કરવામાં આવેલું શરીર વૈક્રિય શરીર કહેવાય છે.

દેવોનુ મૂળ શરીર તીર્થંકર ભાગવંતોના જન્મકલ્યાણક વગેરે સમયે પણ વૈક્રિય શરીર ધારણ કરીને જન્મ ઉત્સવના સ્થળે આવે છે. મૂળ રૂપથી નહીં એક અથવા અનેક રૂપ ઉત્તર શરીર જ તેમના જન્મોત્સવ વગેરેમાં સમ્મિલિત થાય છે. વિક્રિયા, વિકાર, બહુરૂપતા અગર એકને અનેક બનાવવું, આ તમામ સમાનાર્થક શબ્દ છે. ટુંકમાં જે શરીર વિક્રિયાથી બનેલું હોય, અનેક આશ્ચર્ય ઉત્પન્ન કરનાર હોય, જુદા જુદા પ્રકારના ગુણોથી યુકત હોય, એવા વૈક્રિયવર્ગણાના પુદ્ગલોથી બનેલું શરીર વૈક્રિય કહેવાય છે.

સૂક્ષ્મતત્ત્વને જાણવા માટે અથવા અસંયમનું નિવારણ કરવા માટે વગેરે કારણોથી પ્રમત્તસયત દ્વારા જે શરીર નિષ્પાદિત કરવામાં આવે છે તે આહારક કહેવાય છે. આ શરીર

અત્યન્ત શુભ, શક્તિ, તથા વિશુદ્ધ દ્રવ્યોથી નિર્મિત હોય છે. વિશેષ પ્રયોજનથી બનાવાય છે તેમજ અન્તમૂહૂર્તની સ્થિતિવાળું હોય છે. પ્રમતસંયત મુનિ જ આ શરીરને નિષ્પન્ન કરે છે.

જ્યારે પ્રમત્તસંયતને કોઈ ઊંડા તત્ત્વમાં અથવા સંયમના વિષયમાં શંકા ઊભી થાય છે, ત્યારે તીર્થંકર તથા કેવળી ભગવાનની પાસે શંકાને દૂર કરવા અર્થે તાલુપ્રદેશના છિદ્રથી નિકળીને એક હાથનું પુતળું ત્યાં જાય છે, જઈને તીર્થંકર વગેરેને પૂછી કરીને પાછું ફરે છે અને તેજ તાલુના છિદ્રથી પ્રમત્તસંયતના શરીરમાં પેસી જાય છે. આવું કરવાથી તેની શંકા દૂર થઈ જાય છે.

તેજથી જે શરીર ઉત્પન્ન થાય છે તે તૈજસ કહેવાય છે. કર્મ દ્વારા નિષ્પન્ન શરીરને કાર્મણ શરીર કહે છે. જેવી રીતે બોર વગેરેનો આધાર કુંડ હોય છે તેજ પ્રકારે આ કાર્મણ શરીર સમસ્ત કર્મરાશિનો આધાર છે અથવા જે શરીર કર્મોનું કાર્ય છે તે કાર્મણ કહેવાય છે. તે સમસ્ત કર્મોને ઉત્પન્ન કરવામાં સમર્થ હોય છે. ॥ ૨૯ ॥

**તત્વાર્થનિર્યુક્તિઃ**—પૂર્વોક્ત જન્મોમાં, પૂર્વોક્ત યોનિઓવાળા જીવોના કયા અને કેટલા શરીર હોય છે ? તે શરીરોના લક્ષણ કયા છે ? આ બતાવવા માટે કહીએ છીએ- શરીર પાંચ છે. ઔદારિક વૈક્રિય-આહારક-તૈજસ અને કાર્મણ.

ક્ષણે ક્ષણે શીર્ણ-જીર્ણ, નાશવંત હોવાથી તેમજ ચય અને અપચય વાળું હોવાથી 'શરીર' સંજ્ઞા પ્રદાન કરવામાં આવી છે. શરીર ઉપર મુજબ પાંચ છે.

આ પાંચ શરીર નરક વગેરે ચાર ગતિના જીવોને જ હોય છે, સિદ્ધ જીવોને હોતા નથી. સિદ્ધ જીવ સમસ્ત કર્મોથી રહિત હોવાથી સમસ્ત શરીરોથી પણ રહિત હોય છે. આ સત્યને પ્રકટ કરવા માટે સૂત્રની શરૂઆતમાં "શરીર" શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. શરીરશબ્દનો અર્થ છે-જે નાશવંત હોય, પળે-પળે બદલાતું રહે. આવું નાશવંત શરીર સિદ્ધોમાં મળી આવતું નથી. આજ કારણ છે કે શરીર શબ્દની અપેક્ષા "કાય" શબ્દ નાનો છે અને જો તેનો પ્રયોગ કર્યો હોત તો સૂત્રમાં લઘુતા આવત આમ છતાં અત્રે કાય શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો નથી. શરીર શબ્દનો મોટા હોવાના કારણેજ પ્રયોગ કરવામાં આવ્યો છે તે તેની વિનશ્વરતા પ્રકટ કરવા માટે જ.

તાત્પર્ય એ છે કે સંસારી જીવોનાં ઔદારિક વૈક્રિય. આહારક તૈજસ અને કાર્મણ વગેરે પાંચ પ્રકારના શરીર હોય છે. પ્રજ્ઞાપનાસૂત્રનાં ૨૧માં શરીરપદમાં કહેલ છે—

પ્રશ્ન—ભગવન્ ! શરીર કેટલા કહેલાં છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ શરીર છે. (૧) ઔદારિક (૨) વૈક્રિય (૩) આહારક (૪) તૈજસ (૫) કાર્મણ.

જે શરીર સ્થૂળ અને અસાર પુદ્ગલદ્રવ્યોથી બન્યું હોય તે ઔદારિક કહેવાય છે. વિક્રિયા શક્તિથી ઉત્પન્ન થયું હોય તે વૈક્રિય કહેવાય છે. વિક્રિયા. વિકાર અનેક રૂપતા અથવા એકના અનેક રૂપો બનાવવા એ સર્વ સમાન અર્થવાલા શબ્દો છે જે શરીર વિક્રિયાથી બનેલ હોય નાનાપ્રકારના રૂપ અને અદ્ભૂત હોય. નાના પ્રકારના ગુણોથી યુક્ત પુદ્ગલવર્ગણાથી બનેલ હોય તે વૈક્રિય કહેવાય છે.

જે શરીર અત્યન્ત શુભ, શુભ્ર, અને વિશુદ્ધ દ્રવ્યવર્ગણાઓથી ઉત્પન્ન થાય તથા એક વિશેષ પ્રયોજનથી જ બાનાવાય તથા જેની સ્થિતિ અન્તર્મુહૂર્ત માત્રા હોય તે આહારક શરીર કહેવાય છે.

જે તૈજસ ગુણવાળા દ્રવ્યોથી નિર્મિત હોય, તેજનો વિકાર હોય અગર તેજ રૂપ જ હોય તે તૈજસ શરીર છે. આ શરીર ઉષ્ણ ગુણવાળું તથા શાપ અને અનુગ્રહના સામર્થ્યવાળું પણ હોઈ શકે છે.

આ શરીર જેને મળે છે અને જો તે તેજોલેશ્યા લબ્ધિવાળો હોય તો તે જ્યારે ક્રોધથી ભભુકી ઉઠે છે ત્યારે બીજા જીવને, બાળી મુકવા માટે તેને બહાર કાઢે છે જેવી રીતે ગોશાળકે કાઢી હતી તેમ. અને જ્યારે ખુશ હોય છે ત્યારે શીત તેજથી ઉપકાર પણ કરે છે. જે જીવને ઉત્તરગુણપ્રત્યયક લબ્ધિ પ્રાપ્ત થતી નથી તેનું જ તૈજસ શરીર ખાધેલા અન્નને પચાવવાનું કાર્ય કરે છે, આ પ્રમાણે જે શરીર ખોરાક પચાવવાની શક્તિવાળું હોય તે પણ તૈજસ કહેવાય. આવીજ રીતે કર્મદ્વારા નિષ્પન્ન શરીર કાર્મણ કહેવાય છે. આ શરીર સમસ્ત કર્મરાશિનું એવી રીતે આધાર ભૂત છે જેવી રીતે બોર વગેરેનો આધાર કુંડ વગેરે હોય છે. અથવા આ શરીર બીજની જેમ બધાં કર્મોનો પિતા છે. આ શરીરનામકર્મની ઉત્તરપ્રકૃતિ છે અર્થાત્ શરીરનામકર્મનો એક ઉપભેદ છે આથી આઠ કર્મોથી થોડુંક ભિન્ન છે. કર્મ જ કાર્મણ કહેવાય છે. હકીકતમાં તે કર્મો દ્વારા નિષ્પન્ન, કર્મોમાં થનારૂં અથવા કર્મ જ કાર્મણ શરીર કહેવાય છે.

ઔદારિક વગેરે શરીર પોતાને ગમે તે પુદ્ગલોથી બનતાં નથી પરંતુ એમને યોગ્ય પુદ્ગલોની વર્ગણા જુદી જુદી હોય છે. ઔદારિક વર્ગણાના પુદ્ગલોથી ઔદારિક શરીર, વૈક્રિય વર્ગણાના પુદ્ગલોથી વૈક્રિય શરીર, આહારક વર્ગણાના પુદ્ગલોથી આહારક શરીર, તૈજસવર્ગણાના પુદ્ગલોથી તૈજસશરીર અને કાર્મણવર્ગણા ના પુદ્ગલોથી કાર્મણ શરીરનું નિર્માણ થાય છે.

પુદ્ગલોનાં સમૂહને વર્ગણા કહે છે. આનું વર્ગિકરણ અનેક પ્રકારથી કરવામાં આવેલ છે. જેવી રીતે દ્રવ્યની અપેક્ષાથી સમસ્ત પરમાણુદ્રવ્યોની એક વર્ગણા યાને (રાશિ) છે. દ્વિપ્રદેશી સ્કંધોની એક વર્ગણા છે. એવી જ રીતે એક-એક પરમાણુની વૃદ્ધિ કરીને સંખ્યાત વર્ગણાઓ છે, અસંખ્યાત પ્રદેશી સ્કંધોની અસંખ્યાત વર્ગણાઓ છે. અનન્તપ્રદેશી સ્કંધોની અનન્ત, વર્ગણાઓ હોય છે.

અલ્પ પુદ્ગલોવાળી કેટલીક એવી વર્ગણા હોય છે કે જેનાથી ઔદારિક શરીર બની શકતું નથી અર્થાત્ તે ઔદારિક શરીર માટે અયોગ્ય હોય છે તેમની આગળની અનન્ત વર્ગણાઓ ઔદારિક શરીરને યોગ્ય હોય છે આ યોગ્ય વર્ગણાઓની આગળની તેમનાથી પણ અનન્તગણી એવી વર્ગણા છે જે (વધારે દ્રવ્યવાળી હોવાને કારણે) ઔદારિક શરીર માટે યોગ્ય નથી આવી રીતે ઔદારિક વર્ગણાઓ ત્રણ પ્રકારની છે. (૧) અલ્પ પુદ્ગલોવાળી હોવાથી અયોગ્ય (૨) યોગ્ય પરિણામવાળી હોવાના કારણે યોગ્ય તથા (૩) બહુપુદ્ગલોવાળી હોવાથી અયોગ્ય. આવી જ રીતે વૈક્રિય આહારક, તૈજસ ભાષા, આણા પાણુ મન તથા કાર્મણમાથી પ્રત્યેક જાતિની ત્રણ પ્રકારની વર્ગણાઓ કહેલી છે-અયોગ્ય, યોગ્ય,...

તાત્પર્ય એ છે કે ઔદારિક વગેરે શરીરોનાં તથા ભાષા આદિના નિર્માણ માટે યોગ્ય પરિમાણવળી વર્ગણાઓ જ યોગ્ય હોય છે. આ ઉચિત પરિમાણવાળી વર્ગણાઓથી ઓછા

પરિમાણવાળી જે વર્ગણાઓ છે. તે અયોગ્ય હોય છે અને અધિક પરિમાણવાળી હોય તો પણ અયોગ્ય હોય છે. ઓછા પરિમાણવાળી વર્ગણાઓમાં પુદ્દગલદ્રવ્યોની ઉણપ હોવાથી તેમને અયોગ્ય કહેવામાં આવી છે અને વધુ પરિમાણવાળી વર્ગણાઓમાં જરૂરથી વધુ પુદ્દગલો હોવાથી અયોગ્ય કહેલ છે. પ્રથમ વર્ગણાઓ અલ્પદ્રવ્યવાળી હોવાથી, અયોગ્ય છે જ્યારે છેવટની વધુ દ્રવ્યવાળી હોવાથી અયોગ્ય છે અર્થાત્ તે યોગ્ય વર્ગણાઓથી જ ઔદારિક-શરીરની નિષ્પત્તિ થાય છે.

અહીં એક બાબત ધ્યાનમાં રાખવી ઘટે કે વધારે દ્રવ્યવાળી ઔદારિક વર્ગણામાં, જે ઔદારિક શરીર માટે અયોગ્ય હોય છે તેમાં એક પુદ્દગળ જો ભેળવી દેવામાં આવે તો તે વૈક્રિય શરીરને અયોગ્ય પ્રાથમિક વૈક્રિયવર્ગણા જેવી થઈ જાય છે. આજ રીતે આહારક વગેરે બધી આગળની વર્ગણાઓની બાબતમાં સમજી લેવું જોઈએ.

જો કે અહીં ભાષાવર્ગણા, અણાપાણુવર્ગણા તથા મનોવર્ગણાનો ઉલ્લેખ કરવાનું કોઈ પ્રરકરણ નથી તો પણ કાર્મણશરીરને યોગ્ય વર્ગણાઓને દેખાડવાના હેતુથી તેમનો પણ નિર્દેશ કરવામાં આવેલ છે. આવી જ રીતે આ ઔદારિક વગેરે શરીર જુદા જુદા—ઔદારિક વર્ગણા વગેરેથી બનેલાં છે.

પાંચ શરીરેમાં ઔદારિક શરીરનું સર્વપ્રથમ નિદર્શન કરવામાં આવેલ છે. એનું કારણ એ છે કે તે બધાથી વધુ સ્થૂળ છે, અલ્પપ્રદેશી છે અને તેમના સ્વામી બધાથી વધારે છે. ત્યારબાદ વૈક્રિય શરીરનો ઉલ્લેખ કરવાનું કારણ પૂર્વસ્વામીનું સામર્થ્ય છે અર્થાત્ જેને પહેલા ઔદારિક શરીર પ્રાપ્ત હોય તેજ વૈક્રિય શરીરને મેળવી શકે છે જેવી રીતે વૈક્રિયશરીર લબ્ધિથી પણ હોય છે તેવી જ રીતે આહારક શરીર પણ લબ્ધિથી પ્રાપ્ત થાય છે. આ સમાનતાથી વૈક્રિય શરીરની પછી આહારક લેવામાં આવ્યું છે—આહારકની અપેક્ષા પણ વધુ સૂક્ષ્મ હોવાથી તેની પછી તૈજસનું તથા તૈજસ અધિક સૂક્ષ્મ હોવાથી તેની પછી કાર્મણ શરીરનું ગ્રહણ કરેલ છે. આહારક શરીરની અપેક્ષા તૈજસમાં અને તૈજસની અપેક્ષા કાર્મણશરીરમાં અનન્ત પ્રદેશ અધિક હોય છે. ॥ ૨૯ ॥

**'उत्तरोत्तरं सुहुमं आदिओ चत्तारि भयणिज्जाइं' ॥३०॥**

**મૂળસૂત્રાર્થ**—પૂર્વોકત શરીર ઉત્તરોત્તર સૂક્ષ્મ છે અને એક જીવમાં એકી સાથે ચાર શરીરોની ભજના છે ॥ ૩૦ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ઔદારિક વગેરે પાંચ શરીરોની પ્રરૂપણા કરવામાં આવી છે. તે શરીર ઉત્તરોત્તર સૂક્ષ્મ છે અને કોઈ જીવનાં બે કોઈનાં ત્રણ તથા કોઈ કોઈના ચાર સુધી એકી સાથે હોઈ શકે છે એ માટે કહીએ છીએ—

પૂર્વોકત પાંચ શરીરોમાંથી પૂર્વ શરીરની અપેક્ષા આગળ-આગળના શરીર સૂક્ષ્મ છે અર્થાત્ સૂક્ષ્મ પરિણમનવાળા પુદ્દગળદ્રવ્યોથી બને છે. સૂક્ષ્મ હોવાના કારણે જ વૈક્રિય વગેરે ચાર શરીર આપણને સામાન્યતયા દેખાતાં નથી.

શંકા—શાસ્ત્રમાં ઔદારિક શરીરનું ઉત્કૃષ્ટ પરિમાણ એક હજાર યોજનથી કિંચીત આધક કહેલ છે જ્યારે વૈક્રિય શરીરનું ઉત્કૃષ્ટ પરિમાણ એક લાખ યોજનથી થોડુંક વધુ કહેવામાં આવેલ છે. આવી સ્થિતિમાં ઔદારિકની અપેક્ષા વૈક્રિય શરીર સૂક્ષ્મ કઈ રીતે હોઈ શકે ?

**સમાધાન**—સાચી વાત છે. પરિમાણની અપેક્ષાથી જો કે ઔદારિક શરીરની અપેક્ષા વૈક્રિય શરીર મોટું હોય છે તેમ છતાં આદશ્ય હોવાથી તેને સૂક્ષ્મ જ કહેવામાં આવે છે આ

પ્રશ્ન બીજો જ છે કે વિક્રિયા કરવાવાળાની ઈચ્છાથી તેનું વૈક્રિય શરીર દષ્ટિગોચર પણ હોઈ શકે છે આવી રીતે ઔદારિકથી વૈક્રિય વૈક્રિયથી આહારક–આહારકથી તૈજસ તૈજસથી કાર્મણ-શરીર સૂક્ષ્મ છે.

જો કે શરીર અનુક્રમથી ઉત્તરોત્તર સૂક્ષ્મ છે તો પણ પુદ્ગલપ્રદેશોની અપેક્ષા એ ઔદારિક શરીરથી વૈક્રિય અને વૈક્રિયથી આહારક શરીર અસંખ્યાતગણાં છે આહારકની અપેક્ષા તૈજસ શરીરમાં અને તૈજસની અપેક્ષા કાર્મણશરીરમાં અનન્તગણા પ્રદેશો છે. આવી રીતે બહુતર દ્રવ્યોથી ઉત્પન્ન થવા છતાં પણ તેમનું ઉત્તરોત્તર સૂક્ષ્મ પરિણમન છે આથી જ તે સૂક્ષ્મ કહેવાયા છે.

આ પાંચ શરીરોમાંથી કોઈ જીવને એક સાથે ચાર શરીર હોઈ શકે છે. કોઈને બે, કોઈને ત્રણ અને કોઈને ચાર શરીર સુધી પ્રાપ્ત થઈ શકે છે. (૧) એકી સાથે એક જીવને બે શરીર હોય તો તૈજસ અને કાર્મણ હોય છે. બે શરીર માત્ર વિગ્રહગતિના સમયે જ હોય છે. (૨) ત્રણ શરીર એક સાથે હોય તો તૈજસ કાર્મણ અને ઔદારિક હોય છે. આ ત્રણ શરીર ઋદ્ધિવગરના તિર્યંચ તથા મનુષ્યોમાં હોય છે. (૩) અથવા ત્રણ શરીર તૈજસ, કાર્મણ અને વૈક્રિય હોય છે જે દેવગતિ અને નારકીના જીવોને પ્રાપ્ત હોય છે (૪) ચાર હોય તો તૈજસ, કાર્મણ, ઔદારિક તથા વૈક્રિય હોય અથવા (૫) તૈજસ, કાર્મણ, ઔદારિક તથા આહા-રક હોય આ ચાર શરીર વૈક્રિય લબ્ધિ અથવા આહારક લબ્ધિવાળા જીવને હોય છે.

એક જીવમાં એકી સાથે પાંચ શરીર હોતા નથી અને વૈક્રિય અને આહારક શરીર એકી સાથે મળી શકતા નથી કારણ કે એકી સાથે બંને–વૈક્રિય અને આહારક લબ્ધિઓ હોતી નથી. કાર્મણશરીર તો પ્રત્યેક સંસારી જીવને હોય જ છે. ॥ ૩૦ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—ઔદારિક વગેરે શરીર ઉત્તરોત્તર સૂક્ષ્મ છે જેમકે—ઔદારિકથી વૈક્રિય સૂક્ષ્મ છે વૈક્રિયથી આહારક. આહારકથી તૈજસ-તૈજસથી કાર્મણશરીર સૂક્ષ્મ છે આવિ-રીતે ઔદારિક પાંચેશરીરોમાં એક બિજાની અપેક્ષા એ ઉત્તરોત્તર શરીર સૂક્ષ્મ છે.

આવી રીતે ઉત્તરોત્તર શરીર સૂક્ષ્મ દ્રવ્યોથી બનેલા હોવાથી સૂક્ષ્મ છે અને આ કારણે ઔદારિક શરીર સિવાયના ચાર વૈક્રિય વગેરે શરીર પ્રાયઃ જોઈ શકાતાં નથી. પુદ્ગલોનું પરિણ-મન વિવિધ પ્રકારનું છે. કોઈ–કોઈ પુદ્ગલ થોડા હોવા છતાં પણ પોલા–પોલા હોવાથી સ્થૂળ દેખાય છે જેમ ભીંડા અગર લાકડાનાં પુદ્ગલ. કોઈ આથી ઉલ્ટુ, પણ અત્યંત સઘનરૂપમાં પરિણત થાય છે. તે ઘણાં વધારે હોવા છતાંપણ સૂક્ષ્મ–પરિણત હોવાથી અલ્પ દેખાય છે દાખલાતરીકે. હાથી દાંતના પુદ્ગલ—

આ વાત ચોકકસ છે કે લંબાઈ–પહોળાઈમાં સરખાં ભીંડા અને હાથીદાંતના ટુકડાને જો ત્રાજવામાં જોખવામાં આવે તો તેમના વજનમાં ઘણો તફાવત હોય છે. આથી સાબીત થાય છે કે કોઈ પુદ્ગલ સઘન એવાં સૂક્ષ્મ પરિણમનવાળા અને કોઈ શિથિલ પરિણમનવાળા હોય છે નહીંતર જો તેમનું પ્રમાણ તુલ્ય છે એ લઘુતા અને ગુરુતા કેમ થાય ? આ કારણે પહેલા–પહે-લાંના શરીર ઉત્તરોત્તર શરીરોની અપેક્ષા સ્થૂળ દ્રવ્યોથી બનેલા અને શિથિલ પરિણમનવાળા હોય છે અને ઉત્તરોત્તર શરીર સૂક્ષ્મ દ્રવ્યોથી નિર્મિત, સઘન પરિણતિવાળા અને સૂક્ષ્મ હોય છે. આ પુદ્ગલ દ્રવ્યોની પરિણમનની વિચિત્રતા છે, આ રીતે ઔદારિક શરીર અલ્પદ્રવ્યવાળું,

સ્થૂળ અને પોલું હોય છે અને તેની અપેક્ષા વૈક્રિય શરીર બહુતર દ્રવ્યોવાળું, સૂક્ષ્મ અને સઘન પરિણમનવાળું હોય છે આ કારણે તેને ઔદારિકની અપેક્ષા સૂક્ષ્મ કહેલ છે.

પ્રશ્ન—ઔદારિક શરીર શાસ્ત્રમાં વધુમાં વધુ એક હજાર યોજનથી થોડુંક વધારે પરિમાણવાળું કહેવામાં આવેલું છે પરંતુ વૈક્રિય શરીર કંઈક વધુ એક લાખ યોજન પરિમાણવાળું હોય છે તો પણ તેને સૂક્ષ્મ કઈ રીતે કહ્યું ?

ઉત્તર—જો કે પ્રમાણની અપેક્ષા વૈક્રિય શરીર ઘણું મોટું હોય છે તો પણ અદૃશ્ય હોવાથી તે સૂક્ષ્મ જ કહેવાય છે હા, જો વૈક્રિય શરીર બનાવનાર ધારે તો તે દૃષ્ટિગોચર પણ થઈ શકે છે આથી તેને સૂક્ષ્મ કહેવામાં કોઈ દોષ નથી.

આવી જ રીતે વૈક્રિયની અપેક્ષા આહારક શરીર સૂક્ષ્મ હોય છે. તે બહુસંખ્યક દ્રવ્યોથી ઉત્પન્ન થવા છતાં પણ સૂક્ષ્મતર પરિમાણવાળું હોવાથી સૂક્ષ્મ છે. આહારકની અપેક્ષા તૈજસ શરીર ઘણું સૂક્ષ્મ અને ઘણા દ્રવ્યોથી બનેલું છે. તૈજસ શરીરની અપેક્ષા કાર્મણ શરીર બહુ અધિક દ્રવ્યોથી બનેલું હોવા છતાં પણ અત્યન્ત સૂક્ષ્મ હોય છે. અહીં ઉત્તરોત્તર શરીરોમાં જે સૂક્ષ્મતાનું વિધાન કરવામાં આવેલુ છે તે આપેક્ષિક છે, સૂક્ષ્મતા કર્મના ઉદયથી ઉત્પન્ન સૂક્ષ્મતા નથી.

પ્રશ્ન—કારણોની સૂક્ષ્મતા હોવાથી બહુસંખ્યક પુદ્‌ગલો દ્વારા રચિત હોવા છતાં પણ પ્રચયની વિશેષતાને કારણે આગળ-આગળના શરીર ભલે સૂક્ષ્મ હોય પરંતુ તે શરીર બહુસંખ્યક પુદ્‌ગલોથી બનેલા છે, તેની સાબીતી શી ?

ઉત્તર —ઔદારિક આદિ શરીરોનું નિર્માણ ક્રમશઃ અસંખ્યાતગણા અધિક પ્રદેશોથી થાય છે અર્થાત્ ઔદારિક શરીરની અપેક્ષા વૈક્રિય શરીરના પ્રદેશ અસંખ્યાતગણા વધારે છે અને વૈક્રિય શરીરના પ્રદેશોથી આહારક શરીરના પ્રદેશ અસંખ્યાતગણા વધારે હોય છે. આહારકની અપેક્ષા તૈજસના અને તૈજસની અપેક્ષા કાર્મણ શરીરના પ્રદેશ અનન્તગણા વધારે હોય છે. પ્રવૃદ્ધદેશ પ્રદેશ કહેવાય છે આ વ્યુત્પત્તિ અનુસાર જ્યારે અનન્તગુણ સ્કન્ધ અન્ય અનન્તાણુક સ્કંધોથી અસંખ્યાતવાર ગુણવામાં આવે ત્યારે તે વૈક્રિય શરીર માટે ગ્રહણ કરવા યોગ્ય બને છે.

આવીજ રીતે વૈક્રિય શરીર માટે ગ્રહણ કરવા યોગ્ય એક અનન્તપ્રદેશી સ્કન્ધ જ્યારે અનન્તાણુક સ્કંધોથી અસંખ્યાત વખત ગુણવામાં આવે છે ત્યારે તે આહારક શરીર માટે યોગ્ય બને છે પરંતુ તૈજસ અને કાર્મણ શરીરના વિષયમાં આ નિયમ લાગુ થતો નથી. એમના માટે બીજો નિયમ છે જે હવે પછી કહેવામાં આવશે આવી રીતે ઔદારિક શરીરને યોગ્ય સ્કંધ અનન્તાણુક હોવા છતાં પણ ઉત્તર સ્કંધોની અપેક્ષા સહુથી નાનુ છે કારણકે અનન્ત સંખ્યાના અનન્ત ભેદ છે.

આનો સારાંશ એ છે કે ઔદારિક શરીરને યોગ્ય એક સ્કંધ જ્યારે અન્ય અનન્તપ્રદેશી સ્કંધો સાથે અસંખ્યવાર ગુણાય ત્યારે જ તે વૈક્રિય શરીરને યોગ્ય બને છે. આવી જ રીતે વૈક્રિય શરીરના યોગ્ય સ્કંધોથી આહારક શરીરના યોગ્ય સ્કંધ અસંખ્યગણા છે. આનો ફલિતાર્થ એ છે કે વૈક્રિય શરીરને યોગ્ય સ્કંધ જ્યારે અન્ય અનન્તપ્રદેશી અસંખ્યાત સ્કંધોથી ગુણાય છે ત્યારે તે આહારક શરીરને અનુરૂપ બને છે

તૈજસ અને કાર્મણ શરીર પૂર્વ-પૂર્વના શરીરની અપેક્ષા પ્રદેશોથી અનન્તગણા હોય છે. આ રીતે આહારક શરીરથી તૈજસમાં અનન્તગણા પ્રદેશ છે અને તૈજસની અપેક્ષા કાર્મણ

શરીર અનન્તગણા પ્રદેશવાળા છે. તારણ એ થયું કે આહારક શરીરને યોગ્ય અનન્તાણુક સ્કંધ જ્યારે બીજાં અનન્ત અનન્ત પ્રદેશોવાળા સ્કંધોથી ગુણવામાં આવે ત્યારે તે તૈજસ શરીર માટે ગ્રહણ કરવા યોગ્ય બને છે. આવીજ રીતે તૈજસ શરીરને યોગ્ય અનન્તાણુક સ્કંધ અન્ય અનન્તાણુક સ્કંધોથીગુણવામાં આવે-ત્યારે કાર્મણ શરીર માટે ગ્રહણ કરવા યોગ્ય બને છે. પ્રજ્ઞાપનાસૂત્રના શરીરપદના ૨૧માં પદમાં કહે છે--

દ્રવ્યની અપેક્ષા આહારક શરીર બધાથી ઓછા છે, વૈક્રિય શરીર તેથી અસંખ્યાતગણા વધારે છે, ઔદારિક શરીર તેથી પણ અસંખ્યાતગણા છે. તૈજસ અને કાર્મણ શરીર બંને દ્રવ્યની અપેક્ષાએ સરખાં છે પરંતુ અનન્તગણા છે, પ્રદેશોની અપેક્ષા સહુથી ઓછા આહારક શરીર છે, વૈક્રિય શરીર પ્રદેશોની અપેક્ષા તેમનાથી અસંખ્યાતગણા છે, ઔદારિક શરીર પ્રદેશોની અપેક્ષા અસંખ્યાતગણા છે તૈજસશરીર પ્રદેશોની અપેક્ષા અનન્તગણા છે, વગેરે ...

અન્ય શરીરોથી તૈજસ અને કાર્મણ શરીરની એક ધ્યાન ખેંચતી બાબત એ છે કે આ બંને લોકાન્ત સિવાય બધે જ અપ્રતિહત હોય છે, હા, લોકના અન્તમાં આ બંને પણ નાશ પામે છે. કહેવાનું એ છે કે જીવો અને અજીવોનું આધારભૂત ક્ષેત્ર લોક કહેવાય છે. લોકને અન્ત થાય છે. ત્યારે તૈજસ-કાર્મણ શરીરની ગતિને પણ અન્ત થઈ જાય છે. લોકની બહાર ગતિને કારણ ધર્મદ્રવ્ય અને સ્થિતિને કારણ અધર્મદ્રવ્ય હોતું નથી ધર્મદ્રવ્યના નિમિત્તથી જ જીવો અને પુદ્દગલોની ગતિ થાય છે આથી જ્યાં ધર્મદ્રવ્યને અભાવ છે ત્યાં ગતિને પણ અભાવ હોય છે.

જેમ માછલાં વગેરે જળચરોની ગતિ પાણીની મદદથી થાય છે તેવી જ રીતે સમસ્ત જીવો અને પુદ્દગલોની ગતિ ધર્મદ્રવ્યની મદદથી જ થાય છે.

લોકાન્તને છોડીને સમ્પૂર્ણ લોકમાં કયાંય પણ તેમને પ્રતિઘાત થતો નથી-ગતિમાં રુકાવટ આવતી નથી જો કે આ બંને શરીર પણ આકારવાળા છે તોપણ અત્યંત સૂક્ષ્મ હોવાના કારણે અપ્રતિહત છે-ભલે પર્વત હોય કે દરિયો, રણ દ્વીપ પાતાળ નરક અથવા વૈમાનિક લોક આદિ તો પણ તેને ભેદીને તેઓ સર્વત્ર અપ્રતિહત ગતિમાં હોય છે જેવી રીતે લાલચોળ તેજના અવયવ લોઢાના પિન્ડની અંદર પેશી જાય છે અને કોઈ પણ પ્રકારે રોકી શકાતા નથી કારણ કે તે સૂક્ષ્મ હોય છે તેજ રીતે તૈજસ અને કાર્મણ શરીર પણ રાજાના પ્રિય પુરુષની જેમ સર્વત્ર પ્રવેશ કરે છે અને નિકળે છે, રાજપ્રશ્નીય સૂત્રનાં ૬૯માં સૂત્રમાં તેમને 'અપ્પડિહયગઈ' અર્થાત્ વગર કોઈ રોકટોક ગતિ કરનાર કહેવામાં આવ્યા છે.

તૈજસ અને કાર્મણ શરીરથી સંસારી જીવ કદાપી રહિત હોતો નથી-સમસ્ત સંસારી જીવોની સાથે તેમને સંબન્ધ અનાદિકાળથી છે-જેવી રીતે સુવર્ણ અને પાષાણને સંયોગ અનાદિ છે તથા આકાશ અને પૃથ્વી વગેરેને સંયોગ અનાદિકાલીન છે તેવી જ રીતે જીવની સાથે આ બંને શરીરોને સંબન્ધ અનાદિકાલીન છે-પરંતુ આ અનાદિ સમ્બન્ધ એકાંત રૂપથી ન સમજવો જોઈએ પરંતુ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી જ સમજવો જોઈએ-બંને શરીર પ્રવાહ સ્વરૂપે અનાદિકાલીન છે-તાત્પર્ય એ છે કે આ બંને શરીરોની પરંપરા અનાદિકાળથી અવિચ્છિન રૂપમાં ચાલતી આવી છે અને જ્યાં સુધી જીવને મુક્તિ મળતી નથી ત્યાં સુધી ચાલતી જ રહે છે. પરંતુ પર્યાયની અપેક્ષા તેમને સંબન્ધ આદિમાન પણ છે.

દ્રવ્યથી અનાદિ સમ્બન્ધ હોવા છતાંપણ આ તૈજસ અને કાર્મણ શરીર શું બધાં સંસારી જીવોને હોય છે-અથવા કોઈ કોઈને જ હોય છે ? આ પ્રશ્નનો જવાબ એ છે કે બધાં સંસારી જીવોનાં તૈજસ-કાર્મણ શરીર હોય છે, એવું નથી કોઈને હોય અને કોઈને ન હોય.

પ્રશ્ન—જેમ તૈજસ અને કાર્મણ શરીર અનાદિકાલીન સંબન્ધ હોવાથી બધા સંસારી જીવોને સાથે-સાથે હોય છે તેવી જ રીતે શું અન્ય શરીર પણ એકી સાથે એક જીવને હોય છે નહીં ?

ઉત્તર—ભજનાથી એક જીવને એકીં સાથે ચાર શરીર સુધી હોઈ શકે છે-(૧) એક જીવને એકી સાથે તૈજસ અને કાર્મણ-એ શરીર હોય છે (૨) કોઈને તૈજસ કાર્મણ અને ઔદારિક હોય છે (૩) કોઈને તૈજસ, કાર્મણ અને વૈક્રિય હોય છે (૪) કોઈને તૈજસ કાર્મણ ઔદારિક તથા વૈક્રિય હોય છે (૫) કોઈને તૈજસ, કાર્મણ, ઔદારિક તથા આહારક હોય છે (૬) કોઈને માત્ર કાર્મણ જ હોય છે (૭) કોઈને કાર્મણ અને ઔદારિક (૮) કાર્મણ અને વૈક્રિય (૯) કાર્મણ, ઔદારિક અને વૈક્રિય (૧૦) કાર્મણ, ઔદારિક, આહારક (૧૧) કોઈને કાર્મણ, તૈજસ, ઔદારિક તથા વૈક્રિય હોય છે. (૧૨) કોઈને કાર્મણ તૈજસ અને ઔદારિક હોય છે—

એક જીવને પાંચ શરીર કદી પણ હોઈ શકે નહીં કારણ કે આહારક અને વૈક્રિય શરીર સાથે-સાથે હોતા નથી, બંને લબ્ધિઓ એક જીવને એકી સાથે હોતી નથી.

આ બંને લબ્ધીઓ એકી સાથે એક જીવમાં વ્યકત રૂપમાં હોઈ શકતી નથી. જે કાળમાં વૈક્રિયલબ્ધિનો પ્રયોગ કરવામાં આવે છે તે સમયે આહારક લબ્ધિનો પ્રયોગ થતો નથી-હા, આગળ પાછળ પ્રયોગ કરી શકાય પહેલા વૈક્રિય શરીર બનાવી તેના વ્યાપારથી નિવૃત્ત થઈ જાય પછી આહારક શરીર બનાવી શકે છે. આવી સ્થિતિમાં એક જીવનાં એકી સાથે પાંચ શરીર હોઈ શકે નહીં પ્રજ્ઞાપના સૂત્રના ૨૧માં શરીર પદમાં કહ્યું છે કે—

પ્રશ્ન—હે ભગવંત ! જે જીવને ઔદારિક શરીર છે તેમને વૈક્રિય અને વૈક્રિય શરીર હોય તેને ઔદારિક શરીર હોય છે કે નહીં ?

ઉત્તર—હે ગૌતમ ! જેને ઔદારિકશરીર છે તેને વૈક્રિય શરીર કોઈવાર હોય છે, કોઈ-વાર હોતું નથી જેને વૈક્રિય શરીર છે તેને ઔદારિક શરીર હોય અગર ન પણ હોય.

પ્રશ્ન—ભગવંત ! જેને ઔદારિક શરીર છે તેને આહારક અને આહારકવાળાને ઔદારિક શરીર હોય છે ?

જવાબ—ગૌતમ ! જેને ઔદારિક શરીર હોય તેને આહારક શરીર કદાચિત્ હોય છે કદાચિત્ નથી પણ હોતું જેને આહારક શરીર છે તેને ઔદારિક શરીર નિયમથી હોય છે.

પ્રશ્ન—ઔદારિક શરીરવાળાને તૈજસ અને તૈજસવાળાને ઔદારિક શરીર હોય છે ?

જવાબ—જેને ઔદારિક શરીર છે તેને તૈજસ શરીર નિયમથી હોય છે પરંતુ તૈજસવાળાને ઔદારિક શરીર હોય પણ ખરૂં અને ન પણ હોય આવુંજ કાર્મણ શરીર માટે સમજવાનું છે.

પ્રશ્ન—વૈક્રિય શરીરવાળાને આહારક અને આહારક શરીરવાળાને વૈક્રિય શરીર હોય છે ?

જવાબ—ગૌતમ, વૈક્રિયવાળાને આહારક શરીર હોતું નથી અને આહારકવાળાને વૈક્રિય શરીર પણ હોતું નથી તૈજસ અને કાર્મણ શરીરના વિષયમાં ઔદારિક શરીર માટે જે કહ્યું તેજ સમજવાનું છે અને આહારક શરીરના વિષયમાં પણ તેજ પ્રમાણે કહેવું જોઈએ અર્થાત્ જેને વૈક્રિય અને આહારક શરીર હોય છે તેમને તૈજસ અને કાર્મણ શરીર નિયમથી હોય છે

પ્રશ્નઃ—ભગવંત, ! જેમને તૈજસ શરીર હોય છે તેમને કાર્મણ અને કાર્મણવાળાને તૈજસ શરીર હોય છે ?

ઉત્તરઃ—ગૌતમ, જેને તૈજસ શરીર હોય છે તેમને કાર્મણ શરીર નિયમથી હોય છે અને જેને કાર્મણ શરીર હોય તેમને તૈજસ શરીર નિયમથી હોય છે ॥ ૩૦ ॥

**'कम्मगं उवभोगवज्जिए'**

**મૂળસૂત્રાર્થ**:—કાર્મણશરીર ઉપભોગથી રહિત છે ॥ ૩૧ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ઔદારિક વૈક્રિય આહારક તૈજસ અને કાર્મણ ના ભેદથી પાંચ પ્રકારના શરીરોનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે કાર્મણનું પ્રકરણ આવવાથી તેના વિષયમાં થોડી વિશિષ્ટતાનું પ્રતિપાદન કરીએ છીએ—

કર્મથી ઉત્પન્ન થનાર, પૂર્વોકત સ્વરૂપવાળું કાર્મણ શરીર ઉપભોગથી રહિત છે. ઇન્દ્રિયો-દ્વારા શબ્દ, રૂપ, ગંધ રસ અને સ્પર્શ વગેરેની ઉપલબ્ધિ થાય તેને ઉપભોગ કહેવાય છે. કાર્મણ શરીર આ ઉપભોગથી રહિત છે. વિગ્રહગતિમાં કાર્મણશરીરનું અસ્તિત્વ હોવા છતાંપણ લબ્ધિરૂપ ભાવેન્દ્રિયનું વિદ્યમાનપણું હોવા છતાંપણ દ્રવ્યેન્દ્રિયોનો અભાવ હોવાથી શબ્દ વગેરે ભોગ, ઉપભોગ થતો નથી.

ઔદારિક વગેરે શરીરોના સદ્ભાવમાં સુખ દુઃખ રૂપ વિષયોનો ઉપભોગતો પ્રત્યક્ષથી સિદ્ધ છે પરંતુ જ્યારે વિગ્રહગતિમાં કાર્મણશરીર હોય છે ત્યારે આ શરીરથી શબ્દ વગેરે વિષયોનો ઉપભોગ થઈ શકતો નથી. આથી જ કાર્મણ શરીરને ઉપભોગથી રહિત કહેવામાં આવ્યું છે. ॥ ૩૧ ॥

**'ओरालिए दुविहे सम्मुच्छिमे गब्भवक्कंतिए य'** ।

**મૂળસૂત્રાર્થ**—ઔદારિક શરીર બે પ્રકારના છે–સમ્મૂર્ચ્છિમ અને ગર્ભવ્યુત્ક્રાન્તિક ॥૩૨॥

**તત્વાર્થદીપિકા**—પહેલા ત્રણ પ્રકારના જન્મ કહેવામાં આવ્યા છે તેમાંથી કયા જન્મમાં ઔદારિક આદિ પાંચે શરીરોમાંથી કયું શરીર હોય છે, આવીજિજ્ઞાસા થવાથી કહેવામાં આવે છે કે–ઉદાર અર્થાત્ સ્થૂળ પુદ્ગલોથી બનનારૂં શરીર ઔદારિક કહેવાય છે તેના બે ભેદ છે–સમ્મૂર્ચ્છિમ અને ગર્ભવ્યુત્ક્રાન્તિક. આ રીતે સમ્મૂર્ચ્છિમ જન્મ અને ગર્ભજન્મથી ઉત્પન્ન થનારા જીવોને ઔદારિક શરીર હોય છે. અહીં એવી અટકળ કરવાની નથી કે તેમને માત્ર ઔદારિક શરીર જ હોય છે કારણકે તેમને તૈજસ અને કાર્મણ શરીર પણ હોય છે. લબ્ધિનિમિત્તક વૈક્રિય અને આહારક શરીર પણ ગર્ભજ જીવોને આગળ જતાં હોઈ શકે છે. ઔદારિક શરીર જઘન્યથી આંગળીના અસંખ્યાત ભાગ પ્રમાણ અને ઉત્કૃષ્ટથી હજાર યોજન પ્રમાણથી કંઈક વધારે હોય છે

ઔદારિક શરીર, જેમ-જેમ આયુષ્ય વધતું જાય છે તેમ–તેમ વધતું જાય છે અને જ્યારે આયુષ્યનો ક્ષય થવા લાગે છે ત્યારે જીર્ણ થવા માંડે છે. પછીથી જ્યારે ગાત્રો ઢીલા પડી

જાય છે અને ચામડી લટકવા માંડે છે તો શીર્ણ થઈ જાય છે. ॥ ૩૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વોકત ઔદારિક વગેરે પાંચ શરીરોમાંથી કયું શરીર સમ્મૂર્ચ્છિમ વગેરે ત્રણ જન્મોમાંથી કયાં હોય છે ? આ જાતની શંકા થવાથી કહીએ છીએ—

ઔદારિક શરીર—સમ્મૂર્ચ્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારનાં છે. આથી સમ્મૂર્ચ્છન જન્મવાળાં તથા ગર્ભજન્મવાળા પ્રાણીઓને ઔદારિક શરીર હોય છે પરંતુ એવો નિયમ નથી કે તેમને ઔદારિક શરીર જ હોય છે, કારણકે તેમને તૈજસ અને કાર્મણ શરીર પણ પ્રાપ્ત થાય છે. આ શિવાય ગર્ભજન્મવાળાને આગળ જતાં લબ્ધિ જનિત વૈક્રિય અને આહારક શરીર પણ હોઈ શકે છે. ઔદારિક શરીરની અવગાહના જન્મથી આંગળીના અસંખ્યાતા ભાગ અને જો ઉત્કૃષ્ટા હોય તો એક હજાર યોજનથી થોડી વધારે હોય છે.

ઉદાર અર્થાત્ ઉદ્ગમ, ઉદ્ગમનનો અર્થ છે પ્રદુર્ભાવ જે શરીર ઉત્પત્તિથી લઈને પ્રત્યેક સમયે ઉદ્ગમ કરે છે અર્થાત્ વૃદ્ધિને પ્રાપ્ત થતુ રહે છે, પછી જીર્ણ અને શીર્ણ થાય છે તે ઔદારિક શરીર કહેવાય છે. આ શરીર ઉમરના પરિણમન અનુસાર પુષ્ટ થતું જાય છે અને પાકી ઉમર થતાં નાશ પણ પામે છે. એના સાંધા જ્યારે ઢીલા પડી જાય છે અને ચામડી લટકવા માંડે છે તો શીર્ણ પણ થઈ જાય છે. ઘડપણના ભારના કારણે વાંકું પણ વળી જાય છે. ઇન્દ્રિયોનાં વિષયને ગ્રહણ કરવાની શકિત નબળી–અને વધુ નબળી થવા લાગે છે અને કરચળીઓ પડી જાય છે. આ રીતે ક્રમશ આ કંઈનું કંઈ થઈ જાય છે. ઓળખી પણ શકાતું નથી કે આ તેજ સુંદર અને તાજુમાજુ શરીર છે. આ પ્રકારનું પરિણમન પ્રત્યક્ષથી સાબીત થયેલું છે. આ ઔદારિક શરીરમાં આ જે વિશેષતા છે તે વૈક્રિય, આહારક, તૈજસ અથવા કાર્મણ શરીરમાં નથી. આ શરીર શરૂઆતથી છેવટ સુધી જેમનું તેમ રહે છે તેનામાં ઔદારિક શરીરની જેમ પળે–પળે પરિવર્તન થતું નથી તે ઘડપણને લીધે ક્ષીણ થતું નથી અથવાતો વિશિષ્ટ પ્રયોગોથી વૃદ્ધિને પણ પ્રાપ્ત થતું નથી. આહારક શરીરમાં પણ આવું પરિવર્તન થતું નથી. તૈજસ તથા કાર્મણ શરીરમાં તો તેની શકયતા જ નથી કારણકે તેમનામાં સાંગોપાંગોનું નિર્માણ હોતું નથી.

આ સિવાય ઔદારિક શરીર ગ્રાહ્ય હોવાના કારણે ગ્રહણ કરી શકાય છે. હાથ વગેરે અવયવો દ્વારા પણ ગ્રહણ કરી શકાય છે તેમજ ઇન્દ્રિયો દ્વારા પણ ગ્રહણ કરી શકાય છે પશુ વગેરે દ્વારા તેનું છેદન થઈ શકે, બાણ અગર ભાલા વગેરે દ્વારા ભેદન થઈ શકે, અગ્નિ અને સૂર્ય વગેરે દ્વારા બાળી શકાય છે, મહાવાયુના વેગથી અપહરણ કરી શકાય વગેરે અનેક પ્રકારના વિદારણ શકય હોવાથી આ શરીર ઉદાર–ઔદારિક કહેવાય છે આ સિવાય માંસ, હાડકાં, નસો વગેરેથી બનેલું હોવાના કારણે પણ એને ઔદારિક કહે છે. વૈક્રિય આદિ બીજાં શરીર ન તો માંસ, હાડકાં વગેરેનાં બનેલા હોય છે અથવા ન તો તેમનું ગ્રહણ, વિદારણ છેદન ભેદન વગેરે થઈ શકે છે.

અથવા જે સ્થૂળ છે તે ઉદાર કહેવાય છે થોડાં પ્રદેશોથી બનેલું હોવા છતાં પણ આ મોટું હોય છે અથવા ઉદારનો અર્થ પ્રધાન પણ થાય છે. પ્રધાન એ માટે કે આ શરીર દ્વારા સકલ સંયમ, તીર્થંકરત્વ, મુકિત વગેરેની પ્રાપ્તિ થઈ શકે છે અથવા તો ભીંડાની જેમ પોલું હોવાથી પણ આને ઉદાર કહેવામાં આવે છે. ઉદારનો અર્થ ઉંચો પણ થાય છે–આ શરીર મોટા પરિણામ (પરિમાણ) વાળું હોય છે અથવા ઉદાર અર્થાત્ પુષ્ટ, કારણકે તે વીર્ય–લોહીથી યુકત છે. ક્ષણે ક્ષણે તેની વૃદ્ધિ થાય છે. ઉદારનો અર્થ મોટો પણ થાય છે કેમકે તે એક હજાર યોજ-

નની અવગાહનાવાળું હોય છે. જે ઉદાર છે તેજ ઔદારિક કહેવાય છે. વૈક્રિય આદિ શરીર ઉત્તરોત્તર સૂક્ષ્મ હોય છે આથી એમનામાં આ પ્રકારની ઉદારતાની શકયતા નથી. પ્રજ્ઞાપના-સૂત્રમા ૨૧માં શરીરપદમાં કહ્યું છે—

પ્રશ્નઃ—ભગવંત ! ઔદારિકશરીર કેટલા પ્રકારનાં છે ?

ઉત્તરઃ—ગૌતમ ! બે પ્રકારનાં છે-સમ્મૂર્ચ્છિમ અને ગર્ભવ્યુત્ક્રાન્તિક. ॥ ૩૨ ॥

**'वेउव्वियं दुविहं उववाइयं लद्धिपत्तयं च'**

**મૂળસૂત્રાર્થ**:—વૈક્રિય શરીર બે પ્રકારનાં છે–ઔપપાતિક અને લબ્ધિપ્રત્યય. ॥ ૩૩ ।

**તત્વાર્થદીપિકા**—પ્રથમ ઔદારિક શરીરનું નિરૂપણ કરવામાં આવ્યું હવે વૈક્રિય શરીરનું પ્રતિપાદન કરીએ છીએ વૈક્રિયશરીરના બે ભેદ છે–ઔપપાતિક અને લબ્ધિપ્રત્યય. જે શરીર વિક્રયાથી ઉત્પન્ન થાય છે તેને વૈક્રિય કહે છે તે બે પ્રકારના છે ઔપપાતિક અને લબ્ધિ-પ્રત્યય. જે ઉપપાત જન્મમાં હોય તે ઔપપાતિકશરીર કહેવાય છે અને જે શરીર લબ્ધિ અર્થાત્ વિશિષ્ટ તપસ્યા વગેરેથી ઉત્પન્ન–ઋદ્ધિવિશેષથી જન્મે છે તે લબ્ધિપ્રત્યય કહેવાય છે.

લબ્ધિપ્રત્યય વૈક્રિયશરીર કોઈ–કોઈ મનુષ્ય અને તિર્યંચોને હોય છે. તે ઉત્તર વૈક્રિય શરીરની જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ અન્તર્મુહૂર્તની હોય છે. તીર્થંકરના જન્મ વગેરે અવસરો પર દેવોને એવા કાર્ય કરવા પડે છે જે ઘણા સમયમાં સંપન્ન થઈ શકે છે, ત્યારે તે કાર્યો કરવા માટે તેઓ વૈક્રિય શરીર બનાવે છે.

કમળના કન્દને તોડી નાખવામાં અવે ત્યારે તેના કકડાઓમાં જે તાંતણા લાગેલા હોય છે, તે દ્વારા તે કકડા એકબીજાથી જોડાયેલા રહે છે તેજ રીતે ઉત્તર શરીરોમાં અન્તર્મુહૂર્ત્તમાં તેઓ આત્મપ્રદેશોને પૂરા કરે છે આમ કરવાથી ઉત્તરવૈક્રિયશરીર યોગ્ય સમય સુધી ટકી રહે છે.

અહીં ઉપપાતનો આશય ઉપપાતજન્મથી છે. જે વૈક્રિય શરીર ઉપપાતજન્મમાં હોય તે ઔપપાતિક વૈક્રિય શરીર કહેવાય છે આ શરીર ઔપપાતિક જન્મની સાથે જ ઉત્પન્ન થાય છે. કારણકે તેનું કારણ ઉપપાતજન્મ જ છે. નારકી અને દેવતાઓને જ ઔપપાતિક વૈક્રિય શરીર હોય છે, કોઈપણ બીજા પ્રાણીને હોતું નથી. આના પણ બે ભેદ છે-ભવધારણીય અને ઉત્તરવૈક્રિય.

ભવધારણીય વૈક્રિય શરીરની અવગાહના જઘન્ય આંગળીના અસંખ્યાત ભાગની અને ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યોની હોય છે. ઉત્તર વૈક્રિયની જઘન્ય અવગાહના આંગળીનાં સંખ્યાત ભાગ અને ઉત્કૃષ્ટ ૧,૦૦,૦૦૦ યોજનની હોય છે.

લબ્ધિ પ્રત્યય વૈક્રિય શરીર તિર્યંચો અને મનુષ્યોને હોય છે. લબ્ધિ, તપસ્યા વગેરેથી ઉત્પન્ન થનારી એક પ્રકારની વિશિષ્ટ શકિત છે. જેને ઋદ્ધિ પણ કહે છે. એને કારણે જે વૈક્રિ શરીર ઉત્પન્ન થાય છે તે લબ્ધિ પ્રત્યય કહેવાય છે આ શરીર જન્મજાત હોતું નથી. પણ પાછળથી ઉત્પન્ન થાય છે. વિશિષ્ટ તપ વગેરેનાં અનુષ્ઠાનથી ઘણાં ગર્ભજતિર્યંચો તેમ જ મનુષ્યોને લબ્ધિ પ્રત્યય વૈક્રિય શરીર હોય છે. તિર્યંચોમાં બીજા કોઈને હોતું નથી. આમાં અપવાદ એક જ છે અને તે એ કે વાયુકાયને લબ્ધિ પ્રત્યય વૈક્રિય શરીર પણ હોય છે. સ્થાનાંગ સૂત્રનાં પ્રથમ સ્થાનનાં પ્રથમ ઉદ્દેશકનાં ૫ચોતેરમાં સૂત્રમાં કહ્યું છે—

નારક જીવોને બે શરીર હોય છે. આભ્યંતર અને બાહ્ય. આભ્યંતર કાર્મણ શરીર અને બાહ્ય વૈક્રિય શરીર. આવીજ રીતે દેવોને પણ આજ બે શરીર હોય છે.

ઔપપાતિક સૂત્રનાં ૪૦માં સૂત્રમાં કહ્યું છે-વૈક્રિય લબ્ધિથી થનારું શરીર વૈક્રિય કહેવાય છે. ॥ ૩૩ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલાં ઔપપાતિક અને લબ્ધિ પ્રત્યય એમ બે પ્રકારનાં વૈક્રિય શરીર કહ્યા. હવે પહેલાં અવયવાર્થ કહે છે.-વિક્રયા. વિકાર, વિકૃતિ, વિકરણ આ બધાં સમાનાર્થક છે. વિવિધ પ્રકારની અથવા વિશિષ્ટ પ્રકારની ક્રિયાને વિક્રિયા કહે છે. તેમાં જે ઉત્પન્ન થાય તે વૈક્રિય. જે વસ્તુની જે પ્રકૃતિ છે તેમાં ભિન્નતા આવવી તે વિકાર છે. વિચિત્ર કૃતિને વિકૃતિ કહે છે. વિવિધ પ્રકારથી કરવું વિકરણ છે. જે શરીર અનેક પ્રકારનું બનાવાય તે વૈક્રિય કહેવાય છે.

વિક્રિયા લબ્ધિ જેને પ્રાપ્ત થાય છે તેની ઇચ્છા મુજબ જે શરીર એક થઈ અનેક થાય છે. અનેકમાંથી એક, નાનાથી મોટું અને મોટાથી નાનું, એક આકૃતિ થઈ અનેક આકૃતિવાળું, અનેક આકૃતિથી એક આકૃતિ, દૃશ્ય થઈ અદૃશ્ય, અદૃશ્ય થઈ દૃશ્ય, ભૂમિચર થઈ ખેચર અને ખેચર થઈ ભૂમિચર, સબળ ગતિવાળું થઈ અબળગતિ પ્રતિઘાતી થઈ અપ્રતિઘાતી અને અપ્રતિઘાતી થઈ પ્રતિઘાતી થઈ જાય છે. આ બધાં ભાવોનો જે એકી સાથે અનુભવ કરે છે તે વૈક્રિય શરીર છે વૈક્રિય સિવાયનાં બીજાં શરીર એકીસાથે આ ભાવોનો અનુભવ કરતાં નથી. પહેલા સ્થૂલ હોવાનાં કારણે પ્રતિઘાતી હોય છે. પછી સૂક્ષ્મ અવસ્થાને પ્રાપ્ત કરીને અપ્રતિ ઘાતી થઈ જાય છે. ભગવતી સૂત્રનાં બીજા શતકનાં પાંચમાં ઉદ્દેશકમાં કહ્યું છે.

પ્રશ્ન—ભગવન્ત, ભાવિતાત્મા, અનગાર બદ્ધ પુદ્ગલોને ગ્રહણકરીતે એક મહાન સ્ત્રીરુપની જેમ પાલખીનાં રૂપની વિક્રિયા કરવામાં સમર્થ છે? ઉત્તર-હા, સમર્થ છે.

પ્રશ્ન—ભગવન્ત, ભાવિતાત્મા, અનગાર કેટલાં સ્ત્રીરૂપોની વિક્રિયા કરવામાં સમર્થ હોય છે.

ઉત્તર—ગૌતમ, જેમ કોઈ યુવાન પુરૂષ કોઈ યુવતીના હાથને પોતાનાં હાથમાં ગ્રહણ કરે અથવા ચક્રની નાભિ આરાથી યુક્ત હોય એ જ રીતે હે ગૌતમ, ભાવિતાત્મા, અણગાર વૈક્રિય સમુદ્ઘાત કરીને સંખ્યાત યોજનોનો દંડ કાઢે છે એવી રીતે બીજી વાર વૈક્રિય સમુદ્ઘાત કરીને સંપૂર્ણ જંબૂદ્વીપને ઘણી સ્ત્રીરૂપોથી વ્યાપ્ત કરી શકે છે. આ ભાવિતાત્મા અનાગારની વિક્રિયા કરવાની શક્તિ બતાવી છે. પરંતુ કોઈ અનગાર આટલી વિક્રિયા કરતો નથી. તેમ કરશે પણ નાહીં.

એ રીતે ચૌદમા શતકના આઠમા ઉદ્દેશકમાં કહ્યું છે.

પ્રશ્ન—ભગવન્ત, શું દેવ અવ્યાબાધ છે?

ઉત્તર—હા, છે.

પ્રશ્ન—ભગવન્ત, ક્યા હેતુથી દેવ અવ્યાબાધ છે એમ કહેવાય છે.

ઉતર—ગૌતમ, એક-એક અવ્યાબાધ દેવ એક-એક પુરુષને એક-એક પળમાં દિવ્ય દેવ ઋદ્ધિ, દિવ્યદેવદ્યુતિ, દિવ્યદેવાનુભાવ અને દિવ્ય બત્રીસ પ્રકારની નાટ્યવિધિ દેખાડવામાં સમર્થ છે. પરંતુ તે દેવ તે પુરુષને કોઈપણ બાધા કે મુશ્કેલી ઉત્પન્ન કરતો નથી. ન તેની ચામડીનું છેદન કરે છે. તે સૂક્ષ્મ રૂપથી આ બધું દેખાડે છે. આ અભિપ્રાયથી દેવ અવ્યાબાધ છે એમ કહેવાયું છે,

આવી જ રીતે ભગવતી સૂત્રનાં ૧૮માં શતકનાં સાતમાં ઉદ્દેશકમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવંત ! મહાન ઋદ્ધિના ધારક અને યાવત્ મહેશ આ પ્રકારની આખ્યાવાળા દેવ શું પોતાના એક હજાર રુપોની વિક્રિયા કરીને આપસમાં એક બીજા સાથે સંગ્રામ કરવામાં સમર્થ છે ?

ઉત્તર—હા, સમર્થ છે.

પ્રશ્ન—ભગવંત ! તેના તે એક હજાર શરીર શું એક જ જીવથી યુક્ત છે ? અર્થાત્ તે હજાર શરીરોમાં એક જ જીવ વ્યાપ્ત છે ? અથવા તેઓ અનેક જીવોથી યુક્ત છે ? ભગવંત ! તે જીવોનાં મધ્ય ભાગ એક જીવથી વ્યાપ્ત છે અથવા અનેક જીવોથી વ્યાપ્ત છે ?

ઉત્તર—ગૌતમ ! એક જ જીવથી યુક્ત છે, અનેક જીવોથી યુક્ત નથી.

પ્રશ્ન—ભગવંત ! શું પુરુષ પોતાના હાથથી પગથી અગર તલવારથી ને અન્તરોનું વિચ્છેદ કરવામાં સમર્થ છે ?

ઉત્તર—ના આ અર્થ સમર્થ નથી–એવું થઈ શકતું નથી. ત્યાં શસ્ત્ર કામ કરતું નથી ॥૩૩॥

**'तेयगं दुविहं, लद्धिपत्तत्र' सहजं च ।** ॥सू० ३४॥

**મૂળસૂત્રાર્થ**—તૈજસ શરીર બે પ્રકારના છે—લબ્ધિપ્રત્યય અને સહજ ॥૩૪॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ક્રમપ્રાપ્ત વૈક્રિય શરીરનું સ્વરૂપ બતાવવામાં આવ્યું હવે પ્રસંગથી પ્રાપ્ત તૈજસ શરીરનું સ્વરૂપ દર્શાવવા માટે કહીએ છીએ.

તૈજસ અર્થાત્ તેજથી ઉત્પન્ન કરેલાં શરીરના પ્રકાર બે છે-લબ્ધિપ્રત્યય અને સહજ.

વિશિષ્ટ પ્રકારની તપસ્યાથી ઋદ્ધિથી પ્રાપ્તિ થવી લબ્ધિ છે. આ લબ્ધિ જે શરીરનું કારણ હોય તે શરીર લબ્ધિપ્રત્યય કહેવાય છે. સહજનો અર્થ થાય છે સ્વાભાવિક આવી રીતે તૈજસ શરીરના બે ભેદ છે-નિઃશરણાત્મક અને અનિઃશરણાત્મક કોઈ ઉગ્ર ચારિત્રવાળો સાધુ કોઈનાથી અપમાનિત થવાથી જ્યારે ગુસ્સે થાય છે ત્યારે તેની ડાબી ભુજાથી તૈજસ શરીર જીવના પ્રદેશોની સાથે બહાર નિકળે છે. તે પ્રજ્વલિત અગ્નિના પુંજ જેવું હોય છે તે જેને બાળવું છે તેને ઘેરીને રહી જાય છે. જ્યારે ત્યાં લાંબા સમય સુધી રોકાય છે તો તે બાળવા યોગ્ય વસ્તુને ભસ્મીભૂત કરી નાખે છે.

એવી રીતનું તૈજસ શરીર નિઃશરણાત્મક કહેવાય છે. બીજું જે અનિઃશરણાત્મક તૈજસ શરીર છે તે ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરની અંદર રહે છે અને ત્રણે શરીરોની દીપ્તિનું કારણ હોય છે. ॥૩૪॥

**તત્વાર્થનિર્યુક્તિ**—તેજોમય અથવા તેજનું પિંડ તૈજસ શરીર બે પ્રકારનું કહેવામાં આવ્યું છે-લબ્ધિપ્રત્યય અને સહજ વિશિષ્ટ પ્રકારનાં તપથી જે શક્તિ ઉત્પન્ન થાય છે તે લબ્ધિ કહેવાય છે. તેના નિમિત્તથી ઉત્પન્ન થનાર શરીર ને લબ્ધિ પ્રત્યય તૈજસ શરીર કહેવામાં

આવે છે આવું શરીર કોઈ-કોઈ મહાત્માઓને કોઈ-કોઈ વાર જ પ્રાપ્ત થાય છે. બધાંને પ્રાપ્ત થતું નથી.

સ્થાનાંગસૂત્રના ત્રીજા સ્થાનક, બીજા ઉદ્દેશકમાં કહ્યું છે-નિર્ગ્રન્થ શ્રમણ ત્રણ કારણોથી પોતાની વિપુલ તેજોલેશ્યાને સંક્ષિપ્ત કરે છે (૧) આતાપના લઈને (૨) ક્ષમાભાવ ધારણ કરીને અને ચઉવિહાર તપસ્યા કરીને.

બીજું સહજ તૈજસ શરીર સમસ્ત સાંસારી પ્રાણીઓને પ્રાપ્ત થાય છે અને રસ વગેરે આહારના પરિપાકને કારણે હોય છે અર્થાત્ આપણે જે ભોજન કરીએ છીએ તેને પચાવવું તે જ આ તૈજસ શરીરનું કામ છે. ॥૩૪॥

'आहारगं एगविहं पमत्तसंजयस्स चेव' ॥सू० ३५॥

**મૂળસૂત્રાર્થ:**—આહારક શરીર એક જ પ્રકારનું છે અને તે પ્રમત્ત સંયતને જ પ્રાપ્ત થાય છે. ॥૩૫॥

**તત્ત્વાર્થદિપીકા:**—પૂર્વ સૂત્રમાં તૈજસ શરીરની પ્રરૂપણા કરવામાં આવી હવે ક્રમ-પ્રાપ્ત આહારક શરીરનું કથન કરવામાં આવે છે

આહારક શરીર એક જ પ્રકારનું હોય છે અને તે ૧૪ પૂર્વોના ધારક પ્રમત્તસંયતને જ પ્રાપ્ત થાય છે.

પ્રમત્ત સંયત અર્થાત્ ૬ ગુણસ્થાનવર્તી સાધુના મનમાં જ્યારે હવે પછીથી કહેવામાં આવનારા પ્રાણિદયા, તત્ત્વજિજ્ઞાસા વગેરેમાંથી કોઈ કારણ ઉત્પન્ન થાય છે ત્યારે તે વિચારે છે-પરમદેવ તીર્થંકર ભગવંતના દર્શન વગર આ શંકાનું નિવારણ થવાનું નથી અને આ ક્ષેત્રમાં તો તીર્થંકર ભગવાન વિદ્યમાન નથી: આ સંજોગોમાં મારે શું કરવું જોઈએ ? આવું ચિંતન કરવાવાળા પ્રમત્તસંયતના શરીરથી તાલુપ્રદેશથી વિદ્યમાન વાળના અગ્ર ભાગના આઠમાં ભાગ બરાબર નાના એવા છિદ્રથી એક હાથ બરાબર બનેલું સ્ફટિકમણિ જેવું સ્વચ્છ એક પુતળું નીકળે છે તે પુતળુ તે સ્થળે જાય છે જ્યાં તીર્થંકર ભગવંત અગર કેવળી સ્થિત હોય, ત્યાં તેમના શરીરને સ્પર્શ કરી પોતાનું પ્રયોજન પૂરું કરીને પાછા આવી જાય છે અને પાછું તેજ સાધુના શરીરમાં પેસી જાય છે આ પ્રમાણે થવાથી તે સાધુનો સંશય-શંકા દૂર થઈ જાય છે. આ આહારક શરીર આ ચાર કારણોથી ચાર વાર ધારણ કરી શકાય છે અને પછી તે સાધુને મોક્ષ પ્રાપ્ત થઈ જાય છે આને જ આહારક લબ્ધિ પ્રકટ કરવી એમ કહે છે. જે ચાર પ્રયોજનથી આહારક શરીરનું નિર્માણ કરવામાં આવે છે તે આ પ્રકારે છે- (૧) પ્રાણીદયા (૨) તીર્થંકર ભગવાનની ઋદ્ધિનું દર્શન (૩) છદ્મસ્થનું અવગ્રહણ અર્થાત્ નવું જ્ઞાન ગ્રહણ કરવું તે અને (૪) સંશયનું નિવારણ આ ચાર પ્રયોજનથી મુનિ આહારક લબ્ધિ પ્રકટ કરીને આહારક શરીરનુ નિર્માણ કરે છે.

મુનિએ આહારક શરીરનું નિર્માણ કરીને તેને તીર્થંકર પાસે મોકલવું અને કદાચ જો ત્યાં તીર્થંકર ન મળે તો તે એક હાથ પ્રમાણ વાળા આહારક શરીરમાંથી બંધમુટ્ઠી હાથની બરાબર બીજુ આહારક શરીર નીકળે છે અને તે તીર્થંકર પાસે જાય છે. ત્યાં પોતાના મનનું સમાધાન કરી ફરી પાછું આવે છે અને એ એક હાથ પ્રમાણ પ્રથમ શરીરમાં પેસી જાય છે અને તે પ્રથમ શરીર મુનિના અસલ શરીરમા પેસી જાય છે. વળી કહ્યું પણ છે—

"પ્રાણીની દયા માટે તીર્થંકરની ઋદ્ધિનું દર્શન કરવા માટે સંશયને દૂર કરવા માટે, છદ્મસ્થના અવગ્રહણ માટે જીનેન્દ્ર ભગવાનની પાદમૂળમાં ગમન કરે છે."

આહારક શરીર શુભકર્મના આહારક કાયયોગનું કારણ હોવાથી શુભ કહેવાય છે. આ વિશુદ્ધ નિર્દોષ કર્મનું કાર્ય હોવાથી વિશુદ્ધ પણ કહેવાય છે આહારક શરીર કોઈને રુકાવટ કરતું નથી અથવા તેને રોકી પણ શકાતું નથી. આ માટે તેને અપ્રતિઘાતિ કહે છે. મુનિ જ્યારે આહારક શરીરનું નિર્માણ કરવાને પ્રારંભ કરે છે ત્યારે પ્રમાદયુકત હોય છે. આથી પ્રમત્તસંય મીને જ આહારક શરીર હોય છે. બીજા કોઈને નહીં. પ્રમત્તસંયત્તને બીજુ ઔદારિક શરીર તો હોય છે જ એ વાત લક્ષમાં રાખવી જોઈએ ॥૩૫॥

**તત્વાર્થનિર્યુક્તિઃ**—આહારક શરીરના ભેદ-પ્રભેદ નથી. તે એકજ પ્રકારનું હોય છે. પ્રમત્તસંયતને જ હોય છે અને તેના સમય અન્તર્મુહૂર્ત્ત માત્ર જ છે।

આહારકશરીર શુભ દ્રવ્યોથી અર્થાત્ પ્રશસ્ત વર્ણ ગંધ રસ સ્પર્શવાળા દ્રવ્યોથી બને છે અને શુભ પરિણામ વાળું અર્થાત્ સમચતુરસ્ર સંસ્થાનવાળું હોય છે.

આ રીતે આહારકશરીર વિશુદ્ધ પુદ્ગલોથી ઉપચિત હોવાથી નિરવદ્ય હોય છે અર્થાત્ નિરવદ્ય આહાર-પાણીથી તેનું નિર્માણ થાય છે. આહારક શરીર વિશુદ્ધ દ્રવ્યોથી બને છે એનો અર્થ એ છે કે તે સ્વચ્છ સ્ફટિકમણિના કકડાની જેમ સમસ્ત પદાર્થોના પ્રતિબિમ્બના આધારભૂત હોય છે અથવા તે પાપમય હોતું નથી-તેનાથી પ્રાણિવધ વગેરે પાપોમાં પ્રવૃત્તિ થતી નથી આથી તે નિરવદ્ય હોય છે.

આહારક શરીર ન તો હિંસા આદિ પાપકર્મોમાં કદી પ્રવૃત્ત થાય છે અથવા ન હિંસા વગેરે કરવાથી ઉત્પન્ન થાય છે આથી તે વિશુદ્ધ-અસાવદ્ય હોય છે.

આહારક શરીર અવ્યાઘાતી પણ હોય છે-અર્થાત્ ન તો તે કોઈને રોકાણ ઉત્પન્ન કરે છે અથવા ન કોઈ બીજી વસ્તુ તેમાં રુકાવટ ઉત્પન્ન કરી શકે છે. આ શરીર ચૌદપૂર્વોના ધારક મુનિને લબ્ધિના નિમિત્તથી જ પ્રાપ્ત થાય છે.

ચૌદપૂર્વધારી બે પ્રકારના હોય છે-ભિન્નાક્ષર અને અભિન્નાક્ષર. જે ચૌદપૂર્વધારીને શ્રુતજ્ઞાનનો એક એક અક્ષર અસંદિગ્ધ હોય છે અર્થાત્ જેને કોઈ પ્રકારનો સંશય નથી હોતો તે ભિન્નાક્ષર કહેવાય છે. ભિન્નાક્ષરને શ્રુતજ્ઞાન સંબન્ધી સંશય નિવૃત્ત થઈ જવાથી પ્રશ્ન ઉપસ્થિત થતો નથી અભિન્નાક્ષર આહારક લબ્ધિનો પ્રયોગ કરે છે કારણકે તેને સમ્પૂર્ણ શ્રુતજ્ઞાન પ્રાપ્ત થતું નથી અને તે વીતરાગ હોતો નથી.

આ પ્રકારે ચૌદપૂર્વધારી જ આહારકલબ્ધિ પ્રાપ્ત કરીને આહારક શરીર બનાવે છે તે પ્રમત્તસંયત કહેવાય છે.

પ્રમત્તસંયત અને ચૌદપૂર્વધારક મુનિ આહારક લબ્ધિનો આશ્રય કેમ લે છે ? એનું કારણ એજ જણાય છે કે-શ્રુતજ્ઞાનના ગોચર કોઈ અત્યન્ત ગૂઢ પદાર્થમાં તેને સંશય ઉત્પન્ન થાય

છે ત્યારે તેનું સમાધાન મેળવવા માટે તેને તીર્થંકર ભગવંતના ચરણકમળોમાં જવું અનિવાર્ય બની જાય છે પરંતુ વિદેહ વગેરે દૂરવર્તી ક્ષેત્રમાં ઔદારિક શરીરથી જવું શકય હોતું નથી. આ પરિસ્થિતિમાં તે પોતાની પૂર્વ પ્રાપ્ત લબ્ધિનો ઉપયોગ કરે છે અને તેની મદદથી આહારક શરીરનું નિર્માણ કરીને તેને તીર્થંકરના ચરણારવિન્દોમાં મોકલે છે અથવા એમ કહેવું યોગ્ય લેખાશે કે તે પેલા શરીર દ્વારા સ્વયં ભગવંતના ચરણકમળોમાં હાજર થાય છે.

હવે ત્યાં પહોંચ્યા બાદ એવા સમાચાર મળેકે તીર્થંકર ભગવંત વિહાર કરીને અન્ય સ્થળે ચાલ્યા ગયા છે તો તે આહારક શરીરથી મુઠીબાંધેલા હાથ જેટલું બીજું શરીર નિકળે છે, અને આ બીજું શરીર તીર્થંકર ભગવંતની પાસે જાય છે, ત્યાં પહોંચી તુર્ત જ ભગવાનના દર્શન કરીને, તેમને નમસ્કાર કરીને અને પ્રશ્ન પૂછી સંશય રહિત થઈ જાય છે. સંશય ટળી જતાં તે પાછું ફરે છે. બીજુ આહારક શરીર પ્રથમ આહારકશરીરમાં વિલીન થઈ જાય છે અને પ્રથમ આહારક શરીર મૂળ શરીરમાં સમાઈ જાય છે. આવી રીતે પોતાંના પ્રયોજનને પ્રાપ્ત કરીને તે મુનિરાજ હતા તેવા થઈ જાય છે.

કોઈ કઠણ અને અત્યન્ત સૂક્ષ્મ અર્થમાં શંકા ઉપસ્થિત થવાથી તેનો નિર્ણય કરવા માટે દૂર દેશવર્તી અર્હન્ત ભગવંતના ચરણકમળમાં ઔદારિક શરીરથી જવાનું અસંભવિત સમજીને લબ્ધિ નિમિત્તક શરીરને ઉત્પન્ન કરે છે. ભગવાનથી પ્રશ્નોત્તરી થયા બાદ સંશય રહિત થઈ પાછા આવી તે શરીરનો ત્યાગ કરી દે છે. આ બધું એક અન્તર્મુહૂર્તમાં જ થઈ જાય છે. ભાષ્યનું આ કથન પણ આનાથી સંગત થાય છે. પ્રજ્ઞાપનાના ૨૧માં શરીરપદમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવંત ! આહારકશરીરનું સંસ્થાન કેવું હોય છે ?

ઉત્તર—ગૌતમ ! સમચોરસ સસ્થાન હોય છે

આ રીતે ભાવાર્થ એ થયો કે જે શરીર કોઈ વિશિષ્ટ પ્રયોજનની સિદ્ધિ માટે ઉત્પન્ન કરવામાં આવે છે અને તે પ્રયોજનની પ્રાપ્તી થઈ જવા પર–ઉછીના લીધેલા દાગીનાની જેમ ત્યાગ કરવામાં આવે છે તે આહારક શરીર છે. સંશયનું નિવારણ કરવું, નવું જ્ઞાન સંપાદન કરવુ, ઋદ્ધિદર્શન વગેરે તેના પ્રયોજનો છે આ શરીર માત્ર અન્તર્મુહૂર્ત્ત સુધી જ રહે છે. અન્તર્મુહૂર્ત સમયમાં જ ઇચ્છિત પ્રયોજનની સિદ્ધિ થઈ જાય છે. પ્રયોજન સિદ્ધિ થઈ જવા પર આહારક શરીરનો ત્યાગ કરવામાં આવે છે. **"ત્યારબાદ તે મુનિ તે લબ્ધિનો પ્રયોગ કરતા નથી."**

આહારકશરીરથી જે પ્રયોજનની સિદ્ધિ થાય છે તેને ઔદારિક વગેરે અન્ય કોઈપણ શરીર સિદ્ધ કરી શકતાં નથી. અન્ય શરીર નિયમથી અન્તર્મુહૂર્ત માત્રની સ્થિતિવાળાં જ હોય એવો કોઈ નિયમ નથી.

તૈજસ શરીર તેજના વિકાર રૂપ તેજોમય, તેજ. સ્વભાવ હોય છે. તેનુ પ્રયોજન શાપ અને અનુગ્રહ કરવાનું છે. અત્રે તેનો અધિકાર નથી. તેજનું લક્ષણ ઉષ્ણતા છે. તે સમસ્ત

શરીરોમાં અનાજને પચાવનાર, જઠરાગ્નિના રૂપે પ્રસિદ્ધ છે. આ તૈજસ શરીર આહારકથી જુદું છે.

કાર્મણ શરીર કર્મનો વિકાર જ્ઞાનાવરણીય વગેરે કર્મોની વિકૃત્તિ કર્મમય અગર કર્માત્મક હોય છે જ્યારે ઔદારિક વગેરે શરીર આ પ્રકારનાં હોતા નથી જેવી રીતે ઉદારતા—સ્થૂલતા—ઔદારિક શરીરનું લક્ષણ છે તેવી જ રીતે આ પાંચે શરીરનાં લક્ષણ જુદાં જુદાં છે અને જુદાં જુદાં લક્ષણો હોવાથી એમનામાં ભિન્નતા હોય છે. જેમ ઘટ અને પટમાં ભિન્નતા હોય છે તેમ. હા ઉકતવ્યુત્પત્તિના ભેદથી જ ઔદારિક વગેરે શરીરોમાં ભેદ નથી જો કે નિચે લખેલાં કારણોથી પણ તેમનામાં ભેદ સિદ્ધ થાય છે.

સર્વપ્રથમ ઔદારિક વગેરે શરીરોનાં કારણ ભિન્ન—ભિન્ન છે ઔદારિક શરીર સ્થૂલ પુદ્ગલોથી બને છે, વૈક્રિય વગેરે શરીરો એ મુજબના નથી, તેઓ ઉત્તરોત્તર સૂક્ષ્મ હોય છે કારણકે તેમનું નિર્માણ તે પુદ્ગલોથી થાય છે તે ઉત્તરોત્તર સૂક્ષ્મ હોય છે.

વિષય અર્થાત્ ગતિક્ષેત્રની અપેક્ષાથી પણ શરીરોમાં ભેદ હોય છે. વિદ્યાધરોના ઔદારિક શરીર નન્દીશ્વરદ્વીપ સુધી જ જઈ શકે છે. જંઘાચરણ મુનિ તિર્છા સમકપર્વત સુધી અને ઉપર પાન્ડુકવન સુધી જઈ શકે છે. વૈક્રિય શરીરનો વિષય અસંખ્યાત દ્વીપ—સમુદ્ર છે. અર્થાત્ વૈક્રિય શરીર ધારી અસંખ્યાત દ્વીપ—સમુદ્રો સુધી જઈ શકે છે. આહારક શરીર મહાવિદેહ ક્ષેત્ર સુધી જઈ શકે છે અને તૈજસ તથા કાર્મણ શરીરનો વિષય સમ્પૂર્ણ લોક છે. સ્વામીની અપેક્ષાથી પણ શરીરોમાં ભેદ છે. તે આ રીતે ઔદારિક શરીર મનુષ્યો અને તિર્યંચોને, વૈક્રિય દેવો અને નારકોને અને કોઈ કોઈ મનુષ્ય તથા તિર્યંચને પણ હોઈ શકે છે. આહારક ચૌદપૂર્વધારી મુનિઓને જ હોય છે. તૈજસ અને કાર્મણ બધાં સંસારીજીવોને હોય છે.

પ્રયોજનની અપેક્ષાથી પણ શરીરોમાં ભેદ છે—ધર્મ, અધર્મ, સુખ, દુઃખ તથા કેવળજ્ઞાનની પ્રાપ્તિ વગેરે ઔદારિક શરીરનું પ્રયોજન છે. સ્થૂલતા, સૂક્ષ્મતા, એકતા, અનેકતા, આકાશગમન પૃથ્વીગમન વગેરે અનેક વિભૂતિઓની પ્રાપ્તિ વૈક્રિય શરીરનું પ્રયોજન કરે છે. સૂક્ષ્મ, ગહન, દુર્જ્ઞેય અર્થના વિષયકર્મ સમાધાન પ્રાપ્ત કરવું તે આહારક શરીરનું પ્રયોજન છે આહારને પચાવવો વગેરે તૈજસ શરીરનું પ્રયોજન છે અને ભવાન્તરમાં ગતિ થવી તે કાર્મણ શરીરનું પ્રયોજન છે.

પ્રમાણની અપેક્ષાએ પણ શરીરમાં ભેદ છે-ઔદારિક શરીરનું પ્રમાણ થોડું વધારે એક હજાર યોજન, વૈક્રિયનું એક લાખ યોજન આહારનું એક હાથ અને તૈજસ તથા કાર્મણ લોકની બરાબર છે.

પ્રદેશોની સંખ્યાની અપેક્ષા એ-ઔદારિકથી વૈક્રિય અને વૈક્રિયથી આહારક શરીરના પ્રદેશ અસંખ્યાત ગણા છે. આહારકથી તૈજસ અને તૈજસથી કાર્મણ શરીરના પ્રદેશ અનંતગણા છે.

અવગાહનાથી—કિંચિત્ અધિક એક હજાર અધિક યોજન પ્રમાણવાળું ઔદારિક શરીર લોકના અસંખ્યાતમાં ભાગમાં અવગાઢ થાય છે. એક લાખ યોજન પ્રમાણવાળું વૈક્રિય શરીર તેની અપેક્ષા અધિક પ્રદેશમાં અવગાઢ થાય છે—આહારક શરીર આ બંનેથી ઓછા પ્રદેશોમાં અવગાઢ થાય છે કારણકે તેનુ પ્રમાણ એક હાથનું જ હોય છે. તૈજસ અને કાર્મણ શરીર લોક

પર્યંત લાંબી આકાશ શ્રેણીમાં અવગાહન કરે છે–સ્થિતિની દૃષ્ટિથી પણ શરીરોમાં ભેદ છે. ઔદારિક શરીરની સ્થિતિ જઘન્ય અન્તર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની છે. વૈક્રિય શરીર તેત્રીસ સાગરોપમ સુધી રહે છે. આહારકની સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત માત્રની છે. તૈજસ અને કાર્મણ શરીર પ્રવાહની અપેક્ષા અનાદિ અને અભવ્યની અપેક્ષા અનન્ત તથા ભવ્યની અપેક્ષા સાંત હોય છે.

અલ્પબહુત્વની અપેક્ષાથી પણ ભેદ છે– આહારક શરીર સહુથી ઓછાં છે કદાચિત્ હોય છે, અને કદાચિત્ નથી પણ હોતાં તેમનું અન્તર જઘન્ય એક સમયનું અને ઉત્કૃષ્ટ બેમાસનું છે. આહારક શરીર જો હોય તો જઘન્ય એક હોય અને વધારેમાં વધારે એક સાથે નવ હજાર સુધી હોઈ શકે છે–આહારકની અપેક્ષા વૈક્રિય શરીર અસંખ્યાતા છે–અસંખ્યાતા ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળોની સમય રાશિની બરાબર છે અને બધાં નારક તથા દેવને વૈક્રિય શરીર જ હોય છે. વૈક્રિયની અપેક્ષા ઔદારિક શરીર અસંખ્યાત અસંખ્યાતા ઉત્સર્પિણી–અવસર્પિણી કાળોની સમય રાશિ બરાબર છે.

શંકા—તિર્યંચ અનન્ત છે, એવી સ્થિતિમાં તેમના શરીર અસંખ્યાત જ કેમ કહેવામાં આવ્યા ?

સમાધાન—પ્રત્યેક શરીરી તિર્યંચોને અસંખ્યાત શરીર હોય છે. જો કે સાધારણ નિગોદકાયના તિર્યંચ અનન્ત સંખ્યક છે, પરંતુ તેમના જુદાં જુદાં શરીર હોતા નથી પરંતુ અનન્ત સાધારણ જીવોને એક શરીર જ હોય છે. આથી જીવ અનન્ત હોવાં છતાં પણ તેમના શરીર અસંખ્યાતા જ હોય છે, અનન્ત નહીં.

ઔદારિક શરીરની અપેક્ષા તૈજસ અને કાર્મણ શરીર અનન્તગણા છે. કારણકે એ બંને શરીર સમસ્ત સંસારીજીવોને હોય છે અને બધાને અલગ અલગ હોય છે ઔદારિક શરીરની જેમ અનન્ત જીવોને એક જ તૈજસ અથવા કાર્મણ શરીર હોતું નથી.

આ રીતે ઔદારિક વગેરે શરીરોમાં ઉકત નવ આધારોથી ભેદ હોય છે.

અહીં સમજી લેવું જોઈએ કે–વિગ્રહ ગતિ સમછે માત્ર તૈજસ અને કાર્મણ બે શરીર હોય છે, ભવસ્થ દશામાં તૈજસ, કાર્મણ અને ઔદારિક એ ત્રણ અથવા તૈજસ કાર્મણ અને વૈક્રિય હોય છે. તિર્યંચો અને મનુષ્યોને તૈજસ કાર્મણ અને ઔદારિક શરીર સાથે જ્યારે લબ્ધિનિમિત્તક વૈક્રિય શરીર પણ પ્રાપ્ત થાય છે તો એકી સાથે ચાર શરીર પણ હોઈ શકે છે. ચૌદપૂર્વધારિ મુનિને આહારકલબ્ધિ પ્રાપ્ત હોય અને તે આહારક શરીર બનાવે ત્યારે તૈજસ કાર્મણ અને ઔદારિક શરીરની સાથે આહારકશરીરના હોવાથી પણ ચાર શરીર હોઈ શકે છે.

જ્યારે એક જીવમાં ચાર શરીર એકી સાથે હોય છે તો જીવના પ્રત્યેક પ્રદેશની સાથે ચારે શરીરનો સંબંધ હોય છે. આ પ્રકારે લબ્ધિરહિત સંસારી જીવને ત્રણ શરીર હોય છે- તૈજસ, કાર્મણ, ઔદારિક અગર તે જો દેવ અગર નારક હોય તો ઔદારિકની જગ્યાએ વૈક્રિય શરીર હોય છે. વૈક્રિય લબ્ધિથી રહિત અને આહારક લબ્ધિથી યુકત ચૌદ પૂર્વધારી મનુષ્યને તૈજસ, કાર્મણ ઔદારિક તથા આહારક એ ચાર શરીર હોય છે. જો એક મનુષ્ય અથવા તિર્યંચને વૈક્રિય લબ્ધિ પ્રાપ્ત હોય તો તેના તૈજસ, કાર્મણ ઔદારિક તથા વૈક્રિય એ ચાર

શરીર એકી સાથે મળી આવે છે. આ રીતે વધુમાં વધુ એક જીવમાં ચાર શરીરનો સંભવ છે, પાંચનો નહીં કારણકે જ્યારે વૈક્રિય શરીર હોય છે તો આહારક શરીર ન હોય અને આહારક હોય તો વૈક્રિય શરીર હોતું નથી એનું પણ કારણ એ છે કે એકી સાથે આ બંને લબ્ધિઓ હોતી નથી. ॥૩૫॥

**'कम्मए सव्वेसिं'** ॥सू० ३६॥

**મૂળસૂત્રાર્થ**—કાર્મણ શરીર બધાં શરીરોનું કારણ છે ॥૩૬॥

**તત્વાર્થદીપિકા**—પહેલાં આહારક શરીરનું નિરૂપણ કર્યું હવે છેલ્લા કાર્મણ શરીરનું નિરૂપણ કરીને છીએ.

કર્મ દ્વારા નિર્મિત અથવા કર્મનું કાર્ય કાર્મણ શરીર, ઔદારિક વગેરે બધાં શરીરોનું કારણ છે.

જીવ જ્યારે એક શરીરનો ત્યાગ કરીને બીજા શરીરને પ્રાપ્ત કરવા માટે ગમન કરે છે યાનિ વિગ્રહ ગતિમાં હોય છે તે સમયે કાર્મણ શરીર દ્વારા જ તેનો યોગ અર્થાત્ પ્રયત્ન હોય છે. કાર્મણ શરીર દ્વારા થનારા પ્રયત્નથી જ તે બીજી ગતિમાં જાય છે.

આ રીતે કાર્મણ શરીર અન્ય બધાં શરીરોને ઉત્પન્ન કરનાર બીજ સમાન છે. તે જ્ઞાનાવરણ વગેરે કર્મો સિવાય તેનું બીજું કોઈ કારણ નથી હકીકતમાં કાર્મણ શરીર કર્મ સ્વરૂપ જ છે. આ શરીર સમસ્ત સંસારી જીવોને પ્રાપ્ત થાય છે. યોગનો અર્થ છે–વચન, મન, કાયાના નિમિત્તથી આત્માના પ્રદેશોમાં થનારું હલનચલન ॥૩૬॥

**તત્વાર્થનિર્યુક્તિઃ**—કાર્મણ શરીર ઔદારિક વગેરે બધાં શરીરોનું કારણ છે. જેમ ચિત્રકાર્યનો આધાર દિવાલ હોય છે તેમ આ કર્મ સકળ શકિતનો આધાર છે ભવપરંપરાનાં કારણભૂત આ કર્મનો જ્યારે સમૂળગો ઉચ્છેદ થઈ જાય છે જ્યારે બધાં પાપો ધોવાઈ જાય છે અને જીવ પછી કોઈપણ શરીરને ધારણ કરતો નથી આ કાર્મણ શરીર જ્ઞાનાવરણીય કર્મોથી ઉત્પન્ન થાય છે એનું બીજું કોઈ કારણ નથી

જ્ઞાનાવરણ વગેરે કર્મ કાર્મણ શરીર રૂપ હોવાથી કાર્મણ શરીરનાં કારણ છે. તેમનામાં સૂર્યનાં પ્રકાશની જેમ અંદરોઅંદર ક્રિયાનો વિરોધ નથી. જેમ સૂર્ય પોતાનાં મંડળને પણ પ્રકાશિત કરે છે અને ઘટ પટ વગેરે બીજા પદાર્થોને પણ પ્રકાશિત કરે છે–સૂર્યમંડળને પ્રકાશિત કરવા માટે કોઈ અન્ય પ્રકાશની જરૂર પડતી નથી. જો સૂર્યમંડળને પ્રકાશિત કરવા માટે બીજા પ્રકાશની આવશ્યકતા સ્વીકારીએ તો અનવસ્થાદોષનો પ્રસંગ આવે છે. આમ માનીએ તો કયાંય પણ વિરામ જ રહે નહિ.

આ રીતે જ્ઞાનાવરણ વગેરે કર્મોથી ભિન્ન કાર્મણ શરીરનું કોઈ કારણ નથી. કાર્મણ શરીર કર્મસ્વરૂપ જ છે, કર્મસમુદાયરૂપ જ છે. ॥૩૬॥

**'वेए तिविहे'** ॥सू० ३७॥

**મૂળસૂત્રાર્થ**—વેદ ત્રણ પ્રકારનાં છે ॥૩૭॥

**તત્વાર્થદીપિકા**—પ્રથમ ઔદારિક વગેરે પાંચ શરીરોની પ્રરૂપણા કરી હવે એ કહીએ છીએ કે તે શરીરોને ધારણ કરનારા જીવો પૈકી કોઈ સ્ત્રીવેદવાળું. તો કોઈ પુરુષવેદવાળું હોય છે. પહેલા વેદના ભેદ બતાવવામાં આવે છે.

એક પ્રકારની વેદનાને વેદ કરે છે. વેદ એક પ્રકારની અભિલાષા છે અને લિંગને પણ વેદ કહે છે.

વેદનાં ત્રણ ભેદ છે—પુંવેદ, સ્ત્રીવેદ નપુંસકવેદ, લિંગ બે પ્રકારનાં છે. દ્રવ્યલિંગ અને ભાવલિંગ, યોનિનામ કર્મ અને લિંગનામકર્મનાં ઉદયથી દ્રવ્યલિંગ ઉત્પન્ન થાય છે. ભાવ-લિંગની ઉત્પત્તિ કષાય મોહનીય કર્મનાં ઉદયથી થાય છે.

પુંવેદનાં ઉદયથી પુરુષ થાય છે. સંસ્કૃત ભાષા અનુસાર આ શબ્દની વ્યુત્પત્તિ "છે. "સૂતે અપત્યમ્-ઈતિ પુમાન્" અર્થાત્ જે સંતાનને ઉત્પન્ન કરે (૨) સ્ત્રીવેદનાં ઉદયથી જેમાં ગર્ભ બંધાય છે તેને સ્ત્રી કહે છે (૩) નપુંસકવેદનાં ઉદયથી જે જીવ પૂર્વોકત બંને શકિતઓથી રહિત હોય છે અર્થાત્ ન સંતાન ઉત્પન્ન કરી શકે અથવા ન ગર્ભ ધારણ કરી શકે તે નપુંસક કહેવાય છે.

આ રીતે હાસ્ય રતિ અરતિ વગેરે નવ પ્રકારનાં નોકષાય વેદનીયનાં ભેદોમાં એક જે વેદ છે તેનાં ત્રણ પ્રકાર છે. (૧) પુરુષવેદ (૨) સ્ત્રીવેદ અને (૩) નપુંસક વેદ,

પુરુષવેદનાં ઉદયથી સ્ત્રીની અભિલાષા ઉત્પન્ન થાય છે. જેમ કફનાં પ્રકોપવાળા પુરુષને કેરી ખાવાની ઈચ્છા થાય છે તેમ આ જ રીતે **સંકલ્પની વિષયભૂત સ્ત્રીઓમાં પણ અભિલાષા** સમજી લેવાની છે. આજ સ્ત્રીવેદનાં ઉદયથી પુરુષો પ્રત્યે અભિલાષા ઉત્પન્ન થાય છે. સંકલ્પજનિત પુરુષો પ્રત્યે પણ આ જ કારણે અભિલાષા થાય છે. નપુંસકવેદના ઉદયથી કોઈને પુરુષ અને સ્ત્રી-બંનેની અર્થાત્ બંનેની સાથે ક્રીડા કરવાની અભિલાષા ઉત્પન્ન થાય છે. જેમ બે ધાતુઓના ઘર્ષણથી માર્જિત આદિ દ્રવ્યોની અભિલાષા થાય છે. કોઈ-કોઈને માત્ર પુરુષોની સાથે કામક્રીડા કરવાની ઈચ્છા થાય છે ॥૩૭॥

**તત્વાર્થનિર્યુક્તિ**—હાસ્ય રતિ અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રીવેદ પુરુષવેદ, અને નપુંસક વેદ; આ નોકષાયવેદનીય કર્મના નવ ભેદ છે. આ નવભેદોમાં ત્રણ વેદોની ગણના કરવામાં આવી છે. એક વિશેષ પ્રકારની વેદના અથવા અભિલાષાને વેદ કહે છે. આશય આ છે. મોહનીય કર્મ બે પ્રકારના છે-દર્શનમોહનીય. અને ચારિત્રમોહનીય (૨) દર્શનમોહનીયના ત્રણ ભેદ છે. (૧) મિથ્યાત્વમોહનીય સમ્યકૃત્વમોહનીય અને (૩) સમ્યગ્મિથ્યાત્વમોહનીય મિશ્રમોહનીય. ચારિત્રમોહનીય કર્મના બે ભેદ છે-કષાય મોહનીય અને નો કષાય મોહનીય. આમાથી કષાયમોહનીયના ૧૬ ભેદ છે-ક્રોધ માન માયા અને લોભ, આ માટેનાં અનન્તાનુબંધી, અપ્રત્યાખ્યાન અને સંજવલનના ભેદથી ચાર ચાર ભેદ હોવાથી સોળ ભેદ થઈ જાય છે.

નો કષાય મોહનીયના નવ ભેદ છે-હાસ્યાદિ પૂર્વોકત ત્રણ વેદોની ગણત્રી આની જ અન્ત-ર્ગત છે. આ પૈકી પુરુષ વેદમોહકર્મના ઉદયથી સ્ત્રીની અભિલાષા ઉત્પન્ન થાય છે. જેમ કફનો પ્રકોપ થનારને આમ્રફળ ખાવાની ઈચ્છા થાય છે. તેમ આવી જ રીતે સ્ત્રી વિષયક સંકલ્પ જનિત સ્ત્રીઓની તરફ પણ અભિલાષા જન્મે છે જ્યારે સ્ત્રીવેદનો ઉદય થાય છે. તે પુરુષ તરફ આકર્ષણ ઉત્પન્ન થાય છે. સાથે જ સંકલ્પજનિત પુરુષોની પણ અભિલાષા થાય છે.

નપુંસકવેદનો ઉદય થવાથી કોઈ કોઈને સ્ત્રી અને પુરુષ, બંનેની ઈચ્છા ઉત્પન્ન થાય છે જેવીરીતે છે વાતાદિ બે ધાતુઓના ઘર્ષણથી માર્જિત દ્રવ્યની ઈચ્છા થાય છે. કોઈ કોઈને પુરુષો પ્રત્યે જ ઈચ્છા જાગ્રત થાય છે સંકલ્પજનિત વિષઓમાં પણ અનેક પ્રકારની અભિલાષા થાય છે. સમવાયાંગ સૂત્રમાં કહ્યું છે.—

પ્રશ્ન—ભગવંત ! વેદ કેટલા પ્રકારના કહ્યા છે ?

ઉત્તર—ગૌતમ, ! ત્રણ પ્રકારનાં–સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ ॥ ૩૭ ॥

**'देवे दुवेए इत्थिवेए पुरिसवेएय'**

**મૂળસૂત્રાર્થ**—દેવો બે વેદવાળા જ હોય છે-સ્ત્રીવેદવાળા અને પુરુષવેદવાળા ॥ ૩૮ ॥

**તત્વાર્થદીપિકા**—અગાઉ વેદના ત્રણ ભેદ કહ્યાં હવેના ત્રણ સૂત્રોમાં એ બતાવીશું કે દેવ, નારક, તિર્યંચ, મનુષ્ય, ગર્ભજ, સમ્મૂર્ચ્છિમ અને ઔપપાતિક જીવોમાં કોના કેટલા વેદ હોય છે? સર્વપ્રથમ દેવોના વેદનું પ્રતિપાદન કરીએ છીએ—

ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક આ ચાર પ્રકારોનાં દેવોમાં બે જ વેદ હોય છે–સ્ત્રીવેદ અને પુરુષવેદ. તાત્પર્ય એ છે કે ચારે નિકાયોના દેવ નપુંસકવેદી હોતા નથી, માત્ર સ્ત્રીવેદી અને પુરુષવેદી જ હોય છે. ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક તથા સૌધર્મ અને ઈશાન વિમાનના વૈમાનિકોમાં બંને વેદવાળાની ઉત્પત્તિ થાય છે. જેવી રીતે અસુરકુમાર, અને અસુરકુમારીઓ, નાગકુમાર અને નાગકુમારીઓ વગેરે પ્રકારથી અસુરકુમારથી લઈને ઈશાન દેવલોક સુધી કોઈ–કોઈ પુરુષવેદી દેવ હોય છે અને સ્ત્રીવેદવાળી દેવીઓ હોય છે. તેમનામાં શુભગતિ નામકર્મના ઉદયથી નિરતિશય સુખવિશેષ રૂપ પુરુષ અને સ્ત્રીવેદનો અનુભવ થાય છે. સનત્કુમાર દેવલોકથી પાંચ અનુત્તર વિમાનો સુધી માત્ર પુરુષવેદવાળા જ દેવ ઉત્પન્ન થાય છે, ન સ્ત્રીવેદી અને ન નપુંસકવેદી.

દેવોમાં નપુંસકવેદ કેમ નથી હોતો ? આ પ્રશ્નનો જવાબ એ છે કે ચારે પ્રકારનાં દેવોમાં શુભગતિ આદિ નામ ગોત્ર વેદ્ય અને આયુષ્કથી સાપેક્ષ મોહના ઉદયથી અભિલષિતમાં પ્રીતિ ઉત્પન્ન કરનાર, માયા આર્જવથી યુક્ત, છાણાની અગ્નિ સમાન એક સ્ત્રીવેદનીય અને બીજો પુરુષવેદનીય હોય, જે પહેલા નિકાચિત રૂપમાં બંધાયેલો છે હવે ઉદયમાં આવ્યો છે. આ બંનેથી ભિન્ન નપુંસક વેદનીયનો કદાપી ઉદય થતો નથી કેમકે તેઓએ પૂર્વભવમાં નપુંસક વેદમોહનીય કર્મનો બંધ કર્યો નથી. સનત્કુમાર વગેરે દેવલોકોનાં દેવોએ પૂર્વભવમાં સ્ત્રીવેદમોહનીય કર્મનો પણ બંધ નહીં કરેલો હોવાથી ત્યાં સ્ત્રીવેદ પણ હોતો નથી. ॥ ૩૮ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક આ ચારે નિકાયોના દેવ બે વેદવાળા હોય છે-સ્ત્રીવેદવાળા અને પુરુષવેદવાળા આ રીતે ચારે નિકાયોના દેવ નપુંસકવેદી હોતા નથી માત્ર સ્ત્રીવેદી અને પુરુષવેદી જ હોય છે અર્થાત્ કોઈ પુરુષવેદી અને કોઈ સ્ત્રીવેદી હોય છે.

ભવનપતિ, વ્યન્તર જ્યોતિષ્ક, સૌધર્મ ઈશાન દેવલોકમાં ઉપપાતની અપેક્ષાથી બંને વેદ હોય છે. તેમનાથી આગળ પુરુષવેદ જ હોય છે. દેવોમાં નપુસકવેદ કેમ નહીં ? આ શંકાનું સમાધાન એ છે કે ચારે પ્રકારના દેવોમાં શુભગતિ વગેરે નામ ગોત્ર વેદ્ય આયુષ્કની અપેક્ષા રાખનાર મોહકર્મના ઉદયથી અભિલષિત પ્રીતિજનક, માયા આર્જવથી ઉપચિત છાણાની અગ્નિ

જેવાં સ્ત્રીવેદનીય અને ઘાસના પૂળાની અગ્નિ સમાન પુરુષવેદનીય જે અગાઉ નિકાચિત રૂપમાં બંધાયેલા હતાં, તે ઉદયને પ્રાપ્ત થાય છે. આ બંનેથી ભિન્ન નપુંસકવેદનીયનો કદાપી ઉદય થતો નથી કારણકે પૂર્વભવમાં તેનો બંધ કરવામાં આવ્યો ન હતો

અહીં નપુંસકવેદની અપેક્ષા સ્ત્રીવેદ શુભ કહેવાય છે, હકીકતમાં તે શુભ છે એમ સમજવું ન જોઈએ. સમવાયાંગ સૂત્રમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવંત ! શું અસુરકુમાર સ્ત્રીવેદી પુરુષવેદી અગર નપુંસકવેદી હોય છે?

ઉત્તર—હે ગૌતમ ! સ્ત્રીવેદી અને પુરુષવેદી હોય છે, નપુંસક વેદી હોતા નથી. સનત્કુમારો સુધી આ પ્રમાણે જ કહેવું જોઈએ. જેવું અસુરકુમારોના સંબન્ધમાં કહે છે તેવું જ વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિકોબાબતમાં પણ સમજવું જોઈએ ॥ ૩૮ ॥

**'नारगे समुच्छिमेय नपुंसगवेए'**

**મૂળસૂત્રાર્થ**—નારક અને સમ્મૂર્ચ્છિમ જીવ નપુંસકવેદી જ હોય છે ॥ ૩૯ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ચારે નિકાયોના દેવોમાં સ્ત્રીવેદ અને પુરુષવેદનું વિધાન કરવામાં આવ્યું હવે નારકી અને સમ્મૂર્ચ્છિમ જીવોમાં માત્ર નપુંસકવેદ જ હોય છે એ પ્રરૂપણા કરવા માટે કહે છે—

રત્નપ્રભા વગેરે સાતે નરકભૂમિમાં રહેનારાં નારક જીવ અને પૂર્વોક્ત સ્વરૂપવાળા સંમૂર્છિમ જીવો માત્ર નપુંસકવેદી જ હોય છે. તેમનામાં ન પુરુષવેદ હોય છે કે ન સ્ત્રીવેદ. આ રીતે બધાં નારક, પૃથ્વીકાય અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય અને કોઈ-કોઈ પંચેન્દ્રિય મનુષ્ય તથા તિર્યંચ સંમૂર્છિમ હોય છે અને તે તમામને નપુંસકવેદી જ સમજવા જોઈએ કારણકે નારકી તથા સંમૂર્છિમજીવોમાં ત્રણ વેદોમાંથી ફક્ત નપુંસકવેદ જ પૂર્વકાળમાં નિકાચીત રૂપમાં બંધાયેલા હોવાથી તેમાં જ તેમનો ઉદય થાય છે. તેઓએ પૂર્વકાળમાં પુરુષવેદમોહનીય અને સ્ત્રીવેદમોહનીય કર્મો કે જે શુભ છે, તે બાંધ્યા ન હતાં. ॥ ૩૯ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—સાત નરકભૂમિમાં રહેલા નારક જીવો તથા બધાં સંમૂર્છિમ જીવો અર્થાત્ પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય તથા કોઈ-કોઈ પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્ય નપુંસક જ હોય છે. તેઓ ન તો સ્ત્રીવેદી હોય છે કે ન પુરુષવેદી કારણકે ચારિત્રમોહનીય કર્મનો ભેદ જે નોકષાયવેદનીય છે તેના હાસ્યાદિ નવ ભેદોમાંથી જે ત્રણવેદ છે તેમાંથી એક નપુંસકવેદનો જ ઉદય થાય છે. સ્ત્રીવેદ અગર પુરુષવેદનો ઉદય થતો નથી. આ કારણે બધાં નારક તથા સંમૂર્છિમ જીવ અશુભ નગરદાહની જેમ મૈથુનની અભિલાષાવાળા હોય છે.

આશય એ છે કે નારકી તથા સંમૂર્છિમ જીવોએ અનન્તર પૂર્વભવમાં નપુંસકવેદને યોગ્ય કર્મોનો આશ્રવ (આપાત) કર્યો, તે કર્મોને દૂધ અને પાણીની જેમ એક-મેક કરીને નિકાચીત બંધ-ગ્રહણ કરેલ છે વળી તે કર્મો આત્મપ્રદેશો સાથે ભળી ગયા છે-જુદાં જણાઈ આવતાં નથી. વિશેષ પ્રકારનાં અધ્યવસાયથી તે કર્મનો બધ કર્યો છે. તેજ કર્મ આ વર્તમાનભવમાં પકિપકવ થઈ ઉદયાવસ્થામાં આવ્યા છે આથી જ નારક અને સંમૂર્છિમ જીવ દુઃખની વિપુલતાવાળા હોવાથી નપુંસક જ હોય છે, તેઓ કદાપી સ્ત્રી અગર તો પુરુષ વેદવાળા હોતા નથી.

સમવયાંગ સૂત્રમાં કહ્યું છે-ભગવંત ! નારક જીવ શું સ્ત્રીવેદી, પુરુષવેદી અથવા નપુંસકવેદી હોય છે ? હે ગૌતમ ! તેઓ ન સ્ત્રીવેદી ન પુરુષવેદી પણ નપુંસકવેદી હોય છે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય, સમૂર્છિમ, પંચેન્દ્રિય તિર્યંચ અને સંમૂર્છિમ પુરુષ નપુંસકવેદવાળા જ હોય છે. ॥ ૩૯ ॥

**'सेसा तिवेया'**

**મૂળસૂત્રાર્થ**—શેષ જીવ ત્રણ વેદવાળા હોય છે ॥ ૪૦ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં પ્રતિપાદન કરવામાં આવ્યું કે નારક અને સંમૂર્છિમ જીવ ફક્ત નપુંસકવેદવાળા જ હોય છે હવે તે સિવાયના અર્થાત્ નારકો અને સંમૂર્છિમ સિવાયના જે ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય છે તે ત્રણવેદોવાળા હોય છે આ માટે કહીએ છીએ—

શેષજીવ અર્થાત્ નારકો અને સંમૂર્છિમોથી ભિન્ન ગર્ભજન્મથી ઉત્પન્ન થનારા પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્ય ત્રણ વેદોવાળા હોય છે. જે જીવોમાં પુરુષવેદ, સ્ત્રીવેદ અને નપુંસકવેદ ત્રણે હોય તે ત્રણવેદવાળા કહેવાય છે. આવી રીતે ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યોમાં કોઈ પુરુષવેદી, કોઈ સ્ત્રીવેદી અને કોઈ નપુંસકવેદી હોય છે. ॥ ૪૦ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—શેષ અર્થાત્ નારકો અને સમ્મૂર્છિમથી ભિન્ન ગર્ભજ મનુષ્ય અને પંચેન્દ્રિય તિર્યંચ ત્રિવેદી અર્થાત્ ત્રણે વેદવાળા હોય છે એટલે કે તેમાં સ્ત્રીવેદવાળા પણ હોય, પુરુવેદવાળા પણ હોય છે અને કોઈ નપુંસકવેદવાળા પણ હોય છે—

આ કથનનો ફલિતાર્થ એ છે કે જરાયુજ, અન્ડજ તથા પોતજ પ્રાણી ત્રણે પ્રકારના હોય છે. સ્ત્રી. પુરુષ અને નપુસક સમવાયાંગ સૂત્રમાં કહ્યું છે કે-ગર્ભથી ઉત્પન્ન થનારા મનુષ્ય અને પંચેન્દ્રિય તિર્યંચ ત્રણવેદ વાળા હોય છે. ॥ ૪૦ ॥

**'आऊ दुविहे सोवक्कमे निरुवक्कमेय'**

**મૂળસૂત્રાર્થ**—આયુષ્ય બે પ્રકારના છે. સોપક્રમ અને નિરૂપક્રમ ॥ ૪૧ ॥

**તત્વાર્થદીપિકા**—પહેલા નરકગતિ, દેવગતિ, તિર્યંચગતિ અને મનુષ્યગતિ રૂપ સંસારી જીવોનું કથન કર્યું હવે તેમના આયુષ્યનું નિરૂપણ કરવા માટે કહીએ છીએ—

આયુ અર્થાત્ જીવનકાળ બે પ્રકારના છે-સોપક્રમ અને નિરૂપક્રમ. જે આયુષ્ય ઉપક્રમ અર્થાત્ ક્ષયથી યુક્ત હોય તે સોપક્રમ કહેવાય છે દીર્ઘકાળ પર્યન્ત ભોગવવા યોગ્ય આયુષ્ય અધ્યવસાન વગેરે જે કારણે અલ્પકાળમાં જ ભોગવવા યોગ્ય બની જાય છે તે કારણે ઉપક્રમ કહેવાય છે અર્થાત્ આયુષ્યના ક્ષયને નજીક લઈ આવનાર કારણ ઉપક્રમ કહેવાય છે. જે આયુષ્ય ઉપક્રમ સહિત હોય તે સોપક્રમ કહેવાય છે.

ઝેર, અગ્નિ, જળસમાધી વગેરે આત્મહત્યાના બાહ્યકારણ મળવાથી દીર્ઘાયુ પણ ઓછું થાય છે અર્થાત્ જે આયુષ્ય ધીમે-ધીમે લાંબા સમયમાં ભોગવવાનુ હતું તે અલ્પસમયમાં જ ભોગવી લેવાય છે આ પ્રકારનું આયુષ્ય અપવર્ત્ય આયુષ્ય પણ કહેવાય છે આથી ઉલ્ટું જે આયુષ્ય ઉપક્રમથી રહિત હોય તે નિરૂપક્રમ કહેવાય છે. તેમાં અધ્યવસાન વગેરે કારણ હોતાં નથી. તાત્પર્ય એ છે કે જે આયુષ્ય જે રૂપમાં બંધાયેલું હોય છે તેજ રૂપે ભોગવી શકાય—દીર્ઘ બંધાયેલું હોય તો હ્રસ્વ ન થાય તે નિરૂપક્રમ કહેવાય છે.

આવી રીતે જે ઘણા દીર્ઘકાલિક આયુષ્ય ઝેર, અગ્નિ, પાણી, ફાંસા વગેરે કારણોથી અલ્પ-કાલિક થઈ જાય છે તે સોપક્રમ-અપવર્ત્ય આયુષ્ય કહેવાય છે પરંતુ પૂર્વોક્ત કારણોથી જે દીર્ઘકાલીન આયુષ્ય અલ્પકાલીન થતું નથી તે નિરૂપક્રમ કહેવાય છે તેને અપવર્ત્ય આયુષ્ય પણ કહે છે ॥ ૪૧ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—નરક તિર્યંચ, મનુષ્ય અને દેવગતિ રૂપ સંસારમાં આયુષ્યની સ્થિતિ શું વ્યવસ્થિત છે ? અથવા શું અકાળ મરણ પણ થાય છે ? આ જાતની શંકા થવાથી કહે છે–

આયુષ્ય બે પ્રકારનાં હોય છે–અપવર્તનીય અને અનપવર્ત્તનીય–અનપવર્તનીય આયુષ્યના-પણ બે પ્રકાર છે–સોપક્રમ અને નિરૂપક્રમ. જે આયુષ્ય ઉપક્રમણ અથવા ક્ષયવાળું હોય તે સોપક્રમ કહેવાય છે. લાંબા સમય સુધી ભોગ્ય આયુષ્ય જે કારણ વિશેષથી–અધ્યવસાન વગેરે નિમિત્તથી અલ્પકાલીન થઈ જાય છે તે કારણ ઉપક્રમ કહેવાય છે, તેને સ્વલ્પકરણ અથવા પ્રત્યાસન્નીકરણ પણ કહી શકાય કારણકે તેનાથી આયુષ્ય સ્વલ્પ થાય છે અથવા તેનો અંત નજીકમાં આવી જાય છે. જે આયુષ્ય આ પ્રકારના ઉપક્રમથી સહિત હોય તેને સોપક્રમ આયુષ્ય કહે છે.

જે આયુષ્યમાં ઝેર, અગ્નિ જળસમાધિ વગેરે ઉપક્રમ લાગુ ન થઈ શકે તે નિરૂપક્રમ કહે-વાય છે ત્યાં અધ્યવસાન વગેરે કારણ હોતા નથી.

શંકા––જેવી રીતે દીર્ઘકાળની સ્થિતિવાળું આયુષ્ય કારણ મળવાથી અલ્પકાલીન થઈ જાય છે તેવી જ રીતે શું અલ્પકાલીન આયુષ્ય રસાયણ વગેરેના સેવનથી વૃદ્ધિ પ્રાપ્ત કરી દીર્ઘકા. લીન પણ થાય છે. ?

સમાધાન -જે આયુષ્ય દીર્ઘકાલીન રૂપે બંધાયેલું નથી એવા અલ્પ આયુષ્યની વૃદ્ધિ થવી શકય નથી. હકીકત એ છે કે પૂર્વજન્મમાં જે આયુષ્ય જેટલું બંધાયું હોય આગલા જન્મમાં તે બધુ ભોગવવુ જ પડશે તેમાં કોઈ ઘટાડો અગર તો વધારો થતો નથી. માત્ર ઝેર, શસ્ત્ર વગેરે કારણ ઉપસ્થિત થવાથી દીર્ઘકાળ સુધી ભોગવાનારા આયુષ્ય અલ્પસમયમાં જ ઝટ–ઝટ ભોગવી લેવાય છે, દાખલા તરીકે એક મહીનામાં પાકનારા, ઝાડમાં લાગેલા ફળને તોડીને જો પાકમાં નાખવામાં આવે તો તે બે કે ત્રણ દિવસમાં પાકી જાય છે અને એક માસમાં થનારા ફળની પરિપકવતાની વિભિન્ન અવસ્થાઓ પાકમાં દબાયેલા ફળમાં પણ હોય છે પરંતુ તે જલ્દી-જલ્દી થઈ જાય છે. એવી જ રીતે જીવે આયુષ્યકર્મના જેટલા પ્રદેશોના બન્ધન કર્યા છે તે તમામ તો ઉદયમાં આવ્યા વગર નાશ પામી શકતા નથી, પછી ભલે સોપક્રમ આયુષ્ય હોય કે નિરૂપક્રમ, સંપૂર્ણ આયુષ્ય ભોગવવું જ પડે છે. ફરક માત્ર એટલો જ છે કે ઝેર, અગ્નિ વગેરે ઉપક્રમ મળવાથી દીર્ઘકાળમાં જે આયુષ્ય ભોગવવાનું હતું, તે જલ્દી ઉદયમાં આવી જાય છે અને ભોગવી લેવાય છે. આવી સ્થિતિમાં આયુષ્યની વૃદ્ધિ કઈ રીતે થઈ શકે ?

અમૃત––રસાયણનું સેવન કરવાથી પણ બાંધેલું આયુષ્ય વધતુ નથી લાંબા પથરાયેલા વસ્ત્રને સંકેલીને થોડી જગ્યામાં સમાવી શકાય છે પરંતુ વધુ લાંબુ કરી શકતું નથી એવી જ રીતે જે આયુષ્યના દલિક થોડા બંધાયા હોય તેને લાંબા કરવાનું શકય નથી. જે અયુષ્ય અપ-

વર્ત્તનીય હોય છે તે નિયમથી સોપક્રમ હોય છે. આથી સિદ્ધ થયું કે અપવર્તનીય આયુષ્ય સર્વદા - સોપક્રમ જ હોય છે કારણકે અધ્યવસાન વગેરે નિમિત્ત સિવાય અપવર્ત્તનીય થઈ શકતું નથી

આ રીતે આયુષ્યની અપવર્ત્તના જ લોકમાં અકાલમરણના રૂપમાં પ્રસિદ્ધ છે. હકીકતમાં કોઈ પણ પ્રાણી અધુરું આયુષ્ય ભોગવીને મરતું નથી.

સાર એ છે–ભોગવવા યોગ્ય આયુષ્યના ત્રણ ભાગોમાંથી બે ભાગ જ્યારે વ્યતીત થઈ જાય છે અને ત્રીજો ભાગ બાકી રહે છે ત્યારે પરભવનું આયુષ્ય બંધાય છે. કદાચિત તે સમયે ન બંધાયું હોય તો નવમો ભાગ શેષ રહેવા પર બંધાય છે અને જો તે સમયે પણ ન બધાય તો ભોગવનાર આયુષ્ય અન્તર્મુહૂર્ત શેષ રહે ત્યારે તો ચોકકસ બંધાય જ છે. અન્ય સાત કર્મોની જેમ આયુષ્યનું નિરન્તર બંધન થતું નથી જીવનમાં એકજ વાર આયુષ્યકર્મ બંધાય છે. પૃથ્વીકાય, અપ્કાય તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય ચતુરિન્દ્રિય અને નિરૂપક્રમ આયુષ્યવાળા પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય નિયમથી વર્ત્તમાન આયુષ્યનો ત્રીજો ભાગ શેષ રહેવા પર નવીન આયુષ્યનો બંધ કરે છે. સોપક્રમ આયુષ્યવાળા પંચેન્દ્રિયો માટે એવો નિયમ નથી. તેઓ ત્રીજા ભાગમાં, નવમાં ભાગમાં અગર ૨૭માં ભાગમાં આગામી ભવનું આયુષ્ય બાંધે છે. જીવ જ્યારે આયુષ્ય બાંધે છે તો અધ્યયસાયની વિશેષતાથી કોઈ અપવર્ત્તના યોગ્ય આયુષ્ય બાંધે છે અને કોઈ અનપવર્ત્તનીય આયુ બાંધે છે. તીવ્ર પરિણામ દ્વારા જે ગાઢ આયુષ્ય બાંધે છે તે અપવર્તનીય હોય છે.

અપવર્ત્તનીયનો અર્થ છે–પૂર્વજન્મમાં બાંધેલા. આયુષ્યની સ્થિતિનું અધ્યવસાન વગેરે કારણોમાંથી કોઈ કારણ દ્વારા અલ્પ થઈ જવું અને આયુષ્યના અનપવર્ત્તનનો અર્થ એ થાય કે જેટલા સમયનું આયુષ્ય બાંધવું હોય તેટલાં જ સમયમાં ભોગવવા યોગ્ય હોવું તે આ આયુષ્ય તેની સમય મર્યાદા અનુસાર જ ભોગવાય છે, હ્રાસને, પ્રાપ્ત થતું નથી. જેમ કોઈ પ્રકારનું વિઘ્ન નડે નહી તો તેલ અને વાટનો ક્ષય થવાથી દીવાનું ઓલવાઈ જવું આ આયુષ્ય પ્રબલતર વીર્ય–પરાક્રમથી બાંધવામાં આવતું હોવાથી અપવર્તનીય હોતું નથી.

આ રીતે ગાઢ બંધનના કારણે–નિકાચિત રૂપે બંધાયેલું હોવાથી આયુષ્ય અનપવર્ત્તનીય હોય છે. અથવા એક નાડિકા દ્વારા પરિગૃહીત આયુષ્ય સમુદાયરૂપ હોવાથી એકત્રિત થયેલા પુરુષોનાં સમુદાય જેવું અથવા એક નાડિકાના વિવરમાં નાખેલા બીજથી ઉત્પન્ન ધાન્ય સમૂહની જેમ અભેદ્ય હોય છે પરંતુ છિદ્રથી બહાર પડેલા બીજથી ઉત્પન્ન ધાન્ય સઘન ન હોવાથી તે ગાય ભેંસ વગેરે પશુઓ માટે ઉપયોગમાં લેવાય છે.

આ રીતે આયુષ્યનો બંધ કરતો થકો આ જીવ અનેક આત્મલબ્ધ પરિણામ સ્વભાવ હોવાથી શરીર વ્યાપી હોવાથી નાડિકામાર્ગ પરિમાણવાળો હોય છે. ત્યારબાદ તે અવસ્થાને પ્રાપ્ત કરીને જીવ જે આયુષ્યના પુદ્ગળોને બાંધે છે તે આયુષ્ય પુદ્ગળ નાડિકા પ્રવિષ્ટ હોવાથી સંહતિ (સઘન) રૂપે હોય છે આથી ઝેર, શસ્ત્ર, અગ્નિ વગેરે માટે અભેદ્ય હોય છે. મન્દ તીવ્ર પરિણામ હોવાથી તે જીવ તે આયુષ્યને જન્માંતરમાં જ બાંધે છે, આ જન્મની વ્યાધિની જેમ.

જરાક ધાતુ વિષમતાના કારણભૂત અપથ્ય સેવનથી ઉત્પન્ન થયેલો રોગ બેદરકારીથી કાલાન્તરમાં ઘણો વધી જાય છે અને શરીરનો સમૂળગો નાશ કરી નાખે છે તથા નિષ્ણાત વૈદ્ય દ્વારા ઉપદિષ્ટ રોગ–નિરોધી ક્રિયા કલાપના સેવનથી તે વ્યાધિ એકદમ નાશ પામે છે. આજ પ્રમાણે જે આયુષ્ય મંદ પરિણામ–પ્રયત્નના કારણે પાછલા ભવમાં ગાઢ રીતે બંધાયું ન હતું, તે અપવર્ત્તનાને યોગ્ય હોય છે.

આથી ઉલ્ટુ જે વ્યાધિ અત્યંત તીવ્ર ધાતુક્ષોભને આશ્રિત કરીને અપથ્ય સેવન વગેરેથી ઉત્પન્ન થયો છે અને કોઢ અથવા ક્ષયના જેવા દીર્ઘકાલીન રોગ થઈ જવાથી શરીરના બધા અંગોપાંગોમાં પ્રસરી ગયા છે તેની ચિકિત્સા થવી ઘણી મુશ્કેલ છે વિવિધ પ્રકારના ઔષધોનું સેવન કરવા છતાં પણ તે ઉત્તરોત્તર વધતાં જાય છે અને રોગીને અકાલે જ ઝડપી લે છે. વધુમાં વધુ પ્રયત્ન કરીને ધન્વન્તરિ પણ તે રોગનો નાશ કરી શકતો નથી. આ રીતે જે આયુષ્ય તીવ્ર પરિણામ—પ્રયોગથી પ્રગાઢ રૂપમાં બાંધેલું હોય છે તેનું અપવર્ત્તન થઈ શકતું નથી તે જલ્દીથી સમાપ્ત થઈ શકતું નથી તે અપવર્તનીય આયુષ્ય કહેવાય. છે

આયુષ્યના યથાકાળ અને અકાળમાં સમાપ્ત થવાથી અનેક દ્રષ્ટાંત વિદ્યમાન છે. સબળ હોવાથી શ્રોતાની પ્રતીતિ ઉત્પન્ન થાય છે. આથી આયુષ્ય બંને પ્રકારના છે અપવર્ત્તનીય અને અનપવર્ત્તનીય.

કયા જીવ અપવર્ત્તનીય આયુષ્ય વાળા હોય છે અને કયા અનપવર્ત્તનીય આયુષ્ય વાળા હોય છે ? આ પ્રકારની જિજ્ઞાસા થવાથી કહીએ છીએ.

ઉપપાત જન્મવાળા નારક અને દેવ ચરમ શરીરી મનુષ્ય (જે તેજ શરીરથી સિદ્ધિ પ્રાપ્ત કરવા વાળા છે) ઉત્તમ પુરુષ અર્થાત્ તીર્થંકર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ, અને અસંખ્યાત વર્ષની આયુષ્યવાળા મનુષ્ય તથા તિર્યંચ નિરૂપક્રમ આયુષ્યવાળા હોય છે

જે તેજ શરીરથી સમસ્ત કર્મ–જાળને નષ્ટ કરીને સમસ્ત કર્મક્ષય રૂપ સિદ્ધિ પ્રાપ્ત કરે છે તે ચરમ શરીરિ મનુષ્ય જ હોય છે. નારક તિર્યંચ અગરદેવ નહીં કારણ કે તેઓ સિદ્ધિને યોગ્ય હોતા નથી

જેમને તીર્થંકર નામ કર્મનો ઉદય થઈ ચુકયો છે તેઓ તીર્થંકર કહેવાય છે. નવ નિધિ અને ચૌદ રત્નોના અધિપતિ પોતાના પુરૂષાર્થથી મહાન ભોગશાળી તથા સંપૂર્ણ ભરત ક્ષેત્રના સ્વામી ચક્રવર્તી કહેવાય છે અર્ધ ચક્રવર્તી બળદેવ વાસુદેવ કહેવાય છે. ગણધર આદિ ચરમ શરીરીની શ્રેણીમાં ગણાય છે

અસંખ્યાત વર્ષની આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચ નિરૂપક્રમવાળા હોય છે. મનુષ્યો અને તિર્યંચોમાં જ અસંખ્યાત વર્ષનું "જીવન જોવામાં આવે છે, નારકો અને દેવોમાં નહી" દેવકુરૂ, ઉત્તરકુરૂ, અન્તર્દ્વીપો સહિત અકર્મ ભૂમિઓમાં તથા સુષમ સુષમાકાળ, સુષમાકાળ અને સુષમદુષમાકાળમાં અસંખ્યાત વર્ષોના આયુષ્યવાળા મનુષ્ય હોય છે. તેજ દેવકુરૂ વગેરેમાં તથા મનુષ્ય ક્ષેત્રથી બહારનાં દ્વીપો અને સમુદ્રોમાં અસંખ્યાત વર્ષની આયુષ્યવાળા તિર્યંચ નથી. ઔપપાતિક નારક અને દેવ તથા અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્ય નિરૂપક્રમ—અનપવર્ત્ય આયુષ્યવાળા હોય છે. તેમના પ્રાણાપાન નિરોધ, આહારનિરોધ અધ્ય-

વસાન, નિમિત્ત વેદના પરાઘાત તથા સ્પર્શ આદિ વેદના વિશેષ, જે આયુષ્યના ભેદનો ઉપક્રમ છે, તે હોતા નથી. આથી તે નિરૂપક્રમ આયુષ્યવાળા ગણાય છે.

અસંખ્યાત વર્ષના આયુષ્યવાળાથી ભિન્ન મનુષ્યો અને તિર્યંચોમાં કોઈ કોઈ પ્રાણવાન નિરોધ આદિ કોઈ કારણ, મળવાથી સોપક્રમ આયુષ્ય વાળા કહેવાય છે. કોઈ કોઇ એવા પણ હોય છે જેમના આયુષ્યનો ઉપક્રમ થતો નથી આથી તેઓ અપવર્ત્તનીય આયુષ્યવાળા અને અનપવર્તનીય આયુષ્યવાળા એમ બંને પ્રકારના હોય છે, જે મનુષ્ય અને તિર્યંચ અપવર્ત્ય આયુષ્યવાળ હોય છે. તેઓ નિયમથી સોપક્રમ આયુષ્યવાળા હોય છે અને જે અનપવર્ત્ય આયુષ્યવાળા હોય તેઓ નિરૂપક્રમ આયુષ્યવાળા હોય છે.

જે જીવ અપવર્ત્ય આયુષ્યવાળા હોય છે તેમનું આયુષ્ય ઝેર, શસ્ત્ર, કાંટા, અગ્નિ, પાણી, સર્પ, અજીર્ણ સન્નિપાત, સંજ્ઞી, હિંસક પશુ, ભૂખ, તરસ, ઠંડી અને ગરમી વગેરે ઉપક્રમોથી અપવર્તિત થઈ જાય છે. અપવર્તિત થવાનો અર્થ છે જલ્દી જ અંતર્મુહૂર્ત કાળમાં આયુષ્યનાં દલિકોને ભોગવી લેવાં, આયુષ્યનું સ્વલ્પ થઇ જવું અને અપવર્તનનું કારણ પૂર્વોકત નિમિત્ત હોય છે.

શંકા—જો અપવર્તનનો અર્થ કર્મનો વિનાશ થાય છે તો કૃતનાશનો પ્રસંગ આવે છે. કેમકે આયુષ્યકર્મ પોતાનું ફળ આપ્યા વગર જ નાશ પામે છે. બાંધવા છતાં પણ તેનું ફળ ભોગવી શકાતું નથી કેમકે બાંધેલું કર્મ કર્તાને પોતાનું યોગ્ય ફળ આપીને જ નાશ પામે છે. ફળ આપ્યા વગર નહિ શાસ્ત્રમાં પણ કહ્યું છે **"कडाणकम्माण न मोक्खअत्थि"** અર્થાત્ કરેલા કર્મોના ફળ ભોગવ્યા વગર છુટકારો થતો નથી. આ રીતે જો આયુષ્યનો અનુભવ કર્યા વગર જ મૃત્યુ થાય તો કૃતનાશ અને અકૃતાગમ દોષોનો પ્રસંગ આવે છે કેમકે આયુષ્યની વિદ્યમાનતામાં પણ મરણ થાય છે. આવી જ સ્થિતિમાં આયુષ્યની નિષ્ફળતાનો પણ પ્રસંગ આવે છે તે અનિષ્ટ ગણાય. જૈન સિદ્ધાંતમાં એવું છે પણ નહિ કે ઉપાર્જિત કરેલાં કર્મ ફળ આપ્યા વગર જ નષ્ટ થઇ જાય. અને જે કર્મ ઉપાર્જન નથી કર્યાં તે ભોગવાય.

આ સિવાય એકજ ભવની સ્થિતિવાળું આયુષ્ય કર્મ બીજા ભવ સુધી રહી શકતું નથી તેનો ઉપભોગ એકજ ભવમાં થાય છે. ભવાન્તરમાં નહિ. જો તમારી માન્યતા મુજબ આયુષ્યનાં રહેવા છતાં પણ જીવ મરી જાય છે તો પછી અવશિષ્ટ આયુષ્ય બીજાં જન્મમાં ભોગવવું જ પડશે. આનાથી સાબિત થયું કે આયુષ્યનું અપવર્તન થતું નથી.

સમાધાન—ધીમે ધીમે દીર્ઘકાળ સુધી ભોગવવા યોગ્ય આયુષ્યને જલ્દીથી થોડા સમયમાં ભોગવી લેવું તેને જ અપવર્તન કહેવાય છે અપવર્તનનો અર્થ એ નથી કે બાંધેલું આયુષ્ય ફળ આપ્યા વગર જ નષ્ટ થઇ જાય. આ કારણે આયુષ્યના વેદનકાળમાં અલ્પતાં થઇ જવા છતાં કૃતનાશ અને અકૃતાભ્યાગમ દોષોનાં પ્રસગ આવતાં નથી. આયુષ્ય બીજા ભવમાં ભોગવાય એવું પણ હોતું નથી. પણ થાય છે એ કે પૂર્વોકત વિષ શસ્ત્ર વગેરે ઉપક્રમોથી ઉપલિપ્ત જીવનાં પુણ્યરૂપથી આયુષ્ય ઉદયમાં આવી જાય છે. અને જલ્દીથી પોતાનું ફળ આપે છે. અને પ્રદેશ ઉદય દ્વારા જલ્દીથી તેનો પરિપાક થઈ જાય છે. આજ અહીં અપવર્તન માનવામાં આવ્યું છે.

જેમ એકજ કરેલા સૂકા ઘાસનાં ઢગલાને એક તરફથી સળગાવવામાં આવે તો ક્રમથી બળતો થકો તે ઢગલો લાંબા સમયમાં ભસ્મ થાય છે અને જો તેજ ઢગલો જો પોલો હોય અને ચારે બાજુથી એકી સાથે અગ્નિ પેટાવવામાં આવે, અને તેજ હવા ચાલતી હોય તો જલ્દીથી સળગી જાય છે અને શીઘ્ર જ ભસ્મ થઇ જાય છે. આયુષ્યના ભોગના વિષયમાં પણ આ દૃષ્ટાંત જ સમજવું જોઇએ.

જે આયુષ્ય બંધના સમયે અત્યન્ત ગાઢ રૂપમાં નિકાચિત્ રૂપમાં બાંધવામાં આવે છે તે ધીમે ધીમે લાંબાકાળમાં ભોગવાય છે પરંતુ જે આયુષ્ય કર્મબન્ધના સમયે જ શિથિલ રૂપમાં બાંધેલું છે તે શિથિલ ઘાસના ઢગલાના દાહની જેમ અપવર્ત્તિત થઇને જલ્દી વેદન કરી શકાય છે. ॥૪૧॥

જૈનશાસ્ત્રાચાર્ય જૈનધર્મદિવાકર પૂજ્ય શ્રીઘાસીલાલજી મહારાજ
વિરચિત તત્ત્વાર્થ સૂત્રના ગુજરાતી અનુવાદના દીપિકા
નિર્યુક્તિ નામક વ્યાખ્યાનો પ્રથમ અધ્યાય
સમાપ્ત ॥૧॥

# દ્વિતીય અધ્યાયનો પ્રારંભ

**'धम्माधम्मागासकालपोग्गला अजीवा'**

**મૂળસૂત્રાર્થ**—ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ અજીવ છે ॥ ૧ ॥

**તત્વાર્થદીપિકા**—પ્રથમ અધ્યાયમાં જીવ આદિ નવ તત્ત્વોમાંથી જીવ તત્ત્વનું ૪૧ સૂત્રો દ્વારા સાંગોપાંગ વર્ણન કરવામાં આવ્યું. હવે ક્રમપ્રાપ્ત બીજા અજીવતત્ત્વનું આ અધ્યાયમાં નિરૂપણ કરવા અર્થે કહીએ છીએ--

ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ આ પાંચ અજીવ અર્થાત્ જીવથી અલગ તત્ત્વ છે. ॥ ૧ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા યથાયોગ્ય દ્રવ્ય અને ભાવપ્રાણોથી યુક્ત જીવોના, તેના, દેવ, તિર્યંચ, મનુષ્ય અને નારકીના ભેદોનું, સાકાર અને અનાકાર ઉપયોગરૂપ ચૈતન્ય શક્તિનું વિવરણ કરવામાં આવ્યું છે. હવે ધર્મ વગેરે પાંચ અજીવોના ભેદ અને લક્ષણ બતાવીને તેમનું પ્રતિપાદન કરીએ છીએ—

અજીવ અર્થાત્ જીવ દ્રવ્યથી વિપરીત, ધર્મ, અધર્મ આકાશ, કાળ અને પુદ્ગલ એ પાંચ અજીવ તત્વ છે

જે જીવ નથી તે અજીવ, અહીં પર્યુદાસ નામનો નઞ્સમાસ છે આ સમાસથી અજીવ એકાન્ત નિષેધ રૂપ નહીં પરંતુ વિધિરૂપ જ તત્ત્વ સાબીત થાય છે, કારણકે પર્યુદાસમાં વિધિની પ્રધાનતા હોય છે. તાત્પર્ય એ છે કે ધર્મ વગેરે પાંચ તત્ત્વ અસ્તિત્ત્વની દૃષ્ટિથી જીવની માફક જ છે પરંતુ તેમનામાં ચૈતન્યનો સદ્ભાવ નથી આથી જ તેમને અજીવ કહ્યા છે. વળી કહ્યું પણ છે-'જે નઞ્સમાસમાં વિધિની પ્રધાનતા તથા નિષેધની ગૌણતા હોય છે તે પર્યુદાસ નઞ્સમાસ કહેવાય છે.' એવી જ રીતે—જે નઞ્સમયમાં વિધિ અપ્રધાન અને નિષેધ પ્રધાન હોય તે પ્રસહ્ય (પ્રસજ્ય) નઞ્સમાસ કહેવાય છે-જેમાં ક્રિયાની સાથે નઞ્સમાસ હોય છે.

આમાંથી જે જીવો અને પુદ્ગલોની ગતિના ઉપકાર કરવાના કાર્ય દ્વારા જાણી શકાય તે ધર્મદ્રવ્ય છે. જીવો અને પુદ્ગલોની સ્થિતિમાં ઉપગ્રહ કરવાથી જેનું અનુમાન કરવામાં આવે છે તે અધર્મદ્રવ્ય છે. અહીં ધર્મ અને અધર્મ પદોથી શુભ ફળ આપનારા અને અશુભ ફળ આપનારા ધર્મ-અધર્મને સમજવા ન જોઈએ.

અહીં આ દ્રવ્યનું પ્રકરણ ચાલી રહ્યું છે આથી દ્રવ્યરૂપ ધર્મ અને અધર્મ જ અત્રે અભિપ્રેત છે. અદૃષ્ટ-પુણ્ય-પાપ-રૂપ ધર્મ અધર્મ અભિપ્રેત નથી કારણકે તે દ્રવ્ય નહીં પણ ગુણ છે.

અવગાહના રૂપ કાર્યથી જેનું અનુમાન કરવામાં આવે છે, તે આકાશ છે. અહીં પ્રશ્ન થઈ શકે કે અલોકાકાશ અવગાહના રૂપ ઉપકાર કરતો નથી તો તેને આકાશ કેવી રીતે કહી શકાય ? આનો જવાબ એ છે કે અલોકાકાશમાં જીવો તથા પુદ્ગલોની સ્થિતિના નિમિત્તભૂત ધર્મ-અધર્મ દ્રવ્ય નથી, આથી અલોકાકાશમાં અવગાહના ગુણ વિદ્યમાન હોવા છતાં પણ પ્રગટ

થતાં નથી. અગર જો ત્યાં ધર્મ અને અધર્મ હોત અને જીવ-પુદ્ગલ ત્યાં જતાં-રોકાતાં હોત તો આલોકાકાશ તેમને અવગાહન આપત, પરંતુ ત્યાં તેઓ નથી આ કારણે અલોકાકાશમાં વિદ્યમાન પણ અવગાહન ગુણ પ્રગટ થતો નથી.

કાળનું લક્ષણ વર્ત્તના છે. નવાને જુનું કરવું અને જુનાનો નાશ કરવો તે વર્ત્તના કહેવાય કાળદ્રવ્યના કારણે જ મોટાપણું, નાનાપણું વગેરેનો વ્યવહાર થાય છે. તે કાળસમય આવલિકા આદિ રૂપ છે. ઉત્તરાધ્યયનના ૨૮માં અધ્યયનની ગાથા ૧૦મીમાં કહ્યું છે-'કાલવર્ત્તના' લક્ષણવાળો છે. જીવાદિ પદાર્થ અમુક-અમુક રૂપમાં વર્ત્ત-રહે છે તેમનાં વર્ત્તનોમાં જે નિમિત્ત કારણ છે, તે વર્ત્તના છે આ વર્ત્તના જ કાળનું લક્ષણ છે.

જેમાં-મીલન અને વિયોગ દેખાય તે પુદ્ગલ છે. એક પુદ્ગલ સિવાય એવું કોઈ દ્રવ્ય નથી જે વિખેરાઈ શકાય અને જોડાઈ પણ શકે પુદ્ગલ વિખરાઈને અનેક રૂપે બની શકે છે અને અનેક પુદ્ગલ મળીને એક સ્કંધ રૂપ પરિણામ થઈ શકે છે પરંતુ પુદ્ગલ સિવાય કોઈ અન્ય દ્રવ્યમાં આ પ્રકારનો સ્વભાવ નથી આથી મીલન અને વિયોગ પુદ્ગલ દ્રવ્યનું અસાધારણ લક્ષણ છે.

અથવા પુરુષ જે જે ગ્રહણ કરી લે છે-મિથ્યાદર્શન વગેરે કારણોથી ગ્રહિત પુરુષને બાંધે છે અથવા કષાય અને યોગવાળા પુરુષ દ્વારા કર્મ રૂપમાં જેમને ગ્રહણ કરવામાં આવે છે તે પુદ્ગલ છે. આ રીતે ધર્મ આદિ પાંચ અજીવ કહેવાય છે.

અધ્ધા રૂપ કાળ એક સમય રૂપ હોવાથી અસ્તિકાય હોઈ શકતો નથી આથી જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય, આ પાંચ અસ્તિકાયોમાં કાળને ગ્રહણ કરવામાં આવ્યો નથી તો પણ ધર્માદિની જેમ કાળમાં પણ અજીવતત્ત્વની સત્તા હોવાથી અજીવ દ્રવ્યોમાં તેને ગ્રહણ કરવું અનુપયુકત નથી.

આ કારણથી અહીં 'અજીવ' એમ જ કહેવામાં આવ્યું છે. 'અજીવકાય' એમ અથવા 'અજીવાસ્તિકાય, એમ કહેવામાં આવ્યું નથી.

'અસ્તિ' શબ્દનો અર્થ અહીં પ્રદેશ છે અને 'કાય' શબ્દનો અર્થ 'સમૂહ' છે. તાત્પર્ય એ છે કે જે દ્રવ્યપ્રદેશોના સમૂહ રૂપ હોય તેજ અસ્તિકાય કહેવાય છે. કાળપ્રદેશોનો સમૂહ નથી એક સમય રૂપ કારણ કે અતીતકાળનો નાશ થઈ જવાથી સત્તા નથી અને ભવિષ્યકાળ અનુત્પન્ન હોવાથી સત્તા નથી.

ફક્ત વર્તમાનકાળને સત્તા હોય છે અને વર્તમાનકાળ એક સમય જ છે. આ કારણે કાળની અસ્તિકાયોમાં ગણત્રી કરવામાં આવી નથી.

સમય આદિ રૂપ કાળ અઢીદ્વીપની અંદર જ હોય છે. (અઢી દ્વીપની બહાર ચન્દ્ર સૂર્ય વગેરે સ્થિર હોવાથી ત્યાં કાળની કલ્પના કરી શકાતી નથી). તે એક સમયરૂપ છે, જે અત્યંન્ત સૂક્ષ્મ છે, નિર્વિભાગ છે તેને 'કાય' કહી શકતા નથી કારણકે 'કાય' શબ્દ સમૂહવાચક છે.

અગર ધર્મ વગેરેને 'અજીવકાય' કહેવામાં આવે તો કાળ તેમનામાં ગ્રહણ થઈ શકતો નથી પરંતુ પ્રાકૃત સૂત્રમાં કેવળ અજીવ દ્રવ્યોનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે આથી જીવથી ભિન્ન હોવાના કારણે કાળનો પણ તેમનામાં સમાવેશ થાય છે.

આમાંથી ધર્મ અને અધર્મના અસંખ્યાતા-અસંખ્યાતા પ્રદેશ છે અને આકાશના અનન્ત-પ્રદેશ છે વાસ્તવમાં લોકપરિમિત આકાશ અસંખ્યાતપ્રદેશી છે અને લોકાલોક રૂપ સમ્પૂર્ણ આકાશ અનન્ત પ્રદેશવાળું છે અડધો સમય એક સમય રૂપ કાળને ન તો અસંખ્યાત પ્રદેશ છે કે નથી અનન્ત પ્રદેશ.

પુદ્ગલ દ્રવ્ય ઘણા અવયવોવાળું હોય છે. કોઈ પુદ્ગલ ઘણા અવયવોવાળું, કોઈ સંખ્યાત પ્રદેશોવાળું કોઈ અસંખ્યાત પ્રદેશવાળું કોઈ અનન્તપ્રદેશોવાળું અને કોઈ અનન્તાનન્તપ્રદેશો-વાળું હોય છે.

શંકા—પરમાણુ પણ પુદ્ગલદ્રવ્ય હોવાથી ઘણા અવયવોવાળું હોવું જોઈએ. તેમાં એક રસ, એક ગંધ, એક વર્ણ અને બે સ્પર્શોનું હોવું જાણીતું છે.

સમાધાન—પરમાણુ ભાવ- અવયવોની અપેક્ષાએ એક અવયવ છે અને દ્રવ્ય-અવયવોની અપેક્ષા નિરવયવ છે ભગવતી સૂત્રના શતક ૨૦, ઉદ્દેશક પાંચમાં કહ્યું છે—

પ્રશ્ન—ભાવપરમાણું કેટલા પ્રકારના છે ?

ઉત્તર—ગૌતમ ! ચાર પ્રકારના ભાવપરમાણું કહ્યા છે-વર્ણવાન. રસવાન, ગંધવાન અને સ્પર્શનવાન.

આ રીતે વર્ણાદિ રૂપ અવયવોની અપેક્ષા પરમાણુ પુદ્ગલ દ્રવ્ય પણ ઘણા અવયવોવાળું સમજવું જોઈએ. અજીવોમાં અસ્તિકાય ચાર છે – (૧) ધર્માસ્તિકાય (૨) અધર્માસ્તિ-કાય (૩) આકાશાસ્તિકાય અને (૪) પુદ્ગલાસ્તિકાય. આમાં જીવાસ્તિકાયને ભેળવી દેવામાં આવે તો પાંચ અસ્તિકાય થઈ જાય છે. કોઈપણ શાસ્ત્રકારે કાલાસ્તિકાયનું પ્રતિપાદન કર્યું નથી સ્થાનાંગસૂત્રનાં ચોથા સ્થાનકના પ્રથમ ઉદ્દેશકમાં કહ્યું છે-ચાર અસ્તિકાય અજીવકાય કહેવામાં આવ્યા છે તે આ છે-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય.

પ્રસ્તુત સૂત્રમાં કેવળ 'અજીવા' એટલું જ કહ્યું છે આથી 'અજીવ' પદથી કાળનું પણ ગ્રહણ થઈ જાય છે. ફલિતાર્થ એ છે કે ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ એ પાંચ અજીવ છે. એમનામાં પ્રશસ્ત નામ હોવાથી સર્વપ્રથમ ધર્મને ગ્રહણ કરવામાં આવેલ છે, પછી ધર્મથી વિરૂદ્ધ અધર્મને, ત્યારબાદ લોક હોવાથી તેમના દ્વારા ઘેરાયેલા આકાશને અને તેની પછી અમૂર્ત્તત્વ સમાન હોવાથી કાળનું-ગ્રહણ કરવામાં આવ્યું છે. આ સૂત્રના વિશિષ્ટ ક્રમ સન્નિવેશનું પ્રયોજન સમજી લેવું જોઈએ. ॥ ૧ ॥

**'छयाणि दव्वाणि'**

**મૂળસૂત્રાર્થ**—આ જ છ દ્રવ્ય છે. ॥ ૨ ॥

**તત્વાર્થદીપિકા**—આ ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ અને "ચ" શબ્દથી જીવ બધાં મળીને છ દ્રવ્ય કહેવાય છે અર્થ એ છે કે ધર્મ વગેરે પાંચ અને જીવ એ છ દ્રવ્ય છે. અનુયોગદ્વારમાં દ્રવ્યગુણ પ્રકરણમાં કહ્યું છે—

દ્રવ્ય છ કહેવામાં આવ્યા છે-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને અદ્ધાસમય આ દ્રવ્યનામનું નિરૂપણ થયું ॥ ૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને પુદ્ગલ, અજીવ છે. એમ કહેવામાં આવેલ છે. આ ધર્મ વિગેરેનું જો દ્રવ્યગુણ અને પર્યાયરૂપથી નિરૂપણ ન કરવામાં આવે તો શંકા ઉપસ્થિત થાય છે કે-તેનું નિરૂપણ પૂર્વસૂત્રમાં કેમ કરવામાં આવેલ નથી ? આથી એ શંકાના નિવારણાર્થે કહેવામાં આવે છે—

જે યથાયોગ્ય પોતાના પર્યાયો દ્વારા મેળવાય છે. તે દ્રવ્ય કહેવાય છે. વાસ્તવમાં જે ગુણોને પ્રાપ્ત થાય છે અથવા ગુણો દ્વારા જાણી શકાય છે તે દ્રવ્ય કહેવાય છે. "જે ગુણો અને પર્યાયવાળું હોય તે દ્રવ્ય છે" એ મુજબ દ્રવ્યનું લક્ષણ કહેવાયું છે. મૂળે તો પોત-પોતાનાં સ્વભાવમાં અવસ્થિત રહેવું એજ દ્રવ્યનું લક્ષણ છે. ધર્માદિ છ દ્રવ્યોની દ્રવ્ય સંજ્ઞા દ્રવ્યત્વના નિમિત્તથી દ્રવ્યાર્થિક નયના અભિપ્રાયથી છે તે દ્રવ્યત્વ હકીકતમાં ભિન્ન અને અભિન્ન એ બંને પક્ષોનું અવલમ્બન કરે છે. તે ધર્માદિથી ન તો સર્વથા ભિન્ન જ છે અથવા ન તો અભિન્ન જ છે. આ કારણે મોરના ઈંડાના રસની જેમ જેમાં બધા ભેદ-પ્રભેદ સમ્મિલિત છે તેમજ જે દેશ કાળ, ક્રમ બ્યગભેદ તથા સમાસ અવસ્થા રૂપ છે, એવાં આ ધર્મ આદિ દ્રવ્ય કહેવાય છે. તે અભિન્ન હોવા છતાં પણ ગુણ પર્યાય કલા તથા પરિણામના મૂળ કારણ હોવાથી ભિન્ન જણાવાથી ભિન્ન હોવાનો આભાસ થાય છે.

**'द्रव्यग्रच भव्ये'** આ પાણિનીયના સૂત્ર અન્વયે દ્રુ ધાતુથી ભાવ અને કર્તાના અર્થમાં દ્રવ્ય શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ પ્રકારે દ્રવ્ય ભવ્ય અને ભવન આ બધાંનો સમાન અર્થ છે. ગુણ અને પર્યાય ભવનરૂપ જ છે, ઉભેલા બેસેલા ઉકડા આસને બેઠેલાં અથવા સૂતેલા પુરૂષની જેમ અર્થાત્ જેવી રીતે પુરૂષની આ અવસ્થાઓ ભિન્ન-ભિન્ન હોય છે, પણ બધી અવસ્થાઓમાં પુરૂષ જેમની તેમ તેજ રહે છે એવી જ રીતે પર્યાયોના બદલાવા છતાં પણ મૂળ દ્રવ્ય એક રૂપ જ બન્યું રહે છે. આ કથન આ રીતે પણ કહી શકાય—"ઉત્પન્ન થાય છે—બદલાય છે-વધે છે ઘટે છે અને નાશ પણ પામે છે"

પિણ્ડ સિવાય વૃત્યન્તર-અવસ્થા-પ્રકાશતાની દશામાં **'जायते'** (ઉત્પન્ન થાય છે) એવો વ્યવહાર થાય છે. વ્યાપાર સહિત હોવા છતાં પણ ભવનવૃત્તિ થાય છે. **'अस्ति'** (છે) એનાથી વ્યાપાર શૂન્ય સત્તા કહેવામાં આવે છે, ભવનવૃત્તિ ઉદાસીન છે. **'विपरिणा मत्ते'** (બદલાય છે) એના દ્વારા અનુવૃત્તિવાળી વસ્તુનુ રૂપાંતરથી થવું એમ કહેવામાં આવે છે.

જેમ દૂધ દહી રૂપથી પરિણત થાય છે, અહીં વિકારાન્તર વૃત્તિથી 'ભવન' કાયમ રહે છે. જે વ્યક્ત્યન્તર વ્યકિતવૃત્તિ થાય અગર હેતુભાવવૃત્તિ થાય તે પરિણામ કહેવાય છે. **'वर्धते'**—ઉકત સ્વરૂપવાળું પરિણામ ઉપચય રૂપમાં પ્રવૃત્ત થાય છે જેવી રીતે અંકુર વધે છે અર્થાત્ ઉપચયશાળી પરિણામ રૂપથી 'ભવન'ની વૃત્તિ વ્યકત થાય છે. **'अपचीयते'** (ઘટે છે) આ શબ્દથી પૂર્વોકત સ્વરૂપવાળા પરિણામની અપચયવૃત્તિ પ્રકટ કરવામાં આવે છે—નબળાઈને પ્રાપ્ત થનાર પુરૂષની જેમ અપચય ભવન રૂપ નવીન વૃત્તિનું પ્રગટ થવું કહેવાય છે. **'विनश्यति'** આ પદ દ્વારા ભવનવૃત્તિને આવિર્ભૂત કહેવામાં આવે છે. જેવી રીતે "ઘડો નાશ પામ્યો." આ વાકયનો અર્થ એજ છે કે વિશિષ્ટ સમવસ્થાન રૂપ ભવનવૃત્તિ અદશ્ય થઈ ગઈ—એનો આશય એવો નથી કે કોઈ સ્વભાવહીનતા ઉત્પન્ન થઈ ગઈ—શૂન્યતા આવી ગઈ, કારણ કે ઘટ આકારની પછી કપાલ વગેરે રૂપ નવીન ભવનવૃત્તિ દેખાય છે. વગેરે આકારો દ્વારા દ્રવ્ય જ ભવન લક્ષણ વાળું કહેવાય છે.

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન દ્વારા ધર્મ, અધર્મ, આકાશ, કાળ પુદ્ગળ અને જીવ રૂપ બધા દ્રવ્યોને જીવ જાણે છે પરંતુ ધર્મ અધર્મ વગેરે બધા દ્રવ્યોના સઘળા ઉત્પાદ આદિ પર્યાયોને જાણતો નથી. મતિજ્ઞાની શ્રુતજ્ઞાનિ દ્વારા જાણેલા પદાર્થોમાં જ્યારે અક્ષર પરિપાટી વગર જ વિધાનો સારી પેઠે અભ્યાસ કરીને દ્રવ્યોનું ચિંતન કરે છે, ત્યારે ધર્મ અધર્મ આદિ સમસ્ત દ્રવ્ય મતિજ્ઞાનના વિષય રૂપ પ્રતિભાસિત થાય છે, પણ મતિજ્ઞાની તેમના બધા પર્યાયોને જાણતો નથી એનું કારણ છે કાળની અલ્પતા તથા મનની અશક્તિ એવી જ રીતે શ્રુતજ્ઞાન અનુસાર ધર્મ આદિ બધાં દ્રવ્યોને જાણે છે પરંતુ બધા પર્યાયોને જાણતો નથી. અવધિજ્ઞાન દ્વારા રૂપી દ્રવ્યોને—પુદ્ગળ દ્રવ્યોને જ જાણે છે પણ બધાં પર્યાયોને નહીં. અવધિજ્ઞાન અત્યંત નિર્મળ હોય તો પણ તેના દ્વારા રૂપી-દ્રવ્ય પુદ્ગલ જ જાણી શકાય છે અને તે રૂપી દ્રવ્ય પણ બધાં પર્યાયોથી નહીં જ.

સાર એ છે કે અતીત અનાગત અને વર્તમાનકાળ સંબન્ધી ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય આદિ અનન્ત પર્યાયોથી જાણે છે અને જે શુષ્ક વગેરે ગુણોથી યુકત પુદ્ગલ રૂપ રૂપી દ્રવ્યોને અવધિજ્ઞાનથી જાણે છે તેમના અનન્તમાં ભાગને મનઃપર્યય જ્ઞાનથી જાણે છે તે અનન્તમાં ભાગવર્તી રૂપી દ્રવ્યોને પણ દીવાલના આધારે રહેવાને નહીં પણ મનોગતોને જાણે છે તે દ્રવ્યોને પણ સમ્પૂર્ણ લોકમાં રહેલાઓને નહીં પણ મનુષ્ય ક્ષેત્રની અંદર જ જાણે છે અને અવધિજ્ઞાનીની અપેક્ષા વિશુદ્ધતર અને બહુતર પર્યાયોને જાણે છે

અભિપ્રાય એ છે કે પાંચ જ્ઞાનોમાંથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન બધાં દ્રવ્યોને જાણે છે પરંતુ તેમના કેટલાંક પર્યાયો જ તેમનો વિષય હોય છે. કારણ કે એ બંને જ્ઞાન ક્ષાયોપશમિક છે અને ક્ષાયોપશમિક જ્ઞાન પરિપૂર્ણ હોતા નથી. આના સિવાય આ બને જ્ઞાન ઈન્દ્રિયજન્ય અને મનોજન્ય છે અને એ કારણે પણ તેઓ સમ્પૂર્ણ નથી.

અવધિજ્ઞાન અને મન પર્યવજ્ઞાન ઈન્દ્રિય-મનો જન્ય નથી આથી તેઓ પ્રત્યક્ષજ્ઞાનની કોટિમાં ગણાય છે તો પણ ક્ષાયોપશમિક હોવાથી અપૂર્ણ છે આથી તેમને વિકલ પ્રત્યક્ષ પણ કહે છે, આ બંને જ્ઞાન રૂપી દ્રવ્યોને જ જાણે છે તો પણ તેમનામાં વિષયકૃત ભિન્નતા છે. અવધિજ્ઞાન સમ્પૂર્ણ લોકના સમસ્ત રૂપી દ્રવ્યોને જાણી શકે છે જ્યારે મન.પર્યયજ્ઞાન ફકત મનોવર્ગણાના પુદ્ગલોને જ જાણે છે આ કારણથી જ અવધિજ્ઞાનના વિષયનો અનન્તમો ભાગ જ મનઃપર્યયનો વિષય કહેવાયો છે મનઃપર્યયજ્ઞાન અઢીદ્વીપની અન્તર્ગત જે સંજ્ઞી જીવ છે તેમની મનો વર્ગણાને, જાણે છે આવું હોવા છતાં પણ મનઃપર્યયજ્ઞાન અવધિજ્ઞાનની અપેક્ષા અત્યન્ત વિશુદ્ધ છે અને જે રૂપી દ્રવ્યોને જાણે છે તેમના બહુતર પર્યાયોને જાણે છે.

કેવળજ્ઞાન દ્વારા સમસ્ત દ્રવ્ય અને તેમના બધાં પર્યાયો જાણી શકાય છે. પ્રશ્ન થઈ શકે કે કેવળજ્ઞાન બધાં દ્રવ્યો અને બધાં પર્યાયોને કેવી રીતે જાણે છે? એનો જવાબ એ છે કે કેવળ-જ્ઞાન સમસ્ત ભાવોનું અવભાસક છે તથા સમ્પૂર્ણ લોક અને અલોકને જાણે છે. ધર્મ અને અધર્મ દ્રવ્યોથી વ્યાપ્ત લોકમાં અને તેનાથી રહિત અલોકમાં જે કંઈ પણ હોય છે, તે બધાને જાણે છે.

કેવળજ્ઞાનથી મોટું બીજું કોઈ જ્ઞાન નથી અને કેવળજ્ઞાનની વિષય મર્યાદાની બહાર કોઈ વસ્તુ જ્ઞેય નથી. આનું મુખ્ય કારણ એ છે કે કેવળજ્ઞાન જ્ઞાનાવરણીય કર્મના સમ્પૂર્ણ ક્ષયથી ઉત્પન્ન થાય છે જ્યારે જ્ઞાનને ઢાંકવાવાળા કર્મ સમૂળગા નાશ થાય છે. ત્યારે આત્માની જ્ઞાન-

શક્તિ પોતાના વિશુદ્ધ પરિપૂર્ણ અને સ્વાભાવિક રૂપમાં પ્રગટ થઈ જાય છે. આ વખતે એવો કોઈ જ્ઞેય પદાર્થ હોતો નથી કે જે કેવળજ્ઞાનનો વિષય ન હોય.

ધર્મ, અધર્મ, આકાશ કાળ, પુદ્ગલ અને જીવ આ બધાં દ્રવ્યોમાં પ્રતિક્ષણે ઉત્પાદ, વ્યય તથા ધ્રૌવ્ય રહે છે. જે પણ સત્ પદાર્થ છે તે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યાત્મક જ હોય છે. કોઈ વસ્ત્રનો શ્વેતવર્ણ નાશ થાય છે તેમાં ત્રણ વર્ણનો ઉત્પાદ હોય છે પરંતુ વસ્ત્ર દ્રવ્ય બંને અવસ્થાઓમાં કાયમ રહે છે. આવી જ રીતે પૂર્વ પર્યાયનો વિનાશ અને ઉત્તર પર્યાયનો ઉત્પાદ થવાથી પણ દ્રવ્ય–ધ્રુવ–જેવું ને તેવું જ—રહે છે. જેમ જીવ દેવ પર્યાય રૂપે ઉત્પન્ન થાય છે, મનુષ્ય પર્યાય રૂપે વિનાશ પામે છે પરંતુ જીવના રૂપે હમેશાં અવસ્થિત રહે છે. આ બધાં પર્યાયોને કેવળજ્ઞાન સાક્ષાત જાણે છે. આવી જ રીતે આકાશ અને કાળ જેવા અપૂર્વ દ્રવ્ય પણ કેવળજ્ઞાન દ્વારા જાણી શકાય છે. આથી કેવળજ્ઞાન પરિપૂર્ણ સમગ્ર અસાધારણ, નિરપેક્ષ વિશુદ્ધ સર્વભાવોનો જ્ઞાપક, લોકાલોકને વિષય કરવાવાળું અને અનન્ત પર્યાયોવાળું છે.

એક–એક જ્ઞેયની સ્વ–પર પર્યાયોની ગણના કરવામાં આવે તો તે અનન્તાનન્ત છે. એવા અનન્તાનન્ત પર્યાયવાળા અનન્તાનન્ત જ્ઞેય પદાર્થ કેવળજ્ઞાનનો વિષય છે. એવી સ્થિતિમાં કેવળજ્ઞાનના અનન્તાનન્ત પર્યાયો છે, આ સમજવું મુશ્કેલ નથી.

અનુયોગ દ્વારના ૧૪૧માં સૂત્રમાં કહ્યું છે

પ્રશ્ન—ભગવંત ! દ્રવ્ય કેટલા પ્રકારના કહ્યા છે !

ઉત્તર—ગૌતમ ! દ્રવ્ય બે પ્રકારના કહ્યા છે. જીવ દ્રવ્ય અને અજીવ દ્રવ્ય.

ઉત્તરાધ્યયનના અધ્યયન ૨૮ ની આઠમી ગાથામાં કહે છે—

ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને આકાશ એ ત્રણ દ્રવ્યો એક–એક રૂપ છે અને કાળ, પુદ્ગલ તથા જીવ એ ત્રણ દ્રવ્ય અનન્ત–અનન્ત છે. ॥૨॥

**'निच्चावट्ठियाणि अरूवाणि य'**

**મૂળસૂત્રાર્થ**—પૂર્વોક્ત દ્રવ્ય નિત્ય, અવસ્થિત અને અરૂપી છે ॥૩॥

**તત્વાર્થદીપિકા**—ધર્મ' અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ અને જીવ એ છએ દ્રવ્યો નિત્ય અને અવસ્થિત છે. આમાંથી કયારેય પણ કોઈ ન હોય એવું નથી. અર્થાત્ એ હમેશા રહે છે અને એક દ્રવ્ય બીજા દ્રવ્યના રૂપમાં પરિણત થતું નથી. આમાંથી ધર્મ, અધર્મ આકાશ કાળ અને જીવ એ પાંચ દ્રવ્ય અરૂપી છે અર્થાત રૂપ–રસ આદિથી રહિત છે. આ રીતે છ એ દ્રવ્ય નિત્ય અને અવસ્થિત છે તથા પુદ્ગલ સિવાયના શેષ પાંચ દ્રવ્યો અરૂપી છે ॥૩॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં ધર્માદિ ૬ દ્રવ્યો કહ્યાં હવે આ દ્રવ્યો શું પોતપોતાના સ્વભાવથી કયારે ચ્યુત થાય છે ? શું કયારે પણ વધે ઘટે છે ? તેઓ મૂર્ત્ત છે કે અમૂર્ત્ત ? આ ત્રણ પ્રશ્નોના સમાધાન માટે કહીએ છીએ—

ધર્મ આદિ છ એ દ્રવ્યો નિત્ય અને અવસ્થિત છે નિત્યનો અર્થ એ છે કે આ દ્રવ્ય કોઈ વાર પણ પોતપોતાના સ્વભાવનો ત્યાગ કરતા નથી અને અવસ્થિતનો ભાવ એ છે કે એમની સંખ્યા કયારે પણ વધતી–ઘટતી નથી અર્થાત્ આ તમામ દ્રવ્ય અનાદિ નિધન છે અને નિયત સંખ્યાવાળા છે કયારેય પણ પોતાના સ્વરૂપનો ત્યાગ કરતા નથી. આમાં પુદ્ગલ સિવાયના પાંચ, દ્રવ્યો અરૂપી છે.

જેમાં રૂપ નથી તેને અરૂપી કહે છે. અહીં રૂપ શબ્દ ઉપલક્ષણ છે તેનાથી રસ, ગંધ અને સ્પર્શનું પણ ગ્રહણ થાય છે. સૂત્રમાં અરૂપ શબ્દના ગ્રહણથી ધર્મ, અધર્મ, આકાશ, કાળ અને જીવ દ્રવ્યની અમૂર્ત્તતા પ્રગટ કરવામાં આવી છે આથી પુદ્‌ગલને છોડીને શેષ પાંચ, ધર્મ આદિ દ્રવ્ય રૂપ, રસ, ગંધ અને સ્પર્શથી રહિત હોવાના કારણે અમૂર્ત્ત કહેવાય છે. **'पोग्गला रूपिणो'** આગળ પર કહેવામાં આવનાર સૂત્ર અનુસાર પુદ્‌ગલ સિવાય ધર્મ આદિ પાંચ દ્રવ્યો જ અરૂપી છે પરંતુ નિત્ય અને અવસ્થિત તો પુદ્‌ગલ દ્રવ્ય પણ છે.

નન્દીસૂત્રનાં ૧૮માં સૂત્રમાં કહ્યું છે.–'પાંચ અસ્તિકાય ક્યારેય પણ ન હતાં એવું નથી, ક્યારેય પણ નથી એમ પણ નથી અને ક્યારેય પણ હશે નહીં એવું પણ નથી. તે હમેશાં હતાં, છે અને રહેશે. તેઓ ધ્રુવ છે, નિયત છે, શાશ્વત છે, અક્ષય છે, અવ્યય છે, અવસ્થિત છે, નિત્ય છે અને અરૂપી છે.

આ રીતે ધર્મ વગેરે છએ દ્રવ્યો દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી નિત્ય છે, પર્યાયાર્થિક નયની અપેક્ષાથી નહીં. દ્રવ્યાર્થિક નય વસ્તુના ધ્રૌવ્યનું જ પ્રતિપાદન કરે છે, ઉત્પાદ અને વિનાશનું નહીં. આ કારણે દ્રવ્યાર્થિકનયના અભિપ્રાયથી જ ધર્મ આદિ દ્રવ્ય નિત્ય સમજવા જોઈએ દ્રવ્યાર્થિકનયથી નિરપેક્ષ રૂપમાં નિત્યતા સ્વીકાર કરવા છતાં પણ એકાન્તવાદનો પ્રસંગ આવશે અને એકાન્તવાદ અનેક પ્રકારના દોષોથી દૂષિત છે.

જૈનદર્શન અનુસાર એકનયથી વસ્તુની પ્રરૂપણા કરવી તે પુરતું નથી, દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક-બંનેમાંથી એકને પ્રધાન અને બીજાને ગૌણરૂપથી વિવરણ કરીને જ વસ્તુતત્ત્વનું પ્રતિપાદન કરી શકાય છે. આમ કર્યા વગર વસ્તુસ્વરૂપની પ્રરૂપણા કરવી ઘણી મુશ્કેળ છે આથી અને દ્રવ્યાર્થિકનયને પ્રધાન અને પર્યાયાર્થિકનયને ગૌણ ગણીને ધર્મ આદિ દ્રવ્યોની નિત્યતા કહેલી છે.

દ્રવ્યાર્થિકનય દ્વારા પ્રજ્ઞાપ્ય ધ્રૌવ્ય અંશની અપેક્ષાથી ધર્મ આદિ દ્રવ્ય નિત્ય અર્થાત્ ઉત્પાદ અને વિનાશથી રહિત ધ્રુવ છે. નિત્ય કહીને એ પ્રગટ કરવામાં આવ્યું છે કે ધર્મ વગેરે દ્રવ્યોની સત્તા સમસ્ત કાળમાં અવિકારિણી છે. એવી જ રીતે ધર્મ આદિ બધાં દ્રવ્ય અવસ્થિત છે અર્થાત્ તે પોતાની છની સંખ્યાને તથા ભૂતાર્થતાને કદી પણ છોડતાં નથી અને ક્યારેય પણ છોડશે નહીં.

'અવસ્થિત' શબ્દના ગ્રહણથી એવું નિર્ધારિત કરવામાં આવ્યું છે કે આ દ્રવ્યો પોતાના સ્વરૂપનો પરિત્યાગ કરતાં નથી આથી છના છ જ રહે છે. ન કદી ઓછા થાય છે અને ન તો વધે. છે. જગત સદા પંચાસ્તિકાયાત્મક છે અને કાળપર્યાય હોવા છતાં પણ ભિન્ન રૂપથી પ્રતીત થાય છે આથી છ જ દ્રવ્ય છે, પાંચ નહીં. આ ધર્મ આદિ દ્રવ્ય એકબીજાને મળીને રહે છે તો પણ પોતપોતાના સ્વરૂપનો અને ભૂતાર્થતાનો ત્યાગ કરતા નથી અથવા પોતાના વિવિધ અસાધારણ લક્ષણપણાનું ઉલ્લંઘન પણ કરતાં નથી.

ધર્મદ્રવ્યનું સ્વરૂપ ગતિમાં અને અધર્મદ્રવ્યનું સ્વરૂપ સ્થિતિમાં નિમિત્ત થાય છે. આકાશનું સ્વરૂપ અવગાહ પ્રદાન કરે છે. જીવનુ સ્વરૂપ સ્વ–પર પ્રકાશક ચૈતન્યરૂપ પરિણામ છે. પુદ્‌ગલનું સ્વરૂપ શરીર, વચન મન, પ્રાણાપાન, જીવન મરણમાં નિમિત્ત થવું તથા મૂર્ત્તત્વ વગેરે છે.

ધર્માદિ દ્રવ્ય અનાદિસિદ્ધ પોતપોતાના આ સ્વરૂપમર્યાદાનું અતિક્રમણ કરતાં નથી. કોઈ-પણ દ્રવ્ય પોતાના સ્વાભાવિક ગુણનો પરિત્યાગ કરીને બીજા દ્રવ્યના ગુણને ધારણ કરતાં નથી આથી એ દ્રવ્ય અવસ્થિત કહેવાય છે. એતો પહેલાં જ કહેવાઈ ગયું છે કે છ દ્રવ્યોમાંથી પુદ્ગલને છોડીને બાકીના પાંચ દ્રવ્ય અરૂપી–અમૂર્ત્ત છે.

પુદ્ગલ સિવાય ધર્મ આદિ પાંચ દ્રવ્ય અમૂર્ત્ત હોવાથી અરૂપી છે–તેમનામાં રૂપ નથી અને રૂપી ન હોવાના કારણે તેઓ આંખ વડે જોઈ શકતા નથી.

ધર્માદિ દ્રવ્યોના નેત્ર ગ્રાહ્ય ન હોવામાં અરૂપિત્વને હેતુ કહેલ નથી અન્યથા પુદ્ગલ પરમાણું પણ નેત્રગોચર ન હોય તો તેને પણ અરૂપી માનવું પડે પણ તે અરૂપી નથી. આ રીતે ધર્મ આદિ પાંચ દ્રવ્યોમાં જ અરૂપત્વનું પ્રતિપાદન કરવામાં આવેલ છે.

રૂપનો અર્થ મૂર્તિ–મૂર્ત્તિ જ રૂપાદિ શબ્દો દ્વારા કહેવામાં આવે છે. તે મૂર્તિ રૂપાદિ આકારવાળી હોય છે. વૈશેષિક, દ્રવ્યનું સર્વવ્યાપક ન હોવું તેને મૂર્ત્તત્વ માને છે અર્થાત્ તેમના કથન અનુસાર મૂર્તિ તે છે જે સર્વવ્યાપિ પરિણામવાળી ન હોય, પરંતુ આ માન્યતા અહીં સ્વીકારાઈ નથી કારણકે એમ માનવાથી આત્મા પણ મૂર્તિક થઈ જાય. લોક બધી તરફથી પરિમિત છે આથી આત્મા પણ પરિમિત જ છે.

લોક પરિમિત છે એનો વૈશેષિકોએ પણ સ્વીકાર કરવો જોઈએ કારણ કે તેનો એક વિશિષ્ટ આકાર છે. આ કારણથી રૂપને મૂર્તિ માનવું જ નિર્દોષ છે.

શંકા—જો રૂપને જ મૂર્તિ માનીએ તો મૂર્તિ શબ્દનો વાચ્ય એકલું ગુણ જ થશે આથી રૂપ જ મૂર્તિ નથી.

સમાધાન—દ્રવ્યાર્થિકનયના અભિપ્રાયે રૂપને મૂર્તિ કહેવામાં આવ્યું છે. દ્રવ્યના રૂપ આદિ તેનાથી ભિન્ન જણાતા નથી. આ કારણથી એજ મૂર્તિ દ્રવ્યસ્વભાવના આનયન ગ્રહણ વગે-રેને પ્રાપ્ત કરીને રૂપ કહેવાય છે આથી સ્પર્શ વગેરે મૂર્તિના આશ્રિત કહેવાય છે સ્પર્શ આદિ મૂર્તિનો પરિત્યાગ કરતા નથી કારણકે તેઓ એકબીજાના સહચર છે. જ્યાં રૂપ હોય છે ત્યાં સ્પર્શ રસ અને ગંધ પણ અવશ્ય રહે છે. આથી સ્પર્શ આદિ ચારે ય સહચર છે.

પરમાણુમાં પણ રૂપ આદિ ચારે ગુણ વિદ્યમાન રહે છે પરંતુ તે બધાં એકરૂપ થઈને રહે છે આથી પરમાણું ચતુર્ગુણ વગેરે જાતિભેદવાળા હોતા નથી. વિશેષતા માત્ર એજ છે કે કોઈ દ્રવ્ય ઉત્કટ ગુણપરિણતિને પ્રાપ્ત થઈને તેને ત્યજી દે છે દાખલા તરીકે મીઠું અને હીંગ લો. જ્યારે તેઓ મિશ્ર રૂપે હોય છે તો નેત્ર, નાક તથા સ્પર્શેન્દ્રિયના વિષય હોય છે પરંતુ જ્યારે પાણીમાં પ્રવેશે છે ત્યારે માત્ર જીભ અને નાકના જ વિષય રહે છે. વર્ણ અને સ્પર્શ તો તેમનામાં એ સમયે પણ રહે છે પણ તે ઇન્દ્રિય વડે ગ્રહણ કરી શકાતાં નથી. આ તેમના પરિણમનની વિશેષતા છે.

એવી જ રીતે એક જાતીય પાર્થિવ, પાણીના, તેજના અને વાયુના પરમાણું પણ ક્યારે કોઈ પરિણમનને પ્રાપ્ત થઈને બધી ઇન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય હોતા નથી. આથી રૂપ, રસ, ગંધ અને સ્પર્શ જ વિશેષ પરિણામથી યુક્ત થઈને મૂર્તિ કહેવાય છે. ॥ ૩ ॥

**'पोग्गला रूविणो'**

**મૂળસૂત્રાર્થ**—પુદ્ગલ દ્રવ્ય રૂપી હોય છે ॥ ૪ ॥

**તત્વાર્થદીપિકા**—પુદ્ગલ વર્ણ, ગંધ રસ અને સ્પર્શથી યુક્ત હોવાના કારણે, આંખ દ્વારા ગ્રાહ્ય હોવાના કારણે અને મૂર્ત્ત હોવાથી રૂપી છે-તેઓ અરૂપી નથી પુદ્ગલ જો અરૂપી હોત તો નેત્ર દ્વારા તેમને જોવું શકય ન હોત સ્થાનાંગસૂત્રના પાંચમાં સ્થાન ત્રીજા ઉદ્દેશકના પ્રથમ સૂત્રમાં કહ્યું છે-'પુદ્ગલાસ્તિકાય રૂપીકાય છે, ભગવતી સૂત્રના સાતમાં શતકનાં દશમાં ઉદ્દેશકમાં પણ કહ્યું છે-પુદ્ગલાસ્તિકાય રૂપીકાય છે ॥ ૪ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં સામાન્ય રૂપથી દ્રવ્યોને અરૂપી કહેવામાં આવ્યા હતા પરંતુ વિશેષરૂપથી પુદ્ગલાસ્તિકાયની અરૂપતાનો નિષેધ કરીને તેમને રૂપી પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

પુદ્ગલ રૂપી છે-અરૂપી નહીં નિત્યતા અને અવસ્થિતતા તો પુદ્ગલોમાં જ હોય છે કારણ કે તે પોતાના પુદ્ગલ સ્વભાવનો કયારેય પણ ત્યાગ કરતાં નથી. સર્વદા રૂપાદિમાન જ રહેવાના કારણે તે અવસ્થિત પણ છે. માત્ર અરૂપીપણું તેમનામાં હોતું નથી.

શંકા—પુદ્ગલદ્રવ્ય ઉત્પન્ન અને વિનાશ પામતા હોવાથી તેમને અનિત્ય માનવું જ યોગ્ય લેખાશે તેમનામાં અનિત્યતાથી વિરૂદ્ધ નિત્યતા હોઈ શકતી નથી.

સમાધાન—નિત્યતા બે પ્રકારની કહેવામાં આવી છે (૧) અનાદિ અનન્તતા અર્થાત્ આદિ પણ ન હોય અને અન્ત પણ ન હોય (૨) સાવધિનિત્યતા-અવધિયુક્ત નિત્યતા. પ્રથમ પ્રકારની નિત્યતા લોકની જ છે. તેને આદિ પણ નથી કે નથી અન્ત. તેના પ્રવાહનો કદી પણ વિચ્છેદ થતો નથી તે પોતાના સ્વભાવનો કયારેય પણ ત્યાગ કરતો નથી વિવિધ પ્રકારના પરિણમનો ને ઉત્પન્ન કરવાની શકિતથી યુકત છે-આ જ અનાદિ-અનન્ત નિત્યતા છે.

બીજા પ્રકારની નિત્યતા શ્રુતોપદેશની છે શ્રુતનો ઉપદેશ ઉત્પત્તિમાન અને પ્રલયવાન છે તો પણ તે અવસ્થિત રહે છે. પર્વત, સમુદ્ર વલય વગેરેનું અવસ્થાન પણ સાવધિ નિત્યતામાં પરિગણિત છે.

એવી જ રીતે અનિત્યત્વ પણ બે પ્રકારના છે (૧) પરિણામાનિત્યત્વ (૨) ઉપરમાનિત્યત્વ માટીનો પિન્ડો સ્વભાવથી અને પ્રયત્નથી પોતાની પૂર્વ-અવસ્થાને ત્યજી દઈ નવીન અવસ્થાને પ્રત્યેક સમયે પ્રાપ્ત થતો રહે છે. આ પ્રકારની અનિત્યતાને પરિણામા નિત્યતા કહે છે.

ઉપરમાનિત્યત્વ ભવોચ્છેદ-સંસારનો અંત આવવો તેમ છે ચારે ગતિઓમાં પરિભ્રમણનો અંત થયા પર પર્યન્તવર્ત્તી જે અવસ્થાન છે તે ઉપરમાનિત્યત્વ છે અત્યન્તાભાવવર્ત્તી નથી.

આમાંથી પરિણામનિત્યત્વની દૃષ્ટિથી પુદ્ગલ દ્રવ્ય અનિત્ય કહેવાય છે અને પોતાના પુદ્ગલપણાનો ત્યાગ ન કરવાના કારણે નિત્ય પણ માનવામાં આવે છે. બંને પ્રકારનો વ્યવહાર જોવામાં આવે છે આથી કોઈ વિરોધ આવતો નથી. પ્રત્યેક વસ્તુમાં ઉક્ત બંને જ પ્રકારની અર્થાત્ નિત્યતા અને અનિત્યતાની વ્યવસ્થા છે અને એજ પ્રકારની પ્રતીતિ થાય છે. હા, કદી અનિત્યતાને ગૌણ કરીને નિત્યતાની પ્રધાનતાથી વિવક્ષા કરવામાં આવે છે અને કયારેક નિત્યતાની પ્રધાનતા કરીને અનિત્યતાને ગૌણ કરી દેવામાં આવે છે. આ રીતે પુદ્ગલમાં અનિત્યતા અને નિત્યતા બંને જ ધર્મ રહે છે એવું માનવામાં લગીર પણ મુશ્કેલી નથી.

તે પુદ્ગલ રૂપી અર્થાત્ રૂપવાળા છે પૂરણ અને ગલન સ્વભાવવાળા હોવાથી તે પરમાણું થી લઈને અનન્તાનન્ત પ્રદેશી સ્કંધ સુધી જાણવા જોઈએ. પુદ્ગલ અનેક રૂપ પરિણમનના પોતાના સામર્થ્યના કારણે સૂક્ષ્મ, સ્થૂળ, વિશેષ, અવિશેષ, પ્રકર્ષ, અપકર્ષ રૂપ અસાધારણ રૂપવત્તાને ધારણ કરે છે. ધર્મ, અધર્મ આદિ દ્રવ્યોમાં આ હેતું નથી એ કારણથી પુદ્ગલોમાં રૂપવત્વનું અવધારણ કરવામાં આવ્યું છે. પુદ્ગલ ભલે પરમાણું હોય અગર દ્વયણુક આદિ રૂપમાં વધીને મોટો સ્કંધ બની જાય પરંતુ રૂપવત્વ પુદ્ગલનો ત્યાગ કરતો નથી અને પુદ્ગલ-દ્રવ્ય કદીપણ રૂપવત્તાનો પરિત્યાગ કરતું નથી આથી એ યોગ્ય જ કહેવામાં આવ્યું છે કે પુદ્-ગલ રૂપી હોય છે.

ચક્ષુગ્રાહ્ય રૂપ જે પરમાણુ દ્વયણુક વગેરે પુદ્ગલોના હોય તે રૂપી કહેવાય છે એ પ્રકારનો વિગ્રહ કરીને છઠ્ઠી વિભકિત બતાવવાથી એવુ સૂચિત કરવામાં આવે છે કે ભેદ વિવરણથી દ્રવ્ય અને ગુણમાં ભિન્નતા છે. જો બંનેમાં અભેદનું વિવરણ કરીએ તો અભેદ, પણ છે. આ અભિપ્રાય છે "રૂપ જેમનામાં છે તે રૂપી એમ સાતમી વિભકિત લઈને વિગ્રહ કરવામાં આવ્યો છે. અથવા દ્રવ્ય અને ગુણમાં પર્યાયાર્થિકનયની અપેક્ષાથી ભેદ અને દ્રવ્યાર્થિકનયની અપેક્ષાથી-અભેદ સમજવો જોઈએ. રૂપાત્મક મૂર્ત્તિથી ભિન્ન પુદ્ગલ કોઈ સ્થળે ઉપલબ્ધ થતાં નથી–બંને ભિન્ન ભિન્ન દેશોમાં મળતાં નથી આથી તેમનામાં અભેદ છે. એવી જ રીતે એવો જે વ્યવહાર થાય છે કે ચન્દ્રનું રૂપ શ્વેત છે, રસ તીખો છે, ગંધ સુરભિ છે, સ્પર્શ શીતળ છે, એ ભેદ હોવા પર જ સંભવિત છે.

'આ મુનિની આ મુહપત્તિ છે' એમાં જેમ મુનિ અને મુહપત્તિમાં ભેદ હોવાથી જ છઠ્ઠી વિભકિત દેખાય છે એજ રીતે દ્રવ્ય અને ગુણમાં પણ ભેદ છે.

શંકા—જેવી રીતે એક દ્રવ્ય બીજા દ્રવ્યથી ભિન્ન મળી આવે છે તે જ રીતે રૂપ આદિ ગુણ દ્રવ્યથી જુદાં મળી આવતા નથી તેમજ ન તો દ્રવ્ય જ રૂપ વગેરે ગુણોથી ભિન્ન ઉપ-લબ્ધ હોય છે.

સમાધાન—જો દ્રવ્ય અને ગુણમાં ભેદ ન હોત તો ચન્દનનું શ્વેત રૂપ, તીખો રસ, સુર-ભિગંધ એ મુજબ છઠ્ઠી વિભકિત ન હોત. ભેદ થવાથી જ છઠ્ઠી વિભકિત થાય છે, અભેદમાં નહીં. આથી દ્રવ્ય અને ગુણમાં ભેદ અવશ્ય માનવો જોઈએ—

કદાચિત્ કહેવામાં આવે છે સેના, વન આદિની જેમ અન્ય અર્થોમાં પણ છઠ્ઠી વિભકિત દેખાય છે દાખલા તરીકે સેનાનો હાથી-વનનો આંબો (જંગલની કેરી) હાથી વગેરે પદાર્થોનો સમૂહ જ સેના પદનો અર્થ છે અને આંબા વગેરે વૃક્ષોનો સમૂહ જ વન હોય છે. એનો જવાબ એ છે કે સેનાનો હાથી અને વનનો આંબો તેમાં કોઈ ભેદ નથી. અનિશ્ચિત દિશાઓ તથા દેશોમા રહેલાં હાથી, પુરુષ ઘોડા અને રથોમાં, જે સમ્બન્ધ વિશેષથી વિશિષ્ટ છે. જેમની સંખ્યા નિશ્ચિત–અનિશ્ચિત છે તે બધાની જે બહુત્વ સંખ્યા છે, તેજ સેનાપદનો અર્થ છે. એકલો હાથી જ એવો શબ્દનો વાચ્ય નથી

એવી જ રીતે સહકાર, આંબો, જાંબુ જબીર–લીંબૂ દાડમ વગેરેના વૃક્ષોનો સમૂહ જ કાનન શબ્દનો વાચ્ય છે માત્ર સહકારજ વન શબ્દનો અર્થ નથી આથી તે બંને પણ ભિન્ન છે.

એવી જ રીતે યૂષ અને પંક્તિ વગેરે પણ અર્થાન્તર જ સમજવા જોઈએ બીજા બીજા દ્રવ્યોના સંસર્ગથી યુકત સમુત્પન્ન પાકજ દ્રવ્યોના કાલ વિશેષનો અનુગ્રહ થવાથી પાકજની ઉત્પત્તિ થવા પર સંજોગ વિશેષ રૂપ થાય છે તે ઓદનથી ભિન્ન છે એવી જ રીતે પંક્તિ પણ એક દિશા અને દેશમાં સ્થિત, પ્રત્યાસત્તિથી ઉપકૃત નિયતઅનિયત સંખ્યાવાળા ભિન્ન અભિન્ન જાતિવાળા આધારોમાં વિદ્યમાન બહુસંખ્યા જ કહેવાય છે. એ કારણે બંને દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકનય પરસ્પર સાપેક્ષ થઈને જ વાસ્તવિકતાનુ પ્રતિપાદન કરે છે, એકાન્ત રૂપથી નહીં. આથી તાત્પર્ય એ છે કે વિવરણ અનુસાર રૂપાત્મિકા મૂર્ત્તિ પુદ્‌ગલોમાં કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન છે ॥ ૪ ॥

**"आइमाणि तिन्नि एगदव्वाणि अकिरियाणि अन्तिमाणि अणंताणि"**

**મૂળસૂત્રાર્થ**—આદિના ત્રણ દ્રવ્ય એક-એક છે અને અન્તના ત્રણ દ્રવ્ય અનન્ત-અનન્ત છે ॥૫॥

**તત્વાર્થદીપિકા**—પહેલાના ત્રણ દ્રવ્ય અર્થાત્ ધર્મ, અધર્મ અને આકાશ એક-એક દ્રવ્ય છે. તેઓ કાળ, જીવ અને પુદ્‌ગલની જેમ ભિન્ન-ભિન્ન ઘણાં નથી દ્રવ્યની અપેક્ષા આમાંથી પ્રત્યેક દ્રવ્ય એક-એક સમજવું જોઈએ પરંતુ ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષાથી અસંખ્યાત તથા અનન્ત સમજવા જોઈએ.

ધર્મ, અધર્મ અને અકાશ આ ત્રણ દ્રવ્યો ક્રિયારહિત છે. એવી રીતે જેમ જીવદ્રવ્ય જુદા-જુદા જીવોની અપેક્ષાથી ભિન્ન છે, પુદ્‌ગલદ્રવ્ય પણ પ્રદેશ અને સ્કંધની અપેક્ષાથી ભિન્ન છે. એવી જ રીતે કાલદ્રવ્ય પણ અધ્ધા સમય વગેરેની અપેક્ષાથી ભિન્ન છે. તેવીજ રીતે ધર્મ, અધર્મ અને આકાશ દ્રવ્ય ભિન્ન-ભિન્ન નથી તાત્પર્ય એ છે કે અન્તના ત્રણ દ્રવ્ય કાળ, પુદ્‌ગળ અને જીવ અનન્ત છે ॥ ૫ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—જેવી રીતે પુદ્‌ગલ દ્રવ્ય પરમાણુ દ્વયણુક આદિના ભેદથી, પ્રદેશ અને સ્કંધ આદિની અપેક્ષાથી અનેક પ્રકારના છે કાલદ્રવ્યપણ અદ્ધા સમય આવલિકા આદિના ભેદથી અનેક પ્રકારના છે અને જેવી રીતે જીવદ્રવ્ય નારકી, દેવતા, તિર્યંચ અને મનુષ્ય વગેરેના ભેદથી અનેક પ્રકારનાં છે તેવી જ રીતે ધર્મ આદિ દ્રવ્યો પણ શું અનેક છે ? એવી આશંકા થવાથી કહે છે—

આદિના ત્રણ દ્રવ્ય અર્થાત્ ધર્મ અધર્મ અને આકાશ એક-એક દ્રવ્ય જ છે તેમની સરખી જાતીવાળું બીજું દ્રવ્ય નથી અર્થાત્ જેમ એક જીવથી બીજા જીવનું પૃથક્ અસ્તિત્વ છે અને એક જીવ સ્વયં જ પરિપૂર્ણ દ્રવ્ય છે, તેવી રીતે ધર્મદ્રવ્ય પૃથક્ પૃથક્ નથી તે અસંખ્યાત પ્રદેશોનો એક જ સમૂહ છે જે અખન્ડ રૂપથી સમ્પૂર્ણ લોકાકાશ વ્યાપ્ત છે અધર્મ દ્રવ્ય પણ એવુ જ એક અખંડ દ્રવ્ય છે આકાશ પણ વ્યકિતશ પૃથક્ નથી તે અનન્તાનંત પ્રદેશોનોએક જ અખંડ પિન્ડ છે

ધર્મ, અધર્મ અને આકાશની ક્રમશ સ્થિતિ અને અવગાહ રૂપ ઉપકાર છે સમસ્તગતિ પરિણત જીવો અને પુદ્‌ગલોની ગતિમાં સહાયક થનારુ દ્રવ્ય-ધર્મદ્રવ્ય છે. એજ રીતે સ્થિતિ પરિણત બધાની સ્થિતિમાં સહાયતા કરનાર અધર્મદ્રવ્ય છે જેમાં બધાં દ્રવ્ય પ્રકાશિત થાય છે અગર જે સ્વયં જ પ્રકાશિત થાય છે તે આકાશ કહેવાય છે. આ પ્રકારની વ્યુત્પત્તિ અનુ-

સાર ધર્મ આદિ દ્રવ્યોની ગતિ સ્થિતિ અને અવગાહન ઉપકાર છે. ગતિ વગેરે ત્રણેથી યુક્ત વસ્તુ અર્થક્રિયા કરવામાં સમર્થ હોય છે એમ અનેકાન્તવાદી સ્વીકારે છે.

પ્રાકૃત સૂત્રમાં "એક" શબ્દ અસહાયક અર્થમાં ગ્રહણ કરવામાં આવ્યો છે આથી જેમ પરમાણુ રૂપ પુદ્ગલ દ્રવ્ય બીજા પરમાણુથી સદ્વિતીય છે અર્થાત્ એક પરમાણું બીજા પરમાણુથી ભિન્ન સ્વતંત્ર અસંયુકત અસ્તિત્વ રાખે છે અને જેમ એક આત્મા બીજા આત્માથી ભિન્ન અસ્તિત્વવાળો છે અને તે બધાના ચૈતન્ય સુખ, દુઃખ આદિ ગુણ યથાર્થ ભિન્ન-ભિન્ન છે અને જેમ કાળદ્રવ્યનો કાળાંતરથી ભેદ છે તેવો ભેદ ધર્મ આદિ દ્રવ્યોમાં નથી. એક ધર્મદ્રવ્યથી ભિન્ન બીજા ધર્મદ્રવ્યની પૃથક્ સત્તા નથી. અધર્મ દ્રવ્ય પણ પરસ્પર ભિન્ન બે અગર વધારે નથી. આકાશ પણ વ્યક્તિશઃ અનેક નથી આ કારણથી ધર્મ આદિ ત્રણ દ્રવ્યોને એક-એક કહેવામાં આવ્યા છે.

કાળ પુદ્ગલ અને જીવ અનેક દ્રવ્ય છે. કાલ દ્રવ્ય સમય આવલિકા, નિમેષ ક્ષણ લવ આદિ રૂપથી અનેક દ્રવ્ય છે. પુદ્ગલ પણ અનેક દ્રવ્ય છે કારણ કે પરમાણુઓ તથા દ્વયણુકોથી લઈને અનન્તાનન્તાણુક સ્કંધોની સત્તા સ્વતંત્ર છે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય, વનસ્પતિકાય બેઇન્દ્રિય તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય, પંચેન્દ્રિય આદિ જીવોની પોત-પોતાની સ્વતંત્ર સત્તા છે.

એવી જ રીતે ધર્મ, અધર્મ અને આકાશ દ્રવ્ય અક્રિય અર્થાત્ ગમન રૂપ ક્રિયાથી રહિત છે. ક્રિયા રૂપ પરિણમનથી યુકત દ્રવ્ય આભ્યંતર કારણ છે અને પ્રેરણા આદિ બાહ્ય કારણ છે. આ બંને કારણોથી દ્રવ્યની દેશાંતર પ્રાપ્તિ (એક સ્થળેથી બીજે સ્થળે પહોંચવું) રૂપ પર્યાય ક્રિયા કહેવાય છે. આ ક્રિયા ધર્મ આદિ ત્રણ દ્રવ્યોમાં થઈ શકતી નથી.

આ પ્રકારે પુદ્ગલ અને જીવમાં થનારી દેશાંતર પ્રાપ્તિ રૂપ જે વિશેષ ક્રિયા છે તેનો જ ધર્મ આદિ ત્રણ દ્રવ્યોમાં નિષેધ કરવામાં આવ્યો છે એવું નહીં સમજી લેવું જોઈએ કે એમનામાં ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય રૂપ ક્રિયા પણ નથી. જો એમનામાં સત્તા છે તો ઉત્પાદ અને વ્યયનું હોવું પણ અનિવાર્ય છે. ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય વગર કોઇ પણ વસ્તુ સત્ થઈ શકતી નથી. આથી દ્રવ્ય હોવાના કારણે જેમ મુકતાત્માઓમાં ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય માનવામાં આવે છે તેવી જ રીતે ધર્મ આદિ દ્રવ્યોમાં પણ મનાય છે.

આ રીતે અવગાહ દેવું આકાશનું લક્ષણ છે અને તેજ તેનો ઉપકાર છે. તે ઉપકાર અવગાહ્ય જીવ આદિ વગર અભિવ્યકત થતો નથી આથી અવગાઢ જીવાદિના સંયોગમાત્ર જ અવગાહ છે. સંયોગ ઉત્પન્ન થનારી બે વસ્તુઓમાં થાય છે, જેમ બે આંગળીઓનો સંયોગ એ રીતે અવગાહ દેવું તે આકાશનો ઉપકાર છે તેવી જ રીતે ધર્મ અને અધર્મનો ઉપકાર ગતિ અને સ્થિતિમાં સહાયક હોવાનો છે. તે પણ ગતિમાન અને સ્થિતિમાન દ્રવ્યોનો સંયોગમાત્ર છે. આ કારણથી ધર્મ અને અધર્મ દ્રવ્ય પણ ઉત્પાદ વ્યય વગેરે સ્વભાવવાળા છે વગેરે પ્રશ્નોનું સમાધાન થઈ જાય છે.

આ સૂત્રનો આશય એ છે કે જેમ જીવ અને પુદ્ગળમાં એક જગાએથી બીજી જગાએ જવાની વિશેષ ક્રિયા થાય છે, તેવી ક્રિયા ધર્મ આદિ ત્રણ દ્રવ્યોમાં થતી નથી પરંતુ ઉત્પાદ આદિ સામાન્ય ક્રિયા તેમનામાં માનવામાં કોઈ પણ દોષ નથી.

શંકા—જો ધર્મ વગેરે ત્રણ દ્રવ્યો નિષ્ક્રિય છે તો તેમનામાં ઉત્પાદ ઘટિત થતો નથી કારણ કે ઘટ આદિમાં જે ઉત્પાદ દેખાય છે તે ક્રિયાપૂર્વક જ થાય છે, ઉત્પાદના અભાવમાં વ્યય પણ થઇ શકતો નથી. આવી સ્થિતિમાં બધા દ્રવ્ય ઉત્પાદ વ્યય ધ્રૌવ્યાત્મક છે એ માન્યતા ખંડિત થઈ જાય છે.

સમાધાન—ધર્મ આદિ ત્રણ દ્રવ્યોમાં ઘડાની જેમ ક્રિયા નિમિત્તક ઉત્પાદ થતો નથી ત્યાં બીજી જ રીતે ઉત્પાદની કલ્પના કરવામાં આવી છે.

ઉત્પાદ બે પ્રકારના છે—સ્વનિમિત્તક અને પરનિમિત્તક અનન્ત અગુરુલઘુ ગુણોનો જે આગમની પ્રમાણતાના આધાર પર વિચાર કરવામાં આવે છે અને જે ષટ્સ્થાન પતિત વૃદ્ધિ અને હાનિથી પ્રવૃત્ત હોય છે, સ્વભાવથી જ ઉત્પાદ અને વ્યય થાય છે તેને સ્વનિમિત્તક ઉત્પાદ કહે છે અશ્વ આદિની ગતિ સ્થિતિ અને અવગાહનમાં કારણ હોવાથી ધર્માદિ દ્રવ્યોમાં ક્ષણે ક્ષણે ભેદ થતો રહે છે અર્થાત્ ધર્મ દ્રવ્ય ક્યારેક અશ્વની કદી મનુષ્યની અને કદી કોઈ પુદ્ગલની ગતિમાં સહાયક થાય છે એજ રીતે અધર્મ દ્રવ્ય તેમની સ્થિતિમાં સહાયક થાય છે જ્યારે ઘડાને એક જગાએથી ખસેડી બીજી જગ્યાએ મુકવામાં આવે છે ત્યારે પહેલાનાં આકાશ પ્રદેશોથી તેનો વિભાગ અને બીજી જગ્યાના આકાશ પ્રદેશોથી સાથે સંયોગ થાય છે. આ સંયોગ–વિભાગની ઉત્પત્તિ અને વિનાશ જ આકાશનો ઉત્પાદ–વિનાશ છે. આ પરનિમિત્તક ઉત્પાદ–વિનાશ કહેવાય છે. ધર્માદિ દ્રવ્ય જો નિષ્ક્રિય છે તો તે જીવો અને પુદ્ગળોની ગતિ આદિમાં કારણભૂત કેવી રીતે હોઈ શકે ? એમ કહેવું ઉચિત નથી, ધર્માદિ દ્રવ્ય આંખની જેમ માત્ર સહાયક જ હોય છે આથી એ દોષ નથી. તાત્પર્ય એ છે કે ધર્મ દ્રવ્ય સ્વયં ગતિમાં પરિણત જીવ–પુદગલોની ગતિમાં, અધર્મ દ્રવ્ય સ્વયં સ્થિતિમાં પરિણત જીવ–પુદગલોની સ્થિતિમા અને આકાશ સ્વયં આકાશરૂપ પરિણત અન્ય દ્રવ્યોના અવગાહનમાં સહાયક થાય છે. ગતિ આદિની પ્રેરણા કરવી તેમનો સ્વભાવ નથી.

જેમ રૂપની ઉપલબ્ધિમાં ચક્ષુ નિમિત્ત હોય છે, તો પણ વિક્ષિપ્ત ચિત્ત વાળા માટે તે નિમિત્ત હોતી નથી, એવી જ રીતે ધર્મ, અધર્મ અને આકાશને ક્રિયાહીન માનવા છતાં પણ જીવો અને પુદગલો સક્રિય હોવાથી તેમનામાં પણ સક્રિયતાની સિદ્ધિ થઈ જાય છે. એવી જ રીતે કાલ પણ સક્રિય સિદ્ધ થાય છે. આ દ્રવ્યોનો સાથેનું પ્રકરણ નથી.

આગમમાં કહ્યું છે—પ્રત્યેક વસ્તુ ઉત્પન્ન થાય છે, નષ્ટ પણ થાય છે અને કાયમ પણ રહે છે. અન્યત્ર પણ કહેલું છે.

જેમ અવગાહ આદિ ગુણ હોવાના કારણે ઉત્પાદ વ્યય, ધ્રૌવ્ય સ્વભાવવાળા છે તેજ રીતે જીવના ગુણ જો ઉત્પાદ આદિ સ્વભાવવા છે તો શુ દોષ આવે ? ॥૧॥

અવગાહક વગર અવગાહન કેવી રીતે થઈ શકે ? ગતિ આદ ઉપકાર પણ આ પ્રકારના છે ? ॥૨॥

દ્રવ્ય, પર્યાયથી સર્વથા ભિન્ન નથી અર્થાત્ કથંચિત અભિન્ન છે આવી સ્થિતિમાં પર્યાયનો નાશ થવાથી આકાશ આદિ દ્રવ્યોને સર્વદા નિત્ય કેવી રીતે માની શકાય ? ॥૩॥૫॥

'धम्माधम्मलोगागासेगजीवाणसंखेज्जा पएसा'

**મૂળસૂત્રાર્થ**—ધર્મ, અધર્મ, લોકાકાશ અને એક જીવનાં અસંખ્યાત-અસંખ્યાત પ્રદેશ હોય છે. ॥૬॥

**તત્વાર્થદીપિકા**—પહેલા ધર્મ આદિ દ્રવ્યોનું પ્રરૂપણ કરવામાં આવ્યું હવે તેના પ્રદેશોની સંખ્યા દર્શાવવા માટે કહીએ છીએ.

ધર્મ અધર્મ લોકાકાશ અને એક જીવમાં પ્રત્યેકના અસંખ્યાત પ્રદેશ હોય છે. ॥૬॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પરમાણુને બાદ કરતાં શેષ બધાં જ મૂર્ત અને અમૂર્ત દ્રવ્યોના પ્રદેશ હોય છે. અવયવ સ્કંધોમાં જ હોય છે. વ્યવહાર માટે જે કલ્પિત કરવામાં આવે છે, તે પ્રદેશ છે અથવા પ્રકૃષ્ટ દેશને કોઈ સ્કંધના બધાંથી નાના અવયવને, જેનાથી નાનું કોઈ અવયવ ન હોઈ શકે તેને પ્રદેશ કહેવાય છે જે જુદાં પાડી શકાય અગર ભેગા થઈ શકે તે અવયવ કહેવાય છે. આ કારણે અમૂર્ત ધર્મ અધર્મ આકાશ કાળ અને જીવ દ્રવ્યોમાં અવયવોનો વ્યવહાર હોતો નથી એજ પ્રમાણે અન્ય પરમાણુઓમાં પણ અવયવોનો વ્યવહાર હોતો નથી. પરમાણું શિવાય મૂર્ત પુદ્ગલોમાં જ અવયવનો વ્યવહાર થાય છે.

પ્રદેશોનો વ્યવહાર પરમાણુને છોડીને, બધાં દ્રવ્યોમાં હોય છે.

તાત્પર્ય એ છે કે ધર્મ, અધર્મ આકાશ કાળ અને જીવ દ્રવ્યોનો પરમાણુનો મૂર્તિ વ્યવચ્છિન્ન પ્રદેશ છે. પુદગળ દ્રવ્યનો નિરંશ દ્રવ્યરૂપ ભાગ પ્રદેશ કહેવાય છે તેનો કોઈ અન્ય પ્રદેશ હોતો નથી. આથી જે કદીપણ વસ્તુથી ભિન્ન ઉપલબ્ધ હોતો નથી તે પ્રદેશ કહેવાય છે. અને જે ઈલાયદા થઈને પૃથક્ પ્રતીત થાય છે તેમને અવયવ કહેવામાં આવે છે. વાસ્તવમાં સ્પષ્ટ રૂપથી પ્રતીત થનારા તથા સ્નિગ્ધતા આદિના કારણે સંયોગ અને વિભાગવાળા તે અંશ અવયવ છે જેમના દ્વારા દ્રવ્ય ભિન્ન કરવામાં આવે છે. તેઓ સ્કંધોમાં જ હોય છે.

સ્વભાવથી અથવા પ્રયોગથી જે પૃથક્ કરવામાં આવે છે તે અવયવ કહેવાય છે. તે અવયવ દ્વયણુકાદિથી લઈને અન્ય જે રૂપી સ્કંધ છે તેમાં જ હોય છે. ધર્મ, અધર્મ, આકાશ, કાળ, જીવ અને પરમાણુમાં હોતા નથી. જુદા-જુદા અવયવોનું જ્યારે પિન્ડરૂપ પરિણમન થાય છે. ત્યારે સ્કંધ ઉત્પન્ન થાય છે અને જે એકત્ર છે તેમનો ભેદ થવાથી દ્વયણુક વગેરેની ઉત્પત્તિ થાય છે પરંતુ પરમાણું, ભેદ થવાથી જ ઉત્પન્ન થાય છે. આ પ્રકારે અવયવોનો વ્યવહાર પુદ્ગલ દ્રવ્યના વિષયમાં જ થાય છે.

આ રીતે ૬ છ દ્રવ્યોમાંથી ધર્મ, અધર્મ, લોકાકાશ અને એક જીવના અસંખ્યાત પ્રદેશ હોય છે. જે સહુથી સૂક્ષ્મ હોય નિરવયવ હોય અને સ્કંધની સાથે મળેલા હોય તે પ્રદેશ કહેવાય છે. સર્વજ્ઞ ભગવાન તેને સાક્ષાત્ જુએ છે, જાણે છે. પરંતુ આપણે અલ્પ જ્ઞાનવાળા તેમનો સાક્ષાત્કાર કરી શકતા નથી માત્ર એ પ્રકારના ઉપાયથી તેની પ્રરૂપણા કરીએ છીએ.

દ્રવ્ય પરમાણું લઈને પ્રદેશના પરિમાણને સમજી લેવું જોઈએ. એક પરમાણુથી આક્રાન્ત દેશ અવગાહ રૂપ પ્રદેશ છે. કહી શકાય કે અવગાહ રૂપ પ્રદેશ આકાશનો જ હોય છે, ધર્મ વગેરેનો નહીં કારણ કે અવગાહના આકાશનું લક્ષણ છે પરંતુ એનાથી આપણને કોઈ નુકશાન નથી. અવગાહરૂપ પ્રદેશ જ લક્ષણ જાણી લીધા પછી એ પણ જાણી શકાય છે કે લોકાકાશમાં આકાશના એક પ્રદેશમાં જેટલો ધર્માસ્તિકાયનો પ્રદેશ અવગાહ છે, તે એટલો જ છે. અર્થાત્

લોકાકાશના એક પ્રદેશ સૂક્ષ્મતમ અંશમાં ધર્માસ્તિકાયનો જે સૂક્ષ્મતમ અંશ વ્યાપ્ત છે, તે જ ધર્માસ્તિકાયનો એક પ્રદેશ કહેવાય છે. એવી જ રીતે અધર્માસ્તિકાયના પ્રદેશ સંબંધી પણ જાણી લેવું જોઈએ.

આકાશ અવકાશ આપવામાં કામ આવે છે, ધર્મ દ્રવ્ય ગતિમાં ઉપકારક થાય છે, અધર્મ દ્રવ્ય સ્થિતિમાં નિમિત્ત થાય છે. આ રીતે બધા પ્રદેશો નું આ અવગાહન લક્ષણ સમજી લેવું જોઈએ.

પ્રત્યેક જીવના અસંખ્યાત-અસંખ્યાત પ્રદેશ હોય છે આ સત્યને પ્રગટ કરવા માટે સૂત્રમાં "એક" શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. માત્ર જીવ પદનો જ પ્રયોગ કરવામાં આવ્યો હોત તો જ્ઞાન-દર્શન-ઉપયોગ સ્વભાવ વાળા જીવ સમૂહના અર્થાત્ બધા જીવોનો ભેગા મળીને અસંખ્યાત પ્રદેશ સમજી લેવામાં આવત, એક જીવના નહીં. આમ સ કરતા થઈ જાત "એક" પદનો પ્રયોગ કરવાથી એક-એક જીવના અસંખ્યાત પ્રદેશોનો બોધ થાય છે.

આ રીતે જીવના અસંખ્યાત પ્રદેશ તુલ્ય છે તથાપિ ચામડા વગેરેની જેમ તે સંકોચ અને વિસ્તાર સ્વભાવવાળા હોવાના કારણે તે જ જીવપ્રદેશ કદાચિત્ સહુથી નાના કંથવા વગેરેના શરીરમાં સમાઈ જાય છે અને કદાચિત્ વિસ્તાર પામીને, સંખ્યામાં તેટલા ને તેટલાં જ રહેવા છતાં પણ વિશાળ હાથીના શરીરને વ્યાપ્ત કરી લે છે.

એજ પ્રકારથી જીવો અને અજીવોના આધાર ક્ષેત્રરૂપ લોકાકાશના પણ અસંખ્યાત જ પ્રદેશ હોય છે, ન તો સંખ્યાતા હોય કે ન તો અનન્ત પરંતુ સંપૂર્ણ લોક આલોક રૂપ આકાશના અનન્ત પ્રદેશ હોય છે, ન સંખ્યાતા કે ન અસંખ્યાત પ્રદેશ આ વાત આગલા સૂત્રમાં કહીશું.

અહીં એટલું સમજી લેવું જોઈએ. જે સંખ્યાથી બહાર હોય તે અસંખ્યેય કહેવાય છે. અસંખ્યાતના ત્રણ ભેદ છે—(૧) જઘન્ય (૨) ઉત્કૃષ્ટ અને (૩) અજઘન્યોત્કૃષ્ટ અથવા મધ્યમાં આ સૂત્રમાં જઘન્યોત્કૃષ્ટ અસંખ્યાત ગ્રહણ કરેલ છે

જેટલા ક્ષેત્રને પરમાણુ ઘેરે છે, તેટલું ક્ષેત્ર આકાશનો એક પ્રદેશ કહેવાય છે. ધર્મ, અધર્મ લોકાકાશ અને એક જીવના અસંખ્યાતા પ્રદેશ બરાબર બરાબર છે. સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનનાં ત્રીજા ઉદ્દેશકના ૩૩૪માં સૂત્રમાં કહ્યુ છે-પ્રદેશોના પરિમાણની અપેક્ષાથી ચાર દ્રવ્ય સમાન છે-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, લોકાકાશ અને એક જીવ.

આમાંથી ધર્મ અને અધર્મ દ્રવ્ય ક્રિયારહિત છે અને સમ્પૂર્ણ લોકાકાશને વ્યાપ્ત કરીને સ્થિત છે. પ્રત્યેક જીવ અસંખ્યાત પ્રદેશી હોવા છતાં પણ સંકોચ-વિસ્તાર સ્વભાવ હોવાના કારણે નામકર્મ દ્વારા નિષ્પન્ન નાના અગર મોટા શરીરમાં રહેતો થકો તેને જ અવગાહન કરીને રહે છે. કેવલી સમૂદ્ઘાતના સમયે ચાર સમયોમાં અર્થાત્ ચોથા સમયમાં સમ્પૂર્ણ લોકને વ્યાપ્ત કરી લે છે અને પછી ચાર સમયોમાં ફેલાયેલા પ્રદેશોને સંકોચી લે છે. એવી રીતે-કેવલી સમૂદ્ઘાતમાં આઠ સમય લાગે છે. ॥ ૬ ॥

**'अलोगागासजीवाणमणंता'**

**મૂળ સૂત્રાર્થ**—અલોકાકાશ અને જીવોનાં અનન્ત પ્રદેશ હોય છે. ॥ ૭ ॥

**તત્વાર્થદીપિકા**—જીવ અને અજીવનો આધાર ક્ષેત્ર લોકાકાશ કહેવાય છે લોકાકાશથી આગળ બધી તરફ જે શૂન્ય આકાશ છે તે અલોકાકાશ કહેવાય છે. અહીં સમ્પૂર્ણ આકાશ અભિપ્રેત છે અર્થાત્ સમ્પૂર્ણ આકાશના અને જીવોનાં અર્થાત્ જ્ઞાન, દર્શન રૂપ ઉપયોગવાળા સકળ નારકી, દેવતા, તિર્યંચો અને મનુષ્યોના અનન્ત જેમનો અંત નથી, પ્રદેશ હોય છે અર્થાત્ તેમના ન તો સંખ્યાત પ્રદેશ હોય છે અથવા ન અસંખ્યાતા જ હોય છે.

જે લોક અને અલોકમાં સમ્પૂર્ણ રીતે પ્રકાશમાન હોય છે તે આકાશ કહેવાય છે. ॥ ૭ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં ધર્મ, અધર્મ, લોકાકાશ અને એક જીવના અસંખ્યાત પ્રદેશ કહ્યાં છે હવે સમસ્ત આકાશના અને સમસ્ત જીવોનાં અનન્ત પ્રદેશોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ-અલોક શબ્દ અહીં ઉપલક્ષણ છે આથી તેનો અર્થ છે સમસ્ત આકાશ જેમાં લોક અને અલોક-બંનેનો સમાવેશ થઈ જાય છે. આ રીતે સમ્પૂર્ણ આકાશના તથા નારકી આદિ સમસ્ત જીવસમૂહના અનન્ત પ્રદેશ હોય છે.

**શંકા**—અવગાહ આપવું આકાશનો ઉપકાર છે; આનો ફલિતાર્થ એ છે કે અવગાહ આપવાના કારણે જ તે આકાશ કહેવાય છે, આ આકાશનું લક્ષણ લોકાકાશમાં જ મળી આવે છે, અલોકાકાશમાં નહીં કારણ કે અલોકાકાશમાં કોઈ જીવ અગર પુદ્ગલાદિ અવગાઢ નથી આથી ત્યાં અવગાહ થવું અશકય છે.

**સમાધાન**—જેવી રીતે ધર્મ આદિ સંજ્ઞામાત્ર છે તેવી જ રીતે "આકાશ" પણ એક દ્રવ્યની અનાદિકાળથી ચાલી આવેલી સંજ્ઞા માત્ર જ છે.

**અથવા**—લોકાકાશમાં પણ અવગાહ આપવાની શક્તિ તો વિદ્યમાન જ છે પરંતુ ત્યાં જીવ પુદ્ગલ આદિ કોઈ અવગાહક નહીં હોવાથી તે શક્તિ પ્રગટ થતી નથી. જો ત્યાં કોઈ અવગાહક હોત તો તે પણ અવગાહ પરિણામથી થાત અર્થાત્ જગ્યા આપત પરંતુ ત્યાં કોઈ અવગાહક છે જ નહીં. આ રીતે અલોકાકાશ પણ અવકાશ આપવાની શકિતવાળું હોવાથી તે આકાશ જ કહેવાય છે.

**અથવા**—અલોકાકાશની જેમ હોવાથી ઉપચારથી આકાશ કહેવાય છે કારણ કે ત્યાં પોલાણ દેખાય છે

ભાવાર્થ એ છે કે લોકાકાશ અને અલોકાકાશ કોઈ બે જુદાં જુદાં દ્રવ્ય નથી. આકાશ એક અખંડ દ્રવ્ય છે જે સર્વવ્યાપી છે પરંતુ તેના જે ભાગમાં ધર્માદિ દ્રવ્ય અર્થાત્પંચાસ્તિકાય અવસ્થિત છે, તે ભાગ લોક, અને, જે ભાગમાં ધર્માદિ દ્રવ્ય નથી તે અલોકાકાશ કહેવાય છે. આ રીતે આકાશના જે બે ભેદ કરવામાં આવ્યા છે તે પરનિમિત્તક છે, સ્વનિમિત્તક નથી આકાશ પોતાના સ્વરૂપથી એક અને અખંડ છે.

**શંકા**—નિત્ય હોવાના કારણે આકાશમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય કેવી રીતે ઘટીત થઇ શકે છે ? આ લક્ષણ ન હોવાથી તે વસ્તુ પણ થઈ શકે નહીં. કારણકે જેમાં ઉત્પાદ વગેરે હોય તેને જ વસ્તુ કહી શકાય છે.

**સમાધાન**—આકાશમાં સ્વાભાવિક પરિણમન થાય છે આથી તેમાં પણ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય ઘટીત થાય છે. જીવો અને પુદ્ગલોમાં પ્રયોગ–પરિણામથી પણ ઉત્પાદ આદિ થાય છે. પ્રજ્ઞાપનાના ત્રીજા પદનાં ૪૧માં સૂત્રમાં કહ્યું છે–

આકાશસ્તિકાય પ્રદેશોની અપેક્ષાએ અનન્તગણા છે. ॥ ૭ ॥

**पोग्गलाणं संखेज्जा असंखेज्जा अणंता य नो परमाणूण**

**મૂળ સૂત્રાર્થ**—પુદ્ગલોના સંખ્યાતા અસંખ્યાતા અને અનન્ત પ્રદેશ હોય છે, પરંતુ પરમાણુઓનાં પ્રદેશ હોતાં નથી. ॥ ૮ ॥

**તત્વાર્થદીપિકા**—પૂરણ અને ગલન સ્વભાવવાળા પરમાણુથી લઇને અચિત્ત મહાસ્કંધ સુધીના વિવિધ પ્રકારનાં રૂપ રસ આદિથી યુકત પુદ્ગલોનાં પૂર્વોકત સ્વરૂપવાળા પ્રદેશ યથા-સંભવ સંખ્યાતા, અસંખ્યાતા તેમજ અનન્ત હોય છે. જે પુદ્ગલ સ્કંધ સંખ્યાતા પરમાણુ-ઓના મિલનથી બન્યું છે તે સંખ્યાતપ્રદેશી। જે અસંખ્યાત પરમાણુઓનાં સંયોગથી બન્યું હોય તે અસંખ્યાત પ્રદેશી તથા જે પુદ્ગલસ્કંધની ઉત્પત્તિ અનન્તપ્રદેશોથી થઇ હોય તે અનન્તપ્રદેશી કહેવાય છે પરંતુ પરમાણુમાં પ્રદેશ હોતા નથી આથી તે નથી સંખ્યાતપ્રદેશી નથી અસંખ્યાતપ્રદેશી અથવા નથી અનન્તપ્રદેશી. ॥ ૮ ॥

**તત્વાર્થનિર્યુકિત**—પૂર્વસૂત્રમાં ધર્મ વગેરે અમૂર્ત્ત દ્રવ્યોનાં પ્રદેશોનું પરિમાણ બતા-વવામાં આવ્યું હવે મૂર્ત્ત પુદ્ગલોનાં પ્રદેશોનું પરિમાણ દર્શાવવા અર્થે કહીએ છીએ-

દ્વયણુકથી લઈને મહાસ્કંધ સુધીના પુદ્ગલોમાં યથાયોગ્ય સંખ્યાતા અસંખ્યાતા અને અનન્ત પ્રદેશ હોય છે.

કોઈ કોઈ દ્વયણુક આદિ પુદ્ગલસ્કંધના સંખ્યાત પ્રદેશ હોય છે, કોઈ-કોઈ પુદ્ગલને અસંખ્યાતા તો કોઈ કોઇને અનન્ત પ્રદેશ હોય છે. અહી શંકા થઇ શકે કે કોઈ-કોઈ પુદ્ગલને અનન્તાનન્ત પ્રદેશ પણ હોય છે તો તેમનું પણ ઈલાયદું વિધાન કરવું જોઈતું હતું પરતું આવું કરેલ નથી. અનન્તાનન્ત પણ અનન્તનો જ એક ભેદ છે. આથી સામાન્ય રૂપથી અનન્ત કહેવાથી અનન્તાનન્તનું પણ ગ્રહણ થઇ જાય છે. અનન્તના ત્રણ ભેદ છે-પરિતાનન્ત, યુકતાનન્ત અને અનન્તાનન્ત. આ બધાનું અનન્તમાં જ ગ્રહણ થઇ જાય છે.

**પ્રશ્ન**—લોકાકાશના પ્રદેશ અસંખ્યાતા જ છે, એવી સ્થિતિમાં તેમા અનન્તપ્રદેશી અને અનન્તાનન્ત પ્રદેશી સ્કંધ કેવી રીતે સમાઈ શકે છે? આનાથી તો પ્રતીત થાય છે કે પ્રદેશ અનન્ત નથી અથવા લોકાકાશ પણ અનન્ત પ્રદેશી છે.

**ઉત્તર**—પુદ્ગલોમાં સૂક્ષ્મ રૂપથી પરિણત થઈ અવગાહન કરવાની શકિત છે આથી સૂક્ષ્મ રૂપમાં પરિણત થઈને તેઓ એક જ આકાશપ્રદેશમાં અનન્તાનન્ત સુધી સમાઇ જાય છે. આથી અસંખ્યાત પ્રદેશી લોકાકાશમાં અનન્ત પ્રદેશી સ્કધોનો સમાવેશ થવામાં કોઈ વિરોધ નથી.

સામાન્ય રૂપથી પુદ્ગલોના પ્રદેશ કહેવાથી પરમાણુંના પણ પ્રદેશ હોવાની શકયતા હોઈ શકે છે આથી તેનું નિવારણ કરવા માટે કહીએ છીએ-"**नो परमाणूनाम्**" અર્થાત્ પરમાણુરૂપ પુદ્ગલોના પ્રદેશ હોતા નથી, તે સ્વય એક પ્રદેશવાળુ હોય છે. જેવી રીતે આકાશના એક પ્રદેશમાં પ્રદેશ ભેદ હોતો નથી તેવી જ રીતે પરમાણુંમાં પણ પ્રદેશ ભેદ હોતો નથી-તે જાતે જ એક પ્રદેશ માત્ર જ છે.

પરમાણુ, પુદ્ગલનું સહુથી નાનું દ્રવ્ય છે. તેનાથી નાનો અન્ય કોઇ પુદ્ગલ નથી આથી પરમાણુંમાં પ્રદેશભેદની કલ્પના જ કરી શકાતી નથી. જેમ આકાશના એક પ્રદેશમાં પ્રદેશભેદનો અભાવ છે અને તે સ્વયં જ અપ્રદેશી છે, તેવી જ રીતે અંશરહિત એક પરમાણુંમાં પણ પ્રદેશ હોતા નથી. એક પરમાણુનો વિભાગ કોઇ કરી શકતો નથી. કહ્યું પણ છે-"પરમાણુથી નાનો અને આકાશથી મોટો કોઈ પદાર્થ નથી"

આવી સ્થિતિમાં જ્યારે અણુથી નાનું કોઈ દ્રવ્ય હોઇ જ શકતું નથી તો અણુમાં પ્રદેશભેદ કઇ રીતે સંભવી શકે ?

વાસ્તવમાં અણુમાં પૂર્તિ કરનાર, પરિણામિકારણ મૂળ દ્રવ્ય હોતાં નથી અથવા પરમાણુના પણ પ્રદેશ હોત તો તે અન્ત્ય ન કહેવાત અર્થાત્ તેને નિર્વિભાગ કહેવામાં ન આવત. પ્રજ્ઞાપના સૂત્રનાં પાંચમાં પદમાં કહ્યું છે—

**પ્રશ્ન**—ભગવંત ! રૂપી અજીવદ્રવ્ય અર્થાત્ પુદ્ગલ કેટલાં પ્રકારના કહ્યાં છે ?

**ઉત્તર**—હે ગૌતમ ! ચાર પ્રકારનાં (૧) સ્કંધ (૨) સ્કંધદેશ (૩) સ્કંધપ્રદેશ અને (૪) પરમાણુ. પુદ્ગલ અનન્ત છે, દ્વિપ્રદેશી સ્કંધ અનન્ત છે એવી જ રીતે દશ પ્રદેશી સ્કંધ અનન્ત છે, સંખ્યાત પ્રદેશી સ્કંધ અનન્ત છે, અસંખ્યાત પ્રદેશી સ્કંધ અનન્ત છે, અનન્ત પ્રદેશી સ્કંધ અનન્ત છે. ॥ ૮ ॥

**'धम्माधम्मागास कालपोग्गलजीवा लोगो'**

**મૂળ સૂત્રાર્થ**—ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવ એ છ એ દ્રવ્ય લોક કહેવાય છે. ॥ ૯ ॥

**તત્વાર્થદીપિકા**—પહેલા લોકનું કથન કર્યું હવે તેનો અર્થ કહીએ છીએ-ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવ એ છ દ્રવ્યને લોક એ પ્રમાણે કહેવામાં આવે છે. જીવ-અજીવનું આધારક્ષેત્ર લોક કહેવાય છે કારણકે જ્યાં ધર્મ આદિ પદાર્થ લોક તરીકે દેખી શકાય તે લોક. આ લોક શબ્દની વ્યુત્પત્તિ છે ॥ ૯ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—ધર્મ, અધર્મ, લોકાકાશ અને એક જીવનાં અસંખ્યાત પ્રદેશ છે એ સૂત્રમાં લોક પદ ગ્રહણ કરેલ છે આથી તેના અર્થનું પ્રજ્ઞાપન કરવા માટે કહીએ છીએ ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવ એ છએ દ્રવ્ય લોક કહેવાય છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮માં અધ્યયનની ગાથા ૮મીમાં કહ્યું છે-સર્વદર્શી જિનેન્દ્રોએ ધર્મ; અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવને લોક કહ્યાં છે.

આનાથી એવું સાબિત થાય છે કે જીવોનું તથા અજીવ ધર્મ અધર્મ આકાશ કાળ, પુદ્ગલનું જે-આધારક્ષેત્ર છે, તે લોક છે. લોકથી આગળ અલોક છે. જીવ આદિ દ્રવ્ય લોકમાં જ હોય છે, અલોકમાં આકાશ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. અલોક અન્ય દ્રવ્યોથી શૂન્ય છે.

આ સૂત્રમાં એ પણ પ્રગટ કરવામાં આવ્યું છે કે ધર્માદિ દ્રવ્ય સ્વયં પણ લોક કહેવાય છે. આ અર્થમાં લોક શબ્દની વ્યુત્પત્તિ આમ થાય છે-" **लोक्यते इति लोक**" અર્થાત્ જે જોઈ શકાય તે લોક. ॥ ૯ ॥

**ओगाहो लोगागासे नो अलोगागासे**

**મૂળસૂત્રાર્થ**—અવગાહ લોકાકાશમાં થાય છે. અલોકાકાશમાં નહીં.

**તત્વાર્થદીપિકા**—પૂર્વોકત ધર્મ આદિ દ્રવ્યોનાં અવગાહન, અવગાહ પ્રવેશ, પ્રતિષ્ઠા અગર વ્યાપના લોકાકાશમાં જ થાય છે, લોકાકાશથી બહાર અલોકાકાશમાં નહીં. જ્યાં ધર્મ આદિ પદાર્થ જોઈ શકાય છે તે લોક કહેવાય છે અને લોક સંબંધી આકાશ લોકાકાશ કહેવાય છે ॥ ૧૦ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—ધર્મ આદિ દ્રવ્યોનો અવગાહ અથવા સ્થિતિ લોકાકાશમાં છે. તે લોકાકાશ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયથી વ્યાપ્ત છે. આ બંને દ્રવ્ય અનાદિકાળથી એક બીજા સાથે મળેલાં લોકમાં અવસ્થિત છે પુદ્ગલો અને જીવોની અવગાહના પણ લોકાકાશમાં અનાદિકાલીન છે પરંતુ તેમનામાં ગતિક્રિયા હોવાથી તે ધર્મ, અધર્મની માફક અવસ્થિત નથી. તેમની અવગાહના કયારેક કોઈ આકાશપ્રદેશો સાથે હોય છે. અને કદી કોઈ અન્ય પ્રદેશની સાથે.

લોકથી ભિન્ન અલોકાકાશમાં જીવાદિ હોતાં નથી કારણ કે ત્યાં અધર્મ દ્રવ્ય નથી અને તે જ ગતિ તથા સ્થિતિનાં નિમિત્ત હોય છે.

**શંકા**—અલોકાકાશમાં ગતિનો ઉપગ્રાહક ધર્મ તથા સ્થિતિનો ઉપગ્રાહક અધર્મ કેમ નથી ?

**સમાધાન**—ધર્મ અને અધર્મનો સ્વભાવ જ એવો છે કે તેઓ અલોકાકાશમાં રહેતાં નથી. સ્વભાવના વિષયમાં પ્રશ્નનો કંઈ અવકાશ જ અત્રે નથી. આથી જ કહ્યું છે ધર્મ આદિનો અવગાહ લોકાકાશમાં જ છે.

**શંકા**—ધર્માદિ દ્રવ્યનો લોકાકાશમાં અવગાહ હોવાથી જો લોકાકાશ ધર્માદિનો આધાર છે તો લોકાકાશનો આધાર કયો ?

**સમાધાન**—લોકાકાશ પોતે જ પોતાના સહારે ટકેલો છે તેના માટે બીજા કોઇ આધારની આવશ્યકતા નથી.

શંકા—જેમ આકાશ પોતે જ પોતાના સહારે રહેલ છે તેવી જ રીતે ધર્માદિ પણ પોતાના સહારે રહી શકે છે તેમનો આધાર આકાશ માનવાની શુ જરૂરીયાત છે ? જો ધર્માદિનો જુદો આધાર-આકાશ સ્વીકાર કરવામાં આવે તો આકાશનો પણ બીજો આધાર માનવો જોઈએ નહીં ? આવી સ્થિતિમાં અનવસ્થા દોષનો પ્રસંગ થશે.

સમાધાન—આકાશથી અધિક પરિમાણવાળુ અન્ય કોઈ દ્રવ્ય નથી કે જેને આકાશનો આધાર માની શકાય આકાશ ચારે તરફથી અન્તરહિત છે આથી વ્યવહારનય અનુસાર આકાશ ધર્માદિ દ્રવ્યોનો આધાર મનાયો છે પરંતુ-નિશ્ચયનયરૂપ તથા ભૂતનયની અપેક્ષાએ બધાં જ દ્રવ્ય સ્વપ્રતિષ્ઠિત છે અર્થાત્ બધાં પોત-પોતાનાં પ્રદેશોમાં રહી ગયા છે આ કારણે જ જ્યારે "આપ કયાં રહો છો ?" એવો કોઈ પ્રશ્ન કરે તો જવાબમાં કહીએ છીએ. "અમારી અંદર જ" ધર્માદિ દ્રવ્ય લોકાકાશથી બહાર રહેતા નથી પરંતુ લોકાકાશમાં જ રહે છે. બસ આ કારણથી જ તેમનામાં આધાર-આધેયભાવની કલ્પના કરવામાં આવે છે

શંકા—લોકમાં એવું દેખી શકાય છે કે જેઓ પૂર્વોત્તર કાળભાવી હોય છે તેમનામાં જ આધાર–આધેયભાવ હોય છે જેવી રીતે કુંડ અને બોર અહીં એવું તો નથી જ કે આકાશ પહેલેથી હતું અને ધર્માદિ પછીથી. આથી વ્યવહારનય અનુસાર પણ આકાશ અને ધર્માદિમાં આધાર, આધેયાભાવની કલ્પના કરવામાં આવતી નથી.

સમાધાન—પૂર્વોત્તરકાલીન પદાર્થોમાં જ આધારાધેયભાવ હોય એવો કોઈ નિયમ નથી. ઘડામાં રૂપ છે, શરીરમાં હાથ વગેરે છે, અહીં એક સાથે હોવાવાળા પદાર્થોમાં પણ આધારાધેય ભાવ જોઈ શકાય છે. આથી આકાશ અને ધર્માદિ યુગપદ્ભાવી પદાર્થોમાં પણ આધારાધેયભાવ સંગત છે.

આ રીતે ધર્મ, અધર્મ આદિ દ્રવ્ય જ્યાં દેખાય તે લોક છે. અહીં અધિકરણમાં ધર્મ પ્રત્યય થયો છે. જ્યાં એવો લોક છે તે લોકાકાશ છે અને તેનાથી બહાર ચારે બાજુ અનન્ત અલોકાકાશ છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના સદ્ભાવ અને અસદ્ભાવના કારણે જ લોકાકાશ અને અલોકાકાશના વિભાગ છે–હકીકતમાં તો આકાશ ખન્ડરહિત એક દ્રવ્ય છે

ધર્માસ્તિકાય ન હોત તો જીવો અને પુદ્ગલોની ગતિનું નિયામક કારણ ન રહેવાથી આ વિભાગ પણ ન હોત એવી જ રીતે અધર્માસ્તિકાયના અભાવમાં સ્થિતિનું નિમિત્ત કારણ ન હોત તો સ્થિતિનો જ અભાવ થઈ જાત. આવી દશામાં લોક–અલોકના વિભાગ પણ ન હોત આથી જીવો અને પુદ્ગલોની ગતિ અને સ્થિતિના નિયામક ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના સદ્ભાવ અને અસદ્ભાવના કારણે જ લોક અને અલોકના વિભાગ થાય છે.

શંકા—સ્થિતિમાં સહાયક અધર્માસ્તિકાય માત્ર લોકમાં જ છે, આગળ નથી, તો અલોકાકાશની સ્થિતિ કેવા પ્રકારની છે ? આજ પ્રકારે કાલના અભાવમાં અલોકાકાશ કેવી રીતે વર્ત્તના કરે છે ?

સમાધાન—તેમની સ્થિતિ અને વર્ત્તના પોત–પોતાના સ્વભાવથી જ થાય છે.

આથી ધર્મ, અધર્મ પુદ્ગલ કાલ અને જીવ દ્રવ્યોની અવગાહના લોકાકાશમાં જ છે. તેનાથી આગળ અલોકાકાશમા તેમની અવગાહના નથી શ્રી ભગવતી સૂત્ર શતક ૨, ઉદ્દેશક ૧૦માં માં કહ્યું છે

પ્રશ્ન—ભગવન્ ! આકાશ કેટલા પ્રકારના કહ્યા છે. ?

ઉત્તર—ગૌતમ ! બે પ્રકારના–લોકાકાશ અને અલોકાકાશ.

પ્રશ્ન—ભગવન્ ! લોકાકાશમાં શું જીવ જીવદેશ, જીવપ્રદેશ, અજીવ–અજીવદેશ અથવા અજીવપ્રદેશ છે ?

ઉત્તર—ગૌતમ ! જીવ પણ છે, જીવદેશ પણ છે, જીવપ્રદેશ પણ છે, અજીવ પણ છે. અજીવદેશ અને અજીવપ્રદેશ પણ છે જે જીવ છે. તે નિયમથી એકેન્દ્રિય બેઈન્દ્રિય તેઈન્દ્રિય, ચતુરિન્દ્રિય પચેન્દ્રિય અને અનિન્દ્રિય હોય છે જે જીવદેશ છે તે નિયમથી એકેન્દ્રિયદેશ છે યાવત્ અનિન્દ્રિયદેશ છે, જે જીવપ્રદેશ છે તે નિયમથી એકેન્દ્રિયપ્રદેશ છે યાવત્ અનિન્દ્રિય પ્રદેશ છે.

જે અજીવ છે તે બે પ્રકારના છે-રૂપી અને અરૂપી રૂપી ચાર પ્રકારનાં છે જેવાં કે સ્કંધ સ્કંધદેશ સ્કંધપ્રદેશ અને પરમાણુપુદ્ગલ.

જે અરૂપી છે તે પાંચ પ્રકારના છે જેવાં કે-ધર્માસ્તિકાય નોધર્માસ્તિકાયદેશ ધર્માસ્તિકાયપ્રદેશ અધર્માસ્તિકાય નોઅધર્માસ્તિકાય દેશ અધર્માસ્તિકાય પ્રદેશ અને અદ્ધાસમય

ત્યારબાદ તે જ ભગવતીસૂત્રના બીજા શતકના દશમાં ઉદ્દેશકમાં કહ્યું છે—

ભગવન્ ! અલોકાકાશ શું જીવ છે ? વગેરે પ્રશ્નો પૂર્વવત્ કરવા તેનો જવાબ પણ તે જ પ્રકારે છે કે હે ગૌતમ ! અલોકાકાશ જીવ નથી તેમજ અજીવપ્રદેશ નથી અજીવ દ્રવ્ય આકાશનો એક દેશ છે, તે અગુરુલઘુ છે, અનન્ત અગુરુલઘુ ગુણોથી સંયુક્ત છે, સર્વાકાશથી અનન્ત ભાગ ન્યૂન છે.

ઉત્તરાધ્યયનના ૨૮માં અધ્યયનની ૭ મી ગાથામાં કહ્યું છે-"સર્વદર્શી જિનેન્દ્રોએ ધર્મ અધર્મ, આકાશ કાળ પુદ્ગલ અને જીવને લોક કહ્યાં છે. જ્યાં એ દ્રવ્ય નથી ફક્ત આકાશનો દેશ છે તેને અલોક કહેલો છે. ॥ ૧૦ ॥

**धम्माधम्माणं कसिणे लोगागासे'**

**મૂળસૂત્રાર્થ**—ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની અવગાહના સંપૂર્ણ લોકાકાશમાં છે. ॥ ૧૧ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં બતાવાયું કે લોકાકાશમાં ધર્મ આદિ દ્રવ્યોના પ્રદેશરૂપ અવગાહ છે પરંતુ તે અવગાહ દૂધ અને પાણીની જેમ અને ઝેર અને લોહીની માફક સમસ્ત લોકાકાશના બધાં પ્રદેશોને વ્યાપ્ત કરીને હોય છે અથવા તળાવમાં ત્રસજીવ અગર પુરુષ વગેરેની જેમ એક દેશથી હોય છે આ આશંકાનુ સમાધાન કરવા માટે અહીં કહેવામાં આવ્યું છે કે ધર્મ અને અધર્મદ્રવ્યનો લોકાકાશમાં અવગાહ સમ્પૂર્ણ પણાથી તલમાં તેલની જેમ છે એક દેશથી નહીં. ॥ ૧૧ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—ધર્માદિ દ્રવ્યોનો લોકાકાશમાં અવગાહ છે, એ અગાઉ કહેવાઈ ગયું છે, પરંતુ તે અવગાહ કેવા પ્રકારનો છે એ દર્શાવવા માટે કહ્યું છે-ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનો સંપૂર્ણ લોકાકાશમાં અવગાહ છે લોકાકાશના કોઈ એક દેશમાં નહીં.

સૂત્રમાં 'કૃત્સ્ન' પદનો પ્રયોગ કરીને ધર્મ-અધર્મદ્રવ્યનુ સપૂર્ણ દેશમાં વ્યાપ્ત હોવાનું સૂચિત કરવામાં આવ્યું છે આથી એ સ્પષ્ટ થઈ ગયુ કે જેમ ઘરના કોઈ એક ખુણામાં ઘર રહે છે તેવી રીતે લોકાકાશમાં ધર્મ અને અધર્મનો અવગાહ નથી બલ્કે તલમાં તેલની જેમ અને દૂધમાં ઘીની માફક સપૂર્ણ લોકાકાશમાં અવગાહ છે આ રીતે અવગાહન શક્તિના કારણે સમસ્ત લોકાકાશમાં ધર્મ અને અધર્મ દ્રવ્ય પ્રદેશોનુ પરસ્પર વ્યાઘાત રહિત અવસ્થાન સમજવુ જોઈએ. તાત્પર્ય એ છે કે લોકાકાશનો જે એક પ્રદેશ છે તે જ ધર્મદ્રવ્યનો પણ એક પ્રદેશ છે અને તે જ અધર્મદ્રવ્યનો પણ પ્રદેશ છે આ બધાં પ્રદેશ વ્યાઘાત વગર જ સ્થિત છે—કોઈના અવસ્થાનમાં અવરોધ કરતા નથી.

આ પ્રકારે લોકાકાશમાં સર્વત્ર ધર્મ, અધર્મનો અવગાહ છે તેનાથી આગળ નથી. જેમ ચેતનનું કાર્ય શરીરમાં જ દેખી શકાય છે, બહાર નહી એ કારણે ચેતના શરીરવ્યાપી જ છે-એવી જ રીતે ધર્મ-અધર્મનો ઉપકાર લોકાકાશમાં જ દેખી શકાય છે, બહાર નહીં આથી તે દ્રવ્ય પણ બહાર નથી.

ફલિતાર્થ એ છે કે ધર્મ અને અધર્મદ્રવ્ય દૂધ અને પાણીની જેમ પરસ્પર અવગાહન કરીને સમસ્ત લોકાકાશમાં વ્યાપ્ત છે, એવુ નહી કે તળાવમાં પુરુષની જેમ અગર ઘરમાં ઘડાની માફક કોઈ એક ભાગમાં હોય એ કૃત્સ્ન શબ્દથી પ્રકટ કરવામાં આવ્યું છે. ઉત્તરાધ્યયનના ૩૬માં અધ્યયનની ગાથા ૭ મી માં કહ્યું છે—

ધર્મ, અને અધર્મ આ બે દ્રવ્ય લોકાકાશમાં જ કહેવામાં' આવ્યા છે. આકાશ લોકાલોકવ્યાપી છે અને કાળ માત્ર સમયક્ષેત્રમાં અર્થાત્ અઢી દ્વીપમાં જ છે. ॥ ૧૧ ॥

**पोग्गलाणं भयणा एगाइपएसेसु'**

**મૂળ સૂત્રાર્થ**—પુદ્‌ગલદ્રવ્યના એક પ્રદેશ વગેરેમાં ભજના છે. ॥ ૧૨ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં એ દર્શાવી દેવામાં આવ્યુ છે કે ધર્મ અને અધર્મની લોકાકાશમાં કેવા પ્રકારની અવગાહના છે? હવે લોકાકાશમાં પુદ્‌ગલોનો અવગાહ બતાવવા માટે કહીએ છીએ. પરમાણુ આદિ પુદ્‌ગલ દ્રવ્યોનો અવગાહ લોકાકાશના એક આદિ પ્રદેશોમાં થાય છે.

એવી જ રીતે અપ્રદેશી પરમાણુના સખ્યાતા અસખ્યાતા તથા અનન્ત પ્રદેશવાળા સ્કંધ દ્રવ્યોનું એકાદિ આકાશપ્રદેશોમાં ભજનાથી અવગાહ સમજવો જોઈ એ. આમાંથી પરમાણુંનો તો એક જ આકાશપ્રદેશમાં અવગાહ થાય છે, દ્વયણુકનો એક અગર બે પ્રદેશોમાં ત્ર્યણુકનો એક, બે અથવા ત્રણ પ્રદેશોમાં ચતુરણુક તથા પંચાણુક આદિ સખ્યાતા-અસંખ્યાતા પ્રદેશી સ્કંધનો એક આદિ સખ્યાતા અગર અસંખ્યાતા પ્રદેશોમાં અવગાહ થાય છે. ત્યાં સુધી કે અનન્તપ્રદેશી સ્કન્ધનો પણ એક, બે સંખ્યાતા અથવા અસંખ્યાતા પ્રદેશોમાં અવગાહ થાય છે. ॥ ૧૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં અમૂર્ત્ત ધર્મ—અધર્મ દ્રવ્યોનું સંપૂર્ણ લોકાકાશમાં અવગાહ હોવાનું પ્રતિપાદન કર્યું. હવે તેમનાથી વિપરીત મૂર્તિમાન્ અપ્રદેશી, સંખ્યાતપ્રદેશી અસંખ્યાતપ્રદેશી અને અનન્તપ્રદેશી પરમાણુ આદિ પુદ્‌ગલોનો લોકાકાશમાં—અવગાહનું નિરૂપણ કરવાના આશયથી કહીએ છીએ-

પરમાણુ આદિ પુદ્‌ગલદ્રવ્યોનો અવગાહ ભજનાથી એક આદિ આકાશપ્રદેશોમાં થાય છે અર્થાત્ કોઈ પુદ્‌ગલનો એક પ્રદેશમાં, કોઈનાં બે પ્રદેશોમાં તથા કોઈનો સંખ્યાતા અસંખ્યાતા પ્રદેશોમાં અવગાહ થાય છે.

પરમાણુંનો એક આકાશ પ્રદેશમાં, બદ્ધ અગર અબદ્ધ દ્વયણુકનો એક અગર બે આકાશ-પ્રદેશોમાં અવગાહ થાય છે બદ્ધ અગર અબદ્ધ ત્ર્યણુકનો એક, બે અગર ત્રણ પ્રદેશોમાં અવગાહ થાય છે. એવી જ રીતે સંખ્યાતા, અસંખ્યાતા તથા અનન્તપ્રદેશવાળા પુદ્‌ગલ સ્કંધોનો લોકાકાશના એક, સખ્યાતા અથવા અસંખ્યાતા પ્રદેશોમાં અવગાહ સમજવો જોઈએ.

શંકા—અમૂર્ત્ત હોવાના કારણે ધર્મ અને અધર્મ દ્રવ્યોનું એક જ આકાશપ્રદેશમા વિના વિરોધ અવસ્થાન હોવું તો શકય છે પરંતુ રૂપી પુદ્ગલદ્રવ્ય એક જ સ્થાન ઉપર કઈ રીતે રહી શકે છે? મૂર્ત્ત દ્રવ્ય પરસ્પર પ્રતિઘાતી હોય છે.

સમાધાન—પોતાના અવગાહન સ્વભાવના કારણે તથા સૂક્ષ્મ રૂપમાં પરિણત થવાના કારણે મૂર્ત્તિમાન પુદ્ગલોનો પણ એક જગ્યાએ અવગાહ થવામાં કોઈ વિરોધ નથી. જેમ એક ઓરડામાં અનેક દીવાઓના પ્રકાશનું હોવું પ્રત્યક્ષથી સિદ્ધ છે તેવી જ રીતે એક જ આકાશ-પ્રદેશમાં અનેક પરમાણુ સમૂહ રૂપ સ્કંધ પણ રહી શકે છે. આ શિવાય આગમની પ્રમાણતાથી પણ આનો સ્વીકાર કરવો ઘટે.

નિર્વિભાગ હોવાના કારણે પરમાણુ પ્રદેશવિહીન હોય છે તેમાં કોઈ પ્રદેશ હોતો નથી, તે સ્વતંત્ર અને અખંડ હોય છે. સંખ્યાત પરમાણુઓના પ્રચયથી સંખ્યાતપ્રદેશી સ્કંધ બને છે. અસંખ્યાત પરમાણુઓના મીલનથી અસંખ્યાત પ્રદેશી સ્કંધનું નિર્માણ થાય છે અને અનંતપ્રદેશી સ્કંધના મિલનથી અનન્તપ્રદેશી સ્કંધની ઉત્પત્તિ થાય છે

પરમાણુમાં પ્રદેશોનો અભાવ હોવાથી તે આકાશના એક જ પ્રદેશમાં અવસ્થિત થાય છે. બે પરમાણુઓથી બનેલ દ્વયણુક જો બદ્ધ હોય તો એક જ આકાશ પ્રદેશમાં સમાઈ જાય છે અને જો બદ્ધ ન હોય તો બે આકાશપ્રદેશોમાં સમાય છે. એવી જ રીતે ત્રણ પરમાણુઓથી નિર્મિત ત્ર્યણુક જો બદ્ધ હોય તો એક જ આકાશપ્રદેશમાં રહી શકે છે અને જો અબદ્ધ હોય તો બે અગર ત્રણ પ્રદેશોને ઘેરે છે. એવી જ રીતે બદ્ધ અને અબદ્ધ ચતુરણુક આદિની અવગાહના એક, બે આદિ સંખ્યાત–અસંખ્યાત પ્રદેશોમાં યથાયોગ્ય સમજવી ઘટે. અલબત્ત એટલું યાદ રાખવું જોઈએ કે લોકાકાશના પ્રદેશ અસંખ્યાત જ છે, અનન્ત નહીં, આથી અનન્ત તથા અનન્તાનન્ત પ્રદેશવાળા સ્કંધ પણ એક, સંખ્યાત અગર અસંખ્યાત આકાશ-પ્રદેશોમાં જ અવગાઢ થાય છે. આ પુદ્ગલના પરિણમનની વિચિત્રતા છે. ॥ ૧૨ ॥

**'जीवाणं लोगस्स असंखेज्जइभागे' इत्यादि**

**મૂળસૂત્રાર્થ**—જીવદ્રવ્યનો અવગાહ લોકનાં અસંખ્યાતમાં ભાગમાં થાય છે. જેમ દીપકનો પ્રકાશ પથરાય છે અને સંકોચાય પણ છે તેવી જ રીતે જીવપ્રદેશ પણ પ્રસરે છે અને સંકોચાય છે. ॥ ૧૩ ॥

**તત્વાર્થદીપિકા**—જીવોનો અવગાહ કેટલા ક્ષેત્રમાં થાય છે એવી જિજ્ઞાસા થવા પર કહીએ છીએ—

જીવોનો અવગાહ લોકાકાશના અસંખ્યાતમાં ભાગમાં થાય છે કદાચિત્ લોકાકાશના એક અસંખ્યાતમાં ભાગમાં કદાચિત્ બે અસંખ્યાત ભાગોમાં અને કદાચિત્ ત્રણ અસંખ્યાત ભાગોમાં અવગાહ થાય છે.

શંકા—સરખા પરિમાણવાળા પટ આદિના અવગાહમાં વિષમતા જણાતી નથી તો પછી બધાં જીવોનાં પ્રદેશોમાં સરખાપણુ હોવા છતાંપણ કોઈ જીવની અવગાહના લોકના એક અસંખ્યાતમાં ભાગમાં, કોઈની બે તો કોઈની ત્રણ ભાગોમાં અવગાહના થાય છે. આ વિષમતાનું શું કારણ છે?

સમાધાન—દીપકના પ્રકાશની જેમ સરખાં જીવનાં પ્રદેશોમાં સંકોચ અને વિસ્તાર થાય છે આથી કોઈ જીવ થોડા પ્રદેશોમાં અને કોઈ ઘણાં પ્રદેશોમાં અવગાહે છે. ॥ ૧૩ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં પુદ્ગલોના અવગાહન પ્રકાર પ્રદર્શિત કરીને હવે જીવોની અવગાહનાનુ નિરૂપણ કરીએ છીએ—

જીવોનો અવગાહ લોકાકાશના અસંખ્યાત ભાગ વગેરેમાં થાય છે. તાત્પર્ય એ છે કે કદાચિત્ એક જીવનો અવગાહ લોકાકાશના અસંખ્યાત ભાગોમાંથી એક ભાગમાં થાય છે, કોઈનું બે અગર ત્રણ ભાગોમાં થાય છે. જુદાં જુદાં જીવોનો અવગાહ સંપૂર્ણ લોકમાં છે.

એમ કહી શકાય કે જો લોકાકાશના અસંખ્યાતમાં ભાગમાં એક જ જીવ અવગાહન કરી લે તો અનન્તાનન્તસંખ્યક જીવ શરીરસહિત કઈ રીતે આ લોકમાં સમાઈ શકે છે-? આનો જવાબ એ છે કે લોકાકાશમાં સૂક્ષ્મ અને બાદરના ભેદ હોવાથી અવગાહના અશક્ય નથી. જે જીવ બાદર છે તેમના શરીર પ્રતિઘાતયુક્ત હોય છે પરંતુ જે સૂક્ષ્મ છે તે શરીરસહિત હોવા છતાં પણ સૂક્ષ્મ હોવાના કારણે એક જ આકાશપ્રદેશમાં અનન્તાનન્ત સમાઈ જાય છે તેઓ એક બીજાના અવસ્થાનમાં પણ અવરોધ કરતાં નથી. આ રીતે લોકાકાશના અસંખ્યાત પ્રદેશોમાં અનન્તાનન્ત જીવોની અવગાહના હોવી વિરુદ્ધ નથી.

આ રીતે કદાચિત્ લોકાકાશના એક અસંખ્યાતમાં ભાગમાં કદાચ બે અસંખ્યાત અને કદાચિત્ ત્રણ અસખ્યાત ભાગોમાં જીવોનો અવગાહ હોય છે. આ પ્રકારે બધા લોકાકાશના અસંખ્યાત પ્રદેશ હોય છે તે અસંખ્યાત આંગલીના અસંખ્યેય ભાગ પ્રમાણ પ્રદેશોથી કલ્પના દ્વારા વિભક્ત થાય છે. તેમાંથી જઘન્ય એક જીવના અસંખ્યાતપ્રદેશવાળા એક આકાશખંડમાં અવગાહ થાય છે, કાર્મણ શરીરના અનુસારી હોવાથી કોઈ જીવ બે અસંખ્યાતપ્રદેશ પરિમિત આકાશખડમાં અવગાહન કરે છે, કોઈ જીવ ત્રણ અસંખ્યાતપ્રદેશ પરિમિત આકાશખંડમાં અવગાહન કરે છે, કોઈ ચાર આકાશખંડોમાં વ્યાપ્ત થઈને રહે છે ઈત્યાદિ રૂપથી કોઈ જીવ સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થઈને રહે છે પરંતુ સંપૂર્ણ લોકાકાશને કેવળી જ કેવલિસમુદ્ઘાતના સમયમાં વ્યાપ્ત કરે છે, અન્ય કોઇ જીવ નહીં. તે લોકથી બહાર અલોકાકાશના એક પણ પ્રદેશમાં જતા નથી.

શંકા—એક જીવના પ્રદેશ લોકાકાશની બરાબર અસખ્યાત છે, આવી સ્થિતિમાં લોકના અસંખ્યાતમાં ભાગમાં તેનો સમાવેશ કેવી રીતે થઇ શકે ? તેને તો સંપૂર્ણ લોકાકાશમાં જ વ્યાપ્ત થવું જોઇએ.

સમાધાન—જીવના પ્રદેશોમાં દીપકના પ્રકાશની માફક સંકોચ-વિસ્તાર થાય છે આથી લોકાકાશના અસંખ્યાત ભાગ આદિમાં તેનો સમાવેશ થઈ જાય છે. જેવી રીતે મોટા ઓરડામાં દીવો રાખવામાં આવે તો તેનો પ્રકાશ તે સંપૂર્ણ ઓરડામાં પ્રસરેલો રહે છે અને જો તેને નાના ઓરડામાં (જગ્યામાં) રાખવામાં આવે તો પ્રકાશ સંકોચાઈને નાના સ્થાનમાં સમાઈ જાય છે તેવી જ રીતે જીવના પ્રદેશ પણ નામ કર્મ દ્વારા પ્રાપ્ત શરીર અનુસાર સંકુચિત અને વિસ્તૃત થઈ જાય છે કોઇ જીવ લોકના એક અસખ્યાત ભાગમાં સમાઇ જાય છે અને કોઈ જીવ કેવળિસમુદ્ઘાતના સમયે વિસ્તારને પ્રાપ્ત થઈને સમસ્ત લોકાકાશને વ્યાપ્ત કરી લે છે. આ બંનેની વચ્ચે મધ્યમ અવગાહના પણ અનેક પ્રકારની થાય છે.

આ કથનથી આ આશંકાનુ પણ સમાધાન થઇ જાય છે કે જ્યારે જીવના અસંખ્યાત પ્રદેશ છે અને ઔદારિક શરીરની સાથે તેનો સબંધ છે તો કોઇના થોડા પ્રદેશોમાં અને

કોઈના ઘણા પ્રદેશોમાં અવગાહ થાય આ વિષયમાં કોઇ હેતુ નથી, સમાન પરિમાણવાળા પટ આદિના અવગાહમાં કોઇ પ્રકારની વિષમતા જોવામાં આવતી નથી કારણ કે જીવના પ્રદેશોમાં સંકુચિત અને વિસ્તૃત થવાનો સ્વભાવ છે જેમ વસ્ત્રમાં સંકોચ–વિસ્તાર જોવામાં આવે છે, પ્રદીપના પ્રકાશમાં તથા ચામડામાં પણ સંકોચ–વિસ્તાર થાય છે તેવી જ રીતે જીવના પ્રદેશોમાં પણ સંકોચ વિસ્તારનો સ્વભાવ વિદ્યમાન છે.

જીવ પોતાના સ્વભાવથી અમૂર્ત્ત છે પરંતુ મૂર્ત્ત કર્મોની સાથે બંધાયેલ હોવાના કારણે મૂર્ત્ત થઈ ગયો છે કાર્મણ શરીર ને લીધે તે મોટુ અગર નાનું શરીર ધારણ કરી શકે છે તેના જ કારણે તેના પ્રદેશોમાં સંકોચ–વિસ્તાર થાય છે આ કારણથી લોકના અસંખ્યાતમાં ભાગ વગેરેમાં, લોકાકાશના પ્રદેશોની બરાબર પ્રદેશ હોવા છતાં પણ એક જીવનો અવગાહ સંભવિત થાય છે.

શંકા—જો જીવ પ્રદીપની સમાન સંકોચ-વિસ્તાર સ્વભાવવાળો છે તો પ્રદીપની જેમ અનિત્ય પણ હોવો જોઈએ.

સમાધાન—અનેકાન્તવાદી જૈનોના મતમાં કોઇ પણ વસ્તુ ન તો એકાન્ત નિત્ય છે અથવા ન તો–એકાન્ત અનિત્ય જ છે. પ્રત્યેક વસ્તુ દ્રવ્ય–પર્યાયાત્મક છે આથી દ્રવ્યરૂપથી નિત્ય અને પર્યાયરૂપથી અનિત્ય હોવાના કારણે બધાંમાં નિત્યતા તથા અનિત્યતા છે. આત્મા પણ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાથી નિત્ય છે કારણ કે તેનું આત્મત્વ શાશ્વત છે તે પોતાના ચૈતન્ય સ્વભાવનો કદાપી પરિત્યાગ કરતો નથી પરંતુ પોતાના જ્ઞાનપર્યાયો અને શરીરપર્યાયોની અપેક્ષા અનિત્ય છે. આ કથનથી આ આરોપનું નિરાકરણ પણ થઈ જાય છે કે ભલે વર્ષા હોય, તડકો હોય આકાશનું શું બગડે છે ? વર્ષા અને તડકાની અસર તો ચામડી ઉપર જ થાય છે. જો આત્મા ચામડા જેવો છે તો અનિત્ય થઇ જશે અને જો આકાશની માફક નિત્ય છે તો સુખ દુઃખનો ભોગ કરી શકે નહીં.

સ્યાદ્વાદવાદી ન તો આકાશનો એકાંત નિત્ય સ્વીકાર કરે છે અથવા ન તો ચામડાને એકાન્ત અનિત્ય કારણ કે પ્રત્યેક વસ્તુ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત છે. આત્માને એકાન્ત નિત્ય અથવા એકાન્ત અનિત્ય માનવાથી કર્મફળનો સંયોગ પણ ઘટિત થઈ શકતો નથી.

આ રીતે જેમ તેલ, વાટ અગ્નિ આદિ સામગ્રીથી વૃદ્ધિને પામીને બળતો દીવો વિશાળ કુટાગારશાળાને પ્રકાશિત કરે છે અને શરાવ ઢાકણું ઉલંચન તથા માણિકા આદિથી આવૃત્ત થઈને તેમને જ પ્રકાશિત કરે છે, આવી જ રીતે દ્રોણુથી ઢંકાઇને દ્રોણને જ આઢકથી ઢંકાઈને, આઢકને પ્રસ્તથી ઢંકઈને પ્રસ્ત (શેર)ને હાથથી ઢકાઈને હાથને જ પ્રકાશિત કરે છે એવી રીતે જીવ પણ પોતાન પ્રદેશોને સંકોચ અને વિસ્તારથી મોટા અને નાના-પાંચ પ્રકારના શરીર-સ્કંધના તથા ધર્મ અધર્મ અને પુદ્ગલ અને જીવના પ્રદેશોના સમૂહને વ્યાપ્ત કરે છે યાનિ તેમને અવગાહન કરીને રહે છે

આ રીતે લોકાકાશમાં ધર્મ આકાશ અને પુદ્ગલ અવશ્ય હોય છે જીવપ્રદેશ વિભાજનથી થાય છે. જ્યાં એક જીવનો અવગાહ થાય છે ત્યાં બીજા જીવના અવગાહનો કોઈ વિરોધ નથી,

આ પ્રકારે લોકાકાશના એક પ્રદેશમાં અનેક જીવોના અનેક પ્રદેશોનાં અવગાહ છે. ઢાંકણા વગરનો દીવો તેટલા જ આકાશપ્રદેશોને વ્યાપ્ત કરે છે જેટલાં તેના અવયવ હોય તે સંપૂર્ણ લોકને પ્રકાશિત કરી શકતો નથી પરંતુ આત્મા સમુદ્દઘાતના સમયે સમસ્ત લોકમાં વ્યાપ્ત થઈ જાય છે. સિદ્ધ થયા પછી જીવની અંતિમ શરીરથી ત્રિભાગે ન્યૂન અવગાહના રહે છે, ત્રીજો ભાગ શરીરના છિદ્રોની પૂર્તિમાં લાગી જાય છે પરંતુ સિદ્ધ જીવોનો આકાર તે જ રહે છે જે આકાર મુક્તિના સમયે શરીરનો હોય છે.

આ રીતે ધર્મ, અધર્મ આકાશ તથા જીવોનો પરસ્પરમાં તથા પુદ્‌ગલોમાં અવગાહનાનો વિરોધ નથી કારણ કે તે અમૂર્ત્ત છે. આથી ધર્મ, અધર્મ આકાશ અને જીવનું અમૂર્ત્ત હોવાના કારણે પરસ્પરમાં રહેવું વિરુદ્ધ નથી અને ન તો ધર્માદિનું પુદ્‌ગલોમાં રહેવું વિરુદ્ધ છે કારણ કે તેમના જ નિમિત્તથી ગતિ સ્થિતિ તથા અવગાહના જોઈ શકાય છે અને આત્મા કર્મપુદ્‌ગલોને વ્યાપ્ત કરે છે ફલિતાર્થ એ છે કે જીવ સંકોચવિસ્તાર સ્વભાવના કારણે મોટા અથવા નાના શરીરને ધારણ કરે છે.

શંકા—જો જીવના પ્રદેશોમાં સંકોચ–વિસ્તારનું સામર્થ્ય છે તો સંપૂર્ણ કારણ મળવાથી જીવ સમસ્ત પ્રદેશોને સંકોચી લઈ આકાશના એક જ પ્રદેશમાં કેમ સમાઈ જતો નથી? અવરોધ કરનારી કોઇ વસ્તુ તો છે જ નહી. આ સંજોગોમાં જીવોનો અવગાહ લોકાકાશના અસંખ્યાતમાં ભાગ આદિમાં કેમ થાય છે? એક પ્રદેશ વગેરેમાં કેમ થતો નથી?

સમાધાન—પ્રત્યેક સંસારી જીવનો કાર્મણ શરીરની સાથે સંબંધ છે અને કાર્મણ શરીર અનન્તાનન્ત પુદ્‌ગલોના સંચયથી બનેલું છે. આથી લોકના અસંખ્યાતા પ્રદેશોમાં જ જીવનો અવગાહ થઈ શકે છે, એકાદિ પ્રદેશમાં નહીં. એટલું ચોક્કસ છે કે સિદ્ધ જીવ ચરમ શરીરના ત્રીજા ભાગમાં અવગાહન કરે છે તેનું કારણ એ છે કે શરીરનો ત્રીજો ભાગ છિદ્રમય–પોલો છે. તે પોલાણની પૂર્તિમાં ત્રીજોભાગ ઓછો થઇ જાય છે. આ ત્રિભાગન્યૂનતા યોગનિરોધના સમયે જ થઈ જાય છે આથી સિદ્ધજીવ પણ ત્રિભાગન્યૂન અવગાહનાવાળા હોય છે. જો કે સિદ્ધજીવોનું સહેજ વીર્ય નિરાવરણ થાય છે તો પણ તેમનામાં એ સામર્થ્ય નથી કે તેઓ તેથી અધિક અવગાહનાનો સંકોચ કરી શકે. સંસારી જીવોનું તો કહેવું જ શું? જીવનો સ્વભાવ જ એવો છે કે આનાથી વધું સંકોચ થઈ શકતો નથી. અને સ્વભાવના વિષયમાં કોઈ પ્રશ્ન કરી શકાતો નથી. આ શિવાય સંસારી જીવ કર્મયુક્ત હોવાથી વધુ સંકોચ થઈ શકતો નથી,

શંકા—કર્મયુક્ત જીવ કેમ અધિક સંકોચ કરી શકતો નથી?

સમાધાન—કારણકે તેઓ પ્રયત્ન કરતા નથી

શંકા—શા માટે તેઓ પ્રયત્ન કરતા નથી?

સમાધાન—પ્રયત્ન કરવાનું કોઇ કારણ વિદ્યમાન નથી.

અહીં એટલું સમજી લેવાની જરૂર છે કે–સંકુચિત આત્મપ્રદેશ જ્યારે વિકાસ પામે છે ત્યારે તેમનો સમ્બન્ધ પરસ્પર તૂટી જતો નથી પરંતુ કમળની નાળના તંતુઓની જેમ તેઓ આપસમાં જોડાયેલા રહે છે. સમ્બન્ધ ન તૂટવાનું કારણ એ છે કે પ્રથમ તો તેઓ અમૂર્ત્ત છે, બીજું તેઓ વિકાસશીળ છે અને ત્રીજું એકત્વ રૂપ પરિણામમાં પરિણત થાય છે. જીવની

વૃદ્ધિ જોવાથી આત્મપ્રદેશોનો વિકાસ સિદ્ધ થાય છે. ઢેડગરોલી ની પૂંછડી જ્યારે કપાય જાય છે ત્યારે થોડા સમય સુધી તે તરફડે છે અને પછી શાંત થઈ જાય છે આથી અનુમાન કરી શકાય કે ઢેડગરોલી નો થોડો જીવપ્રદેશ તેની કપાયેલી પૂંછડીમાં કેટલાક સમય સુધી રહે છે અને પછીથી રહેતો નથી. તે પ્રદેશ ક્યાં ચાલ્યા જાય છે ? ઢેડગરોલીના શરીરમાં જ ચાલ્યા જાય છે કારણ કે તેમનો સમ્બન્ધ સર્વથા તૂટયો ન હતો, કમળની નાળના તન્તુઓની જેમ તેઓ પરસ્પરમાં સમ્બદ્ધ હતાં.

શંકા—જો આ પ્રમાણે જ હોય તો માથુ કપાઈ ગયા પછીથી માથામાં સ્થિત પ્રદેશ શેષ શરીરમાં કેમ ચાલ્યા જતા નથી ? અને માણસ પેલી કપાયેલી પૂંછડીવાલી ઢેડગરોલીની જેમ જીવીત કેમ નથી રહેતો ?

સમાધાન-વેદન આયુનો ભેદ થઇ જવાથી આ દોષ આવતો નથી. જ્યાં બહુસંખ્યક જીવ-પ્રદેશ એકત્ર થઇને રહે છે તેને મૂર્ત્ત કહે છે. મસ્તક ઘણા મર્મવાળું છે. મર્મદેશોમાં ભયંકર વેદના થાય છે. અધ્યવસાન આદિ ૭ કારણોથી આયુષ્યનું ભેદન થઈ જાય છે એ વાત જાણીતી છે.

આ કારણે આત્માનો કર્મોદય અનુસાર સંકોચ અને વિસ્તાર થાય છે પરંતુ નાશ થતો નથી કારણ કે તે અમૂર્ત્ત છે. ભાવાર્થ એ છે કે જૈનમતમાં કોઈપણ વસ્તુનો સંપૂર્ણ વિનાશ થતો નથી અને પ્રદેશોનો સંકોચ-વિસ્તાર થવા છતાં પણ આત્માની વૃદ્ધિ અથવા ઘટાડો થતો નથી. હા ક્ષેત્રની અપેક્ષા વધ-ઘટ થયા કરે છે પ્રદેશોની અપેક્ષાએ નહી પ્રજ્ઞાપના સૂત્રના બીજા પદમાં જીવસ્થાન પ્રકરણમાં કહ્યું છે, "જીવ લોકના અસંખ્યાતમા ભાગમાં રહે છે." રાજપ્રશ્નીય સૂત્રમાં પણ-કહ્યું છે—"પોતાના પૂર્વાર્જીત કર્મ અનુસાર જીવ-જેવા શરીરને મેળવે છે તેને જ પોતાના અસંખ્યાતા પ્રદેશોથી વ્યાપ્ત કરી લે છે-સજીવ બનાવી લે છે, પછી ભલે તે નાનું હોય અગર તો મોટું ॥ ૧૩ ॥

**'मणुस्स खेत्ते ओगाहो कालस्स**

**મૂળ સૂત્રાર્થ**—મનુષ્ય ક્ષેત્રમાં કાલદ્રવ્યનો અવગાહ છે ॥ ૧૪ ॥

**તત્વાર્થદીપિકા**—ધર્મ અધર્મ આકાશ પુદ્ગળ અને જીવ દ્રવ્યનો અવગાહ લોકાકાશમાં છે એ વાત કહેવાય ગઈ હવે કાલદ્રવ્યનો અવગાહ દર્શાવવા માટે કહીએ છીએ-કાલદ્રવ્યનો અવગાહ મનુષ્ય-ક્ષેત્રમાં જ છે, અન્યત્ર નહીં. ॥૧૪॥

**'गइठिई ओगाहाणं निमित्ता धम्माधम्मागासा**

**મૂલસૂત્રાર્થ**—ધર્મ અધર્મ અને આકાશ દ્રવ્ય ક્રમથી ગતિ, સ્થિતિ અને અવગાહના ના નિમિત્ત કારણ છે. ॥સૂ૦ ૧૫॥

**તત્વાર્થદીપિકા**—ધર્મ અધર્મ આકાશ કાલ પુદ્ગલ અને જીવ આ છ દ્રવ્યોના લક્ષણ ક્રમશઃ પ્રતિપાદન કરવા માટે પ્રથમ ધર્મ અધર્મ આકાશનું લક્ષણ કહીએ છીએ-ધર્મદ્રવ્ય ગતિનું અધર્મદ્રવ્ય સ્થિતિનુ અને આકાશદ્રવ્ય અવગાહનાના નિમિત્ત છે. ॥ ૧૫ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ સામાન્ય રૂપથી ધર્મ આદિ દ્રવ્યોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હવે તેમનાં લક્ષણ બતાવીએ છીએ અથવા ધર્મ અને અધર્મ દ્રવ્યના અસંખ્યાત પ્રદેશ સરખાં હોવા છતાં પણ તેઓ સંપૂર્ણ લોકમાં વ્યાપ્ત છે, અસંખ્યાતમાં ભાગ વગેરેમાં નહીં. એ રીતે

તેમનો અવગાહ લોકમાં જ છે, અલોકમાં નહીં એમ શા માટે ? આ શંકાનું સમાધાન કરવા માટે કહીએ છીએ–છ દ્રવ્યોમાંથી માત્ર જીવ અને પુદ્‌ગલદ્રવ્યમાં જ ગતિક્રિયા થાય છે, બીજા કોઈ દ્રવ્યમાં નહીં તે ગતિક્રિયા પ્રયોગ પરિણામથી પણ થાય છે અને સ્વભાવ પરિણામથી પણ થાય છે. આ ગતિક્રિયામાં ધર્મ અને અધર્મ તેવી જ રીતે સહાયક થાય છે જેમ સૂર્યના કિરણો આંખોને જોવામાં મદદરૂપ થાય છે તેમ ગતિક્રિયા સમસ્ત લોકમાં જોઈ શકાય છે આથી અનુમાન પ્રમાણથી એ ચોક્કસ થઇ જાય છે કે ધર્મ અને અધર્મદ્રવ્ય પણ સંપૂર્ણ લોકમાં વ્યાપ્ત છે.

આ રીતે લોકમાં જ જીવોનું તથા ધર્મ, અધર્મ, પુદ્‌ગલ આદિ અજીવ દ્રવ્યોનું અસ્તિત્વ છે અલોકાકાશ સુનો છે ત્યાં કોઈ અન્ય દ્રવ્યનો અવગાહ નથી આ રીતે ધર્મ અધર્મ અને આકાશ દ્રવ્યનું અસાધારણ કાર્ય બતાવવા માટે કહીએ છીએ–ગતિ સ્થિતિ અને અવગાહનાનો નિમિત્ત કારણ ધર્મ, અધર્મ તથા આકાશ દ્રવ્ય છે.

એક દેશથી બીજા દેશમાં પ્રાપ્તિ રૂપ પરિણામને ગતિ કહે છે તેનાથી વિરુદ્ધ પરિણામને સ્થિતિ કહે છે. અવકાશ દેનારા કારણ રૂપ પરિણામને અવગાહ કહેવામાં આવેલ છે આ રીતે દેશાન્તર પ્રાપ્તિ રૂપ પરિણામવાળા જીવો અને પુદ્‌ગલોની ગતિમાં જે નિમિત્ત થાય છે તે ધર્મદ્રવ્ય કહેવાય છે.

આ રીતે દેશાન્તર પ્રાપ્તિથી વિપરીત પરિણામ રૂપ સ્થિતિવાળા જીવ તથા પુદ્‌ગલો દ્રવ્યની સ્થિતિનું જે નિમિત્ત છે તે અધર્માસ્તિકાય કહેવાય છે. જીવ પુદ્‌ગલ આદિ અવગાહન કરનારા દ્રવ્યોના અવકાશદાન પરિણામ રૂપ અવગાહમાં જે નિમિત્ત કારણ હોય તે આકાશ કહેવાય છે. આથી ગતિપરિણમનવાળા જીવો અને પુદ્‌ગલોની ગતિમાં સહાયતા પહોંચાડવી ધર્મદ્રવ્યનો ઉપકાર છે જેમ માછલાં વગેરેની ગતિમાં પાણી સહાયતા પહોંચાડે છે તેમ આ રીતે સ્વય સ્થિતિમાં પરિણત થનારા જીવો અને પુદ્‌ગલોની સ્થિતિમાં સહાયક થવું અધર્મ-દ્રવ્યનો ઉપકાર છે જેમ ઘોડા વગેરેની સ્થિતિમાં ભૂમિ આદિ નિમિત્ત થાય છે.

આવી જ રીતે અવગાહન કરનારા જીવો પુદ્‌ગલો વગેરેના અવકાશદાન રૂપ અવગાહ કરવામાં આકાશનો ઉપકાર સમજવો જોઈએ તે સાબિત્ત થયું. આ રીતે ગતિમાન જીવ પુદ્‌ગલોની ગતિમાં ધર્મદ્રવ્યનો સ્થિતિમાન જીવ–પુદ્‌ગલોની સ્થિતિમાં અધર્મદ્રવ્યનો તથા અવગાહનશીલ ધર્મ, અધર્મ પુદ્‌ગલ અને જીવ દ્રવ્યનાં અવગાહનમાં આકાશનો ઉપકાર છે એ સિદ્ધ થયું.

જીવ અને પુદ્‌ગલ દ્રવ્ય જ ગતિક્રિયાવાળા છે અને જ્યાં ગતિ હોય છે ત્યાં સ્થિતિ પણ અવશ્ય હોય છે અને જેમનામાં ગતિ તથા સ્થિતિ છે તેમનો અવકાશ પણ જરૂરી છે.

શંકા—ગતિ સહાયક ધર્મદ્રવ્ય જ્યારે હમેશા વિદ્યમાન રહે છે તો પછી નિરન્તર ગતિ જ કેમ થતી રહેતી નથી ? કેમકે કારણના હોવાથી કાર્યની ઉત્પત્તિ અવશ્ય દેખી શકાય છે એવી જ રીતે સદા અધર્મદ્રવ્ય સન્નિહિત રહેવાથી હમેશાં સ્થિતિ જ કેમ રહેતી નથી ?

સમાધાન—ધર્મ અને અધર્મદ્રવ્ય ગતિ અને સ્થિતિના જનક નહીં પણ સહાયક છે. જ્યારે જીવ અને પુદ્‌ગલ સ્વયં ગતિ કરે છે ત્યારે તેઓ સહાયક માત્ર બની જાય છે. ધર્મ-દ્રવ્ય કોઈને ફરજીઆત ચલાવતું નથી અને અધર્મદ્રવ્ય કોઈને જબરદસ્તીથી રોકતું નથી.

ઉપાદાન કારણ તો જીવની ગતિમાં સ્વયં પુદ્ગલ જ છે ધર્મ અને અધર્મદ્રવ્ય તો સહાયક માત્ર છે. ઉપકારી છે, નિમિત્ત છે. જેવી રીતે નદી, તળાવ, સમુદ્રોમાં સ્વયં જ ગમન કરનાર માછલી માટે પાણી સહાયક થઈ પડે છે, પાણી માછલીને ચલાવતું નથી, એ રીતે ધર્માસ્તિકાય ગતિક્રિયામાં મદદરૂપ થાય છે, પ્રેરક નહીં. અથવા તો જેમ ઘડા વગેરે રૂપમાં પરિણત થનારી મૂર્તિ માટે દંડ વગેરે સહાયક થઈ જાય છે તેવી જ રીતે ઉપર જણાવેલા દ્રવ્યો સહાયક થાય છે–કંહ્યુ પણ છે–

કારણ ત્રણ પ્રકારના હોય છે–નિર્વર્ત્તક નિમિત્ત અને પરિણામી આજ અત્રે બતાવીએ છીએ–ઘડામાં ત્રણ કારણ માનવામાં આવે છે–નિર્વર્ત્તક નિમિત્ત અને પરિણામી કારણ. ઘડાનું નિર્વર્ત્તક કારણ કુંભાર છે, નિમિત્ત કારણ દોરી અને ચાક આદિ છે તથા પરિણામી કારણ માટી છે,

પાણી માછલીની ગતિનું કારણ તો છે પરંતુ ગમન કરનાર માછલીને બળજબરીથી ચલાવતું નથી. ભૂમિ સ્થિતિમાં સહાયક છે પણ ગમન કરનારને ફરજીયાત ઉભા રાખતી નથી આકાશ અવગાહનામાં કારણ રૂપ છે પણ સ્વયં અવગાહ દ્રવ્યોના અવગાહમાં તે નિમિત્ત થાય છે જબરદસ્તીથી અવગાઢ કરતું નથી જેવી રીતે સ્વયં ખેતર ખેડનાર ખેડુત માટે વરસાદ નિમિત્ત કારણ થાય છે. ખેતર ન ખેડનારા ખેડુતોને વરસાદ જાતે જ બળજબરીથી તેમ કરવામાં ખેડુતને પ્રવૃત્ત કરતો નથી. વર્ષાકાળમાં નવા વાદળાઓનો ગડગડાટ સાંભળીને બકમાદા સ્વયં ગર્ભ ધારણ કરીને પ્રસવ કરે છે, પ્રસવ કરનારી બકમાદાને નવીન વાદળા જબરદસ્તી પ્રસવ કરાવતાં નથી કોઈ ઉપદેશકનું નિમિત્ત મેળવીને મનુષ્ય પ્રતિબોધહેતુક વિરતિને ધારણ કરતો થકો પાપથી વિરત થતો જોવામાં આવે છે. પરંતુ વિરત ન થનાર પુરુષને ઉપદેશ બળજબરીથી વિરત કરતો નથી.

શંકા—જો આવું જ છે તો ગતિ સ્થિતિ તથા અવગાહમાં ધર્મ, અધર્મ અને આકાશ નિમિત્ત કારણ જ હોવા જોઈએ, અપેક્ષા કારણ નહીં આવા સંજોગોમાં અપેક્ષા કારણનું જ નુકશાન થશે. કારણ કે અપેક્ષા કારણ વ્યાપારરહિત હોય છે.

સમાધાન—આમ ન કહો. કોઈપણ કારણ વ્યાપારરહિત હોતું નથી વ્યાપાર કરનાર જ કારણ કહી શકાય છે. ધર્માદિને એ કારણથી અપેક્ષાકારણ કહેવામાં આવે છે કે જીવાદિ દ્રવ્ય ધર્માદિગત ક્રિયાપરિણામની અપેક્ષા રાખતા થકા જ ગતિ આદિ ક્રિયા કરે છે.

શંકા—જો એ પ્રમાણે છે તો પછી નિમિત્તકારણ અને અપેક્ષાકારણમાં કોઈ તફાવત રહેતો નથી.

સમાધાન—દંડ આદિમાં પ્રાયોગિકી તથા વૈસ્રસિકી બંને પ્રકારનીક્રિયા થાય છે. ધર્મ અધર્મ અને આકાશમાં વૈસ્રસિકી જ ક્રિયા થાય છે. બંનેમાં આ તફાવત છે આ રીતે ગતિમાં સહાયક થવું. અવગાહ લક્ષણવાળા આકાશમાં ઘટિત થતું નથી પરંતુ ગતિમાં સહાયક થવું ધર્મદ્રવ્યનો જ ઉપકાર છે. એવી જ રીતે સ્થિતિમાં સહાયક થવુ અધર્મદ્રવ્યનો જ ઉપકાર છે અવગાહ લક્ષણવાળા આકાશનો નહીં અવગાહરૂપ ઉપકાર આકાશનો જ છે ધર્મ અને અધર્મ દ્રવ્યનો નહીં.

એક દ્રવ્યનો બીજા દ્રવ્યથી ભિન્ન કોઈ વિશિષ્ટ ગુણ અવશ્ય સ્વીકારવો જોઈએ. ધર્મ અધર્મ તથા આકાશ દ્રવ્ય પરસ્પર ભિન્ન છે. એ સત્ય બુદ્ધિથી અથવા આગમથી સમજવું ઘટે.

પ્રશ્ન—ભગવંત ! દ્રવ્ય કેટલાં કહ્યાં છે. ?

ઉત્તર—ગૌતમ ! છ દ્રવ્ય કહ્યાં છે જેમ કે-ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય જીવાસ્તિકાય અને અધ્ધા સમય.

શંકા—ધર્માસ્તિકાયના ગતિ-ઉપકાર વગર જ પક્ષીઓનું ઉડવું, અગ્નિનું ઉચે જઈ બળવું તથા વાયુનું ફ્ટાઈને વહેવું અનાદિ કાલીન સ્વભાવથી જ દેખી શકાય છે.

સમાધાન—ધર્મદ્રવ્યના ઉપકાર વગર જ, કાગડા વગેરે પક્ષીઓની સ્વાભાવિક ગતિમાનવામાં ઉકત હેતુ અને દૃષ્ટાંત સુસંગત નથી કારણ કે અનેકાન્તવાદી ગતિપરિણામને પ્રાપ્ત સઘળાં જીવો અને પુદ્ગલોની ગતિમાં ધર્મદ્રવ્યને અનુગ્રાહક સ્વીકાર કરે છે એવી જ રીતે અનેકાન્તવાદી આર્હત સ્વયં સ્થિતિપરિણામમાં પરિણત બધાં જીવો અને પુદગલોની સ્થિતિમાં અધર્મદ્રવ્યને સહાયક માને છે અને એવી જ રીતે જૈન સિદ્ધાંતના અનુયાયી જૈન બધા અવગાહપરિણામમાં પરિણત જીવ પુદ્ગળ આદિના અવગાહમાં આકાશને સહાયક માને છે. ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણ દ્રવ્યો જીવ અને પુદ્ગલની ગતિ સ્થિતિ તથા અવગાહને ઉત્પન્ન કરતાં નથી પરંતુ માત્ર મદદરૂપ જ થાય છે.

જીવો અને પુદ્ગલોની જે ગતિ, સ્થિતિ અને અવગાહના થાય છે તે સ્વતઃ પરિણામનો અભાવ હોવાથી પરિણામી કર્તા અને નિમિત્ત એ ત્રણે કારણોમાંથી ભિન્ન અલગ ઉદાસીન કારણથી ઉત્પન્ન સમજવા જોઈએ. કારણ કે તે સ્વાભાવિક પર્યાય ન હોઈ કવચિત્ જ થાય છે, જેમ માછલીની ગતિ ઉદાસીન કારણ જળની સહાયતાથી થાય છે આ રીતે જો કે ધર્માદિ દ્રવ્ય અમૂર્ત્ત છે તો પણ ગતિ આદિ કાર્ય તેમના સહાયક હોય છે કારણ કે તેમના અભાવમાં આ કાર્ય થઈ શકતા નથી અને એકનું કામ બીજું કોઈ પણ કરી શકતું નથી.

આ કથનનો ફલિતાર્થ એ છે કે ગતિ સ્થિતિ અને અવગાહ રૂપમાં પરિણત જીવ અને પુદ્ગલ દ્રવ્યના સામીપ્યથી ધર્માદિનો વ્યાપાર થવો એ જ તેમનો ઉપકાર કહેવાય છે.

શંકા—કરી શકાય કે આવુ માનવા છતાં પણ ધર્મ, અધર્મ, પુદ્ગલ અને જીવ દ્રવ્યનો પ્રવેશ અને નિષ્ક્રમણ રૂપ અવગાહ આકાશનું લક્ષણ સિદ્ધ થાય છે એ બરાબર નથી કારણ કે ઉક્ત લક્ષણવાળા અવગાહ પુદ્ગલ-જીવ સમ્બન્ધી તથા આકાશ સંબંધી હોવાથી બંનેમાં રહે છે અને બંને દ્વારા ઉત્પન્ન થવાના કારણે બે-આંગળીઓના સંયોગની જેમ કોઈ એકનું લક્ષણ કહી શકાતું નથી અર્થાત્ બે આંગળીઓના જોડાણને એક આંગળીનો ધર્મ કહી શકતા નથી તેવી જ રીતે ઉક્ત અવગાહ પણ માત્ર આકાશનાં જ કહી શકાય નહીં.

ઉપરની શંકા સારી છે પરંતુ અહીં લક્ષ્ય હોવાના કારણે આકાશની જ મુખ્યતયા ચર્ચા કરાઈ આ કારણથી એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે જ્યાં અવગાહન-અનુપ્રદેશ હોય તે આકાશ છે. આ રીતે આકાશનું લક્ષણ અવગાહના કહેવામાં આવ્યું છે. અવગાહક જે જીવ અને પુદ્ગલ છે. તે પણ જો કે સંયોગના જનક છે તો પણ તેમનું અત્રે વિવરણ કરવામાં આવ્યું નથી આ કારણથી અવગાહને આકાશનું લક્ષણ માનવું યોગ્ય જ છે. અવગાહમાન જીવ અને પુદ્ગલ વગેરે દ્રવ્યોને અવગાહ આપવામાં આકાશ જ અસાધારણ કારણ છે પરંતુ તે અવકાશ આપવામાં જોરજુલમ કરતું નથી.

આ રીતે આકાશ જો કે અમૂર્ત છે તો પણ જીવાદિને અવગાહ દેવા રૂપ ઉપકારથી તેનું અનુમાન કરી શકાય છે ! જેમ કે આત્મા અથવા ધર્મના વિષયમાં અનુમાન કરવામાં આવે છે. એવી જ રીતે પુરુષના હાથ લાકડી તથા વાજીંત્રના આઘાતથી ઉત્પન્ન થનારો શબ્દ પણ ભેરીનો શબ્દ કહેવાય છે. પૃથ્વી પાણી વગેરે કારણો હોવા છતાં પણ યવ વિશિષ્ટ કારણ હોવાથી જેવી રીતે–યવાંકુર, યવાંકુર કહેવાય છે તેવી જ રીતે અવગાહનમાં જો કે જીવ અને પુદ્‌ગલ વગેરે ત્રણ કારણો છે તો પણ અસાધારણ કારણ હોવાથી આકાશનું જ તે લક્ષણ કહેવાય છે.

આમ હોવા છતાં પણ પરમાણુ અવગાહના છે, અથવા જીવ અવગાહના છે, એ પ્રકારને સમાનાધિકરણ વ્યવહાર દૃષ્ટિગોચર થાય છે આથી અવગાહક જીવ પુદ્‌ગલ આદિ દ્રવ્ય સંબન્ધી જ અવગાહ થવો જોઈએ આકાશ સંબન્ધી નહીં, દા. ત. "દેવદત્ત બેસે છે" આ વાક્યમાં બેસવું દેવદત્તનું જ માનવામાં આવે છે એ કથન બરાબર નથી. જેમ "आस्ते देवदत्तोऽस्मिन् આ પ્રકારનો વિગ્રહ કરવાથી આસન ભૂમિ વગેરે કહેવાય છે તેવી જ રીતે "अवगाहतेऽस्मिन्" એવો વિગ્રહ કરીએ તો અવગાહ નો વ્યવહાર આકાશમાં જ ઉપયુક્ત થાય છે.

શંકા—જો અવગાહનાને આકાશનું લક્ષણ માનીએ તો અલોકાકાશમાં આ લક્ષણ ઘટિત ન હોવાથી અવ્યાપ્તિ નામક દોષ આવે છે. અલોકમાં જીવ વગેરેની અવગાહનાની શકયતા નથી.

સમાધાન—અવગાહના લક્ષણ લોકાકાશનું જ છે આથી તે જો અલોકાકાશમાં ન દેખાય તો પણ અવ્યાપ્તિ દોષ નથી.

પોલાર રૂપ આકાશતો સર્વત્ર એક જ છે, માત્ર ધર્મ આદિ દ્રવ્યોના સદ્‌ભાવ અને અસદ્‌ભાવના કારણે જ લોકાકાશ અને અલોકાકાશનો ભેદ–વ્યવહાર થાય છે. અહીં સામાન્ય રૂપથી ' આકાશ" પદનો પ્રયોગ કરવા છતાં પણ લોકાકાશનું જ ગ્રહણ સમજવું જોઈએ. કારણ કે લોકાકાશમાં જ અવગાહ લક્ષણ ઘટિત થાય છે. ધર્મ અને અધર્મ દ્રવ્યના પ્રદેશ લોકાકાશના પ્રદેશોની સાથે જ મળેલા રહે છે અને તેઓ અલોકપર્યન્ત સમ્પૂર્ણ લોકાકાશમાં ભરેલાં છે. આથી લોકાકાશ પોતાની અંદર અવકાશ દઈને ધર્મ–અધર્મનો ઉપકાર કરે છે. પુદ્‌ગલ અને જીવ સ્વલ્પતર અસંખ્યાતમાં ભાગમાં વ્યાપ્ત હોવાથી તેમજ ક્રિયાવાન હોવાથી સંયોગ અને વિભાગ દ્વારા તેમનો ઉપકાર કરે છે.

આ રીતે એક સ્થળે અવગાહના કરેલાં માણસ, માટી, લોખંડનો ટુકડો વગેરે બીજી જગ્યાએ પણ મળી આવે છે. સર્વત્ર અંદર અવકાશ દેવાના કારણે એક અવગાહ પણ અવગાહરૂપ ઉપાધિના ભેદથી અનેક જેવો ભાસે છે આથી જીવ પુદ્‌ગલ આદિનો અંદર પ્રવેશ થવાથી તથા સંયોગ–વિભાગ દ્વારા તે ઉપકાર કરે છે.

શંકા—જીવો અને પુદ્‌ગલોના ગતિરૂપ ધર્મનો ઉપકાર તથા સ્થિતિરૂપ અધર્મનો ઉપકાર આકાશનો જ સ્વીકાર કરવો જોઈએ કારણ કે આકાશ સર્વવ્યાપી છે.

સમાધાન—આકાશનો ઉપકાર અવગાહ છે આથી ગતિ અને સ્થિતિને આકાશનો ઉપકાર માનવાની કલ્પના કરી શકાતી નથી ધર્મ આદિ સમસ્ત દ્રવ્યોને અવગાહ આપવું તે આકાશનું પ્રયોજન છે. એક દ્રવ્યના અનેક પ્રયોજન માનવામાં આવશે તો લોક અને અલોકનો વિભાગ થશે નહીં.

શંકા—પૃથ્વી પાણી વગેરે જ જીવો અને પુદ્‌ગલોની ગતિ તથા સ્થિતિરૂપ પ્રયોજનમાં સમર્થ છે તેમના માટે ધર્મ અને અધર્મ દ્રવ્યની કલ્પના કરવી અનાવશ્યક છે.

સમાધાન—જીવો અને પુદ્‌ગલોની ગતિ તથા સ્થિતિના નિયામક થવામાં ધર્મ અને અધર્મ જ અસાધારણ કારણ છે. એક કાર્ય અનેક કારણો દ્વારા સાધ્ય થાય છે. આથી ગતિ તેમજ સ્થિતિ માટે ધર્મ અને અધર્મ દ્રવ્યનો સ્વીકાર કરવો પરમાવશ્યક છે.

શંકા—ધર્મ અને અધર્મ દ્રવ્યનો સસલાના શિંગડાની જેમ અનુપલબ્ધ હોવાથી સદ્દભાવ જ નથી.

સમાધાન—જો એમ હોત તો બધા પ્રતિવાદિયોનો વિવાદ જ ન રહેત. બધા પ્રતિવાદિ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ પદાર્થોનો સ્વીકાર કરે છે. આ શિવાય આપનો હેતુ અમારા માટે અસિદ્ધ છે. સર્વજ્ઞ કેવળી પોતાના સર્વશ્રેષ્ઠ કેવળજ્ઞાનરૂપી નેત્રોથી ધર્મ અધર્મ વગેરે બધાં દ્રવ્યોને પ્રાપ્ત કરી શકે છે. જાણી શકે છે તેમના ઉપદેશથી શ્રુતજ્ઞાની પણ તેમને જાણી શકે છે.

ભગવતી સૂત્રનાં ૧૩માં શતકના ચોથા ઉદ્દેશકમાં કહે છે—

પ્રશ્ન—ભગવંત ! ધર્માસ્તિકાયથી જીવોનું શું પ્રવૃત્ત થાય છે ?

ઉત્તર—ગૌતમ ! ધર્માસ્તિકાયથી જીવોના આગમન ગમન ભાષણ, મનોયોગ વચનયોગ, કાયયોગ તથા એવા જ પ્રકારના જે બીજાં ચલભાવ છે તે સઘળાં ધર્માસ્તિકાયથી પ્રવૃત્ત થાય છે કારણ કે ધર્માસ્તિકાય ગતિ લક્ષણવાળાં છે.

પ્રશ્ન—ભગવંત ! અધર્માસ્તિકાયથી જીવોને શું પ્રવૃત્ત થાય છે ?

ઉત્તર—ગૌતમ ! અધર્માસ્તિકાયથી જીવોના સ્થાન નિષિદન સુઈ જવું મનનું સ્થિરીકરણ તથઃ આવા જ પ્રકારનાં જે અન્ય સ્થિર ભાવ છે તે સઘળાં અધર્માસ્તિકાયથી પ્રવૃત્ત થાય છે કારણ કે અધર્માસ્તિકાય સ્થિતિ લક્ષણવાળું છે.

પ્રશ્ન—ભગવન્ ! આકાશાસ્તિકાયથી જીવો અને અજીવોને શું પ્રવૃત્ત થાય છે ?

ઉત્તર—ગૌતમ ! આકાશાસ્તિકાય, જીવદ્રવ્યો અને અજીવદ્રવ્યોનો આધાર છે. તે એકથી પણ પૂર્ણ થઇ શકે છે, બેથી પણ પૂર્ણ થાય છે, તેમાં સેંકડો પણ સમાઈ જાય છે, હજારો કરોડો પણ સમાઈ જાય છે. આકાશાસ્તિકાયનું લક્ષણ અવગાહ છે ॥ ૧૫ ॥

**सरीरवय मणो पाणापाणाणं सुहदुहजीविय मच्चूणं च निमित्ता पोग्गला ।**

**મૂળસૂત્રાર્થ**—પુદ્‌ગલદ્રવ્ય, શરીર, વચન, મન; પ્રાણ, અપાન સુખ દુઃખ જીવન અને મરણના કારણ છે ॥ ૧૬ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ધર્મ, અધર્મ અને આકાશનાં લક્ષણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે પુદ્‌ગલોનું લક્ષણ કહીએ છીએ—

પુદ્‌ગલ ઔદારિક, વૈક્રિયિક, આહારક, તૈજસ અને કાર્મણ આ પાંચ શરીરોનાં વચનના, મનના, પ્રાણના, અપાનના સુખના દુઃખના, જીવનના અને મરણનાં ઉપકારક હોવામાં નિમિત્ત થાય છે આથી શરીર વગેરે રૂપ ઉપકાર કરવો તે પુદ્‌ગલોનું લક્ષણ સમજવું જોઈએ ॥૧૬॥

**તત્વાર્થનિર્યુક્તિ**—નાશવંત ઔદારિક આદિ પાંચ શરીરોનાં વચન, મન, પ્રાણ, અપાન સુખ દુઃખ જીવન અને મરણના ઉપગ્રાહક હોવાથી પરમાણુથી લઈને મહાસ્કંધ સુધી

પુદ્દગલ ઉપકારક હોય છે. આ પ્રકારે ઔદારિક આદિ પાંચ શરીરો પ્રત્યે, મન, વચન તથા પ્રાણાપાન તરફ તથા સુખ દુઃખ જીવન અને મરણ પ્રતિ પુદ્દગલોનો ઉપકાર સમજવો જોઇએ.

તાત્પર્ય એ છે કે પુદ્દગલ શરીર વગેરેના કારણે થાય છે. ઔદારિક આદિ પાંચે શરીર પુદ્દગલનાં બનેલાં હોય છે આથી પુદ્દગલ ઉપકારક હોવાથી તેમનું કારણ છે. એવી જ રીતે વચન પણ પૌદ્દગલિક છે. તે ભાષાપર્યાપ્તિવાળા પ્રાણીઓનાં જોવામાં આવે છે. વીર્યાન્તરાય તથા જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી તથા અંગોપાંગ-નામક નામકર્મના નિમિત્તથી ઉત્પન્ન થાય છે અને ગૂંજન-ધ્વનિ થવો તેમનો સ્વભાવ છે. તાત્પર્ય એ છે કે ભાષાપર્યાપ્તિથી પર્યાપ્ત વીર્યવાન્ જીવ ભાષાના યોગ્ય પુદ્દગલ સ્કંધોને કાયિક વ્યાપારથી ગ્રહણ કરીને અને ભાષાના રૂપમાં પરિણત કરીને વચનયોગ દ્વારા સ્વ પરનાં ઉપકાર માટે કાઢે છે. વચન પૌદ્દગલિક હોવાથી જો કે અમૂર્ત્ત છે તો પણ પાણીમાં ઘોળેલા મીઠા અથવા સાકરની જેમ આંખેથી દેખી શકાતાં નથી. એવો કોઇ નિયમ નથી કે પ્રત્યેક રૂપી વસ્તુ નેત્રગ્રાહ્ય હોવી જ જોઇએ. પુદ્દગલદ્રવ્ય પરમાણુ આદિ અનેક પર્યાયોને ધારણ કરે છે. આથી વચન અમૂર્ત્ત નથી કારણ કે તે પૂર્વીય વાયુવેગથી પ્રેરિત થઈને પશ્ચિમ દિશામાં સ્થિત શ્રોતાને સંભળાય છે આ સિવાય તેનો પ્રતિઘાત પણ થાય છે અને અભિભવ પણ થાય છે.

દ્રવ્યમન પણ પૌદ્દગલિક છે, તે અનન્ત-પુદ્દગલસ્કંધોથી જે મનોવર્ગણાના પુદ્દગલ કહેવાય છે. આથી મૂર્ત્તિમાન્ છે. મન પર્યાપ્ત પંચેન્દ્રિય જીવોને જ હોય છે. છદ્મસ્થ જીવોને શ્રુતજ્ઞાનાવરણનો ક્ષયોપશમ ઉત્પન્ન કરવામાં કારણભૂત તેમની સહાયતાથી ઉત્પન્ન થનાર ગુણદોષની વિચારણાસ્વરૂપ સમ્પ્રધારણસંજ્ઞા તથા ધારણજ્ઞાન જેનાથી થાય છે, તે ભાવમન કહેવાય છે. કહ્યું પણ છે-ચિત્ત ચેતન, યોગ. અધ્યવસાન, ચેતનાપરિણામ તથા ભાવમન એ બધાં ઉપયોગવાચક શબ્દ છે પરંતુ પ્રાકૃતમાં આ ભાવમનના કારણે પૌદ્દગલિક, સમસ્ત આત્મપ્રદેશોમાં રહેલા દ્રવ્યમનને જ ગ્રહણ કરવું જોઈએ.

એવી જ રીતે ઉચ્છ્વાસ રૂપ કોષ્ઠવાયુ જે પ્રાણ છે તેને પણ પૌદ્દગલિક સમજવો જોઈએ. કારણ કે પુદ્દગલ જ પ્રાણ રૂપમાં પરિણત થાય છે બહારના વાયુને અંદર લઈ જવું તે અપાન કહેવાય છે. તે પણ પૌદ્દગલિક છે કારણ કે પુદ્દગલ જ અપાન રૂપમાં પરિણત થાય છે. આ પ્રાણ અને અપાન પણ આત્માના અનુગ્રાહક હોય છે. આ બંને રૂપી દ્રવ્યના પરિણામ છે અને દ્વારોનું અનુસરણ કરે છે અર્થાત્ નાકના નસકોરાથી પ્રવેશે છે-નીકળે છે આથી એમને પણ મૂર્ત્ત સમજવા જોઈએ. આવી રીતે બેઈન્દ્રિય, તેઇન્દ્રિય ચતુરિન્દ્રીય અને પંચેન્દ્રિય પર્યાપ્ત જીવ રસનેન્દ્રિયના સંયોગથી ભાષા પરિણામના યોગ્ય અનન્તપ્રદેશી સ્કંધોને કાયયોગથી ગ્રહણ કરે છે અને ભાષાપર્યાપ્તિ કરણ દ્વારા ત્યાગે છે જ્યાં રસનેન્દ્રિય હોય છે તે જ ભાષાપર્યાપ્તિ હોય છે કારણ કે તે રસનેન્દ્રિયને આશ્રિત છે આ કારણથી જ પૃથ્વીકાયથી લઈને વનસ્પતીકાય સુધીના એકેન્દ્રિય જીવ ભાષાવર્ગણાના પુદ્દગલોને ગ્રહણ જ કરતી નથી. આ કારણે જીભનો અભાવ હોવાથી તેમનામાં ભાષાનો પણ અભાવ છે.

બેઈન્દ્રિય વગેરે જીવ રસનેન્દ્રિયથી યુક્ત થઈને ભાષાપુદ્દગલોને પોતાની ભાષાના રૂપમાં પરિણત કરીને આર્ય મ્લેચ્છ આદિ ભાષાઓની જેમ નિયત-નિયત ભાષાઓનો જ વ્યવહાર કરે છે.

ગુણ—દોષની વિચારણા રૂપ સમ્પ્રધારણ સંજ્ઞાના યોગથી સંજ્ઞી પ્રાણી જ મનોયોગ્ય મનોવર્ગણાના પુદ્ગલોને સર્વાંગથી ગ્રહણ કરે છે અને તેમને મનના રૂપમાં પરિણત કરીને તેમનાથી ગુણ–દોષની વિચારણા કરે છે.

એકેન્દ્રિયથી લઈને અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીના જીવ તે સંપ્રધારણ સંજ્ઞાથી યુક્ત હોતા નથી. મનપર્યાપ્તિનો અભાવ હોવાથી તેમનામાં મનન કરવાની શક્તિ હોતી નથી જે અસંજ્ઞી બેઇન્દ્રિય પ્રાણી પોતાના દરની તરફ જતાં–ભાગતા દેખાય છે અથવા કૃમિ, કીડી વગેરે ચોખાના કણોનો સંગ્રહ કરે છે. તે મન વગર જ અવગ્રહની પુટતાને કારણે એવું કરે છે તેમનામાં એવી જ લબ્ધિ હોય છે તેઓ ગુણ–દોષની વિશિષ્ટ વિચારણા કરી શકતાં નથી.

શંકા—જીવ ઔદારિક આદિ શરીરોને યોગ્ય પુદ્ગલોને કેવી રીતે ગ્રહણ કરે છે ? અને ગ્રહણ કરવામા આવેલા તે પુદ્ગલ ભેગાં જ કેવી રીતે રહે છે ? વિખેરાઈ કેમ જતાં નથી ?

સમાધાન—જીવ ક્રોધાદિ કષાયથી યુક્ત થઈને જ્ઞાનાવરણ આદિ કર્મો અને નોકર્મોને યોગ્ય પુદ્ગલોને સમસ્ત આત્મપ્રદેશોથી ગ્રહણ કરે છે, ગ્રહણ કરેલાં તે પુદ્ગલ બંધના કારણે મળેલાં જ રહે છે, વિખેરાઈ જતા નથી કહ્યું પણ છે—

ઉષ્ણતા ગુણવાળો દીપક વાટ વડે તેલને ગ્રહણ કરે છે તેવી જ રીતે રાગાદિની ઉષ્ણતાથી યુક્ત થઈને યોગ રૂપી વાટ દ્વારા આત્મા રૂપી દીપક કર્મસ્કંધ રૂપી તેજને ગ્રહણ કરીને તેમને કર્મરુપમાં પરિણત કરે છે.'

એ રીતે પુદ્ગલ જ ઔદારિક વગેરે શરીરોનાં રુપમાં જીવોને ઉપકારક થાય છે. પ્રકૃત, વિજ્ઞાન, સ્વભાવ પરમેશ્વર, નિયતિ, અદૃષ્ટપુરુષ અથવા કાળ આદિ શરીર વગેરે આકાર રૂપમાં પરિણમતા નથી. તેમનો સ્વીકાર કરવા માટે કોઈ દલીલ નથી. આ રીતે જીવોની તરફ પુદ્ગલોનો ઉપકાર પ્રતિપાદિત કરવામાં આવ્યો. છે.

હવે બીજા પ્રકારથી એ બતાવીએ છીએ કે નિમિત્ત બનીને પુદ્ગલ કંઈ રીતે જીવોનો ઉપકાર કરે છે ? જીવોથી સુખ, દુ.ખ જીવન અને મરણ રૂપ ઉપગ્રહમાં પણ પુદ્ગલ કારણ હોય છે. શાતા અને અશાતાવેદનીય કર્મના ઉદયમાં પુદ્ગલ નિમિત્ત કારણ હોય છે.

એવી જ રીતે ઇષ્ટ સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દ રૂપ પુદ્ગલ સુખના નિમિત્ત કારણ હોય છે અને અનિષ્ટ સ્પર્શ આદિ દુઃખના કારણ હોય છે સ્થાન, આચ્છાદાન, લેપન ભોજન આદિ સબંધી પુદ્ગલ જીવનના ઉપકારક છે અને આયુષ્યના અનપવર્ત્તક હોય છે એમનાથી વિપરીત, વિષ, શસ્ત્ર, અગ્નિ આદિના પુદ્ગલ મરણના કારણ બની જાય છે—આયુષ્યનું અપવર્તન કરવાવાળા હોય છે. ઔદારિક શરીર આદિના રૂપમાં પરિણત થયેલા પુદ્ગલ આત્માનો સાક્ષાત્ ઉપકાર કરે છે

સુખ-દુઃખ પર્યાયમાં આત્મા સ્વયં પરિણત થાય છે, પુદ્ગલ તેમાં નિમિત્ત થઈ જાય છે. બાહ્યદ્રવ્યોના સંબંધ રુપ નિમિત્તથી શાતાવેદનીયનો ઉદય થવાથી સંસારી જીવને ઇષ્ટ સ્ત્રી, પુત્ર, માળા, ચન્દન, અન્નપાણી આદિ પુદ્ગલોથી પ્રસાદ પરિણામરૂપ સુખની ઉત્પત્તિ થાય છે. આ પ્રકારે આત્માની પરિણતીમા પુદ્ગલ નિમિત્ત બનીને ઉપકાર કરે છે.

અશાતાવેદનીય કર્મના ઉદય અનિષ્ટ બાહ્યપુદ્ગલોના કારણ આત્મામાં સંકલેશ રૂપ પરિણતિ થવું દુઃખ કહેવાય છે. આમાં પણ પુદ્ગલ નિમિત્ત હોય છે.

ભવસ્થિતિના કારણભૂત આયુષ્ય કર્મના સંબંધવાળા પુરુષની શ્વાસોચ્છવાસ ક્રિયાનું, સંપૂર્ણ રીતે બંધ થઈ જવું મરણ કહેવાય છે.

શંકા—મરણ આત્મા માટે પ્રતિકૂળ છે આથી તેને અનુગ્રાહક ઉપકારક કેવી રીતે કહી શકીએ ?

સમાધાન—પંડિતમરણ સદ્ગતિને પ્રાપ્ત કરાવનાર છે આથી તે મરણ પ્રિય હોય છે આવી રીતે વિરક્ત પુરુષને પણ મરણ પ્રિય હોય છે. સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દનું ઇષ્ટ અથવા અનિષ્ટ થવાનું જીવની પોતાની ચિત્તવૃત્તિ પર નિર્ભર છે કહ્યુ પણ છે-નિશ્ચય નયથી અર્થાત્ વાસ્તવિક રૂપથી ન કોઈ પદાર્થ ઇષ્ટ હોય છે કે ન અનિષ્ટ, પરંતુ જે પદાર્થ પર દ્વેષ ઉત્પન્ન થાય છે તેજ અનિષ્ટ બની જાય છે અને જેના પર રાગવૃત્તિ ઉત્પન્ન થાય છે તે ઇષ્ટ પ્રતિત થવા લાગે છે.

શંકા—જે જીવ સોપક્રમ આયુષ્યવાળા છે, અનશન અગર રોગ આદિના કારણે જેમનું આયુષ્ય ક્ષીણ થઈ જાય છે, જેમનું આયુષ્ય અપવર્ત્તનીય છે, એવા જીવો માટે પુદ્ગલ ઉપકારક ભલે હોય પરંતુ અનપવર્તનીય આયુષ્યવાળા અર્થાત્ દેવતા અને નારકી, ચરમ શરીરધારીઓ, ઉત્તમ પુરુષો તથા અસંખ્યાત વર્ષોના આયુષ્યવાળા માટે પુદ્ગલ મરણોપકારક કેવી રીતે હોઈ શકે ?

સમાધાન-સાંભળો ભલે કોઈ અપવર્ત્તનીય આયુષ્યવાળો હોય અગર તો અનપવર્ત્તનીયવાળો; બધાનું જીવન અને મરણ પુદ્ગલોને જ આધીન છે. અનપવર્ત્તનીય આયુષ્યવાળા જીવોના આયુષ્યને નથી કોઈ વધારી શકતું કે નથી ઘટાડી શકતું આવી સ્થિતિમાં તેમના જીવન અને મરણને પુદ્ગલકૃત ઉપગ્રહ કેવી કહી શકાય ? એનો જવાબ એ છે કે પૌદ્ગલિક આયુષ્ય કર્મ જ્યાં સુધી બન્યુ રહે છે ત્યાં સુધી જીવન રહે છે અને જ્યારે તેનો ક્ષય થઈ જાય છે તો મરણ થાય છે. આ રીતે સઘળાં જીવોનું જીવન તથા મરણ પુદ્ગલોને આધીન છે.

અનપવર્ત્તનીય આયુષ્યવાળાઓનું જીવન પણ આયુષ્ય કર્મ વગર ટકી શકતું નથી અને આયુષ્યકર્મના ક્ષય વગર મરણ થઈ શકતું નથી આ કારણથી અનપવર્ત્તનીય આયુષ્યવાળાનું જીવન-મરણ પણ પુદ્ગલને આધીન છે. ભગવતીસૂત્રના શતક ૧૩ ઉદ્દેશક ૪ માં કહે છે કે—

પ્રશ્ન—પુદ્ગલાસ્તિકાયના વિષયમાં પ્રશ્ન ?

ઉત્તર—ગૌતમ ! પુદ્ગલાસ્તિકાયના નિમિત્તથી જીવોના ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, કાર્મણ શરીર શ્રોત્રેન્દ્રીય, ચક્ષુરિન્દ્રીય, ઘ્રાણેન્દ્રિય, જિહ્વેન્દ્રિય, સ્પર્શેન્દ્રિય, મનોયોગ, વચનયોગ, કાયયોગ તથા શ્વાસોચ્છવાસનું ગ્રહણ પ્રવૃત્ત થાય છે. પુદ્ગલાસ્તિકાય ગ્રહણ લક્ષણવાળું છે ॥૧૬॥

**'परोप्परनिमित्ता जीवा'**

**મૂળસૂત્રાર્થ**—જીવ પરસ્પરમાં નિમિત્ત હોય છે ॥૧૭॥

**તત્વાર્થદીપિકા**—જીવ પરસ્પર એક બીજાના ઉપકારક હોય છે રાજા અને સેવક, આચાર્ય અને શિષ્ય જેવી રીતે એક બીજાના ઉપકારક છે તેવી જ રીતે જીવોનો પણ પરસ્પર ઉપકાર

સમજવો જોઈએ. રાજા દ્રવ્ય આદિ આપીને નોકરનો ઉપકાર કરે છે, સેવક હિત સાધીને અને અહિત રોકીને રાજાનો ઉપકાર કરે છે. આચાર્ય આ લોક તથા પરલોકમાં ઉત્તમ ફળ આપનાર ઉપદેશ અનુસાર ક્રિયા કરાવીને શિષ્યનો ઉપકાર કરે છે. શિષ્ય આચાર્ય માટે અનુકૂળ કાર્ય કરીને આચાર્યનો ઉપકારક થાય છે.

આવી રીતે જીવોના સુખ, દુઃખ, જીવન તથા મરણ પણ જીવકૃત ઉપકાર છે. જે જીવ બીજા જીવને સુખ પહોંચાડે છે તે તેને અનેકવાર સુખી બનાવે છે આથી ઉલ્ટું જે જીવ જેને દુઃખ આપે છે તે બદલામાં તેને વારંવાર દુઃખી બનાવે છે. જે જેનો ઘાત કરે છે તેને તેની દ્વારા ઘણીવાર મરવું પડે છે વળી કહ્યું પણ છે કે—

અરે જીવ ! તુ તારા પુત્ર-પત્ની વગેરે પરિવાર માટે જીવોની જો હિંસા કરીશ, તેના ટુકડે-ટુકડા કરીશ, દુઃખ ઉપજાવીશ તો યાદ રાખજે કે તારે એકલાને જ તેનું ફળ ભોગવવું પડશે ॥ ૧૭ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા ધર્મ, અધર્મ, આકાશ, અને પુદ્‌ગલ દ્રવ્યના ઉપકારક રૂપમાં લક્ષણ કહેવામાં આવ્યું છે. જીવો માટે ધર્મ અધર્મ આદિ બધાં ઉપકારક હોય છે; ધર્મ, અધર્મ તથા આકાશપુદ્‌ગલોના ઉપકારક હોય છે, આકાશ ધર્મ, અધર્મ અને પુદ્‌ગલોનો ઉપકારક હોય છે. ઈત્યાદિ રૂપથી કથન કરવામાં આવ્યું છે હવે જીવ કોનો ઉપકારી હોય છે એ માટે કહીએ છીએ—જીવ પરસ્પર એક બીજાનો ઉપકાર કરવામાં નિમિત્ત બને છે.

એક જીવ બીજા જીવને ભલાઈનો ઉપદેશ આપીને તથા અહિતથી રોકીને ઉપકાર કરે છે. એવી જ રીતે ભવિષ્યમાં અથવા વિદ્યમાન કાળમાં જે હિત છે, યોગ્ય ક્ષેમ અગર ન્યાય્ય છે તેનું પ્રતિપાદન કરીને તથા હિતથી વિપરીત અહિતનો પ્રતિષેધ કરીને પરસ્પર ઉપકારક થાય છે. એક જીવ બીજાનો, બીજો ત્રીજાનો, ત્રીજો ચોથાનો ઉપકાર કરે છે અને આવી રીતે ઉપકારની પરમ્પરા ચાલુ રહે છે.

જેમ ધર્મ, અધર્મ આકાશ કાળ અને પુદ્‌ગલ દ્રવ્યમાં સ્વભાવથી જ ઉપકારકતા છે તેવી જીવોમાં સ્વભાવથી ઉપકારકતા નથી. જીવોની ઉપકારકતા તો અનુગ્રહ બુદ્ધિથી જ સમજવી જોઈએ. આ પ્રકારે પરસ્પર હિતાહિતનો ઉપદેશ આપીને જીવ બીજા જીવનો અનુગ્રહ કરે છે, પુદ્‌ગલ આદિ એવું કરતા નથી.

અથવા જીવના સુખ આદિના સાધક-એક-એક પુદ્‌ગલ વગેરે થઈ શકે છે. હમેશાં બે વગેરેનો ઉપકારક થાય છે, એક-એકનો નહીં. આ રીતે પહેલા પુદ્‌ગલ આદિનો ગૌણ ઉપકાર પ્રતિપાદિત કર્યો અહીં જીવ દ્વારા થનારો મુખ્ય ઉપકાર સમજવો જોઈએ. જીવ જેટલો અધિક ઉપદેશ દ્વારા જીવોનો ઉપકારક થાય છે તેટલો ધન વગેરે દ્વારા ઉપકાર કરતો નથી.

શંકા—પહેલા જીવનું લક્ષણ ઉપયોગ બતાવ્યુ તો પછી તેનું બીજું લક્ષણ બતાવવું નકામું છે.

સમાધાન—ઉપયોગ જીવનું અન્તરંગ લક્ષણ છે. અહીં જે પરસ્પર ઉપકાર કરવાનું લક્ષણ કહેલ છે તે તેનું બહિરંગ લક્ષણ છે.

શંકા—એવું છે તો ધર્મ આદિનું પણ બીજું લક્ષણ કેમ ન બતાવ્યું ?

સમાધાન—ધર્મ અધર્મ તથા આકાશના સ્વાભાવિક ગતિ સ્થિતિ તથા અવગાહ જ અસાધારણ લક્ષણ છે ભગવતીસૂત્ર (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિસૂત્ર) શતક ૧૩ ઉદ્દેશક ૪ ના ૪૮ માં સૂત્રમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! જીવાસ્તિકાયથી જીવોને શું થાય છે ?

ઉત્તર—ગૌતમ ! જીવાસ્તિકાયથી જીવ અનન્ત—આભિનિબોધિકજ્ઞાનના પર્યાયોને અનન્ત શ્રુતજ્ઞાનનાં પર્યાયોને પ્રવૃત્ત કરે છે વગેરે જેવું બીજા શતકનાં અસ્તિકાય ઉદ્દેશકમાં કહ્યું છે તે જ અહીં સમજી લેવું જોઈએ. જીવ ઉપયોગ લક્ષણવાળો છે.

તે જ ભગવતીસૂત્રના બીજા શતકના દશમાં ઉદ્દેશકમાં કહ્યું છે—

જીવ અનન્ત આભિનિબોધિકજ્ઞાનના પર્યાયોને તેવી જ રીતે શ્રુતજ્ઞાનના પર્યાયોને, અવધિજ્ઞાનના, મનઃપર્યવજ્ઞાનના, કેવલજ્ઞાનના, મતિઅજ્ઞાનના, શ્રુતઅજ્ઞાનના, વિભંગજ્ઞાનના, ચક્ષુદર્શનના, અચક્ષુદર્શનના, અવધિદર્શનના, કેવલદર્શનના—આ તમામ પર્યાયોને અર્થાત્ બધાના ઉપયોગને પ્રાપ્ત કરે છે.

ઉત્તરાધ્યયનના ૨૮ માં અધ્યયનની ૧૨ મી ગાથામાં કહ્યું છે. જીવ ઉપયોગ લક્ષણવાળો છે. જ્ઞાનથી, દર્શનથી, સુખથી અને દુઃખથી. ॥ ૧૭ ॥

**'वट्टणा परिणाम किरियापरत्तापरत्ताणं निमित्तं कालो'**

**મૂળસૂત્રાર્થ**—કાલદ્રવ્ય વર્ત્તના, પરિણામ, ક્રિયા, પરત્વ અને અપરત્વનું નિમિત્ત કારણ છે. ॥ ૧૮ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જીવોના લક્ષણનું પ્રતિપાદન કરવામાં આવ્યુ. હવે કાળનું લક્ષણ પ્રતિપાદિત કરીએ છીએ.

કાળ, ધર્મ આદિ દ્રવ્યોની વર્ત્તના અર્થાત્ વર્ત્તનવ્યવહારનો ઉપકારક થઈને નિમિત્ત થાય છે. એવી જ રીતે દ્રવ્યના પર્યાય રૂપમાં જીવના ક્રોધ રૂપમાં પુદ્ગલના વર્ણ રસ ગંધ અને સ્પર્શ રૂપમાં ધર્મ અધર્મ અને આકાશના અગુરુ લઘુ ગુણને વૃદ્ધિ હાનિ રૂપમાં થનારા પરિણામનો ઉપકારક થઈને નિમિત્ત થાય છે. આવી રીતે પરિસ્પન્દન રૂપ ક્રિયાનો તથા જ્યેષ્ઠતા અને કનિષ્ઠતાના વ્યવહારનું નિમિત્ત થાય છે. ॥ ૧૮ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ ધર્મ અધર્મ આકાશ તથા પુદ્ગલ જીવોનાં ઉપકારક પ્રકટ કરીને તેમના સ્વરૂપનું કથન કરવામાં આવ્યું છે હવે કાળનું સ્વરૂપ પ્રકટ કરવા માટે "વટ્ટણા" ઈત્યાદિ રૂપ.... આગળના સૂત્રનું કથન કરીએ છીએ-ધર્મ અધર્મ આકાશ તથા પુદ્ગલ જીવોના દ્રવ્યોનાં સ્વપર્યાય નિવૃત્તિ પ્રતિ આત્મરૂપથી વર્તમાન બાહ્ય ઉપકાર વગર તેમની વૃત્તિનો સંભવ થઈ શકતો નથી તેમની પ્રવૃત્તિથી કાલ ઉપલક્ષિત થાય છે-જાણી શકાય છે—આથી દ્રવ્ય અને પર્યાયની વર્ત્તના કાળ કૃત ઉપકાર જાણવા જોઈએ. આ રીતે દ્રવ્યપર્યાય વર્ત્તનારૂપ છે અને કાળ તેમને વર્ત્તન કરાવનાર છે.

શંકા—જો આમ જ હોય તો શિષ્ય ભણે છે, ઉપાધ્યાય તેને ભણાવે છે વગેરેના સમાનકાળમાં સક્રિયતાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

સમાધાન—જેવી રીતે રસ્તે ચાલનારાને પ્રકાશ ઉપકારક થાય છે. છાણાની અગ્નિ શિષ્યને ભણાવે છે એ પ્રકારના વ્યવહારમાં છાણાનો અગ્નિ જો કે શિષ્યના અધ્યયનમાં નિમિત્ત માત્ર

છે તો પણ તેમાં હેતુકર્તૃત્વનુ કથન કરવામાં આવે છે એવી જ રીતે દ્રવ્ય અને પર્યાય આદિના વર્ત્તનવ્યવહારમાં કાળ જો કે નિમિત્ત માત્ર છે તો પણ એમાં હેતુકર્તૃત્વનું કથન હોવું શક્ય છે.

શંકા—સમય આદિથી જ ઉક્ત વ્યવહાર થઈ શકે છે એવી સ્થિતિમાં કાળના અસ્તિત્વનું શું પ્રમાણુ છે ?

સમાધાન—સમય આદિ ક્રિયાવિશેષોની તથા સમય આદિ દ્વારા નિષ્પન્ન થનારા પાક આદિની "સમયઃ પાકઃ" એવી સંજ્ઞાની પ્રસિદ્ધિ હોવા છતાં પણ "સમય કાલઃ" "ઓદનપાક-કાલ" એવી રીતે કાળનું જે કથન કરવામાં આવે છે તેથી મુખ્ય કાલની સત્તાનુ અનુમાન થાય છે કારણુ કે મુખ્યની અપેક્ષાથી જ ગૌણુ વ્યવહાર થાય છે.

આ રીતે દ્રવ્યના પર્યાય–પરિણુમનમાં અર્થાત્ એક પર્યાયનો વિનાશ થવાથી બીજા પર્યાયની ઉત્પત્તિ રૂપ પરિણામમાં, અપરિસ્પન્દ રૂપ પરિણામમાં, જીવના ક્રોધાદિ રૂપ પરિણામમાં પુદ્ગલના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ આદિ રૂપ પરિણામમાં તથા ધર્મ અધર્મ અને આકાશના અગુરુ લઘુ ગુણને વૃદ્ધિ તથા હાનિ રૂપ પરિણામમાં કાળ ઉપકારક રૂપથી હેતુ થાય છે.

હલન–ચલન રૂપ ક્રિયા બે પ્રકારની કહેવામાં આવી છે. પ્રાયોગિકિ અર્થાત્ પ્રયત્નજનિત અને વૈસસિકિ અર્થાત્ સ્વાભાવિકી શકય વગેરેની પ્રાયોગિકી અને મેઘ વગેરેની સ્વાભાવિકિ ક્રિયા હોય છે. બંને પ્રકારની ક્રિયામાં કાલ નિમિત્ત કારણુ છે.

પરત્વ અને અપરત્વ બે–બે પ્રકારનાં છે દેશકૃત અને કાલકૃત. દેશકૃત પરત્વનો અર્થ છે દૂર અને અપરત્વનો અર્થ છે પાંસે. આ બંને પરસ્પર સાપેક્ષ છે. કાલકૃત પરત્વનો અભિપ્રાય છે જ્યેષ્ઠતા અને અપરત્વનો અભિપ્રાય છે કનિષ્ઠતા. આ સૂત્રમાં જે પરત્વ અને અપરત્વનું ગ્રહણુ કરેલ છે તે કાલકૃત સમજવા જોઈએ. કાલના આધાર પર જ જ્યેષ્ઠતા–કનિષ્ઠતાનો વ્યવહાર થાય છે આથી પરત્વ અને અપરત્વ પણુ કાળના ઉપકારક છે. આ બંને પણ પરસ્પર સાપેક્ષ હોય છે.

આનો ફલિતાર્થ એ છે કે પુદ્ગલ આદિ દ્રવ્ય પર્યાયોના વર્ત્તન આદિનો વ્યવહાર કાલકૃત હોવાથી કાલ જ તે બધાનું નિમિત્ત કારણુ છે.

શંકા—વર્ત્તનાનું ગ્રહણુ કરવાથી જ તેના ભેદ પરિણામ, ક્રિયા આદિનું પણ ગ્રહણુ થઈ શકે છે આથી પરિણામ આદિનું પૃથક્ગ્રહણુ કરવું વ્યર્થ છે.

સમાધાન—કાલ બે પ્રકારના છે–પરમાર્થકાલ તથા વ્યવહારકાલ. આ બંને પ્રકારનાં કાળોને ગ્રહણુ કરવા માટે પરિણામ આદિને વર્ત્તનાથી જુદા કહ્યાં છે.

વર્ત્તના લક્ષણુવાળો કાળ પરમાર્થકાળ છે અને પરિણામ ક્રિયા આદિ લક્ષણુવાળો કાળ વ્યવહાર કાળ કહેવાય છે આ પ્રકારે અન્ય પદાર્થો દ્વારા પરિચ્છિન્ન અને અન્ય પદાર્થોના પરિચ્છેદનું કારણુ જે ક્રિયાવિશેષ છે, તે કાલ કહેવાય છે. તેના ત્રણુ ભેદ છે–ભૂત, ભવિષ્ય, વર્ત્તમાન. આમાંથી વર્ત્તમાન રૂપ પરમાર્થ, કાળનો વ્યવહાર થવો મુખ્ય અને ભૂત આદિનો વ્યવહાર ગૌણુ છે.

પરિણામ ક્રિયા આદિ રૂપ વ્યવહાર કાલમાં ભૂત, ભવિષ્ય તથા વર્ત્તમાનનો વ્યપદેશ મુખ્ય છે, કાળના વ્યપદેશમાં ગૌણુ છે કારણુ કે તે ક્રિયાવાન દ્રવ્યની અપેક્ષા રાખે છે અને કાલકૃત હોય છે.

શંકા—કાલદ્રવ્ય તો સિદ્ધ છે પરંતુ સમય વગેરેની સત્તામાં શું પ્રમાણ છે ?

સમાધાન—ચોખાનું રંધાવું રાંધણુ કહેવાય છે. ચઢતા ચોખા ધીમે-ધીમે ભાત રૂપમાં પરિણત થઈ જાય છે કારણ કે તેમના સખ્ત અવયવ શિથિલ થતાં જોવાય છે આથી સાબીત થાય છે કે સમય સમયની પ્રતિ સૂક્ષ્મ કાળનું અસ્તિત્વ છે. જો એક એક સમયમા ચોખા થોડા થોડા ન રંધાત તો તેમાં સ્થૂળ પાક ન જોવામાં આવત. આ રીતે બધા દ્રવ્યોમાં પ્રતિ સમય સ્થૂલ પર્યાય જોવામાં આવે છે આથી જાતે જ વર્ત્તન સ્વભાવ હોવાથી બાહ્ય નિશ્ચયકાળ જે પરમાણુરૂપ છે તેની અપેક્ષા રાખીને ઉત્તરોત્તર સૂક્ષ્મ પર્યાયોમાં જે વર્ત્તન પરિણમન થાય છે તે વર્ત્તના છે એવું નક્કી હોત તો દ્રવ્યોનું સમયે-સમયે પરિણમન થાત પછી તો દ્રવ્યોના સ્થૂળ પર્યાય પણ ન હોત આથી તે વર્ત્તના પરમાણુરૂપ મુખ્ય કાળને સમજવામાં કારણ છે. આ કારણથી વર્ત્તના દ્વારા અણુરૂપ મુખ્ય કાળનું અસ્તિત્વ નિશ્ચિત હોય છે આ રીતે વર્ત્તના નિશ્ચય કાળનો ઉપકાર સમજવો જોઈએ.

આ પ્રકારના કાળનું અસ્તિત્વ મનુષ્યલોકમાં જ કેમ સ્વીકારવામાં આવે છે ? મનુષ્યલોકથી બહાર કેમ નથી સ્વીકારાતું ? મનુષ્યલોકથી બહાર પણ કાળનું લક્ષણ ઘટિત થાય છે જેવી રીતે વર્ત્તના રૂપ કાળનું હોવું મનુષ્યલોકથી બહાર પણ પ્રતિત થાય છે. "પ્રાણાપાન" શ્વાસોચ્છ્વાસ નિમેષ, ઉન્મેષ, આયુષ્યનું પ્રમાણુ આદિ કાળ તથા પરત્વ અપરત્વ આદિ લિંગ મનુષ્યલોકથી બહાર પણ મળી આવે છે. આનું સમાધાન એ છે કે ત્યાં ભાવોની વૃત્તિ હોવા છતાં પણ તે વૃત્તિ કાળનું કારણ માનવામાં આવતી નથી પરંતુ સત્ પદાર્થ સ્વયં જ ઉત્પન્ન થાય છે. સ્વયં જ નષ્ટ થાય છે. એ સ્વયં જ સ્થિર રહે છે. પદાર્થોનું અસ્તિત્વ કોઈ બીજા પદાર્થની અપેક્ષા રાખતું નથી.

મનુષ્યલોકથી બહાર જે પ્રાણાપાન આદિ વ્યવહાર છે તે કાળની અપેક્ષા રાખતા નથી કારણ કે સમાનજાતીય બધાં એકી સાથે જ ઉત્પન્ન થતાં નથી સમાન જાતીયવાળાઓના કાળની અપેક્ષા રાખનારા અર્થ એક કાળમાં થાય છે, વિજાતીયોના નહીં તુલ્ય જાતીઓના પ્રાણ આદિ વ્યાપાર એક જ કાળમા ઉત્પન્ન થતાં નથી તેમજ બન્ધ પણ થતો નથી આથી પ્રાણ આદિ વૃત્તિઓ કાલાપેક્ષ નથી તેમજ મનુષ્યલોકથી બહાર જે પરત્વ અને અપરત્વ છે તેમને કાળની અપેક્ષા હોય છે.

પરત્વ અને અપરત્વ સ્થિતિવિશેષની અપેક્ષાથી થાય છે. જેમ ૭૦ વર્ષવાળાની અપેક્ષા ૧૦૦ વર્ષવાળો "પર" કહેવાય છે અને ૭૦ વર્ષવાળો "અપર" કહેવાય છે. આ વ્યવહાર પદાર્થોના અસ્તિત્વથી જ થાય છે. અને કોઇનું અસ્તિત્વ કોઈ બીજી વસ્તુની અપેક્ષા રાખતું નથી તે કહેવાઈ ગયું છે.

શંકા—જો એવું છે તો મનુષ્યલોકમાં પણ વર્ત્તના, પરિણામ, ક્રિયા આદિ કાળ વગર જ થઈ જશે ત્યાં કાળના અસ્તિત્વનો સ્વીકાર કરવાથી શો ફાયદો ?

સમાધાન—મનુષ્ય લોકમાં કાળને જો વર્ત્તના આદિના જનક કારણ તરીકે માન્યુ હોત અગર તો ઉપાદાન કારણ માન્યું હોત તો આવી કલ્પના કરવાની આવશ્યકતા ન હતી. પરંતુ એવું તો માન્યું નથી. વર્ત્તના આદિમાં કાળ અપેક્ષા કારણ જ કહેવામાં આવેલ છે જેમ કુંભાર માટી લઈને ઘડો બનાવે છે તેમ કાળ પુદ્ગલ વગેરેને લઈને તેમની વર્ત્તના વગેરે કરતો

નથી. કાળ માટી આદિની જેમ ઉપાદાન કારણ પણ હોતું નથી પરંતુ જાતે જ થનારા પુદ્ગલ આદિ પદાર્થ આ કાળમાં હોય અન્ય કાળમાં નહીં એ રીતે કાળ માત્ર અપેક્ષા કારણ છે જેમ પુદ્ગલાદિ દ્રવ્યોની ગતિમાં ધર્મદ્રવ્ય અપેક્ષા કારણ છે તેવી જ રીતે મનુષ્યલોકમાં પુદ્ગલાદિ દ્રવ્યોની વર્ત્તનામાં કાળને અપેક્ષા કારણ માનવું તે અતિ જરૂરનું છે એવી રીતે મનુષ્યલોકમાં કાળનું અસ્તિત્વ સ્વીકારવામાં કોઇ દોષ નથી.

જો તિર્છા લોકના પદાર્થોનો ઉપકાર ચન્દ્ર–સૂર્ય આદિની ગતિ ક્રિયાથી થાય છે તો તે સૂર્ય આદિની ગતિક્રિયાથી તિર્છાલોકમાં તેમનો ઉપકાર સ્પષ્ટ જ છે. દેવલોક આદિમાં ચન્દ્ર સૂર્ય વગેરેની ગતિક્રિયા થતી નથી તેનાથી તેમનો ઉપકાર થતો નથી. આ રીતે અન્યત્ર તેમનો ઉપકાર સ્પષ્ટ જ છે. આથી મનુષ્યલોકવર્ત્તી કાળ દ્વારા જ અન્યત્ર પણ કાળનો વ્યવહાર સમજી લેવો જોઇએ. સહુથી નાનો જે સમય છે તે પણ સૂર્ય આદિની ક્રિયાથી પ્રગટ થનારા દિવસ વગેરેના પરમ લવ જ જાણવા જોઈએ.

સૂર્ય આદિની ગતિમાં પણ પ્રાચીન કાળગતિ કારણ હોય છે આથી મનુષ્યલોકમાં જ કાળ દ્રવ્યનો સદ્ભાવ માનવો યોગ્ય છે અન્યથા લોક અને અલોકમાં વર્ત્તના આદિનો સદભાવ હોવાથી સર્વત્ર જ તેની સત્તા કેમ ન મનાય? કહેવાનું એ છે કે આનાથી કાળની પર્યાયિતા પણ સંગત થઈ જાય છે.

આ રીતે વર્ત્તના કાળાશ્રિત વૃત્તિ કહેવાય છે વર્ત્તના, ઉત્પત્તિ સ્થિતિ અને ગતિ છે જે પ્રથમ સમય આશ્રિત છે. વર્ત્તના આદિ સમસ્ત ભાવરૂપ પદાર્થોમાં વ્યાપક છે. પદાર્થ સ્વયં જ વર્ત્તના કરે છે તે વર્ત્તનશીલ પદાર્થો માટે કાળાશ્રયવૃત્તિ નિમિત્ત થઈ જાય છે. તેના દ્વારા પદાર્થ વર્ત્તના કરે છે તે વર્ત્તના; એવી વર્ત્તના શબ્દની વ્યુત્પત્તિ છે. કાલાશ્રયવૃત્તિ જ વર્ત્તના અગર વર્ત્તનશીલતા કહેવાય છે. વૃત્તિ, વર્ત્તન અગર વર્ત્તનશીલતા આ બધાં એક જ અર્થ સૂચવે છે. **'अनुदात्तेतश्च हलादेः'** આ સૂત્રથી યુચ્ પ્રત્યય થાય છે તેને **"युवोरनाकौ"** આ સૂત્રથી આદેશ થતો નથી પ્રથમ વ્યુત્પત્તિમાં **"ण्यासश्रन्थो युच्"** એ સૂત્રથી યુચ્ પ્રત્યય થાય છે. તે વર્ત્તના પ્રત્યેક દ્રવ્ય અને પર્યાયમાં એક સમય સમ્બન્ધી સત્તાનું અનુભવ રૂપ છે. ઉત્પાદ્ય અગર તેનાથી બીજા પદાર્થના પ્રથમ સમયનો વ્યવહાર અનુમાન ગમ્ય છે ચોખા વગેરેના પાકની જેમ અગ્નિ અને જળ હેતુક પ્રાથમિક વિક્રિયા અતીત અને અનાગત વિશેષોથી રહિત જાણવા જોઇએ.

તે વર્ત્તના અત્યન્ત કુશળ બુદ્ધિમાન પુરુષની જ સમજમાં આવે છે કહ્યું પણ છે—

**—विसस्य बाला............**વગેરે.

શંકા—વર્તમાન સૂર્યના ઉદયથી પ્રતીત થનારા ભાવરૂપ પદાર્થોની વિશિષ્ટ ક્રિયા જ વર્ત્તના કરે છે એમ વ્યવહારનો વિષય હોય છે તેનાથી ભિન્ન કોઈ કાળ વ્યવહારનો વિષય હોતો નથી. એવી જ રીતે "હ્ય" (વીતેલો દિવસ) અને "શ્વ" (આવનારો દિવસ) આ પ્રકારે અતીત અને અનાગત ઉદયરૂપ, સૂર્યમંડળના ભ્રમણથી અનુમાન કરનારી વસ્તુની ક્રિયા જ વર્તશે વગેરે રૂપે વ્યવહાર કરાય છે.

સમાધાન—કાળ ભલે ધર્મ આદિ દ્રવ્યોનું પરિણમન માત્ર હોય અગર ભલે તેનાથી કંઈ જુદો જ હોય, બંને પક્ષોમાં કોઇ દોષ નથી પણ સૂર્યની ગતિથી પ્રતીત થનારી વસ્તુની ક્રિયા—

વર્ત્તતે એવા વ્યવહારનો વિષય હોતી નથી. કારણ કે સૂર્યની ગતિમાં પણ તેનો સદ્ભાવ છે આથી વર્ત્તતે એ પ્રકારના વ્યવહારના વિષય બનનારા તમામ પદાર્થોની વર્ત્તના આદિનો નિર્વાહક કાળ કોઈ જુદો જ હોવો જોઈએ. જો કાળનું અસ્તિત્વ ન માનીએ તો કાલાશ્રિત વૃત્તિ પણ ન મનાય. કાળ નિશ્રીત હોવાથી જ કાલાશ્રિત વૃત્તિ કહી શકાય છે. આ રીતે સકળ પદાર્થોમાં થનારી વર્ત્તના કાળ વગર ઘટિત થઈ શકતી નથી આથી પદાર્થોનાં પરિણમનના કારણ કાળનું કાર્યથી અનુમાન થાય જ છે. કાળ દ્રવ્યના વાચક ઘણાં શબ્દો પણ લોકમાં પ્રસિદ્ધ છે તેઓ વસ્તુની ક્રિયામાત્રના વાચક હોઈ શકતા નથી. તે શબ્દો આ પ્રમાણે છે–યુગપદ્ (એક સાથે) અયુગપદ્ (અક સાથે નહીં) ક્ષિપ્ર (શીઘ્ર) ચિર (મોડું) ચિરેણ (મોડેથી) આ પર છે. આ અપર છે, આ વર્તશે, આ વર્તશે નહીં આ વર્તી રહ્યું છે આ અંદર વર્તે છે વગેરે બધા શબ્દો કાળની અપેક્ષા રાખે છે. આમ પુરુષ આ જ રીતે વ્યવહાર કરે છે. આવી જ રીતે વીતેલો કાળ આવનારો કાળ આજ, હવે, અત્યારે પરમ દિવસે ત્રીજા દિવસે સવાર પ્રાતઃ વગેરે વ્યવહાર કાળવાચક પ્રયોગ કાળના અભાવમાં થઇ શકતા નથી આથી કાળદ્રવ્યનો અવશ્ય સ્વીકાર કરવો જોઇએ.

પરિણામ પુદ્ગલ આદિ દ્રવ્યોનો એક પર્યાય છે જે પોતાની જાતિનો ત્યાગ ન કરતા હલન–ચલનથી ભિન્ન પ્રયોગ દ્વારા ઉત્પન્ન થાય છે જેવી રીતે અંકુર અવસ્થાવાળા વનસ્પતિકાયના મૂળ ડાળી થડ પાંદડા, શાખા ફુલ ફલનો સદ્ભાવ રૂપ પરિણામ થાય છે. આ અંકુર હતું, હવે સ્કંધવાન થઈ ગયું આ વર્ષમાં આ ફુલશે ફાલશે. પુરુષ જીવદ્રવ્યના પરિણામ શૈશવ બાલ્ય પૌગંડ, યૌવન, વૃદ્ધાવસ્થા આદિ છે.

પરિણામ બે પ્રકારના છે–અનાદિ અને સાદિ. અમૂર્ત્તધર્મ અધર્મ આકાશ, કાળ અને જીવમાં અનાદિ પરિણામ થાય છે જ્યારે મૂર્ત્ત વાદળ, ઈન્દ્રધનુષ્ય આદિમાં તથા સ્તંભ કુંભ વગેરેમાં સાદી પરિણામ છે.

એવી જ રીતે (૧) હેમન્ત (૨) શિશિર (૩) વસન્ત (૪) ગ્રીષ્મ (૫) વર્ષા અને (૬) શરદ્ નામની છ ઋતુઓ પણ કાળના જ શક્તિભેદ રૂપ પરિણામ વિશેષ છે જેમનું વિભિન્ન કાર્યોની ઉત્પત્તિથી અનુમાન કરવામાં આવે છે. જેમ કે હેમન્ત ઋતુમાં કપાસ આદિના ફુલ હિમવર્ષાથી બળી જાય છે, વટેમાર્ગુઓના હાથ સંકોચાઈ જાય છે, તેમના દાંત કડકડે છે. શરીર થર–થર કાંપવા લાગે છે અને તેઓ પતંગીયાની જેમ અગ્નિ તરફ ઉમટી પડે છે ઝાકળ બિન્દુના સંપર્કથી અત્યન્ત શીતળ વાયુ જીવોને ક્લેશ ઉત્પન્ન કરે છે.

શિશિર ઋતુમાં ચંદ્રના કિરણો અત્યન્ત ધુમ્મસથી ઢકાઈ જાય છે બોરડીના વૃક્ષોની શાખાઓ ફળોના ભારથી ઝુકી જાય છે અને બાળકો તેની હેઠળ હરે ફરે છે, હવા બરફના કણોથી વિશદ્ કુન્દ તથા માલતી વગેરેના પુષ્પોથી સુવાસિત થાય છે.

વસંતમાં ચારે બાજુ કુંજલતાઓના ફૂલ કિંચિત્ વિકસિત થાય છે, કેસર તિલક કુરબક શિરીષ વગેરેના ફળોની સુગંધથી યુક્ત તથા તરુણ જનોના મનને હરણ કરનાર પવન ધીમે ધીમે વાય છે. આંબોની મંજરીના રજ તથા પરાગથી ખરડાયેલા શરીરવાળા ભમરાં મનોહર ગુંજન કરે છે. કોયલ પોતાના કુહૂ–કુહૂ'ના કલરવથી આમ્રવનોને શોભાયમાન કરે છે. મલયા-

ચલના પવનના વેગથી કમ્પિત ચમ્પાના પરાગસમૂહથી પોતાના નયન-પાંપણોને બંધ કરીને પથિક જન પોત પોતાની પ્રેયસીઓના ઘરની તરહ જવા લાગે છે.

ગ્રીષ્મ ઋતુમાં સૂર્ય પોતાના પ્રચંડ કિરણોથી ભૂતળને એટલું બધું તપાવે છે કે જાણે પૃથ્વી ઉપર અંગારાનો સમૂહ પાથરી દીધો હોય પથિક જનોનું મન અત્યન્ત વ્યાકુલ થઈ જાય છે. તેઓ યેન કેન પ્રકારેણ ઘણાં લાંબા દિવસોને પૂરાં કરે છે. ભોગાવિલાસી લોકો પોતાના શરીર પર ચન્દનનો લેપ કરે છે. નોકરો પાસે વીંઝણા ઝુલાવે છે અથવા વીજળીના પંખાથી મળતા અત્યન્ત ચંચળ વાયુથી પોતાના દેહને ઠંડક બક્ષે છે. શીતળ ગૃહો ઉપવનો સરિતા અગર સરોવર કાંઠે વિવિધ પ્રકારનાં ફુવારાઓની અંદર રહીને પોતાની ગરમી દૂર કરે છે. હાથીદાંતના જેમ શ્વેતવર્ણ મલ્લિકાની કળિઓ, પુષ્કળ સુવાસથી સમ્પન્ન પાટલ-પુષ્પ અને સાયંકાળ તથા પ્રાતઃકાળની સુવાસિત હવા વિલાસી માણસોના જંગમ શરીરને સુવાસિત કરે છે.

વર્ષાઋતુમાં ભૂતળ વીજળીના ચમકારાથી પ્રકાશિત થઇ જાય છે મેઘમાળાના આડમ્બરથી આકાશ આચ્છાદિત થઈ જાય છે મેઘધનુષ્ય પોતાની અનુપમ છટા દેખાડે છે. મૂશળધાર વારિવર્ષાથી પૃથ્વી ઉપરની બધી ધૂળ બેસી જાય છે. કદમ્બ કેતકીના સૌરભમય પરાગથી યુક્ત સુગંધિત વાયુ વિલાસી જનોનાં અંગોને પ્રકમ્પિત કરવા લાગે છે. વર્ષાના જળના પ્રવાહથી સુન્દર કાંઠાવાળી નદિઓ પ્રવાહિત થાય છે. પર્વતોની ખીણો ખીલેલાં કુટજ પુષ્પોથી તથા શિલીન્ધ્રોથી-સુશોભિત થઈ જાય છે.

વાદળાની ઘોર ઘટાની ગર્જના સાંભળીને પ્રવાસી જનોના મનમાં તીવ્ર ઉત્કંઠા જાગૃત થઈ જાય છે. તેઓ મંત્ર-મુગ્ધ થઈ જાય છે. મોર, ચાતકો તથા દેડકાંનો અવાજ સાંભળવાથી સ્ત્રીઓના મનમાં કામ સતેજ થઈ જાય છે અને તેઓ ક્ષણભર માટે વિદ્યુત રૂપી પ્રદીપ દ્વારા પ્રકાશિત રજનીમાં પોતાના પ્રિયતમના ઘર તરફ પ્રસ્થાન કરવા લાગે છે. રસ્તો કાદવની બહુલતાવાળો અને કોઈ કોઈ ઠેકાણે જળબંબાકાર દેખાય છે.

શરદ ઋતુમાં સૂર્યનાં કિરણો કાદવને શોષતાં તીવ્ર સન્તાપને ધારણ કરે છે. વનોમાં કમળ અને કુમુદ વિકસીત થઈ જાય છે. સરોવર હંસો અને સારસોથી સુશોભિત તથા સ્ફટિક મણિની દીવાળની માફક શ્વેત પાણીથી પરિપૂર્ણ થાય છે. વેલાના-નિયમથી પ્રાપ્ત પાંખડીવાળા કમળોનો સમૂહ પ્રાત.કાળના સૂર્યના કિરણોનો સમ્પર્ક પામીને ખીલે છે. ચન્દ્રમાના કિરણોના સમૂહથી સ્પૃષ્ટ કુમુદો અને કુવલયોના વન સૌરભનું વમન કરે છે.

આ રીતે છ ઋતુઓનો વિભાગ અને વેલાનો નિયમ નિયામક કારણ કાળ વગર, અન્ય કારણો હોવા છતાં પણ ઘટિત થઇ શકતાં નથી. અનેક પ્રકારની શક્તિઓથી સમ્પન્ન કાલદ્રવ્યનું કારણુ જ પૂર્વોક્ત ઋતુવિભાગ આદિ પરિણામ ઉત્પન્ન થાય છે આથી આ બધાં કાર્યોથી કાળદ્રવ્યનું અનુમાન કરી શકાય છે.

અન્યથા કોઇ પણ નિયામક હેતુના અભાવમાં એક જ સાથે પૂર્વોક્ત બધા ભાવ થઇ જવા જોઈએ કારણુ કે તેઓ પરાધીન નહીં હોય! પરંતુ એમ થતું નથી. આ બધાં પરિણામ પોતાના નિયત કાળમાં જ થાય છે. આથી અનેક શક્તિસમૂહથી યુક્ત કાળ જ એમનું કારણ

છે. કાળમાં રહેલી શકિતઓ કદી કદી જ પરિપાકને પ્રાપ્ત થઈને પોતાનું કાર્ય કરવા માટે પ્રવૃત્ત થાય છે, હમેશાં નહીં.

ક્રિયાગતિ ત્રણ પ્રકારની છે–પ્રયોગગતિ, વિસ્રસાગતિ અને મિશ્રગતિ જીવના પરિણામથી શરીર આહાર વર્ણ ગન્ધ રસ સ્પર્શ અને સંસ્થાન વિષયક ગતિ પ્રયોગગતિ કહેવાય છે. વિસ્રસાગતિ વગર પ્રયોગે જ થાય છે અને તે જીવથી ભિન્ન દ્રવ્યોનું પરિણમન છે. પરમાણુ ઈન્દ્રધનુષ્ય મેઘપરિવેષ આદિ, તેના વિવિધ આકાર પ્રકાર હોય છે. મિશ્રગતિ પ્રયોગ અને સ્વભાવ બંનેથી થાય છે. તે જીવના પ્રયોગની સાથે અચેતનના પરિણામથી કુંભ સ્તંભ વગેરેમાં ઉત્પન્ન થાય છે. કુમ્ભ આદિ તે તે રૂપમાં સ્વયં જ ઉત્પન્ન થવામાં સમર્થ થતા થકાં કુંભારના સાન્નિધ્યથી તે રૂપમાં પરિણત થઇ જાય છે.

પરત્વ અને અપરત્વ ત્રણ પ્રકારનાં છે–પ્રશંસાકૃત ક્ષેત્રકૃત અને કાલકૃત. પ્રશંસાકૃત–દા. ત. ધર્મ પર અર્થાત્ શ્રેષ્ઠ છે. જ્ઞાન પર–શ્રેષ્ઠ છે અને અજ્ઞાન અપર છે.... .... ....વગેરે.

એક જ દિશા અને એકજ કાળમાં સ્થિત બે પદાર્થોમાંથી જે દૂર હોય છે તે પર કહેવાય છે અને જે નજીક–નિકટ હોય તે અપર કહેવાય છે.

કાલકૃત પરત્વ અને અપરત્વ જ્યેષ્ઠતા અને કનિષ્ઠતા છે. જેમ ૧૬ વર્ષવાળાની અપેક્ષાએ સો વર્ષવાળો પર કહેવાય છે જ્યારે ૧૦૦ વર્ષવાળાની અપેક્ષાએ ૨૬ વર્ષવાળો અપર કહેવાય છે આમાથી પ્રશંસાકૃત અને ક્ષેત્રકૃત પરત્વ–અપરત્વને છોડીને તેમના સિવાય બધાં વર્ત્તના પરિણામ ક્રિયા પરત્વ અને અપરત્વ કાલકૃત છે. કારણ કે કાળ તે બધામાં અપેક્ષા કારણ છે તેમનાથી કાળદ્રવ્યની સિદ્ધિ થાય છે. ॥ ૧૮ ॥

**'पोग्गलेसु वण्णगंधरसफासा'** ॥

**મૂળ સૂત્રાર્થ**—પુદ્દગલોમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય છે. ॥ ૧૯ ॥

**તત્વાર્થદીપિકા**—પહેલાં ધર્મ, અધર્મ, આકાશ, પુદ્દગલ તથા જીવોના ઉપકાર વગેરે દર્શાવીને સામાન્ય રૂપથી સ્વરૂપ–નિરૂપણ કરવામાં આવ્યું હવે વિશેષ રૂપથી પુદ્દગલ આદિના સ્વરૂપનું નિરૂપણ કરવા માટે કહીએ છીએ—

જેમાં પૂરણ અને ગલન અર્થાત્ મિલન અને વિયોગ હોય છે તે પુદ્દગલ કહેવાય છે. પુદ્દગલમાં વર્ણ, ગંધ રસ તથા સ્પર્શ હોય છે. પુદ્દગલ પરમાણુંથી માંડીને મહાસ્કંધ સુધીના હોય છે.

આથી કાળો વાદળી વગેરે વર્ણ, સુરભિ અને અસુરભિ ગંધ, તીખો, ખાટો, મીઠો વગેરે રસ, કોમળ, કઠોર વગેરે સ્પર્શ પુદ્દગલોના વિશેષ લક્ષણ જાણવા જોઈએ. આ રીતે જે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાન હોય તે પુદ્દગલ છે. ॥ ૧૯ ॥

**તત્વાર્થનિર્યુકિત**—પુદ્દગલના વિષયમાં અન્ય તીર્થિકોની વિવિધ પ્રકારની વિરોધી માન્યતાઓ છે. દા. ત. સૌત્રાન્તિક પુદ્દગલ શબ્દનો અર્થ જીવ કહે છે કારણ કે તે ફરી ફરી ગતિને ગ્રહણ કરે છે. બૌદ્ધોનો એક સમ્પ્રદાય જે યોગાચાર કહેવાય છે તે વિજ્ઞાનના પરિણામને પુદ્દગલ કહે છે–કહ્યું પણ છે–આત્મધર્મનો જે ઉપકાર વિવિધ પ્રકારથી પ્રવૃત્ત થાય છે તે વિજ્ઞાનનું પરિણામ છે. તે પરિણામ ત્રણ પ્રકારનું છે.

આ માન્યતા અયોગ્ય છે આથી તેનું નિરાકરણ કરવા માટે કહીએ છીએ-પુદ્‌ગલોમાં વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ હોય છે આ રીતે પુદ્‌ગલોમાં શુકલ આદિ વર્ણ ગંધ રસ અને સ્પર્શનો સદ્‌ભાવ હોવાથી જીવને પુદ્‌ગલ કહી શકાય નહીં. વર્ણ આદિથી યુકત હોવાના કારણે પુદ્‌ગલ મૂર્ત્ત હોય છે અને જીવ વર્ણ આદિથી રહિત હોવાના કારણે અમૂર્ત્ત છે એવી રીતે જે મૂર્ત્ત છે તે અમૂર્ત્ત કેવી રીતે હોઈ શકે ?

પૃથ્વીની જેમ પાણી વગેરે પણ વર્ણ ગંધ રસ અને સ્પર્શવાળા છે મન પણ સ્પર્શ આદિથી યુકત છે કારણ કે તે સર્વવ્યાપી નથી જેમ કે પાર્થિવ પરમાણું.

વર્ણના પાંચ પ્રકાર છે-કાળો, વાદળી, પીળો શ્વેત તથા લાલ. ગંધના બે ભેદ છે-સુગંધ અને દુર્ગંધ. રસ પાંચ જાતના છે-તીખો, કડવો, કસાયલો, ખાટો તથા મધુર. સ્પર્શના આઠ ભેદ છે (૧) કર્કશ (૨) મૃદુ (૩) ગુરૂ (૪) લઘુ (૫) શીત (૬) ઉષ્ણ (૭) ચિકણો અને (૮) લુખો જો કે સમરસનો (મીઠું) પણ બધાને જ અનુભવ છે પરંતુ તેનો સમાવેશ મધુર રસમાં થઇ જાય છે અથવા પાંચેય રસોમાં તેનો અન્તર્ભાવ સમજી લેવો જોઈએ કારણ કે તે બધા રસોનો રાજા હોય છે. પાણી વગેરે જે પુદ્‌ગલોમાં પ્રગટ રૂપથી ગન્ધ વગેરેની પ્રતીતિ થતી નથી તેમા પણ સ્પર્શ હોવાના કારણે અપ્રકટ ગન્ધ આદિનો સ્વભાવ સમજી લેવો જોઈએ કારણ કે આ વર્ણ વગેરે ચારેય નિયમથી સાથે રહે છે જ્યાં એક હોય છે ત્યાં ચારે ચોકકસ હોય છે. પરમાણું આદિ પુદ્‌ગલોના રૂપ આદિ ગુણ તેમનાથી કવચિત્ ભિન્ન અને કવચિત્ અભિન્ન છે, એકાન્ત ભિન્ન અથવા અભિન્ન નથી. ભગવતી સૂત્ર (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિસૂત્ર) ના શતક ૧૨ ઉદ્દેશક ૫ માં કહ્યુ છે-પુદ્‌ગળ પાંચ વર્ણવાળા પાંચ રસવાળા બે ગન્ધ તથા આઠ સ્પર્શ વાળું કહેવામા આવ્યું છે.

શંકા—વિજ્ઞાનથી ભિન્ન સ્પર્શ, રૂપ રસ તથા ગંધવાળા કોઈ પુદ્‌ગલદ્રવ્યનું અસ્તિત્વ નથી વિજ્ઞાન જ ઘટ પટ આદિ વિવિધ પુદ્‌ગલોના આકારમાં પ્રતિભાસિત થાય છે જેમ સ્વરૂપમા અનેક પદાર્થોની પ્રતીતિ થાય છે પરંતુ વાસ્તવમાં તેમનું અસ્તિત્વ હોતુ નથી, તે બુદ્ધિકલ્પિત જ હોય છે, એવી જ રીતે વિજ્ઞાન જ ઘટ પટ આદિના રૂપમાં પ્રતીત થાય છે. તેમની કોઇ પરમાર્થિક સત્તા નથી.

સમાધાન—એવું ન કહેશો. આપનું આ વિધાન અનુભવથી વિરુદ્ધ છે જ્ઞાન અન્ત સ્થિત પ્રતીત હોય છે, ઘટ આદિ પદાર્થ બાહ્ય રૂપમાં પૃથક્ દેશમાં પ્રતીત થાય છે આથી જ્ઞાનથી પૃથક્ વાદળી પીળા વગેરે જુદા જુદા આકારોમાં પ્રતિભાસિત ઘણા બાહ્ય પદાર્થોનો અપલાપ કરી શકાતો નથી. જે બાહ્ય પદાર્થ પ્રતીત થાય છે તેમની સત્તાનો નિષેધ કઈ રીતે કરી શકાય ? આપે સ્વપ્નાનો જે દાખલો આપ્યો છે તે પણ અનુરૂપ નથી. કારણ કે સ્વપ્નામાં વિપર્યય અને જાગૃત અવસ્થામા અવિપર્યય જોવામા આવે છે.

આપના વિધાન મુજબ પ્રમાણ અને પ્રમાણાભાસમાં કાઈ અંતર રહેશે નહીં. વસ્તુના સ્વરૂપને ગ્રહણ કરનાર જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે અને અર્થાન્તરના વિકલ્પ દ્વારા પ્રવૃત્ત થનારા પ્રત્યક્ષપ્રમાણાભાસ છે આ રીતનો ભેદ બાહ્ય પદાર્થનુ અસ્તિત્વ સ્વીકાર્યા વગર હોઈ શકે નહિં.

જ્ઞાન બાહ્ય પદાર્થના સ્વરૂપને અનુકરણ કરીને જ સાકાર થાય છે જો તે બાહ્ય પદાર્થનું અનુકરણ ન કરે તો બધા પદાર્થો માટે સમાન હોય છે. આવી સ્થિતિમાં તે ગ્રહણ કરે તો

બધાને જ ગ્રહણ કરે અને જો ન ગ્રહણ કરે તો કોઈ પણ પદાર્થને ગ્રહણ ન કરે આથી ગ્રાહકના વિશેષથી જ ગ્રાહ્યની દૃષ્ટિ જ કારણ હોય છે.

અન્યથા અર્થજ્ઞાન એવો વ્યવહાર પણ ન હોવો જોઈએ કારણ કે વ્યવહાર ઉપકારથી પ્રભાવિત થાય છે.નિમિત્ત નૈમિત્તિકભાવ રૂપ ઉપકાર અવિનાભાવ હોવાથી અન્યથા અનુપપન્ન છે.

આ રીતે વર્ણ ગંધ રસ અને સ્પર્શથી યુકત હોવાના કારણે પુદ્ગલ જીવથી ભિન્ન છે અને જીવના જ્ઞાનાદિ પરિણામોથી પણ ભિન્ન છે. તાત્પર્ય એ છે કે પુદ્ગલ જીવ અગર તો વિજ્ઞાનનું પરિણામ નથી. ॥ ૧૯ ॥

**सद्दंधयार उज्जोय पभा छायातपबंध सुहुमबायरसंठाणभेया ॥**

**મૂળસૂત્રાર્થ**—શબ્દ, અન્ધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ,

સૂક્ષ્મત્વ, બાદરત્વ, સંસ્થાન અને ભેદ પણ પુદ્ગલરૂપ છે. ॥ ૨૦ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પુદ્ગલ કેવળ વર્ણ, ગંધ, રસ અને સ્પર્શાત્મક જ નહીં પરંતુ શબ્દ આદિ પણ પુદ્ગલ જ છે. એ નિરૂપણ કરવા માટે કહીએ છીએ—

શબ્દ, અન્ધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, આતપ, બન્ધ.

સૂક્ષ્મત્વ, બાદરત્વ, સંસ્થાન અને ભેદ પણ પુદ્ગલના જ પર્યાય છે. આથી પુદ્ગલ શબ્દાદિ વાળા હોય છે. ॥ ૨૦ ॥

**તત્વાર્થનિર્યુકિત**—પહેલા કહેવાઇ ગયું છે કે પુદ્ગલ રૂપ, રસ, ગન્ધ, અને સ્પર્શ પર્યાયવાળા હોય છે. હવે એ કહે છે કે શબ્દ વગેરે પર્યાયો પણ પુદ્ગલના જ છે.

શબ્દ બે પ્રકારના છે ભાષાત્મક અને અભાષાત્મક. ભાષાત્મક શબ્દના બે ભેદ છે સાક્ષર અને અનક્ષર શબ્દ. જે શબ્દ વર્ણ પદ તથા બાહ્યાત્મક હોય છે. શાસ્ત્રનો અભિવ્યંજક હોય છે, સંસ્કારયુકત અને સસ્કારહીનના ભેદથી આર્ય અને અનાર્યજનોના વ્યવહારનું કારણ હોય છે તે અક્ષરાત્મક કહેવાય છે. અનક્ષરાત્મક શબ્દ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય ચને પંચેન્દ્રિય પ્રાણિઓના જ્ઞાનાતિશયના પ્રતિપાદનનો હેતુ હોય છે. તેમનો જ્ઞાનાતિશય એકેન્દ્રિય જીવોની અપેક્ષાથી જાણવો જોઈએ. એકેન્દ્રિય જીવોને સામાન્ય જ્ઞાન હોય છે અતિશયજ્ઞાન હોતું નથી. અતિશય જ્ઞાનવાન સર્વજ્ઞ એકેન્દ્રિયોના સ્વરૂપનુ નિરૂપણ કરે છે તે તીર્થંકર ભગવાન પરમાતિશયજ્ઞાની હોય છે. આ શબ્દો પ્રાયોગિક હોય છે.

અભાષાત્મક શબ્દ પણ બે પ્રકારના છે પ્રાયોગિક અને વૈસ્રસિક. પ્રાયોગિક શબ્દના ચાર ભેદ છે—તત વિતત ઘન અને સુષિર પુષ્કર ભેરી, દુન્દુભિ દર્દુર આદિ ચર્મવેષ્ટિત વાદ્યોનો શબ્દ તત કહેવાય છે. વીણા સુઘોષા વગેરેના શબ્દ વિતત કહેવાય છે તાલ ઘંટ વગેરે વગાડવાથી ઉત્પન્ન થનારો શબ્દ ઘન કહી શકાય છે, તથા વાસળી અને શંખ વગેરેથી ઉત્પન્ન શબ્દ સૌષિર છે. વૈસ્રસિક શબ્દ મેઘ આદિનો કહેવાય છે જે ગર્જનાત્મક હોય છે.

આ બધા શબ્દ પુદ્ગલના પર્યાય હોવાથી પૌદ્ગલિક છે જોવામા અવરોધ ઉભો કરનાર પ્રકાશના વિરોધી તમના નામથી પ્રસિદ્ધ અન્ધકાર પણ પૌદ્ગલિક છે ચન્દ્ર, સૂર્ય, અગ્નિ, મણિ પતંગીયા વગેરેથી ઉત્પન્ન થનારો પ્રકાશ ઉદ્યોત છે તે પણ પૌદ્ગલિક છે. પ્રભા જેને દીપ્તિ

અગર ચમક કહે છે. તે પણ પૌદ્‌ગલિક છે. છત્રી આદિના નિમિત્તથી પ્રતિનિયત દેશમાં પ્રકાશના રોકાવાથી ઉત્પન્ન થનારી છાયા પણ પૌદ્‌ગલિક છે. તે દર્પણ આદિના સંસ્થાન રૂપ પણ હોય છે.

સૂર્યના નિમિત્તથી ઉત્પન્ન ઉષ્ણ પ્રકાશને આતપ કહે છે તે પણ પુદ્‌ગલાત્મક જ છે. બન્ધ બે પ્રકારનાં છે—પ્રાયોગિક અને વૈસ્રસિક. પુરુષના પ્રયત્નથી ઉત્પન્ન થનારા પ્રાયોગિક બંધ બે પ્રકારના છે અજીવ વિષયક અને જીવાજીવ વિષયક. લાખ અને લાકડીનું બંધન અજીવવિષયક છે. જીવાજીવવિષયક બન્ધ જીવની સાથે કર્મ અને નોકર્મનો હોય છે. જે બંધમાં કોઈ પુરુષના પ્રયોગની અપેક્ષા હોતી નથી તે સ્વાભાવિક બંધ કહેવાય છે.

વૈસ્રસિક (સ્વાભાવિક) બંધ ચીકાસ અને લુખાપણાના કારણે થાય છે. વિદ્યુત, ઉલ્કા જળધારા, અગ્નિ અને ઇન્દ્રધનુષ્ય વગેરે તેના દૃષ્ટાંતો છે. આ બધા પ્રકારના બન્ધ પૌદ્‌ગલિક સમજવા જોઈએ.

સૂક્ષ્મત્વ બે પ્રકારના છે અન્ત્ય અને આપેક્ષિક અન્ત્ય સૂક્ષ્મત્વ પરમાણુમાં હોય છે. આપેક્ષિક વેલ, આંબળા બોર વગેરેમાં. આ બંને જાતના સૂક્ષ્મત્વ પુદ્‌ગલના જ વિકાર છે.

એવી જ રીતે બાદરત્વ અર્થાત્‌ સ્થૂલતાના પણ બે ભેદ છે અન્ત્ય અને આપેક્ષિક અન્ત્ય બાદરત્વ સમગ્ર લોકવ્યાપી મહાસ્કંધમાં છે. આપેક્ષિક બાદરત્વ બોર, આમળા, બિલ્વ, તાલફળ વગેરેમાં હોય છે આ બંને પ્રકારના બાદરત્વ પણ પૌદ્‌ગલિક છે.

આકૃતિ અગર આકારને સંસ્થાન કહે છે તેના પણ બે ભેદ છે ઇત્થંસ્થ અને અનિત્થંસ્થ. જે આકારના વિષયમાં કહી શકાય કે આ એવું છે તે ઇત્થંસ્થ આકાર કહેવાય છે. વર્તુળ, ત્રિકોણ ચતુષ્કોણ, દીર્ઘ પરિમંડપ વગેરે આકાર ઈત્થંસ્થ સંસ્થાનના અન્તર્ગત છે. જે આકારમાં કોઇ પ્રકારની નિયતતા ન હોય અને જેને પૂર્વોક્ત કોઈ આકારની સંજ્ઞા ન દઇ શકાય તે અનિત્થંસ્થ આકાર કહેવાય છે તે મેઘ વગેરેમાં અનેક પ્રકારથી દેખાય છે. આ બંને પ્રકારના સંસ્થાન પૌદ્‌ગલિક છે.

ભેદના પાંચ પ્રભેદ છે (૧) ઉત્કરભેદ (૨) ચૂર્ણભેદ (૩) ખન્ડભેદ (૪) ચૂર્ણિકાભેદ (૫) પ્રતરભેદ કરવત વગેરેથી લાકડાં વગેરેને ચીરવા તે ઉત્કર ભેદ, ઘઉ જવ વગેરેને દળીને લોટ બનાવવો ચૂર્ણ ભેદ. ઘટ, પટ આદિના ટુકડે ટુકડા થવા તે ખન્ડભેદ છે. અડદ્‌ મગ વગેરેનો ઝીણો ચૂરો થવો ચૂર્ણિકાભેદ અભ્રપટલ વગેરેના પડ ના પડ જુદા થવા પ્રતરભેદ છે.

આ રીતે શબ્દ આદિ પૂર્વોકત બધા પુદ્‌ગલ દ્રવ્યના વિકાર છે. સૂત્રમાં પ્રયુકત 'ચ' શબ્દથી પ્રેરણા અભિધાન આદિ આગમ ઉકત પુદ્‌ગળ દ્રવ્યના પરિણામોને ગ્રહણ કરી લેવા જોઈએ.

આ કારણથી શબ્દ ભલે ધ્વન્યાત્મક હોય, ભલે વર્ણાત્મક તે પુદ્‌ગલનો જ પરિણામ–પર્યાય છે મૂર્ત્ત હોવાના કારણે તેને પુદ્‌ગળદ્રવ્યનુ પરિણામ સમજવું જોઈએ. અને શબ્દ મૂર્ત્ત છે કારણ કે તે અન્ય દ્રવ્યોમાં વિકાર ઉત્પન્ન કરવામાં સમર્થ છે જેમકે પિપળો વગેરે.

શંખ વગેરેનો અત્યંત તીવ્ર શબ્દ કાનોને બહેરા કરી દે છે. અમૂર્ત્ત આકાશ આદિમાં એવું સામર્થ્ય હોઈ શકતું નથી એવી જ રીતે શબ્દ મૂર્ત છે કારણ કે પર્વતથી ટકરાયેલા પથ્થરની જેમ પાછો ફેંકાય છે. પ્રતિધ્વનિત થાય છે ! આતપની જેમ દ્વારનું અનુસરણ કરે

છે. ઘાસ તથા પાંદડાની જેમ વાયુ દ્વારા પ્રેરિત થાય છે. દીપકની જેમ બધી દિશાઓમાં ગ્રહણ કરી શકાય છે, તારાગણની જેમ અભિભૂત થાય છે અને સૂર્યમન્ડલની જેમ બીજાના અભિભવ કરે છે. તાત્પર્ય એ છે કે જેમ સૂર્યના પ્રકાશથી તારાઓના પ્રકાશ સંતાઈ જાય છે આથી તે મૂર્ત્ત છે એવી જ રીતે મંદ શબ્દ તીવ્ર શબ્દ દ્વારા અભિભૂત થઈ જાય છે એથી શબ્દ મૂર્ત્ત છે.

આ બધા હેતુઓથી એ સાબીત થાય છે કે શબ્દ પુદ્ગલ દ્રવ્યના પર્યાય છે. પુદ્ગલ-દ્રવ્યને પર્યાય હોવાના કારણે તેનું મૂર્ત્તત્વ પણ સિદ્ધ છે આવી સ્થિતિમાં વૈશેષિકોએ શબ્દને આકાશના જે ગુણ માન્યો છે તે યોગ્ય નથી, મૂર્ત્ત શબ્દ અમૂર્ત્ત આકાશના ગુણ હોઇ શકે નહીં જેમ કે રૂપ આદિ આકાશના ગુણ નથી.

સત્ય એ જ છે કે શબ્દ પુદ્ગલનું જ પરિણામ છે. પરિણામ પરિણામીથી અર્થાત્ પર્યાય દ્રવ્યથી કથંચિત્ ભિન્ન અને કવચિત્ અભિન્ન હોય છે આથી શબ્દને પણ પુદ્ગલ દ્રવ્યથી કવચિત્ ભિન્ન અને કવચિત્ અભિન્ન માનવો જોઈએ.

આનાથી એ સાબિત થયું કે ધ્વનિ રૂપ પરિણામથી અગર શ્રોત્રગ્રાહ્યરૂપથી પરિણામ પુદ્ગળ જ શબ્દ કહેવાય છે.

પૌદ્ગલિક બન્ધ ત્રણ પ્રકારના છે પ્રયોગબન્ધ વિસ્રસાબન્ધ અને મિશ્રબન્ધ. એક વસ્તુનું બીજી વસ્તુ સાથે મળી જવું ચોંટી જવું તેને બંધ કહે છે. જીવના વ્યાપારથી ઉત્પન્ન થનારો બંધ પ્રાયોગિક બન્ધ કહેવાય છે જેમ ઔદારિક શરીર અથવા લાખ અને કાષ્ઠનો બંધ સ્વભાવથી જીવના પ્રયોગ વગર જ થનાર બંધ વિસ્રસા બન્ધ કહેવાય છે.

વિસ્રસાબંધ બે પ્રકારના છે સાદિ અને અનાદિ વિદ્યુત્. ઉલ્કા, મેઘ, અગ્નિ, ઈન્દ્રધનુષ્ય વગેરેમાં વિષય ગુણવાળા પરમાણુઓનાં કારણે જે સ્કન્ધ રૂપ પર્યાયોની ઉત્પત્તિ થાય છે તે સાદિ વિસ્રસાબંધ છે. ધર્મ અધર્મ અને આકાશદ્રવ્ય અનાદિ કાળથી સ્વભાવથી જ પરસ્પર સમ્બદ્ધ છે. તેમનો બંધ અનાદિ વિસ્રસાબન્ધ કહેવાય છે. મિશ્રબન્ધ ઉપર્યુક્ત બંને કારણોથી અર્થાત્ જીવના વ્યાપાર અને સ્વભાવથી થાય છે. તે જીવના વ્યાપારથી સહચરિત અચેતન દ્રવ્યની પરિણતિ છે. સ્તંભ આદિ કુંભ આદિ મિશ્રબન્ધના અન્તર્ગત છે. મિશ્રબન્ધમાં બંનેની પ્રધાનતા હોય છે. એવી રીતે પહેલાં જો કે બન્ધના બે ભેદ કહેવામાં આવ્યા છે તો પણ કિંચિત્ વિશેષ દર્શાવવા માટે અત્રે ત્રણ ભેદોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

એવી જ રીતે સૂક્ષ્મત્વ પણ પુદ્ગલનું જ પરિણામ છે તે બે પ્રકારનું હોય છે અન્ત્ય અને આપેક્ષિક તેનું કથન પહેલા કરી દેવામાં આવ્યું છે અહીં કંઈક વિશેષતા કહીએ છીએ– જે સૂક્ષ્મત્વ અન્તિમ હોય તે અન્ત્ય કહેવાય છે. અન્ત્ય સૂક્ષ્મત્વ પરમાણુમાં જ મળી આવે છે કારણ કે પરમાણુ જ બધાથી અધિક સૂક્ષ્મ છે તેથી વધુ સૂક્ષ્મત્વ કોઈ અન્ય વસ્તુમાં હોતું નથી. જે સૂક્ષ્મત્વ કોઈ બીજી વસ્તુની અપેક્ષાથી માનવામાં આવે છે તે આપેક્ષિક કહેવાય છે જેવી રીતે દ્વયણુક સ્કન્ધ ત્ર્યણુક સ્કન્ધની અપેક્ષા સૂક્ષ્મ છે. ત્ર્યણુક ચતુરણુકની અપેક્ષા સૂક્ષ્મ છે એવી રીતે આપેક્ષિક સૂક્ષ્મત્વ અનેક પ્રકારનું હોય છે. આ બંને જ પ્રકારના સૂક્ષ્મત્વ પૌદ્ગલિક જ છે.

સ્થૂલત્વ પણ એ જ પ્રકારે બે જાતના છે અન્ત્ય અને આપેક્ષિક, અન્ત્ય સ્થૂલત્વ સર્વ લોકવ્યાપી અચિત્ત મહાસ્કંધમાં જ મળે છે કેમકે આનાથી વધારે બીજા કોઈ પુદ્ગલ હોતા

નથી. આપેક્ષિક-સ્થૂલત્વ બોરની અપેક્ષાએ આમળામાં અને આમળાની અપેક્ષાએ દાડમમાં હોય છે. પરમાણુઓના પ્રથમ પરિણામના અને અવયવોના વિકાસને સ્થૂલત્વ કહે છે આ બન્ને પ્રકારના સ્થૂલત્વ પૌદ્ગલીક છે.

સંસ્થાનનો અર્થ આકૃતિ છે. આકૃતિ અવયવોની અમુક પ્રકારની રચનાથી બને છે. સંસ્થાન બે પ્રકારના છે જીવનું અને અજીવનું પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય, વાયુકાય અને વનસ્પતિકાય એ એકેન્દ્રિય જીવ છે અને બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય તથા પંચેન્દ્રિય જીવ અનેક ઇન્દ્રિય છે આ પૃથ્વી, અપ્ તેજસ્કાય આદિ જીવોના શરીરનું સંસ્થાન ક્રમથી મસૂરની સમાન, સ્તિબુક-ની સમાન, સૂચીકલાપની સમાન ધજાની જેમ તથા અનિત્થંસ્થ હોય છે. આમા જે બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય નામના ત્રણ વિકલેન્દ્રિય જીવ છે તેમનું સંસ્થાન હુંડક હોય છે. પંચેન્દ્રિયોના યથાયોગ્ય નામકર્મના ઉદયથી ઉત્પન્ન થનારા છ પ્રકારના સંસ્થાન હોય છે. સમચતુરસ્ત્ર, ન્યગ્રોધ, સાદિ, કુબ્જક, વામન અને હુન્ડક, કહ્યું પણ છે- જે સંસ્થાન સમચોરસ હોય અર્થાત્ જેને ચારે બાજુથી માપવાથી સરખું હોય તે સમચતુરસ્ર કહેવાય છે. જેમાં ઉપરના અવયવ મોટા હોય તે ન્યગ્રોધ સંસ્થાન જેમાં નીચેના અવયવ મોટા હોય તે સાદિ જેમાં પેટ અંદર જતું રહ્યું હોય અર્થાત્ જે કુબડો હોય તે કુબ્જક સંસ્થાન જે વેંતીયો હોય તે વામન અને જે બધી જગ્યાએ વિષમ હોય-બેઢંગો હોય તે હુંડક સંસ્થાન કહેવાય છે.

અજીવનું સંસ્થાન પાંચ પ્રકારનું હોય છે, વૃત્ત, ત્રિકોણ, ચતુષ્કોણ આયત (લાંબુ) અને પરિમન્ડલ. વૃત્ત સંસ્થાન યુગલ અને અયુગલના ભેદથી બે પ્રકારનું હોય છે. યુગ્મ સંસ્થાન પણ બે પ્રકારનું છે. પ્રતર અને ઘન એવી રીતે અન્ય સંસ્થાન પણ સમજી લેવા જોઈએ. જે સંસ્થાન વૃત્ત આદિ કોઈ રૂપમાં પણ ન કહી શકાય તે અનિત્થંસ્થ કહેવાય છે. આ બધાં જ સંસ્થાન પૌદગલિક છે.

કોઇ વસ્તુના એકત્વનો ભંગ થઈ જવો ભેદ કહેવાય છે. ભેદ પાંચ પ્રકારના છે. ઔત્કરિક, ખન્ડ, ચૌર્ણિક, પ્રતર અને અનુત્તર ભેદ, વિભકત થનારા પુદગલદ્રવ્યમાં જ થાય છે આથી તે પૌદ્ગલિક છે. તે પુદગલ સિવાય કોઈ પણ અન્ય દ્રવ્યમાં હોતો નથી.

ચીરવાવાળા લાકડા વગેરેમાં ઔત્કરિક ભેદ હોય છે. કોઇ વસ્તુના ચૂરે ચૂરા થઇ જવા તે ચૌર્ણિક ભેદ છે માટીના પીંડાનિ જેમ ટુકડા-ટુકડા થવા તે ખન્ડભેદ છે. અબરખ અગર ભોજપત્ર વગેરેની માફક પડના પડ જુદા જુદા થાય તે પ્રતર ભેદ છે. વાંસ અગર શેરડીની માફક કોઇની છાલ જુદી થઇ જાય તે અનુત્તર ભેદ છે. પૂર્વોકત યુકિત મુજબ આ બધા ભેદ પૌદ્ગલિક છે. એવી જ રીતે અન્ધકાર, છાયા, તાપ તથા ઉદ્યોત પણ પુદ્ગલદ્રવ્યના જ પરિણામ છે.

અન્ધકાર પુદ્ગલનું જ પરિણામ છે કારણ કે તે જોવામાં અવરોધ નાખે છે જેમ દિવાલ અથવા આવરણ કર્તા હોવાના કારણે તે પટ વગેરેની જેમ પૌદ્ગલિક છે. છાંયડો પણ પુદ્ગલનું પરિણામ છે કારણ કે તે શીતલ અને સંતોષદાયક હોય છે જેમ પાણી અને હવા. એવી જ રીતે તાપ પણ સંતાપજનક હોવાથી પરસેવો ઉત્પન્ન કરનાર હોવાથી અને ઉષ્ણ હોવાથી અગ્નિ આદિની માફક પૌદ્ગલિક છે. એવી જ રીતે ચન્દ્રિકા આદિનો પ્રકાશરૂપ ઉદ્યોત પણ પુદ્ગલદ્રવ્યનુ પરિણામ છે, કેમકે તે આલ્હાદક હોય છે જેમ અગ્નિ વગેરે.

એ જ પ્રમાણે પદ્મરાગ, નીલમ, હીરા વગેરે મણિઓનો ઉદ્યોત પણ પુદ્ગલદ્રવ્યનો જ પર્યાય છે કારણ કે તે અનુષ્ણ–અશીત (ન ગરમ ન શીતળ) હોય છે. દાખલા તરીકે પાણી વિગેરે એવી રીતે અન્ધકાર અને છાંયડો વગેરે મૂર્ત્ત દ્રવ્યનું કાર્ય હોવાથી તે પૌદ્ગલિક છે.

શંકા—અન્ધકાર પૌદ્ગલિક નથી કારણ કે તે દ્રવ્ય ગુણ અને કર્મથી વિલક્ષણ છે, તે ભાવાભાવ રૂપ છે અન્ધકાર જો દ્રવ્ય હોત તો અનિત્ય હોવાના સંબંધે ઘડા આદિની જેમ તેની ઉત્પત્તિ થવી જોઈતી હતી પરંતુ દ્રવ્યની જેમ ઉત્પન્ન ન થવાના કારણે, અમૂર્ત્ત હોવાથી સ્પર્શથી રહિત હોવાથી, પ્રકાશથી, વિરૂદ્ધ હોવાથી અને પરમાણુઓ દ્વારા ઉત્પન્ન ન થવાના કારણે તે પુદ્ગલ, દ્રવ્યનું પરિણામ હોઈ શકે નહીં.

અન્ધકાર ગુણ પણ ન હોઇ શકે કારણ કે તેનો આધાર ઉપલબ્ધ થતો નથી. ગુણ દ્રવ્યને આશ્રીત જ હોય છે. પ્રકાશનું વિરોધી હોવાથી પણ અન્ધકાર ગુણ થઇ શકે નહીં

અન્ધકાર કર્મ પણ નથી કારણ કે કર્મ પણ કોઈને કોઈ દ્રવ્યને આશ્રિત જ હોય છે અને અન્ધકારનો કોઈ આશ્રય ઉપલબ્ધ થતો નથી. જો અન્ધકાર ક્રિયારૂપ હોત તો તેનો કોઈ આશ્રય પણ પ્રતીત થાત પરંતુ તેનો કોઇ આશ્રય ઉપલબ્ધ થતો નથી તેને ક્રિયાં માની શકાય નહીં. જ્યાં તેજનો અભાવ હોય છે ત્યાં જ અન્ધારાની પ્રતીતિ થાય છે. તેજ જ્યારે બીજા કોઈ દ્રવ્યથી ઢંકાઈ જાય છે ત્યારે અન્ધકાર હોય છે આથી એ સાબીત થાય છે કે અન્ધકાર પુદ્ગલનું પરિણામ નહીં પરંતુ તેજનો અભાવ જ છે.

સમાધાન—આમ કહેવું એ ન્યાયબદ્ધ નથી. અન્ધકાર પૌદ્ગલિક છે કારણ કે તે વ્યવધાન ક્રિયામાં સમર્થ હોય છે, મૂર્ત્ત છે, સ્પર્શવાન્ છે અને પરમાણુઓથી ઉત્પન્ન થાય છે જેમ દિવાળ. આથી અન્ધકાર ને અપૌદ્ગલિક સિદ્ધ કરવા માટે પ્રયુક્ત આપના અમૂર્તત્વ સ્પર્શરહિતત્વ અને પરમાણુ–અકૃતકત્વ, આ ત્રણે હેતુ અસિદ્ધ છે.

શંકા—જો અન્ધકાર મૂર્ત્ત છે તો આપણને તેના સ્પર્શ આદિની પ્રતીતિ કેમ થતી નથી ?

સમાધાન—જેમ ગવાક્ષમાં રજકણ દેખાય છે પરંતુ તેમનો સ્પર્શ પ્રતીત થતો નથી તેવી જ રીતે અન્ધકારનું પરિણમન એવું વિલક્ષણ છે કે આપણને તેના સ્પર્શની ખાત્રી થતી નથી. જેવી રીતે અગ્નિને પાણી સાથે તેવી જ રીતે પ્રકાશ સાથે અન્ધકારને વેર છે. કોઇ વરંડામાં રાખેલા દીપકના કિરણોનો ઉપઘાત પુષ્કરાવર્ત્ત મેઘની મૂશળ તેવી ધારાઓ પણ નથી કરી શકતી આથી જળ તથા અગ્નિનો સર્વથા જ વિરોધ હોય એમ નથી તો પણ ઉદ્ગમ સ્થાનમાં જ તેમનો વિરોધ હોય છે.

અગર અન્ધકાર પૌદ્ગલિક ન હોત તો તેની સાથે પ્રકાશનો વિરોધ પણ ન થઇ શકત. ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮માં અધ્યયનમાં કહ્યું છે—

શબ્દ અન્ધકાર ઉદ્યોત પ્રભા, છાયા, આતપ, વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ આ બધાં પુદ્ગલોનાં લક્ષણ છે. પૃથકત્વ સંખ્યા સંસ્થાન, સંયોગ અને વિભાગ આ બધાં પર્યાયોનાં લક્ષણ છે. ॥ ૨૦ ॥

**पोग्गला दुविहा परमाणुणो खंधा ॥**

**મૂલસૂત્રાર્થ**—પુદ્ગલ બે પ્રકારના હોય છે. પરમાણુ અને સ્કંધ. ॥ ૨૧ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વોક્ત રૂપ, રસ, ગંધ અને સ્પર્શવાળા–પુદ્ગલ બે પ્રકારનાં કહેવાયા છે–પરમાણુ અને સ્કન્ધ. જો કે આ બંનેમાં પુદ્ગલત્વ જાતિ સમાન છે તો પણ અવયવરહિત હોવાથી અણુ સૂક્ષ્મ છે અને સાવયવ હોવાથી સ્કંધ સ્થૂળ હોય છે. આ જ બંનેમાં અંતર છે. પરમાણુ આપણી ઇન્દ્રિયોથી અગોચર છે, માત્ર અનુમાન અને આગમથી જાણી શકાય છે. તે નિરવયવ અને સૂક્ષ્મ હોય છે.

સ્કંધરૂપ પુદ્ગલ આપણા ગ્રહણમાં આવી શકે છે કારણ કે તે સાવયવ અને સ્થૂળ હોય છે. સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનકના ત્રીજા ઉદ્દેશકના ૮૨માં સૂત્રમાં કહે છે—

પુદ્ગલ બે પ્રકારના છે–પરમાણુ પુદ્ગલ તથા નોપરમાણુ પુદ્ગલ ॥ ૨૧ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલાં પુદ્ગલોનું પ્રતિપાદન કર્યું, હવે ટુંકમાં તેમના ભેદોનું નિરૂપણ કરીએ છીએ–પુદ્ગલ બે પ્રકારના છે–પરમાણુ અને સ્કંધ.

પરમ અણુને પરમાણુ કહે છે. પરમાણુ એટલા સૂક્ષ્મ હોય છે કે તે આપણી ઈન્દ્રિયોના વિષય થઈ શકતાં નથી તેમને અનુમાન અને આગમના પ્રમાણથી જ જાણી શકાય છે.

કહ્યું પણ છે—પરમાણુ કારણ જ હોય છે કાર્ય નહીં તથા સૂક્ષ્મ અને નિત્ય હોય છે તેમાં એક રસ, એક ગંધ, એક વર્ણ અને બે સ્પર્શ હોય છે. કાર્ય જ તેનું લિંગ છે અર્થાત્ સ્કંધથી તેનું અનુમાન કરી શકાય છે.

જેટલાં પણ દ્વયણુકથી લઇને અચિત્ત મહાસ્કંધ પર્યંત સ્કંધ છે તેમનું કારણ પરમાણું છે, કેમકે પરમાણુઓના મિલનથી જ તેમની નિષ્પત્તિ થાય છે તે અન્ત્ય છે કારણ કે સમસ્ત ભેદોના અંત સુધી વ્યાપ્ત રહે છે.

દ્વયણુકથી લઈને મહાસ્કન્ધ સુધીની મૂર્ત્ત વસ્તુઓનું કારણ પરમાણું છે. અમૂર્ત્ત જ્ઞાનાદિનું કારણ આત્મા આદિ છે આ બંને કારણોનો સર્વથા વિનાશ થતો નથી જો એમ હોત તો તેની અસત્તાની પ્રાપ્તિ થઈ જાય અને તે સૂલ્લોગોમાં કોઈને ઉત્પન્ન ન કરી શકે. દા. ત. આકાશપુષ્પ કોઇને ઉત્પન્ન કરી શકતું નથી.

પરમાણુ સૂક્ષ્મ, નિરવયવ અને નિત્ય છે. પ્રત્યેક પરમાણુમાં એક રસ, એક ગંધ એક વર્ણ તથા બે સ્પર્શ હોય છે. કાર્યથી પરમાણુઓનુ અનુમાન કરી શકાય છે. પરમાણુ દ્વયણુક આદિનું ઉપાદાન કારણ છે અને આત્મા જ્ઞાનનો ઉપાદાન કારણ છે. પરમાણુ અને આત્માના અસ્તિત્વમાં દ્વયણુક આદિ અને જ્ઞાન આદિ કાર્ય થાય જ છે જો પરમાણુનો તથા આત્માનો અભાવ માનવામાં આવે તો તેમના પૂર્વોક્ત કાર્ય ઉત્પન્ન થઇ શકે નહીં.

જેના અસ્તિત્વથી જે થાય છે અને જેના અભાવમાં જે થતું નથી, તે તેનું કાર્ય–કારણ કહેવાય છે.

અમુકના હોવા પર જ અમુકનુ થવું–જેમ અગ્નિનું હોવાથી જ ધુમાડાનું હોવું–અને અમુકના ન હોવા પર અમુકનુ ન હોવુ–જેમ અગ્નિના અભાવમાં ધુમાડાનુ ન હોવું–આ અન્વયવ્યતિરેક કહેવાય છે આના જ આધારે કાર્ય કારણભાવનો નિશ્ચય કરાય છે અર્થાત્ આનાથી આપણે જાણીએ છીએ કે અગ્નિ કારણ અને ધુમાડો કાર્ય છે.

જેના હોવાથી કાર્ય થાય છે અને જેના અભાવમાં નથી જ થતું એ પ્રકારની અટકળ કરવી અનુગતી છે કારણ કે કણેરની ઉત્પત્તિ લાલ કમળના ફળથી પોતાની શાખાથી અને પોતાના બીજથી પણ જોઈ શકાય છે. દૂબ (ઘાસ વિશેષ)ની ઉત્પત્તિ ગાયના રૂંવાડાથી અને ઘેટાંના રૂંવાડાથી થાય છે અને છાણ આદિથી વીંછીની ઉત્પત્તિ જોઈ શકાય છે એનું સમાધાન થઈ જાય છે.

કારણના હોવા પર જ કાર્યની ઉત્પત્તિ થાય છે આ નિયમ સર્વત્ર લાગુ પડે છે તે–તે કાર્યોના જનક હોવાથી લાલ કમલ આદિ અને છાણ આદિ પણ કારણ જ સિદ્ધ થાય છે. એવી જ રીતે અહીં પણ પરમાણુઓના હોવા પર જ દ્વયણુકાદિ થાય છે અને આત્માના હોવા પર જ જ્ઞાન થાય છે આ અભાવ છે

કારણના અભાવમાં અગર વિકલતામાં કાર્યની–ઉત્પત્તિ થતી નથી, જેમ ઝેરમાં મારણ શકિત હોવા છતાં પણ જો તે શકિત મંત્ર દ્વારા પ્રતિબદ્ધ થઈ ગઈ હોય તો તેના દ્વારા મારણ કાર્ય થતું નથી. કર્ત્તા રૂપ નિમિત્તની અપેક્ષા રાખનાર કુંભાર દંડ આકાશ આદિ કારણોનું નિરૂપણ પણ પૂર્વોકત પ્રકારથી જ કરી લેવું જોઈએ.

આપણે પરમાણુની સૂક્ષ્મતા આગમથી જાણી લઈ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાથી નિત્યતા સમજવી જોઈએ. પરમાણુથી અધિક નાનું કોઈ દ્રવ્ય નથી એ કારણે જ તે પરમાણુ કહેવાય છે. એવો આ પરમાણુ તીખો ખાટો, મધુર કડવો તથા કસાયેલા રસોમાંથી કોઈ એક રસથી યુકત હોય છે સુરભિ અને દુરભિ ગંધોમાંથી એક ગંધવાળો હોય છે, સફેદ, કાળો, લીલો પીળો અને રાતો–આ પાંચ રંગોમાંથી એક રંગવાળો હોય છે અને ચાર સ્પર્શયુગલોમાંથી અવિરોધી બે સ્પર્શોથી યુકત હોય છે.

બાદર પરિણામવાળા અનેક પ્રકારના પુદ્ગલ આદિ કાર્યોથી જે આપણને પ્રત્યક્ષ દેખાય છે, પરમાણુનું અનુમાન કરવામાં આવે છે. આથી તે કાર્યલિંગ કહેવાય છે સ્કન્ધપુદ્ગલ સાવયવ બાદર અને પ્રત્યક્ષ દ્રશ્ય હોય છે પરમાણુ અબદ્ધ હોય છે સ્કંધમાં આઠે સ્પર્શ મળી શકે છે અને તે પરમાણુઓના પિન્ડ હોવાથી બદ્ધ જ હોય છે.

સૂક્ષ્મ પરિણામવાળા સ્કંધ ચાર સ્પર્શવાળા હોય છે તથા પરમ સંહતિથી વ્યવસ્થિત હોય છે આ રીતે પ્રદેશમાત્ર ભાવી સ્પર્શ આદિ પર્યાયોના ઉત્પત્તિસામર્થ્યથી પરમાગમમાં જે કાર્યરૂપ લિંગ દ્વારા મેળવાય છે–સતરૂપમાં પ્રતિપાદન કરવામાં આવે છે–તે અણુ કહેવાય છે પરમ અણુને પરમાણુ કહે છે અત્યન્ત સૂક્ષ્મ હોવાને લીધે તે જાતે જ પોતાનો આદિ મધ્ય અને અન્ત છે. કહેવાનું એ છે કે એક અપ્રદેશી હોવાના કારણે તેમાં આદિ મધ્ય અને અન્તના વિભાગ હોતા નથી વળી કહ્યું પણ છે—

જે દ્રવ્ય આદિ મધ્ય અને અન્તના વિભાગથી રહિત હોય જે ઈન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય નથી તથા જે નિર્વિભાગ છે તેને પરમાણુ સમજવા જોઈએ"

જે પુદ્ગલ સ્થૂળ હોવાને લીધે ગ્રહણ કરી શકાય, રાખી શકાય અન્યાન્ય વ્યવહારોમાં આવી શકે તે સ્કન્ધ કહેવાય છે, જો કે દ્વયણુક આદિ કોઈ–કોઈ સૂક્ષ્મ સ્કન્ધ ગ્રહણ નિક્ષેપ આદિ વ્યવહારોને યોગ્ય હોતા નથી તથાપિ રૂઢિ અનુસાર તે પણ સ્કન્ધ કહેવાય છે પુદ્ગલોના

આમ તો અનન્ત ભેદ છે પણ પરમાણું અને સ્કંધના ભેદથી તે બે પ્રકારના જ છે. આ બે ભેદોમાં જ તે સર્વેનો સમાવેશ થઈ જાય છે. વ્યક્તિશઃ આમ પરમાણું પણ અનન્ત છે અને સ્કન્ધ પણ અનન્ત છે, એવું સૂચિત કરવા માટે બહુવચનનો પ્રયોગ કરવામાં આવ્યો છે.

આમાંથી પુદ્ગલપરમાણુ સ્પર્શ રસ ગંધ અને વર્ણ વાળા હોય છે અને સ્કન્ધપુદ્ગલ શબ્દ અન્ધકાર, ઉદ્યોત પ્રભા છાંયડો તાપ સૂક્ષ્મત્વ, બાદરત્વ સંસ્થાન અને ભેદવાળા હોય છે અને સ્પર્શ, રસ, ગંધ, વર્ણવાળા પણ. આથી એ કથન સંગત થઈ જાય છે કે—

અણુ પોતાના કાર્ય (ઘટ આદિ) દ્વારા જ જાણી શકાય છે, બે સ્પર્શવાળા એક વર્ણ એક રસ અને એક ગંધવાળા હોય છે. દ્રવ્યની અપેક્ષાથી નિત્ય અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય પણ હોય છે. ॥ ૨૧ ॥

**एगत्तपुहुत्तेहिं कंधा पुहुत्तेण परमाणू य ॥**

**મૂળ સૂત્રાર્થ**—સ્કન્ધોની ઉત્પત્તિ એકત્વથી, પૃથક્ત્વથી તથા એકત્વપૃથક્ત્વથી થાય છે, પરમાણુ માત્ર પૃથક્ત્વથી જ ઉત્પન્ન થાય છે.

**તત્વાર્થદીપિકા**—પરમાણુ અને સ્કન્ધના ભેદથી પુદ્ગલના બે ભેદ પ્રથમ કહેવાઈ ગયા હવે પરમાણુ અને સ્કન્ધની ઉત્પત્તિના કારણો બતાવીએ છીએ—

સ્કન્ધ એકત્વથી પૃથક્ત્વથી તથા એકત્વ–પૃથક્ત્વ બંનેથી ઉત્પન્ન થાય છે પરમાણુઓની ઉત્પત્તિ માત્ર પૃથક્ત્વથી જ થાય છે.

જે પરમાણુ અગર સ્કન્ધ અલગ–અલગ હોય તેમને એકબીજામાં મળી જવું એકત્વ કહેવાય છે. આથી વિપરીત કોઈ અન્ય નિમિત્ત મળવાથી મળેલા પુદ્ગલોનું જુદા–જુદા થઈ જવું પૃથક્ત્વ કહેવાય છે. સ્કન્ધોની ઉત્પત્તિ આ બંને કારણોથી થાય છે. જેમ બે પરમાણુઓના મળવાથી દ્વિપ્રદેશી સ્કન્ધ ઉત્પન્ન થાય છે એવી જ રીતે દ્વિપ્રદેશી સ્કન્ધ અને એક પરમાણુ ના મળવાથી અથવા ત્રણ પરમાણુઓના મળવાથી ત્રિપ્રદેશી સ્કન્ધ બની જાય છે. બે દ્વિપ્રદેશી સ્કન્ધોના મળવાથી અથવા એક ત્રિપ્રદેશી સ્કન્ધ અને એક પરમાણુના મળવાથી અથવા ચાર પરમાણુઓના મળવાથી ચતુપ્રદેશી સ્કન્ધ બની જાય છે.

એવી જ રીતે સંખ્યાત, અસંખ્યાત, અનન્ત, અને અનન્તાનન્ત પરમાણુઓ અથવા નાના નાના સ્કન્ધો અગર સ્કન્ધો અને પરમાણુઓના મીલનથી તેટલા જ પ્રદેશવાળા સ્કન્ધ ઉત્પન્ન થાય છે.

એવી રીતે જેમ એકત્વથી સ્કન્ધ ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે પૃથક્ત્વ અર્થાત્ ભેદથી ઉત્પન્ન થાય છે. જ્યારે કોઈ કોઈ સ્કન્ધમાંથી એ, પરમાણુ પૃથક્ થઈ જાય છે તો તે નાનો સ્કન્ધ રહી જાય છે. આ પણ સ્કન્ધની ઉત્પત્તિ છે. જ્યારે એક મોટો સ્કન્ધ બે ભાગોમાં અગર અનેક ભાગોમાં વહેંચાઈ જાય છે ત્યારે અપેક્ષાકૃત નાના–નાના અનેક સ્કન્ધોની ઉત્પત્તિ થાય છે અથવા તે નાના નાના સ્કન્ધોમાં પણ પૃથક્ત્વ પેદા થઈ જાય તો અધિક બીજા નાના અનેક સ્કન્ધ ઉત્પન્ન થાય છે. આ રીતે દ્વિપ્રદેશી સ્કંધ સુધી ભેદથી ઉત્પન્ન થઇ શકે છે.

ક્યારેક ક્યારેક એવું થાય છે કે એક મોટા સ્કન્ધનો એક ભાગ જુદો થયો અને બીજા સ્કન્ધનો ભાગ તેમાં મળી ગયો આમાં એકત્વ પણ થવું અને પૃથક્ત્વ પણ થવું. આ એકત્વ પૃથકત્વથી પણ સ્કંધ બને છે.

પરંતુ પરમાણુની ઉત્પત્તિ એકત્વ અર્થાત્ સંઘાતથી થતી નથી. તે ભેદ પૃથક્ત્વથી જ ઉત્પન્ન થાય છે. જ્યારે કોઈ સ્કંધમાં એક પ્રદેશ પૃથક્ થઈને સ્વતંત્ર થઈ જાય છે ત્યારે પરમાણુ કહેવાય છે. આ રીતે પરમાણુ પૃથક્ત્વથી જ ઉત્પન્ન થાય છે ॥ ૨૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં પુદ્‌ગલોનું પરમાણુ રૂપ અને સ્કંધરૂપ પરિણમન બતાવવામાં આવ્યું છે પરંતુ તે પરિણમન શું અનાદિ છે અથવા સાદિ ? આ શંકાનું સમાધાન કરવા માટે–તે પરિણમન સાદિ છે, અનાદિ નથી, કારણ કે તે ઉત્પત્તિમાન્ છે–પરમાણુઓ અને સ્કંધોની ઉત્પત્તિનું કારણ કહીએ છીએ–એકત્વ અને પૃથક્ત્વથી પુદ્‌ગલો. ઉત્પન્ન થાય છે અને પૃથત્ક્વથી પુદ્‌ગલોના પરમાણુ ઉત્પન્ન થાય છે.

હકીકતમાં સંઘાતરૂપ એકત્વથી ભેદરૂપ પૃથક્ત્વથી અને સંઘાતભેદરૂપ એકત્વ–પૃથક્ત્વથી પુદ્ગલોના દ્વિપ્રદેશી આદિ સ્કધ ઉત્પન્ન થાય છે. જેમ–બે પરમાણુ પુદ્‌ગલોના સંઘાત રૂપ એકત્વથી અર્થાત્ મિલનથી દ્વિપ્રદેશી પુદ્‌ગલસ્કંધ ઉત્પન્ન થાય છે.

એક દ્વિપ્રદેશી સ્કંધ અને એક પરમાણુના સંઘાતથી અથવા ત્રણ પરમાણુઓના સંઘાતથી ત્રિપ્રદેશીસ્કંધની ઉત્પત્તિ થાય છે. એવી જ રીતે એક ત્રિપ્રદેશીસ્કંધ અને એક પરમાણુથી અથવા બે દ્વિપ્રદેશી સ્કંધોથી અથવા ચાર પરમાણુથી ચાર પ્રદેશી સ્કંધ ઉત્પન્ન થાય છે એવી જ રીતે સંખ્યાત અસંખ્યાત, અનન્ત અને અનન્તાનન્ત પ્રદેશોના સંઘાત રૂપ એકત્વથી સંખ્યાત અસંખ્યાત અનન્ત અને અનન્તાનન્ત પ્રદેશોવાળા સ્કંધ ઉત્પન્ન થાય છે.

એવી જ રીતે આ જ દ્વયણુકથી લઈને અનન્તાનન્તપ્રદેશી સ્કધોમાં જે સંઘાતરૂપ એકત્વથી ઉત્પન્ન થયા છે. જ્યારે ભેદ થાય છે અર્થાત્ એક પરમાણુ ભિન્ન થઈને અલગ થઈ જાય છે ત્યારે તે એક પરમાણુથી હીન સ્કંધના રૂપમાં ઉત્પન્ન થાય છે એવી જ રીતે જો તેમાંથી બે પરમાણુ નીકળી જાય અગર ત્રણ પરમાણુ જુદાં થઈ જાય તો ક્રમશઃ નાનો થતો થકો તે અન્તત દ્વિપ્રદેશી સ્કંધના રૂપે ઉત્પન્ન થઇ જાય છે.

આ દ્વયણુક આદિ સ્કધ સંઘાત અને ભેદ અર્થાત્ એકત્વ અને પૃથક્ત્વ–બંનેથી પણ ઉત્પન્ન થાય છે કાળના સૌથી નાના નિરંશ અંશને સમય કહે છે તે એક જ સમયમાં કોઈ પરમાણુ કોઇ દ્વયણુંકથી છુટો થવો અથવા તેજ સમયે બીજા કોઈ પરમાણુ તેમાં મળી ગયા તો આ ભેદ અને સંઘાતથી પણ દ્વયણુંક સ્કંધની ઉત્પત્તિ થઈ

પરંતુ પરમાણુની ઉત્પત્તિ સઘાતથી અગર ભેદ સઘાતથી નહીં પણ ભેદથી જ થાય છે.

અહીં એ સમજી લેવું જોઈએ–બે પરમાણુઓનાં પારસ્પરિક મિલન રૂપ એકત્વ પરિણામથી એક દ્રવ્યાણુક સ્કન્ધ બની જાય છે. સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનના ત્રીજા ઉદ્દેશકના ૮૨માં સૂત્રમાં કહ્યું છે–બે કારણોથી પુદ્‌ગલોનુ મિલન થાય છે. અગર તો પુદ્‌ગલ જાતે જ સંહત થઇ જાય છે અગર બીજાની દ્વારા સહત કરવામાં આવે છે. એવી જ રીતે પુદ્‌ગલોમાં

બે પ્રકારથી ભેદ (પૃથક્ત્વ) ઉત્પન્ન થાય છે. કાં તો તે સ્વયં જ પૃથક્ થઈ જાય છે અગર બીજાની દ્વારા જુદા કરવામાં આવે છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬માં અધ્યયનની ૧૧મી ગાથામાં કહ્યું છે-એકત્વ અને પૃથક્ત્વના કારણે સ્કંધ અને પરમાણુ ઉત્પન્ન થાય છે

શંકા—નિરંશ બે પરમાણુઓના એકત્વથી દ્વયણુક સ્કંધની નિષ્પત્તિ કેવી રીતે થઈ શકે? તે બે પરમાણુઓના સંયોગ સર્વાત્મના અર્થાત્ એક પરમાણુમાં બીજા પરમાણુના પૂર્ણ રૂપમાં સમાઈ જવાથી થાય છે. અથવા એક દેશથી થાય છે ?

જો સર્વાત્મના સંયોગ માની લઈએ તો આખું જ જગત એક પરમાણુ માત્ર જ હશે કારણ કે એક પરમાણુમાં જ્યારે બીજા પરમાણુ સંપૂર્ણ રીતે સમાઇ જાય તો બે પરમાણુ-ઓના મળી જવાથી તે પહેલાની માફક એક પરમાણુ માત્ર રહ્યો. એવી જ રીતે જ્યારે તેમાં ત્રીજો પરમાણુ મળે તો પણ તે પરમાણુ માત્ર જ રહ્યો એવી રીતે અનન્ત પરમાણુઓના મળવાથી તે પરમાણુ માત્ર જ રહેશે. આ દોષથી બચવા માટે જો પરમાણુઓનો સંયોગ એક દેશથી માનવામાં આવે તો પરમાણુ સાવયવ અર્થાત્ અવયવવાળો માનવો પડશે. જ્યારે તેમાં એક દેશથી સંયોગ થાય છે તો સાવયવ થયા વગર તે કઇ રીતે રહી શકે છે ? આ રીતે અહીં કુવા ઉપર ખાઈની કહેવત ચરિતાર્થ થાય છે અર્થાત્ બંને પક્ષોમાં દોષ આવે છે. આવી સ્થિતિમાં પરમાણુઓનો સંયોગ બની જ શકતો નથી

સમાધાન—પરમાણુ રૂપ રસ, ગંધ અને સ્પર્શવાળા હોય છે આથી સંયોગ સમયે વ્યવધાનયુક્ત પરસ્પરમાં વ્યાપ્ત થઈને રહે છે કારણ કે તેમનામાં રૂપ આદિ અવયવ હોય છે જેમ સ્તંભ કુંભ વગેરે. એવી રીતે પરમાણુ ક્વચિત્ નિરવયવ અને ક્વચિત્ સાવયવ પણ છે. દ્રવ્યથી નિરવયવ અને ભાવથી સાવયવ છે

આના શિવાય દ્રવ્યની અપેક્ષા જ્યારે પરમાણુ એક છે અને તેમાં કોઇ પ્રકારનો ભેદ નથી તો તેના માટે સર્વાત્મના કહીને સર્વ શબ્દનો પ્રયોગ કેવી રીતે કરી શકાય ? સર્વ શબ્દ તો નિરવશેષ અનેકનો વાચક છે. એ હકીકત સર્વત્ર પ્રસિદ્ધ છે આથી સર્વ શબ્દનો પ્રયોગ કરવો અશક્ય છે. એવી જ રીતે જુદા જુદા રૂપમાં પ્રસિદ્ધ વસ્તુના કોઈ એક ભાગનો પ્રતિપાદક એકદેશ શબ્દ ભેદરહિત પરમાણુના વિષયમાં કેવી રીતે વાપરી શકાય ?

આ કારણથી ઉપર્યુક્ત સર્વાત્મના અને એકદેશેન આ બંને વિકલ્પોને પ્રગટ કરવાવાળા વાક્ય પ્રયોગ તે જ લોકો કરી શકે છે જેઓ અત્યન્ત પ્રસિદ્ધ લોકવ્યવહારથી પણ વિમુખ છે ક્ષુદ્ર છે અને અર્થથી અથવા શબ્દના અર્થથી અજ્ઞાન છે, અને અત્યન્ત જ જડ છે. વિચાર-શીળ વિદ્વાન એવો પ્રયોગ કરી શકતા નથી. જેમના મગજમાં એકાન્તવાદનું ભૂત સવાર છે તેઓ જ બે વિકલ્પોને પ્રગટ કરનારા વચનનો પ્રયોગ કરી શકે છે સમસ્ત વાદોમાં શિરોમણિ સ્યાદ્વાદ સિદ્ધાંતનો આશ્રય લેવાથી જેમનામાં અનુપમ સામર્થ્ય ઉત્પન્ન થઈ ગયું હોય તેવા અનેકાન્તવાદી આવા અર્થહીન વાક્યોનો પ્રયોગ કરતા નથી

એક પરમાણું જ્યારે બીજા પરમાણુની સાથે મળે છે તો એક દેશથી નહીં. કારણ કે તેમાં દેશ અર્થાત્ અવયવ હોતા જ નથી પરંતુ સ્વયં જ અવયવ દ્રવ્યાંતરના અવયવદ્રવ્યોથી

રહિત થઈને બીજા પરમાણુની સાથે ભેદથી સંયોગને પ્રાપ્ત થાય છે. તે બીજા પરમાણુમાં સમાઈ શકતો નથી. પરમાણુ સક્રિય હોય છે અને પોતાના અવગાહનાના સ્થાન રૂપ આકાશમાં જ સમાયેલો રહે છે.

શંકા—જો પરમાણુનો બીજા પરમાણુની સાથે એક દેશથી પણ પ્રદેશ નથી થતો તો તેમનો સંયોગ જ થઈ શકે નહીં. કારણ કે તેઓ પરસ્પરમાં આશ્રિત નથી જેમ બે આંગળીઓના જુદા જુદા રહેવાથી સંયોગ થતા નથી તેમ.

સમાધાન—આપણે એક બીજામાં પેસવાથી સંયોગ કહેતા નથી પરંતુ નિરવયવ હોવાથી જ તેમનો સંયોગ થાય છે. બે આંગળીઓના માફક પરમાણુ નો બીજો કોઇ સંયુક્ત જુદો પ્રદેશ હોતો નથી પરંતુ તે જાતે જ સંયુકત થઈ જાય છે એટલું જ અમારું વિધાન છે આપનું પરસ્પરમાં આશ્લિષ્ટ ન થવું, હેતુ અનેકાન્તિક છે. સૂક્ષ્મ છેદનથી. જુદી જુદી થયેલી બે આંગળીઓના અન્તના બે પ્રદેશ જો એક બીજાથી છૂટા હોય તો પરસ્પરમાં આશ્લિષ્ટ ન હોવા છતાં પણ તેમનો સંયોગ થાય છે. બે આંગળિઓ આપસમાં જોડાયેલી હોય છે કારણ કે વચમાં અંતર હોતું નથી તો પણ એક આંગળી બીજામાં પેસતી નથી.

શંકા—પરમાણુ સંસ્થાનવાન હોવાથી સાવયવ જ હોવા જોઈએ નિરવયવ નહીં.

સમાધાન—સંસ્થાન દ્રવ્ય અવયવોથી ઉત્પન્ન થાય છે. અવયવોના હોવાથી ઘટ આદિ અવયવી વસ્તુઓમાં સંસ્થાન થાય છે. પરમાણુમાં અવયવ હોતા નથી આથી પરમાણુમાં સંસ્થાન પણ હોતા નથી.

શંકા—જો પરમાણુમાં સંસ્થાન નથી તો તે અસાર થઇ જશે.

સમાધાન—જેમાં સંસ્થાન ન હોય તેની સત્તા જ હોતી નથી, એવો કોઇ નિયમ નથી. આકાશ સંસ્થાનથી રહિત હોવા છતાં પણ અસત્ નથી, સત્ જ છે.

શંકા—આકાશ પણ સંસ્થાનવાન છે કારણ કે તેની પરિધિ જોઈ શકાય છે, દા. ત. દડો.

સમાધાન—આ વિધાન સંપૂર્ણ લોક અને શાસ્ત્રોથી પ્રતિકુળ છે સાથે જ અનુભવથી પણ વિરુદ્ધ છે.

યોગ અગર સંયોગનો અર્થ છે-સમ્પ્રાપ્તિ અર્થાત્ સારી રીતે મેળાપ થઇ જવો. આ યોગ પ્રદેશોથી જ થાય છે તેમ નથી.. જે પ્રદેશરહિત છે તેની સ્વયં જ સંપ્રાપ્તિ થઈ જાય છે.

આ રીતે બધા સ્થૂળપદાર્થ જો વિભકત કરવામાં આવે છે. નિ:સંદેહ અન્તમાં તે નિરંશ હશે. સ્થૂળવસ્તુ સૂક્ષ્મપૂર્વક જ હોય છે કહ્યું પણ છે-"બધી સવિભાગ વસ્તુ અવિભાગમાં પ્રવિષ્ટ છે" અનન્ત પરમાણુઓનો એક જ આકાશપ્રદેશમાં જે અવગાહ થાય છે તેનું કારણ એ છે કે તે અપ્રતિઘાતી રૂપમાં પરિણત થાય છે-તે અનન્ત પરમાણુઓમાંથી કોઈ કોઈના અવગાહમાં અવરોધ નાખતો નથી જેમ એક ઓરડો દીવાના પ્રકાશથી વ્યાપ્ત હોય અને તેમાં બીજો દીપક રાખવામાં આવે તો તેનો પ્રકાશ પણ તેમાં સમાઈ જાય છે અને સાથે જ શીત શબ્દ આદિના પુદ્દગલ પણ સમાયેલાં રહે છે; તેમાંથી કોઈ પુદ્દગલ બીજા પુદ્દગલની અવગાહનાનો પ્રતિરોધ કરતો નથી એવી જ રીતે આકાશના એક જ પ્રદેશમાં અનન્ત પરમાણુ વગર વિરોધે સમાયેલા રહે છે.

શંકા—જો પરમાણુ પ્રતિઘાતરહિત છે તો સ્થૂળ દ્રવ્યની નિષ્પત્તિ કેવી રીતે થશે ? યોગ થવાથી મીલન થાય છે અને સંયોગનો અર્થ છે અપ્રાપ્તની પ્રાપ્તિ અને નહીં કે એકબીજામાં સમાઈ જવું.

સમાધાન— સ્થૂળ દ્રવ્યની ઉત્પત્તિ વખતે પરમાણુઓનું અપ્રતિઘાતિ હોવું અમને સિદ્ધ નથી. પરમાણુઓના પ્રતિઘાત ભગવાન ત્રણ પ્રકારના માને છે. બન્ધપરિણામ ઉપકારાભાવ અને વેગ. બન્ધપરિણામ પ્રતિઘાત સ્નિગ્ધતા અને રુક્ષતાના કારણે થાય છે. ઉપકારાભાવ પ્રતિઘાત, ધર્મ, અધર્મ અને આકાશની ગતિ, સ્થિતિ અને અવગાહ રૂપ ઉપકારના પ્રકરણમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. લોકની બહાર જીવો અને પુદ્ગલોની ગતિનો પ્રતિઘાત થઈ જાય છે કારણ કે ત્યાં ગતિનું નિમિત્ત કારણ હાજર નથી; જેમ માછલા અને મગર વગેરેની ગતિ પાણીથી બહાર નિમિત્ત કારણ (પાણી)ના અભાવમાં થતી નથી. આથી જ લોકના અન્તમાં પરમાણુનો પ્રતિઘાત થઈ જાય છે, એજ રીતે જ્યારે કોઈ પરમાણુ સ્વાભાવિક ગતિ કરતો થકો વેગમાં હોય છે અને તે વચ્ચે આવી જાય છે તો તેના વેગના કારણે પરમાણુનો પ્રતિઘાત થાય છે.

વેગયુક્ત ગતિ કરતો થકો પરમાણુ. વેગવાન પરમાણુનો જ પ્રતિઘાત કરે છે કારણ કે તે વેગવાન હોવાસાથે સ્પર્શવાન અને મૂર્તિમાન હોય છે, જેમ પ્રબળ વેગવાળો પવન બીજા પવનનો સામનો કરે છે આનાથી પરમાણુના વેગના કારણે પ્રતિઘાત થાય છે તેમ પ્રતિત થાય છે.

ઉપર કહેલા પ્રકારથી પરમાણુના વિષયમાં પ્રતિઘાતિત્વ અને અપ્રતિઘાતિત્વનુ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પરિણમનની વિશેષતાના કારણે પુદ્ગલોમાં આ બંને જ ઘટિત થઈ જાય છે. દા. ત. શબ્દ દીવાળ વગેરે દ્વારા પ્રતિહત થઈ જાય છે અથવા જો પ્રતિહત (પડઘો) ન પડે તો કાને સાંભળી શકાય છે અને તે જ શબ્દ કદી–કદી પવન દ્વારા પ્રેરિત થઈને પ્રતિહત થઈ જાય છે કારણ કે જે પ્રતિકૂળ વાયુની દિશામાં સ્થિત થાય છે તેને તે સંભળાતો નથી અને અનુકૂળ વાયુની દિશામાં બેઠેલાને સંભળાય છે. આથી એ સાબીત થાય છે કે જેમ ગન્ધને વાયુ પ્રેરિત કરે છે તેવી જ રીતે શબ્દને પણ પ્રેરિત કરે છે.

આવી જ રીતે પરમાણુઓના સંઘાત રૂપ એકત્વથી સ્કન્ધોની ઉત્પત્તિ થાય છે એમ જે કહ્યું તે યોગ્ય જ કહ્યું છે. ત્રણ પરમાણુઓનો સંઘાત થવા પર અથવા દ્વિપ્રદેશી સ્કન્ધની સાથે એક પરમાણુનો સંઘાત થવાથી ત્રિપ્રદેશી સ્કન્ધ (ત્ર્યણુક)ની ઉત્પત્તિ થાય છે. આ જ સત્ય સંખ્યાત પ્રદેશી અને અસંખ્યાત પ્રદેશી સ્કન્ધની ઉત્પત્તિના વિષયમાં સમજી લેવું જોઈએ. અસંખ્યાતથી પણ આગળ ઘણા વધારે ઘણા અને વધુમાં વધુ પરમાણુઓના પ્રચય રૂપ અનન્ત પ્રદેશીમાં પણ એકત્વરૂપ સંઘાતની વાત સમજી લેવાની છે તાત્પર્ય એ છે કે જેટલા પ્રદેશવાળા પુદ્ગલોનો સંઘાત થશે તેટલા પ્રદેશવાળા જ સ્કન્ધ ઉત્પન્ન થશે. એ રીતે અનન્તાનન્ત પ્રદેશવાળા પુદ્ગલોના સંઘાતથી અનન્તાનન્ત પ્રદેશી સ્કન્ધ ઉત્પન્ન થાય છે.

પરંતુ પરમાણુઓની ઉત્પત્તિ સંઘાતથી નહીં પૃથક્ત્વથી જ થાય છે.

શંકા—સ્નિગ્ધતા અને રુક્ષતા દૂર થવાથી, સ્થિતિનો ક્ષય થવાથી જ્યારે કોઈ દ્રવ્યથી ભેદ થાય છે અને સ્વભાવ ગતિથી દ્વયણુક આદિ સ્કન્ધોનો ભેદ થાય છે અને તે વખતે ઉત્પન્ન થનાર પરમાણુ, કાર્ય હોવા જોઈએ. જ્યારે પરમાણુ દ્વયણુક આદિમાં મળેલા હતા ત્યારે તે પરમાણુના રૂપમાં હતા નહીં પરંતુ સ્કન્ધના રૂપમાં હતાં. જ્યારે તેના સ્કન્ધરૂપ પૂર્વ પર્યાયનો

વિનાશ થયો ત્યારે જ તેમાં પરમાણુરૂપ ઉત્તર પર્યાયનું ઉત્પન્ન થવું. ઉત્તરકાલીન પર્યાયમાં પૂર્વ કાલીન પર્યાયનું રહેવું શકય નથી કારણ કે પરિણામનો અર્થ જ છે ભવાન્તરનું હોવું. આથી સૂક્ષ્મ પરિણામથી બાદર પરિણામ ભિન્ન છે; આથી સ્કન્ધ પરિણામમાં પરમાણુ પરિણામ હોતો નથી.

જેમ ગોળ, પાણી અને મહુડાના પુષ્પના સંયોગથી સરક (દારુ) દ્રવ્યરૂપ પરિણમન ઉત્પન્ન થાય છે તેજ વિભિન્ન દ્રવ્યોના સંયોગ વિશેષથી કાલાન્તરમાં એક નવીન રૂપ ધારણ કરી લે છે જેમાં તેમના ભેદને સમજવું મુશ્કેલ થઇ પડે છે પરંતુ તે દ્રવ્યો વગર તે સમયે પોતાના પૂર્વ રૂપમાં રહે છે. જો તે સમયે પણ તે દ્રવ્યો પોતાના પૂર્વ રૂપમાં જ રહે તો પૂર્વકાળની માફક તે સમયે પણ તે પરિણામ ન હોવું જોઈએ.

એ રીતે બાદર પરિણામના રૂપમાં પરિણત મહાદ્રવ્યમાં પરમાણુ પોતાના રૂપમાં અર્થાત્ પરમાણુના રૂપમાં હોતા નથી કારણ કે તે બીજા પરિણામમાં પરિણત થાય છે જેમ દારુ પર્યાયના હોવાથી ગોળ વગેરે પોતાના રૂપમાં રહેતાં નથી આથી પરમાણુ દ્વયણુક વગેરેના કારણ 'જ' છે અહીં "જ"નો પ્રયોગ કરવો યોગ્ય નથી.

સમાધાન—કોઈ પણ સ્થૂળ મૂર્તદ્રવ્યનું જો પૃથકકરણ કરવામાં આવે તો પરમાણુઓના રૂપમાં જ તેનો અંત થશે જેમનું પુનઃ પૃથકકરણ થઈ જ શકતું નથી તે દ્રવ્યનું આકાશપુષ્પની જેમ સર્વથા શૂન્ય રૂપ થશે નહીં. અથવા એમ કહીએ કે દ્રવ્યમયની અપેક્ષાથી દ્વયણુક આદિ દ્રવ્યોના કારણ પરમાણુ જ છે અને પર્યાયની અપેક્ષાથી તેમની ઉત્પત્તિ થાય છે. એવી રીતે કોઇ અપેક્ષાથી ઉત્પન્ન થવાના કારણે પરમાણુંને કાર્ય પણ કરી શકાય છે. તે પરમાણું સ્વયં કોઇ પણ દ્રવ્યના અવયવ દ્વારા ભેદી શકાતા નથી.

હા, રૂપ રસ આદિ પરિણામ તેમનામાં ગળી આવે છે એ અપેક્ષાથી તે ભેદવાન્ પણ હોય છે-તેમનામાં ભેદ કરી શકાય છે. ?

શંકા—પરમાણુ પ્રદેશહીન હોવાના કારણે શશકવિષાણની સમાન અસત્ છે ?

સમાધાન—પરમાણુ સાવયવ દ્રવ્ય નથી, સાવયવ દ્રવ્યનું પ્રતિપક્ષી છે અને સાવયવ દ્રવ્યના પ્રતિપક્ષી હોવાથી અવશ્ય જ સત્ હોવું જોઈએ. અને નિરવયવ હોવું જોઈએ. તે તે પ્રદેશ રહિત છે. આ દલીલ અને આગમ પ્રમાણથી દ્રવ્ય પરમાણુની સિદ્ધી થાય છે. દ્રવ્ય પરમાણુની સિદ્ધી થઈ જવા પર ક્ષેત્રપરમાણુ અને ભાવપરમાણુની પણ સિદ્ધી થઈ જાય છે તે જાતે સમજી લેવું જોઈએ. ॥ ૨૨ ॥

**एगत्त पुहुत्तेहिं चक्खुसा ॥**

**મૂળસૂત્રાર્થ**—સંઘાત અને ભેદથી સ્કંધ ચક્ષુગ્રાહ્ય થઈ જાય છે ॥ ૨૩ ॥

**તત્ત્વાર્થદીપિકા**—અનન્તાનન્ત પરમાણુઓના સમૂહથી નિષ્પન્ન થયેલો કોઈ પણ સ્કંધ ચક્ષુ દ્વારા ગ્રાહ્ય હોય છે અને કોઈ હોતા નથી આ સંજોગોમાં જે ચક્ષુગ્રાહ્ય નથી તે ચક્ષુગ્રાહ્ય કેવી રીતે થઈ જાય છે ? આ શંકાનું સમાધાન કરવા માટે કહીએ છીએ—

એકત્વ અર્થાત્ સંઘાત અને પૃથકત્વ અર્થાત્ ભેદથી સ્કંધ ચાક્ષુષ પ્રત્યક્ષના વિષય બની જાય છે, ભેદથી ચાક્ષુષ હોતા નથી. અચાક્ષુસ પૂર્વોકત સંઘાતથી, ભેદથી અને સંઘાત ભેદથી હોય છે. ॥ ૨૩ ॥

**તત્વાર્થનિર્યુકિત**—ભેદ અને સંઘાતથી ચક્ષુ ઇન્દ્રિય દ્વારા ગ્રાહ્ય સ્કંધ ઉત્પન્ન થાય છે. એવું ન સમજવું જોઈએ કે ભેદ અને સંઘાતથી ઉત્પન્ન થનારા બધા સ્કંધ ચાક્ષુષ જ હોય છે. ભેદ અને સંઘાતથી તો ચાક્ષુષ સ્કંધોની પણ ઉત્પત્તિ દેખી શકાય છે આથી નિયમ એ છે કે સ્વતઃ જ પરિણમનની વિશિષ્ટતાના કારણે ચક્ષુઇન્દ્રિયના ગોચર થનારા બાદર સ્કન્ધ સંઘાત અને ભેદ દ્વારા ઉત્પન્ન થાય છે.

આ રીતે બધાં સ્કન્ધ ચક્ષુગ્રાહ્ય હોતા નથી, પરંતુ અનન્તાનન્ત પરમાણુઓના સંઘાતથી બનનારા પુદ્ગલસ્કંધ પણ જો બાદર પરિણામવાળા હોય છે તો તે નેત્રગોચર થઈ શકે છે, સૂક્ષ્મ પરિણામવાળા નહીં. બાદર પરિણામ ત્યારે ઉત્પન્ન થાય છે જ્યારે સૂક્ષ્મ પરિણામ દૂર થઈ જાય છે. બાદર પરિણામ થવાથી જેમ કેટલાંક પરમાણુ તેમાં મળે છે. તે જ રીતે કેટલાંક જુદા પણ થાય છે આ કારણે સંઘાત અને ભેદ દ્વારા જ ચાક્ષુષ સ્કન્ધોની નિષ્પત્તિ થાય છે, ન તો એકલા સંઘાતથી અથવા ન એકલા ભેદથી સૂક્ષ્મ પરિણામવાળા સ્કન્ધનો ભેવ થવા છતાં પણ તે અચાક્ષુષ જ બન્યા રહે છે અને તે કારણે તે અચાક્ષુષ જ રહે છે. પરંતુ બીજા કોઈ સૂક્ષ્મ સ્કંધ ભેદ થવાથી બીજા સ્કધમાં મળી જાય છે, તે વખતે તેનું સૂક્ષ્મ પરિણામ ચાલ્યું જાય છે, તેમાં બાદર પરિણામ ઉત્પન્ન થઈ જાય છે અને તે ચક્ષુગ્રાહ્ય બની જાય છે.

શંકા—અચાક્ષુષ પરમાણુઓનો સમુદાય ત્રણ પરમાણુમાત્ર જ હોય છે. તે કોઈ પ્રકારની વિશેષતા ઉત્પન્ન થયા વગર કઈ રીતે ચાક્ષુષ થઈ શકે છે ?

સમાધાન—બધી વસ્તુઓના હાજર પરિણામથી કોઇ બીજું પરિણામ ઉત્પન્ન થાય છે તો તે જુદું જ હોય છે. આ રીતે પરમાણુ રૂપ પરિણમનથી ચાક્ષુષ પરિણમન ભિન્ન જ છે. પરમાણું પોતાના પરમાણુત્વ–પરિણામનો ત્યાગ કરીને સ્નિગ્ધતા–રુક્ષતાથી સ્થૂળ પરિણમનને પ્રાપ્ત કરી લે છે. સ્કન્ધોમાં યથાસંભવ આઠે પ્રકારના સ્પર્શ કહેવામાં આવ્યા છે. પરમાણુઓમાં સ્નિગ્ધ, રુક્ષ, શીત અને ઉષ્ણ આ ચાર સ્પર્શ જ હોય છે એમાંથી પણ પરસ્પર અવિરોધી બે સ્પર્શ જ એક પરમાણુમાં હોય છે.

બન્ધ રૂપ પરિણતિ માટે સ્નિગ્ધતા અને રુક્ષતા એ બંને સ્પર્શોની જ જરૂરીયાત છે, કોઈ પરમાણુ સૂક્ષ્મ પરિણામવાળા તો કોઇ સ્નિગ્ધ પરિણામવાળા હોય છે સ્નિગ્ધતા અને રુક્ષતા પરસ્પર વિરોધી ધર્મ છે તેઓ એક પરમાણુમાં રહી શકતાં નથી. તેમાં પણ કોઇ પરમાણુ એક ગુણ સ્નિગ્ધ હોય છે, કોઇ બે ગુણ સ્નિગ્ધ હોય છે તેવી જ રીતે કોઇ અનન્ત ગુણ સ્નિગ્ધ ચિકણા પણ હોય છે. આવું જ રુક્ષતાના વિષયમાં પણ સમજવું જોઈએ.

સામાન્ય રૂપથી બધાં પરમાણું સજાતીય જ હોય છે. કોઇ વિજાતીય હોતાં નથી. કારણ કે બધાં રૂપ, રસ, ગંધ અને સ્પર્શ ગુણવાળા હોય છે. એ રીતે રુક્ષતા અને સ્નિગ્ધતા ગુણના કારણે પરમાણુઓનો કોઇ અન્ય દ્રવ્યની સાથે બન્ધ થાય છે અને તે બન્ધ વિશેષથી ઘટ

આદિ સ્થૂળની ઉત્પત્તિ થાય છે. જો પરમાણુ માત્ર જ રહે તેમાં કોઇ વિશેષતા ઉત્પન્ન હોય તો સ્થૂળની ઉત્પત્તિ થઈ શકતી નથી.

આ રીતે સ્વગત ભેદનો સ્વીકાર કરવાથી કોઈ પણ વસ્તુઓમાં સર્વથા અભેદની શકયતા રહેતી નથી તેમજ ન તો તેમનામાં સર્વથા ભેદ જ છે, પરંતુ કંઇક સમાનતા પણ છે.

ઇંદ્રિયજનિત પ્રત્યક્ષના વિષય થવા રૂપ પરિણામમાં જ માત્ર કારણ હોતું નથી પરંતુ વિશિષ્ટ પ્રકારના અનન્ત સંખ્યક પરમાણુઓના સંઘાતથી ઉત્પન્ન થનારી સ્થૂળ પરિણતિ અમુક-અમુક ઇંદ્રિયોનો વિષય બને છે આથી ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષનો વિષય થવામાં કેવળ સંઘાત જ કારણ નથી તેમજ ન તો કેવળ પરિણામ જ કારણ છે. વરન્ ભેદ અને સંઘાત બંને જ્યારે એક જ કાળમાં હોય છે ત્યારે જ સ્કંધ ચાક્ષુષ હોય છે. અહીં ચક્ષુ શબ્દથી બધી ઇન્દ્રિયોને ગ્રહણ કરી લેવી જોઇએ અને એ પણ સમજી લેવું જોઇએ કે સ્પર્શ, રસ, ગંધ અને શબ્દ પણ પૂર્વોક્ત પરિણતિથી યુક્ત, થઇને જ સ્પર્શના, રસના (જીભ ઘ્રાણ (નાક) અને શ્રોત્ર (કાન) ઇન્દ્રિય દ્વારા જાણવામાં આવે છે.

જે દ્વયણુકથી લઇને અનન્ત પરમાણુ સુધી સૂક્ષ્મ સ્કંધ અચાક્ષુષ છે તે પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં કારણથી અર્થાત્ સંઘાતથી ભેદથી અને સંઘાત-ભેદ (બંને)થી ઉત્પન્ન થાય છે.

શંકા—જે સ્કન્ધ બાદર છે, તેઓ જ સૂક્ષ્મ કેવી રીતે કહી શકાય?

સમાધાન—પુદ્ગલોનું પરિણમન ઘણું વિચિત્ર હોય છે. તે જ પુદ્ગલ કદાચિત્ મેઘ ઇંદ્રધનુષ્ય, વીજળી વગેરે બાદર પરિણામને ધારણ કરે છે અને કયારેક તે એવું સૂક્ષ્મ રૂપ પણ ધારણ કરી લે છે કે ઈંદ્રિય દ્વારા ગ્રાહ્ય હોતાં નથી. કદી-કદી તેમનામાં એવું પરિણમન થઈ જાય છે કે એક ઇંદ્રિયને બદલે કોઈ બીજી ઇન્દ્રિય દ્વારા ગ્રાહ્ય બની જાય છે. દા. ત. મીઠું હીંગ વગેરે. મીઠું તથા હીંગ પહેલા ચક્ષુગ્રાહ્ય હોય છે પરંતુ પાણીમાં મળી જવાથી ચક્ષુગ્રાહ્ય રહેતાં નથી, રસનાગ્રાહ્ય જ રહી જાય છે. કોઈ-કોઇ સૂક્ષ્મ રૂપમાં ઉત્પત્તિ થઈને એવા જળધરનો આકાર ધારણ કરી લે છે કે જે આકાશમાં બધી દિશાઓમાં ફેલાઇ જાય છે આ રીતે પુદ્ગલોના પરિણમનની વિચિત્રતાના કારણે સ્થૂળનું સૂક્ષ્મ અને સૂક્ષ્મનું સ્થૂળ થઇ જવું લગીર પણ આશ્ચર્યજનક અથવા અસંગત નથી ॥ ૨૩ ॥

**मूलसूत्र**—'सद् दव्वलक्खणं' ॥२४॥

**મૂળ સૂત્રાર્થ**—દ્રવ્યનું લક્ષણ સત્ હોય છે ॥ ૨૪ ॥

**તત્વાર્થદીપિકા**—પહેલા ધર્મ અધર્મ આકાશ, કાળ, પુદ્ગળ અને જીવ આ છ દ્રવ્યોના વિશેષ લક્ષણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે હવે તેમના સામાન્ય લક્ષણ કહીએ છીએ—

દ્રવ્યનું લક્ષણ સત્ છે અર્થાત્ જે સત્ છે તે જ દ્રવ્યનું લક્ષણ છે એ રીતે સત્વ દ્રવ્ય સામાન્યનું-સ્વરૂપ છે વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ-(ભગવતી) સૂત્રમાં કહ્યું પણ છે-સત્ દ્રવ્ય કહેવાય છે. ૨૪

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા ધર્મ આદિ દ્રવ્યોની ગતિ-ઉપગ્રહ સ્થિતિ ઉપગ્રહ અવગાહ-ઉપગ્રહ આદિ વિશેષ લક્ષણ કહેવાઇ ગયા છે હવે સમસ્ત દ્રવ્યવ્યાપક લક્ષણ કહીએ છીએ—

દ્રવ્ય સામાન્યનું લક્ષણ સત્ છે. આ કથનથી શું વિકારની ગ્રન્થિથી રહિત સત્તા માત્ર (ધ્રૌવ્ય) ધર્માદિનું લક્ષણ છે ? અથવા ઉત્પાદ અને વિનાશ રૂપ વિકાર જ તેમનું લક્ષણ છે ? આ તમામ વિપ્રતિપત્તિઓનું પણ નિવારણ થઈ જાય છે. કારણ કે સત્તા જ ધર્મ આદિનું સામાન્ય લક્ષણ છે. એ રીતે ગતિ, સ્થિતિ, અવગાહ આદિ ઉપકાર દ્વારા તેમનું અસ્તિત્વ નક્કી થાય છે.

શંકા—ગતિ સ્થિતિ આદિમાં નિમિત્ત થવાવાળા ધર્માદિ કોઈ અપ્રસિદ્ધ સત્તાવાળા છે ?

સમાધાન—ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય રૂપ સત્ત્વ ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને જીવદ્રવ્યોમાં ઉપલબ્ધ થાય છે આથી તેમની સત્તા પ્રસિદ્ધ છે. તેઓ સત્ત્વથી જુદા થઈ શકતા નથી.

અહીં એ હકીકત સમજી લેવાની જરૂર છે કે ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને જીવ એ છ દ્રવ્યો જગતનું સ્વરૂપ છે. આમાં જીવદ્રવ્ય જ ધર્મ અધર્મ વગેરેના અને પોત પોતાના સ્વરૂપના ગ્રાહક છે. સંક્ષેપથી શબ્દ, અર્થ અને જ્ઞાન બધામાં સત્ત્વ લક્ષણ જડી આવે છે,—આથી આ લક્ષણ સર્વવ્યાપી છે. તાત્પર્ય એ છે કે ધર્મ, અધર્મ આદિ દ્રવ્યોનું સામાન્ય લક્ષણ સત્ત્વ જ સંગત હોય છે. ભગવતીસૂત્રના ૮માં શતકના ૯માં ઉદ્દેશકમાં સત્પદ દ્વારમાં કહ્યું છે–દ્રવ્યનું લક્ષણ સત્ છે ॥ ૨૪ ॥

**'उप्पायवय धौव्वजुत्तंस'** ॥૨૫॥

**મૂળ સૂત્રાર્થ**—જે સત્ છે, ઉત્પાદ્ વ્યય તથા ધ્રૌવ્યથી યુક્ત હોય છે. ॥ ૨૫ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં દ્રવ્ય સામાન્યનું લક્ષણ સત્ કહેવામાં આવ્યું છે. પરંતુ "સત્" કોને કહેવું જોઈએ ? એવી જિજ્ઞાસા થવાથી સત્નું સ્વરૂપ કહીએ છીએ—

જે વસ્તુ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત હોય છે તે જ સત્ કહેવાય છે.

જીવ અથવા ધર્મ વગેરે અજીવ દ્રવ્યોમાં પોતાની મૂળ જાતિનો પરિત્યાગ ન કરતા થકા અન્તરંગ અને બહિરંગ નિમિત્તોથી નૂતન પર્યાયનું ઉત્પન્ન થવું ઉત્પાદ કહેવાય છે જેમ માટીના પિન્ડામાંથી ઘડાનું સર્જન થાય છે એવી જ રીતે પૂર્વ પર્યાયનો વિનાશ થઈ જવો વ્યય કહેવાય છે જેમ ઘડા પર્યાયની ઉત્પત્તિ થવાથી માટીના પિન્ડ પર્યાયનું ના રહેવું વ્યય છે. આજ રીતે અનાદિ અનાદિ પારિણામિક ભાવથી વ્યય અને ઉત્પાદ ન થવો અર્થાત્ મૂળભૂત દ્રવ્યનું જેમને તેમ સ્થિર રહેવું ધ્રૌવ્ય ધ્રુવતા સ્થિરતા આદિ સમાનાર્થક શબ્દ છે જેમ સોનાનો ટુકડો, કડા, કાનની વેલી, હાર આદિ સોનાની એકની પછી બીજી થનાર અનેક સ્થિતિઓમાં સુવર્ણ દ્રવ્ય કાયમ રહે છે. (અંતે તો હેમનું હેમ હોય છે) એજ રીતે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત વસ્તુ સત્ કહેવાય છે.

**'युज् समाधौ'** ધાતુથી "યુક્ત" શબ્દ નિષ્પન્ન થયો છે આથી યુક્તનો અર્થ થાય–સમાહિત જે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી સમાહિત છે, ઉત્પાદ–વ્યયધ્રૌવ્યાત્મક છે ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્યમય છે અગર ઉત્પાદ–વ્યય–ધ્રૌવ્ય સ્વભાવવાળી હોય છે તે જ સત્ કહેવાય છે.

આ પ્રકારે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય સદ્રૂપ દ્રવ્યના લક્ષણ છે. સદ્રૂપ દ્રવ્ય લક્ષ્ય છે. પર્યાયાર્થિકનયની અપેક્ષાથી ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય પરસ્પર ભિન્ન છે અને દ્રવ્યથી પણ

ભિન્ન છે, પરંતુ દ્રવ્યાર્થિક નયથી જુદા જુદા ઉપલબ્ધ ન હોવાથી ભિન્ન નથી બલ્કે તન્મય જ છે. ॥ ૨૫ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા ધર્મ આદિ દ્રવ્યોનું સામાન્ય લક્ષણ સત્ કહેવામાં આવ્યું છે પરંતુ સત્ કોને કહે છે એ શંકાનું સમાધાન કરવા માટે કહીએ છીએ—

ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી યુકત વસ્તુ સત્ કહેવાય છે. ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ સ્વભાવવાળું સત્ હોય છે. નિયમથી ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ એ ત્રણે ભેગા થઈ ને જ સત્ત્વના બોધક હોય છે સાર વસ્તુથી જ ઉત્પત્તિ વગેરે થાય છે. જે સર્વથા અસત્ છે, આકાશ પુષ્પની જેમ નિઃસ્વરૂપ છે તેમાં ઉત્પત્તિ વગેરે થતાં નથી કારણ કે આકાશફૂલ આદિ કોઈ પણ સ્વરૂપથી કરી શકાતાં નથી. જે કવચિત્ ધ્રુવ નથી તે ન તો ઉત્પન્ન થાય છે કે ન તો નાશ તેનો થાય છે, તે સત્ પણ હોતું નથી, અસત્ હોય છે દા. ત. સસલાનું શિંગડું, વાંઝણીનો પુત્ર, આકાશ પુષ્પ તથા કાચબાનું દૂધ વગેરે.

આ રીતે આ સૂત્ર દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની અપેક્ષાથી સમજવું જોઈએ. દ્રવ્યાર્થિક નય સામાન્યનું ગ્રાહક અને પર્યાયાર્થિક નય વિશેષનું ગ્રાહક છે. આ બંને નય નૈગમ સંગ્રહ અને વ્યવહાર નયોના મૂળ છે કારણ કે નૈગમનય સામાન્ય અને વિશેષ બંનેના ગ્રાહક હોવાથી સંગ્રહ અને વ્યવહારનયમાં જ અન્તર્ગત થઈ જાય છે.

દ્રવ્યાર્થિકનય ઉત્સર્ગ વિધિ, વ્યાપકતા અપ્રતિષેધ સામાન્ય અથવા દ્રવ્યને જ ગ્રહણ કરે છે. તે વિશેષ અગર ભેદનો સ્વીકાર કરતા નથી. વિશેષમાં બીજાનો નિષેધ કરીને કોઈ વસ્તુની ભિન્નતાનું પ્રતિપાદન કરે છે. અભાવ કેવળ નિષેધ–માત્રશૂન્યરૂપ નથી જેમ–ઘડાનો પ્રાગ્ભાવ માટીનો પિન્ડ છે ઘડાની ઉત્પત્તિ પહેલા જે ઘડાનો અભાવ છે તે માટીનો પીંડો જ છે જેમાં ઘડા પર્યાયની ઉત્પત્તિ થઈ નથી. ઘડાનો વિનાશભાવ–તેના ઠીંકરા થઈ જાય છે–વિનાશ-ભાવ પણ વસ્તુ સ્વરૂપ જ છે, ઘડાની કપાલ અવસ્થા થઈ જવી જ તેનો વિનાશ છે. એ રીતે થાંભલો કુંભ વગેરે એક જ દ્રવ્યની વિભિન્ન પર્યાયોમાં જે પરસ્પર ભિન્નતા હોય છે. તે અન્યોન્યાભાવ છે. જેમ થાંભલો, ઘડો નથી અને ઘડો થાંભલો નથી. આ પણ અવસ્તુરૂપ–શૂન્ય નથી કારણ કે જેટલાં વસ્તુપર્યાયો છે. બધાં અન્યોન્યાભાવ રૂપ છે. એવી જ રીતે એક દ્રવ્યનું બીજું દ્રવ્યરૂપ ન હોવું અત્યન્તાભાવ છે. આ પણ એકાન્ત નિરૂપાખ્ય નથી, જેમ ચેતન અચેતન નથી અને અચેતન ચેતન નથી.

બધી વસ્તુઓ દ્રવ્ય, ક્ષેત્રકાળ અને ભાવની અપેક્ષા રાખે છે. તેઓ કદી પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી ઉપલબ્ધ થાય છે અને કદી ઉપલબ્ધ થઈને પણ દ્રવ્ય આદિના વિપ્રકર્ષના કારણે ઉપલબ્ધ હોવા યોગ્ય રહેતી નથી. મતિજ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમ રૂપ કારણ સમૂહના હાજર રહેવા છતાં પણ આત્મા પરમાણું દ્વયણુક આદિ તથા વૈક્રિય શરીર આદિ વિદ્યમાન રહેતા હોવા છતાં પણ ઉપલબ્ધ હોતા નથી એનું કારણ તે વસ્તુનું પરિણમન છે.

દિવસે તારા દેખાતા નથી. અનાજના ઢગલામાં નાખેલું બીજ ઉપલબ્ધ થતું નથી. કોઈ–કોઈ વસ્તુ ક્ષેત્રની આઘે હોવાના કારણે અત્યન્ત નજીકના કારણે અથવા આડ આવી જવાના કારણે પણ ઉપલબ્ધ થતી નથી.

કોઈ વસ્તુ કાળના વિપ્રકર્ષના કારણે આવિર્ભૂત રહેતી નથી. તે તિરોભાવ હોવાના કારણે ઉપલબ્ધિને યોગ્ય રહેતી નથી. કોઇ–કોઈ ભાવ સંબંધી વિપ્રકર્ષના કારણે ઉપલબ્ધિને ગોચર હોતી નથી જેમ પરકીય આત્મામાં રહેલું મતિજ્ઞાન આદિ તથા પરમાણુ આદિમાં રહેલાં રૂપ, રસ ગંધ, અને સ્પર્શ વગેરે પર્યાયોનો સમૂહ હાજર હોવા છતાં પણ ઉપલબ્ધ થતુ નથી. કોઈ એક ઉપલબ્ધિથી ભિન્ન બીજી ઉપલબ્ધિ જ અનુપલબ્ધિ કહેવાય છે, ઉપલબ્ધિનો અભાવ અનુપલબ્ધિ નથી કારણ કે પહેલા જ કહેવાઈ ગયુ છે કે અભાવ કોઇ શૂન્ય રૂપ–નિ સ્વરૂપ વસ્તુ નથી બલ્કે ભાવ જ કવચિત્ અભાવ શબ્દ દ્વારા પ્રકટ કરવામાં આવે છે. આ રીતે જેની ઉપલબ્ધિનું કારણ વિદ્યમાન હોય, તેની ઉપલબ્ધિ થાય છે જેની ઉપલબ્ધિનું સમસ્ત કારણ ન હોય અને એથી જે ઉપલબ્ધિને યોગ્ય ન હોય, તેની ઉપલબ્ધિ થતી નથી. આથી સાબિત થાય છે કે અભાવ કેવળ પ્રતિષેધ રૂપ નથી બલ્કે ભાવાન્તર રૂપ જ હોય છે

ધ્રૌવ્યનો અર્થ છે દ્રવ્યનુ હોવું. મોરના ઇડાના રસની જેમ તેમાં ભેદોનું બીજ વિદ્યમાન રહે છે, પણ તે જાતે તો ભેદવિહીન છે. દેશ–કાળ–ક્રમથી તેમાં ભેદ વ્યક્ત હોવા યોગ્ય છે. તે સ્વયં સમરસ અવસ્થામાં રહે છે, અને અભિન્ન હોવા છતાં પણ ભેદ પ્રતિભાસી હોવાના કારણે ભિન્ન જેવું પ્રતીત થાય છે. ભવનનો આશ્રય હોવાથી ભાવિ વિશેષમાં ભાવત્વ છે. અન્યથા ભાવી વિશેષ ભાવ જ ન કહેવાય કારણ કે તે ભવનથી ભિન્ન છે. ભાવિ વિશેષ તેનાથી અભિન્ન રૂપ છે આથી તેના સ્વરૂપની જેમ ભાવ જ છે એથી અભિન્ન રૂપવાળો છે. એ રીતે આ જે કંઇ પણ છે તે બધું ભવન માત્ર જ છે. ભેદ રૂપમાં પ્રતીત થવાવાળી સમસ્ત વૃત્તિઓ તેની પણ છે, ભિન્ન જાતિની નહીં.

પર્યાયાર્થિક નય અપવાદ સ્વભાવવાળું છે કારણ કે અન્ય નિષેધ અપવાદ છે. પર્યાયાર્થિક નય કોઇ વસ્તુનું પ્રતિપાદન બીજીવસ્તુઓનો નિષેધ કરીને કરે છે કારણ કે તેનું સ્વરૂપ નિષેધ કરવાનું છે.

જે ઘડો નથી તે ઘડો છે, એ રીતે પર્યાયોનું જ અસ્તિત્વ છે. પર્યાયોથી પૃથક્ દ્રવ્યની કોઇ સત્તા નથી. આ રીતે દ્રવ્યાર્થિક નય દ્વારા સમર્થિત ધ્રૌવ્યનો નિષેધ કરીને ભેદોનો જ સ્વીકાર કરવામાં આવે છે. આથી પર્યાયાર્થિક નયનું અસ્તિત્વ છે. ઉપલબ્ધિ થનારા લોખંડના સળીયાઓની જેમ ભેદ–સમૂહને છોડીને દ્રવ્યની ઉપલબ્ધિ થતી નથી પરંતુ માટી દ્રવ્ય રૂપ આદિથી ભિન્ન એક વસ્તુ છે એ રીતે એક વસ્તુને વિષય કરવાવાળી ચક્ષુજન્ય પ્રતીતિનો અપલાપ કરી શકાતો નથી.

ઘોર અન્ધકારના સમૂહથી વ્યાપ્ત કોઈ પ્રદેશમાં રહેલા માટી દ્રવ્યનું જે સ્પર્શેન્દ્રિયજનિત જ્ઞાન થાય છે. તે મૃત્તિ અદ્રવ્યને જ વિષય કરે છે તેને કઇ રીતે અસત્વ કહી શકાય ? આથી એક અભિન્ન દ્રવ્યનું અસ્તિત્વ અવશ્ય સાબીત થાય છે. અભિન્ન દ્રવ્યનું અસ્તિત્વ ન હોત તો અભેદનુ જ્ઞાન પણ ન થાત. અભેદનું આ જ્ઞાન ભ્રમાત્મક હોઇ શકતું નથી કારણ કે બુદ્ધિમાન્ મનુષ્યોને વારંવાર એવું જ્ઞાન થાય છે. આ કારણે ઉત્પાદ અને વ્યયથી ભિન્ન એક ધ્રૌવ્ય અંશ પણ છે જેના કારણે દ્રવ્ય એક અગર અભિન્ન પ્રતીતિનો વિષય હોય છે.

આ ધ્રૌવ્ય રૂપ દ્રવ્ય અને ઉત્પાદ–વ્યય રૂપ પર્યાય પરસ્પર નિરપેક્ષ થઇને સતનું લક્ષણ કહેવાય નહીં. દ્રવ્યાર્થિક નય ધ્રૌવ્યને વિષય કરે છે અને પર્યાયાર્થિક નય ઉત્પાદ અને વ્યયને

ગ્રહણ કરે છે. આ બંને પરસ્પર સાપેક્ષ હોઇને જ વસ્તુના સ્વરૂપ છે. દ્રવ્યાંશ-અથવા પર્યાયાંશ કોઇ વાસ્તવિક નથી, આ બંને અંશ તો કલ્પિત છે. વસ્તુ પોતે જ પોતાનામાં એક અખન્ડ રૂપ છે, ફક્ત નિત્ય અનિત્ય હોવાના કારણે તેમાં બે અંશોનો વ્યવહાર થાય છે. કહ્યું પણ છે.

એકલા અન્વયને અર્થાત્ અભેદનો સ્વીકાર કરવો ઉચિત નથી કારણ કે ભેદની પણ ખાત્રી થાય છે અને ફક્ત ભેદનો સ્વીકાર કરવો પણ ન્યાયસંગત નથી કરણ કે અભેદની પણ પ્રતીતિ થાય છે. આ રીતે ઘડો માટીથી ભેદ અને અભેદવાળો હોવાથી એક જુદા જ પ્રકારનો છે.

આથી એકાન્તવાદિયો દ્વારા કલ્પિત વસ્તુથી અનેકાન્તવાદિયો દ્વારા સમ્મત વસ્તુ સ્વરૂપ ભિન્ન પ્રકારનું છે, કારણ કે તેમાં નિત્યતા અને અનિત્યતા બંને મળી આવે છે જેમ નર અને સિંહથી "નરસિંહ"નું રૂપ ભિન્ન છે તેવી જ રીતે એકાન્ત નિત્યતા અને અનિત્યતાથી નિત્યા-નિત્યતા ભિન્ન છે–કહ્યું પણ છે–

'નરસિંહ એકલો નર નથી કારણ કે તેમાં સિંહનું પણ રૂપ મળી આવે છે અને તે સિંહ પણ નથી કારણ કે તેમાં નરનું પણ રૂપ મળી આવે છે. આ પ્રકારે શબ્દ જ્ઞાન અને કાર્યથી ભિન્નતા હોવાથી નૃસિંહ ભિન્ન જ જાતિ છે. ॥ ૧ ॥

આ રીતે ઘટાદિ પ્રત્યેક વસ્તુ કલ્પિત દ્રવ્યરૂપ અને પર્યાય રૂપથી વિલક્ષણ પ્રકાનું છે આ રીતે નિત્યાનિત્યતાનો સ્વીકાર કરવાથી એકાન્તવાદમાં આવનારા સમસ્ત દોષોનો કોઇ સંબંધ નથી. ભેદાભેદ સ્વભાવવાળી વસ્તુમાં પણ કદી કદિ અભેદની જે પ્રતીતિ થાય છે તેનું કારણ સંસ્કારનો આવેશ માત્ર છે એ રીતનો આવેશ ભેદ અંશનો અપલાપ કરીને અથવા સંગોપન કરીને પ્રવૃત્ત થાય છે.

કદી–કદી તે જ વિષયમાં ભેદવિષયક પ્રતીતિ ઉત્પન્ન થાય છે. એવી પ્રતીતિ ભેદવાદીની થાય છે અને તેમાં અભેદનો અપલાપ થાય છે.

પરંતુ અનેકાન્તવાદી દ્રવ્ય અને પર્યાય અગર અભેદ અને ભેદ બંનેનો સ્વીકાર કરે છે. કેવળ બધા દ્રવ્યને પ્રધાન અને પર્યાયને ગૌણ વિવક્ષિત કરીને દ્રવ્યને ગૌણતા પ્રદાન કરે છે. તે બંને અંશો પૈકી કોઇ પણ એક અંશનો નિષેધ કરતો નથી આ પ્રકારે અનેકાન્તવાદના મતે પદાર્થો અનેકધર્માત્મક છે કહ્યું પણ છે—

આ વિશ્વ સર્વ અશાત્મક છે, અર્થાત્ સંસારના બધા પદાર્થ અનેક ધર્મોથી યુક્ત છે. તોપણ કયારેક કોઈ ધર્મની વિવક્ષા કરવામાં આવે છે. વળી કહ્યુ પણ છે—

આ જંગમ અને સ્થાવર જગત્ પ્રતિક્ષણે ધ્રૌવ્ય ઉત્પાદ અને વિનાશથી યુક્ત છે અર્થાત જગત્ના પ્રત્યેક પદાર્થમાં આ ત્રણે ધર્મ એક સાથે રહે છે હે જિનેશ્વર ! વકતાઓમાં શ્રેષ્ઠ આપના આ વચન આપની સર્વજ્ઞતાના ચિહ્ન છે.

રૂપાદિથી ભિન્ન 'મૃત્તિકાદ્રવ્ય' એ રીતે એક વસ્તુ રૂપથી જે ચાક્ષુષ પ્રતીતિ થાય છે, તેનો નિષેધ કરી શકાતો નથી, એવો જે કોઈનો મત છે તે ખંડિત થઇ જાય છે, કારણ કે તે કેવળ દ્રવ્યનું જ સાધક છે. તેઓએ અનેકાન્તવાદની પ્રક્રિયાને સમજી નથી અનેકાન્તવાદમાં રૂપ વગેરે ગુણોથી સર્વથા ભિન્ન દ્રવ્ય કશું પણ નથી. ત્યા તો ભેદ અને અભેદ–બંને જ સ્વીકારાયા છે–વળી કહ્યું પણ છે—

પર્યાયોથી રહિત દ્રવ્ય અને પર્યાયોથી રહિત પર્યાય. ક્યાં, ક્યારે, ક્યા સ્વરૂપે, ક્યા પ્રમાણુથી જોયાં છે ? અર્થાત્ કદી જોઇ જ શકાતા નથી જ્યાં દ્રવ્ય છે ત્યાં પર્યાયોની સત્તા અને જ્યાં પર્યાય છે ત્યાં દ્રવ્યની સત્તા અવશ્ય હોય છે.

વિશેષોથી રહિત, સામાન્ય રૂપ ધ્રૌવ્ય અંશ એકલુ ગ્રહણુ કરી શકાતુ નથી અને ન તો સામાન્ય અંશ વગર વિશેષ અંશ જ કશે પણુ ગ્રહણુ કરી શકાય છે. આથી ધ્રૌવ્યરૂપ સામાન્ય અવશ્ય સ્વીકારવો જોઇએ અને વિશેષ અંશનો પણુ અવશ્ય અંગીકાર કરવો જોઇએ.

બધાં પદાર્થો હંમેશ સરખા હોતાં નથી. જો તે સરખાં હોત તો તેમનામાં કોઈ પણુ પ્રકારની અસમાનતા થઈ જ ન શકે, આંવી પરિસ્થિતિમાં એક વસ્તુ બીજી વસ્તુથી જુદી કેવી રીતે પ્રતીત થશે ? તેમનામાં કોઈ પણુ રૂપમાં ભેદ તો છે નહીં તો પછી ભેદ પ્રતીતિનું કારણુ શું છે ?

આથી જે વિદ્વાન ભેદનો સ્વીકાર કરે છે તેણે કોઈ, ન કોઈ રૂપમાં વિરૂપતા, ઉત્પાત અને બીજા પણુ અવશ્ય અંગિકાર કરવા જોઈએ અને બધા પદાર્થો હમેશા સામાન્ય વિશેષાત્મક જ છે એવું માનવું જોઇછે.

સામાન્ય અને વિશેષના લક્ષણુમાં ભેદ હોવા છતાં પણુ બંનેમાં સર્વથા ભેદ નથી કારણુ તેઓ વસ્તુથી અભિન્ન છે. એક વસ્તુને જો વસ્તુત્વની અપેક્ષાએ પણુ બીજી વસ્તુથી સમાન ન મનવામાં આવે તો એક વસ્તુ અવસ્તુ થઈ જાય અને તદવિનાભાવી હોવાથી બીજી વસ્તુનો પણુ અભાવ થઇ જશે.

આવા સંજોગોમાં સર્વશૂન્યતાની મુશ્કેલી આવશે અર્થાત્ કોઈપણુ વસ્તુંની સત્તા સાબીત થશે નહીં સર્વશૂન્યતા અભીષ્ઠ નથી આથી સર્વશૂન્યતાના ભયથી સામાન્ય અને વિશેષમાં કથંચિત્ વસ્તુત્વની દૃષ્ટિથી પણુ સરખામણી સ્વીકારવી જોઇએ. આથી એ સાબીત થયું કે બધાં પદાર્થ સામાન્ય વિશેષ સ્વભાવવાળા છે સામાન્ય અને વિશેષમાં પરસ્પર સ્વભાવ વિરહનો અભાવ હોવાથી, એકરૂપતા હોવાથી પણુ ધર્મભેદની સિદ્ધિ હોવાનું કારણુ સમસ્ત વ્યવહારોની સિદ્ધિ થઈ જાય છે.

આવી રીતે એ સાબિત થયું કે ઉત્પાદ. વ્યય અને ધ્રૌવ્યરૂપ સત્ દ્રવ્યનું લક્ષણુ છે.

સ્થાનાંગસૂત્રમાં સ્થાન ૧૦માં કહ્યું છે–'વસ્તુ ઉત્પન્ન પણુ થાય છે, નાશ પણુ પામે છે અને કાયમ પણુ રહે છે ॥ ૨૫ ॥

**'तब्भावव्वयं निच्चं' ॥२६॥**

**મૂળસૂત્રાર્થ**—વસ્તુનું પોતાના મૂળસ્વરૂપથી નષ્ટ ન થવું નિત્યત્વ છે.

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં કહેવામાં આવ્યુ છે કે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય સ્વભાવવાળી વસ્તુ જ સત છે. અહીં ધ્રૌવ્યનો અર્થ નિત્યત્વ છે આથી નિત્યનું લક્ષણુ કહીએ છીએ જે વસ્તુ જે સ્વભાવમાં પહેલા જોવાય છે તે જ સ્વભાવમાં તે પુનઃ પણુ જોઈ શકાય છે. "આ તે જ વસ્તુ છે" એ પ્રકારનું પ્રત્યભિજ્ઞાન થાય છે.

પહેલા દેખાએલી વસ્તુ જ્યારે પુનઃ આંખોની સામે આવે છે ત્યારે "તે આ જ છે" એ પ્રકારનું પ્રત્યક્ષ અને સ્મરણુના જોડાણુ રૂપ જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે પ્રત્યભિજ્ઞાન કહેવાય

છે. તે પ્રત્યભિજ્ઞાન નિર્હેતુક થઇ શકાતું નથી આથી પ્રત્યભિજ્ઞાનનું જે કારણ છે તે 'સદ્ભાવ' કહેવાય છે દા ત. ઘડો, દારૂ ઉદંચન વગેરેનો મૃત્પિન્ડભાવ; કટક; વલય, કુંડળ આદિનું સુવર્ણદ્રવ્ય તદ્ભાવ અર્થાત્ મૃત્પિન્ડ અગર સુવર્ણ આદિ રૂપથી વ્યય-વિનાશ ન થવો અવ્યય અર્થાત્ નિત્ય કહેવાય છે.

ઘડા વગેરેમા તથા કુંડળ વગેરેમાં માટીનો પિન્ડો તથા સોનું વગેરે નિત્ય છે એ ચોક્કસ થાય છે. માટીના પિન્ડથી ઉત્પન્ન થનાર ઘટ પર્યાય ગૌણ છે અને મૃત્પિન્ડભાવ પ્રધાન છે આથી મૃત્તિકાપિન્ડભાવથી ઘડો વગેરે વસ્તુ નિત્ય કહેવાય છે. તેની નિત્યતા દ્રવ્યાર્થિક નયથી જ કદાચિત્ જાણવી જોઇએ. હંમેશાં નિત્યતાનો સ્વીકાર કરવાથી તો અન્યથારૂપ થવાનો-પર્યાયનો અભાવ જ થઈ જશે. આવી સ્થિતિમાં આત્માને સર્વથા નિત્ય માની લેવાથી નર, નારકી, આદિ રૂપથી સંસાર અને તેની નિવૃત્તિરૂપ મોક્ષ પણ ઘટિત થઇ શકશે નહીં પછી તો સંસારના સ્વરૂપનું કથન અને મોક્ષના સ્વરૂપનું કથન પણ વિરુદ્ધ થઇ જશે. આથી વસ્તુને કથંચિત્ નિત્ય જ માનવી જોઈએ. ॥ ૨૯ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં, સત્ ઉત્પાદ્ વ્યય અને ધ્રૌવ્યથી યુક્ત હોય છે એ બતાવ્યું તેમાંથી આકાશ આદિ સત્ વસ્તુ નિત્ય છે અને ઘટ આદિ સત્ અનિત્ય છે આ રીતે સત્ પદાર્થોમાં નિત્યતા અને અનિત્યતા-બંને જોવાથી ઉત્પન્ન થનાર સંદેહનું નિવારણ કરવા માટે કહીએ છીએ-અથવા આ જ બીજા અધ્યાયના ત્રીજા સૂત્ર **"णिच्चा वट्ठिया रूवाइं"** માં 'નિત્ય' કહેલ છે, ત્યાં સર્વ સત્ નિત્ય નથી કારણ કે સ્વરૂપનું ગ્રહણ કરેલ છે. આવી સ્થિતિમાં રૂપી વસ્તુની અનિત્યતા પ્રતીત થવા લાગે છે આથી સમસ્ત સત્ પદાર્થ ન નિત્ય અથવા ન અનિત્ય કહી શકાય છે આથી ધ્રૌવ્ય રૂપ અંશની અપેક્ષાથી રૂપી વસ્તુ પણ કથંચિત્ નિત્ય છે એ આશયને પ્રકટ કરવા માટે કહે છે—

**'तब्भाववयं निच्चं'** આ સૂત્રમાં તત્ શબ્દથી-સતનું ગ્રહણ કરવું જોઈએ. સત્ વસ્તુનો ભાવ 'તદ્ભાવ' કહેવાય છે. તે સત્ વસ્તુ માટી જ શરાવ. ઉદંચન કપાલ-ઘડા વગેરે રૂપમાં અને સુવર્ણ જ કટક વલય કુંડળ આદિ રૂપમાં તથા જીવ જ દેવ વગેરેના રૂપમાં હોય છે. એવું કદી થતું નથી કે પોતાના મૂળ સ્વભાવ મૃત્તિકા-પિન્ડત્વ સુવર્ણત્વ અને જીવત્વનો ત્યાગ કરીને તે બીજા રૂપમાં પરિણત થઈ જાય કારણ કે ઘટ કુન્ડલ અને દેવ વગેરેમાં મૃત્પિન્ડ સુવર્ણ અને જીવ તત્વનો-અન્વય જોવાય છે આથી ઘટ આદિ સદ્ વસ્તુ પોતાના મૌલિક સ્વભાવથી વિનષ્ટ થતી નથી. આ જ તેની નિત્યતા છે.

જો એવું ન માનીએ તો સત્ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્યથી યુકત હોય છે, આ સતનું લક્ષણ અવ્યાપક થઇ જાય. કારણ કે ઘટ આદિમાં ઉત્પાદ અને વ્યય રૂપ પર્યાય જ માનવાથી ધ્રૌવ્ય અંશનું ગ્રહણ થશે નહીં. આ કારણે રૂપાદિમાન ઘટ આદિ સત્ વસ્તુ પણ માટી વગેરેનો અન્વય હોવાથી ધ્રૌવ્ય અંશવાળી છે અને ઉત્પાદ્ વ્યય અને ધ્રૌવ્ય લક્ષણથી યુકત છે. આથી ધ્રૌવ્ય અંશની અપેક્ષાથી કથંચિત્ નિત્ય કહેવાય છે. આ સૂત્રમાં ગૃહીત નિત્ય શબ્દથી પૂર્વસૂત્રમાં કથિત ધ્રૌવ્ય અંશ સમજવાં જોઈએ. દ્રવ્યનો તે અન્વયી અંશ કદાપી અને કયાંય પણ નષ્ટ થતો નથી.

કોઇ પણ વસ્તુ સત્ રૂપથી ઉત્પન્ન થતી નથી તેમજ નાશ પણ થતી નથી આથી સૂત્રમાં ભાવ શબ્દના ગ્રહણથી પરિણામી નિત્યતા જ સમજવી જોઇએ, કૂટસ્થનિત્યતા નહીં. જો કૂટસ્થ નિત્યતા જ ગ્રહણ કરવાની હોત તો **"तदव्ययं नित्यम्"** એવું સૂત્ર હોત.

જે વસ્તુમાં કોઈ પણ રૂપમાં વિકાર થતો નથી તે નિત્યત્વરૂપ જ હોય છે એવી જ રીતે બધી અન્વયી મૃત્પિન્ડ તથા સુવર્ણ આદિનું ઉપલક્ષણ જાણવું જોઈએ. સત્ત્વ છએ દ્રવ્યોમાં વ્યાપક સત્ત્વ જ છે. જીવ સત્ છે તે પોતાના ચૈતન્ય અમૂર્ત્તત્વ અસંખ્યાતપ્રદેશત્વ સ્વભાવનો પરિત્યાગ કરતો નથી. પોતાના આ ગુણધર્મોથી તેનો કોઇ કાળે નાશ થયો નથી, નાશ પામતો નથી અને નાશ પામશે નહીં. આથી જ જીવ અવિનાશી, નિત્ય અને અવ્યય કહેવાય છે. પરંતુ એમ સમજવાની ભૂલ ન કરવી કે જીવ દેવ નારક આદિ પર્યાયની દૃષ્ટિથી પણ નિત્ય છે એવી જ રીતે પુદ્ગલ દ્રવ્ય સત્વ મૂર્ત્તત્વ, અચેતનત્વ ધર્મોનો પરિત્યાગ કરતું નથી અથી તેમાં નિત્યતા છે. ઘટ આદિ પર્યાયોની અપેક્ષાથી નિત્યતા નથી.

ધર્મદ્રવ્ય સત્ત્વ અમૂર્ત્તત્વ અસખ્યેય પ્રદેશત્ત્વ લોકવ્યાપિત્ત્વ વગેરે ધર્મોનો પરિત્યાગ ન કરતો થકો હમેશાં સ્થિર રહે છે, પર્યાયની દૃષ્ટિથી નહીં, અર્થાત્ પરમાણુ અગર યજ્ઞદત્તની ગતિમાં નિમિત્ત હોવા રૂપ પર્યાયની અપેક્ષાથી તેમા નિત્યતા નથી. ગમનકર્તાના ભેદથી ગતિ ઉપકારિત્વ પણ ભિન્ન થતું રહે છે, અર્થાત્ તેના પૂર્વાપર પર્યાયોમાં પરિવર્તન થતું રહે છે. એવી જ રીતે અધર્મ દ્રવ્ય પણ સત્ત્વ અમૂર્ત્તત્વ આદિ ધર્મોનો કદી પરિત્યાગ ન કરવાના કારણે નિત્ય છે. પરંતુ વિભિન્ન પદાર્થોની સ્થિતિમાં નિમિત્ત બનવા રૂપ પર્યાયોની અપેક્ષાથી અનિત્ય છે.

આકાશ સત્ત્વ અમૂર્ત્તત્વ અનન્તપ્રદેશિત્વ અવગાહના આદિ ગુણોને કારણે નિત્ય છે પરંતુ અવગાહક વસ્તુઓના ભેદના કારણે તેના અવગાહમાન પરિણામમાં પણ ભેદ થતો રહે છે. એ દૃષ્ટિએ તે અનિત્ય છે અલોકાકાશમાં જીવપુદ્ગલ વગેરે અવગાહક નથી તો પણ ત્યાં અગુરુ-લઘુ વગેરે પર્યાય ભિન્નાભિન્ન હોય છે. જો એવું ન માનીએ તો અલોકાકાશમાં સ્વત ઉત્પાદ તથા વ્યય થશે નહીં તેમજ ન પરાપેક્ષ થશે. આવી સ્થિતિમાં ત્યાં ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય ન હોવાથી સત્નું લક્ષ્ય પણ ઘટિત થશે નહીં આથી જે પદાર્થ સત્ ભાવથી નષ્ટ થયો નથી, થતો નથી અને થશે નહીં તે જ નિત્ય કહેવાય છે,

અથવા—ક્ષણ-ક્ષણમાં વિવિધ પ્રકારના પરિણમન થતા રહેવા છતાં પણ વસ્તુનું પોતાના મૂળ અસ્તિત્વથી અર્થાત્ ધ્રૌવ્ય રૂપ અંશથી ન ખસવું નિત્યત્વ કહેવાય છે

શંકા—ઉત્પત્તિ અને વિનાશ પર્યાય દ્રવ્યથી અભિન્ન છે આથી પર્યાયનો વિનાશ થવાથી દ્રવ્યનો પણ વિનાશ થઈ જવો જોઈએ

સમાધાન—જો ઘટ પર્યાયનો વિનાશ થવા પર માટીનો પણ વિનાશ જોઈ શકાત અને માટીનો વિનાશ થવા પર પુદ્ગલ દ્રવ્યનો પણ નાશ થઈ જાત તો આ પ્રમાણે કહી શકાત પરંતુ એવું તો દેખાતું નથી અન્વયી માટીનો અથવા પુદ્ગલજાતિનો કોઈ પણ અવસ્થામાં અભાવ જોઈ શકાતો નથી કારણ કે તેનું તો હતું તે જ નામ કાયમ રહે છે, તેનું જ્ઞાન પણ થતું રહે છે અને મૃત્તિકાસાધ્ય વ્યવહાર પણ થતો રહે છે જો ઘડાનો અભાવ થયા પછી કશું પણ ઉપલબ્ધ ન થાત તો બુદ્ધિમાન પુરુષ વિશ્વાસ કરી લેત કે પર્યાયનો અભાવ થવાથી

દ્રવ્યનો પણ અભાવ થઈ જાય છે પરંતુ પર્યાયની નિવૃત્તિ થઈ જવા છતાં પણ માટીનો સદ્ભાવ કાયમ રહે છે આથો દ્રવ્યનો વિનાશ હોવાનું સ્વીકારી શકાય નહીં. જ્યાં પ્રત્યક્ષથી વિરોધ આવતો હોય ત્યાં દલીલ માટે કોઈ અવકાશ રહેતો નથી. આ રીતે યુક્તિ (દલીલ) અને આગમ પ્રમાણથી **'तद्भावव्ययं नित्यम्'** એ સાબીત થયું.'

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ—(ભગવતી) સૂત્રના શતક ૧૪, ઉદ્દેશક ૪માં કહ્યું છે.

પ્રશ્ન—ભગવંત ! પરમાણુ પુદ્ગલ શાશ્વત છે કે અશાશ્વત ?

ઉત્તર—ગૌતમ ! દ્રવ્યની અપેક્ષાથી કવચિત્ શાશ્વત છે. અને વર્ણ પર્યાય અને સ્પર્શ પર્યાયથી કવચિત્ અશાશ્વત છે. આ પ્રકારે જીવાભિગમ ના. ૩. ત્રીજી પ્ર. ઉ. ૧. સૂત્ર ૭૭માં પણ કહ્યું છે-

પ્રશ્ન—ભગવંત ? પરમાણું પુદ્ગલ શું શાશ્વત છે અથવા અશાશ્વત છે—

ઉત્તર—ગૌતમ-દ્રવ્યની અપેક્ષાથી શાશ્વત છે-અથવા નિત્ય છે અને વર્ણ પર્યાય રસ પર્યાય, ગંધ પર્યાય, અને સ્પર્શ પર્યાયની અપેક્ષાથી અશાશ્વત અનિત્ય છે ભગવતી સૂત્ર શ. ૭ ઉ૦ ૨ માં પણ કહ્યું છે.

પ્રશ્ન—ભગવંત ! જીવ શાશ્વત છે અથવા અશાશ્વત છે ?

ઉત્તર—ગૌતમ-કવચિત-શાશ્વત્ છે કવચિત્ અશાશ્વત છે-

પ્રશ્ન—ભગવંત ! કયા હેતુથી એવું કહેવામાં આવ્યું છે કે જીવ કવચિત્ શાશ્વત અને કવચિત્ અશાશ્વત છે ?

ઉત્તર—ગૌતમ ! દ્રવ્યની દૃષ્ટિથી શાશ્વત છે અને ભાવ અર્થાત્ પર્યાયની દૃષ્ટિથી અશાશ્વત છે. હે ગૌતમ ! આ હેતુથી એમ કહેવામાં આવ્યું છે કે જીવ કવચિત્ શાશ્વત કવચિત્ અશાશ્વત છે.

પ્રશ્ન—ભગવંત ! નૈરયિકજીવ શું શાશ્વત છે ? કે અશાશ્વત ?

ઉત્તર—જેવું જીવોના વિષયમાં કહેવામાં આવ્યું છે તે રીતે નૈરયિકોના વિષયમાં સમજવું એવી જ રીતે વૈમાનિકો તથા ચોવીસે દંડકોના જીવોના સંબંધમાં સમજી લેવું જોઇએ કે બધા કથંચિત્ નિત્ય અને કથંચિત્ અનિત્ય છે. ॥ ૨૬ ॥

**'अप्पियणप्पियएहिं अणेगंतं'** ॥२७॥

**મૂળ સૂત્રાર્થ**—પ્રધાનતા અને અપ્રધાનતાની વિવક્ષા કરવાથી અનેકાન્તની સિદ્ધિ થાય છે. ॥ ૨૭ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં એ પ્રતિપાદન કર્યું કે ઘટ વગેરે પ્રત્યેકવસ્તુ પર્યાયાર્થિક નયથી ઉત્પાદ અને વ્યયથી યુક્ત હોવાના કારણે અનિત્ય હોવા છતાં પણ દ્રવ્યાર્થિક નયની અપેક્ષા મૃતિકા દ્રવ્યનો અન્વય હોવાના કારણે નિત્ય પણ છે પરંતુ આ કથન પરસ્પર વિરુદ્ધ જેવું પ્રતીત થાય છે જે વસ્તુ અનિત્ય છે તે જ નિત્ય કેવી રીતે હોઇ શકે ભલા ? જો નિત્ય છે તો વિનાશ અને ઉત્પાદનું હોવું અસંભવ છે અને જો અનિત્ય છે તો કાયમ ન રહેવાના કારણે નિત્યતામા વિરોધ આવે છે આ આ શંકાનું સમાધાન કરવાના આશયથી કહીએ છીએ-

કોઈ ધર્મની મુખ્ય રૂપથી વિવક્ષા કરવાથી અને કોઇ ધર્મની અપ્રધાન રૂપથી વિવક્ષા કરવાથી અનેકાન્તની સિદ્ધિ થાય છે.

પ્રત્યેક વસ્તુ અનેક ધર્મોનો અખન્ડ પિન્ડ છે. તેમાંથી પોતાની વિવક્ષા અનુસાર જે કોઈ ધર્મને વિવક્ષિત કરે છે તે ધર્મ અર્પિત કહેવાય છે અને બાકીનો ધર્મ વિદ્યમાન હોવા છતાં પ્રયોજન ન હોવાને કારણે કહેવામાં ન આવે ત્યારે તે અનર્પિત કહેવાય છે. આ રીતે અર્પિત અને અનર્પિતથી અર્થાત્ ધર્મોને મુખ્ય અને ગૌણ કરવાથી વસ્તુ અનેક ધર્માત્મક સિદ્ધ થાય છે. આ કારણથી જ તે નિત્ય પણ છે અને અનિત્ય પણ છે. આથી પૂર્વોકત વિરોધનું ખંડન થઇ જાય છે.

તે આ રીતે છે—કોઈ પુરુષ બાપ કહેવાય છે. તે પોતાના પુત્રની અપેક્ષાથી 'બાપ' છે પરંતુ તે બાપનો પણ કોઈ બાપ હોય છે તેની અપેક્ષાથી તે બાપ પુત્ર પણ કહેવાય છે. આની સાથે જ પિતા અને પુત્ર કહેવરાવવાળો પુરુષ પોતાના ભાઇની અપેક્ષાથી ભાઈ પણ કહેવાય છે. એ જ રીતે પોતાના દાદાથી અપેક્ષાથી પૌત્ર મામાની અપેક્ષાથી ભાણીયો અને દાદીમાની અપેક્ષાથી દોહિત્ર કહેવાય છે-આમ એક જ પુરુષમાં જનક અને જન્મ વગેરેનો આ વ્યવહાર પરસ્પર વિરૂદ્ધ જેવો ભાસે છે તો પણ હકીકતમાં તે વિરૂદ્ધ નથી...

આવી જ રીતે એક જ ઘડો અગર પાટલો વગેરે માટી વગેરે સામાન્યની વિવક્ષા કરવાથી નિત્ય કહેવાય છે, પણ ઘડો વગેરે પર્યાયોની વિવક્ષા કરવાથી પર્યાયાર્થિક—નયની અપેક્ષાથી અનિત્ય પણ કહેવાય છે. આત્મા નિત્ય હોવા છતાં પણ પર્યાયનયથી અનિત્ય પ્રતીત થાય છે. આ કારણથી જ તેમાં 'મૃત' જેવો વ્યવહાર થાય છે.

તે સામાન્ય અને વિશેષ જે ક્રમશઃ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયના વિષય છે, કથંચિત્ અભેદ અને ભેદ દ્વારા વ્યવહારના હેતુ હોય છે. કહ્યું પણ છે—

પરિણમનનો અર્થ છે અર્થાન્તર થવો અર્થાત્ એક પર્યાયનો નાશ થઈ બીજા પર્યાયનું ઉત્પન્ન થવું. પરિણમનના સ્વરૂપના જ્ઞાતા વિદ્વાન વસ્તુનું હમેશાં જેમનું તેમ ટકી રહેવું અથવા સર્વથા વિનષ્ટ થઈ જવાને પરિણામ માનતા નથી.

આ રીતે અર્પિત અને અનર્પિતની સિદ્ધિ થવાથી એક જ પદાર્થમા નિત્યતા વગેરે ઘણા ધર્મો જે પરસ્પર વિરુદ્ધ જેવા પ્રતીત થાય છે. પરંતુ હકીકતમાં વિવક્ષાભેદના કારણે વિરુદ્ધ નથી, પ્રતિભાસિત થાય છે ॥ ૨૭ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા બતાવ્યું કે સમસ્ત વસ્તુઓ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય સ્વભાવવાળી છે આ સંબંધમાં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે વસ્તુ ઉત્પાદ અને વિનાશવાળી છે તે ધ્રૌવ્ય સ્વભાવવાળી અર્થાત્ નિત્ય કેવી રીતે હોઈ શકે ? અગર વસ્તુ સત્ છે તો અસત્ થઇ શકતી નથી અને જો નિત્ય છે તો અનિત્ય થઈ શકતી નથી. આથી વસ્તુનું પૂર્વોક્ત સ્વરૂપ સિદ્ધ કરી શકાતું નથી અને આ કારણે તે સંગત નથી—

ઉત્પાદ અને વ્યયનો નિત્યતા સાથે વિરોધ છે અને નિત્યતાનો ઉત્પાદ અને વ્યય સાથે વિરોધ છે. જેમ પાણી અને અગ્નિ અથવા છાંયડો અને તડકો પરસ્પરમાં અત્યન્ત વિરુદ્ધ છે તે જ રીતે ધ્રૌવ્યની સાથે ઉત્પાદ—વ્યયનો વિરોધ છે. તેઓ એક જગ્યામાં રહી શકતા નથી.

આ સંજોગોમાં વસ્તુનું લક્ષણ ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય કહેવું વિદ્વત્ જનો માટે મનોરંજક હોઈ શકતું નથી આ શંકાનું સમાધાન કરવા માટે દ્રવ્યાર્થિક તથા પર્યાયાર્થિક નય અનુસાર કોઈ ધર્મને પ્રધાન અને કોઈને અપ્રધાન વિવક્ષિત કરીને એક જ વસ્તુમાં સત્તા, અસત્તા, નિત્યતા અને અનિત્યતાનો સદ્ભાવ બતાવીને ઉકત વિરોધનું ખંડન કરીએ છીએ.

પ્રધાન અને અપ્રધાન રૂપથી વિવક્ષા કરવાથી અર્થાત્ કોઇ ધર્મને પ્રધાન રૂપમાં અને કોઈને ગૌણુ રૂપમાં વિવક્ષિત કરવાથી એક જ વસ્તુ અનેકાન્તાત્મક–થોડી નિત્ય અને થોડી અનિત્ય થઈ જાય છે તે આ રીતે–ઘટાદિ વસ્તુઓમાં દ્રવ્યાર્થિકનયની પ્રધાનતાથી વિવક્ષા કરીને, મૃત્તિકા દ્રવ્યનો અન્વય જોવાથી ધ્રૌવ્ય રૂપ સ્થિતિ–અંશને અર્પિત–ગ્રહણ કરવાથી તેનાથી સાક્ષાત્ વિરૂદ્ધ અનર્પિત ઉત્પાદ અને વ્યયનું પણ ગ્રહણ થઇ જાય છે.

ધ્રૌવ્ય દ્રવ્ય ઉત્પાદ રૂપ, વ્યય રૂપ પૂર્વોત્તર પર્યાયને ધારણ કરે છે, ઉત્પાદ પર્યાય અગર વ્યયપર્યાય પૂર્વોત્તર પર્યાયોમાં અનુગમન કરતાં નથી આથી ઉત્પાદ અને વ્યય વિભિન્ન અને વિલક્ષણ છે એ સ્વાભાવિક રીતે જ જ્ઞાત થઇ જાય છે આ રીતે અર્પણ અને અનર્પણ દ્વારા ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વરૂપ વસ્તુ નિત્ય અને અનિત્ય સિદ્ધ થાય છે.

પ્રયોજન અનુસાર કદાચિત્ કોઈ ધર્મ વચનથી અર્પિત વિવક્ષિત કરવામાં આવે છે અને બીજો ધર્મ અધિકાર હોવા છતાં પણ પ્રયોજન ન હોવાથી અનર્પિત–અવિવક્ષિત હોય છે. પરંતુ આટલાથી એમ ન સમજવું જોઈએ કે તે વસ્તુમાં વિવક્ષિત ધર્મ જ છે તેમાં અવિવક્ષિત ધર્મ પણ રહે જ છે. આથી જ્યારે નિત્યતાને પ્રધાનતા આપવામાં આવે છે ત્યારે પણ વસ્તુમાં પર્યાયની અપેક્ષાથી અનિત્યતા રહે છે અને પ્રયોજનવશાત્ જ્યારે પર્યાયની મુખ્યતાથી અનિત્યતાનું વિધાન કરવામાં આવે છે ત્યારે વસ્તુમાં નિત્યતા પણ વિદ્યમાન રહે છે.

સ્થાનાંગસૂત્રના ૧૦માં સ્થાનમાં કહ્યું છે અર્પિત અને અનર્પિત. ॥સૂ. ૨૭॥

**'वेमायणिद्ध लुक्खत्तणेण संघाणं बंधो'** । ॥सू० २८॥

**મૂળસૂત્રાર્થ**—વિસદશ પરિમાણુમા સ્નિગ્ધતા અને રૂક્ષતા હોવાથી સ્કંધોનો બન્ધ થાય છે.

**તત્વાર્થદીપિકા**—પહેલા કહેવાયું કે ભેદ અને સંઘાત રૂપ પૃથક્ત્વથી પરમાણું પુદ્ગલોનો સ્કંધ રૂપમાં ઉત્પાદ થાય છે. તો શું બે પરમાણુઓનો સંયોગ થવાથી જ દ્વયણુક આદિ સ્કંધ ઉત્પન્ન થઈ જાય છે અથવા અન્ય કોઈ વિશેષતાથી ઉત્પન્ન થાય છે ? એવી શંકા થવા પર એકત્વ પરિણામ રૂપ બન્ધથી સ્કંધની નિષ્પત્તિ થાય છે એવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે આમાં પણ આ શંકા ઉત્પન્ન થાય છે કે પુદ્ગલ જાતિની સમાનતા હોવા છતાં પણ કોઈ પુદ્ગલોનો બન્ધ થાય છે અને કોઈનો કેમ બન્ધ થતો નથી ? આ શંકાનું સમાધાન કરવા માટે કહીએ છીએ—

વિસદશ અંશવાળા સ્નિગ્ધ અને રૂક્ષ પુદ્ગલોનો બંધ થાય છે આથી એ સાબીત થયું કે જો કે સમસ્ત પુદ્ગલોમાં પુદ્ગલપણું સરખું છે તો પણ અનન્ત પર્યાયવાળા કોઇ પુદ્ગલોનો વિલક્ષણ પરિણામથી પ્રાપ્ત સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વનાં સામર્થ્યથી બન્ધ થાય છે. જે પુદ્ગલોમાં પૂર્વોકત પ્રકારનું પરિણમન થતું નથી, તેનો બન્ધ થતો નથી.

જે પુદ્ગલમાં બાહ્ય અને આભ્યંતર કારણોનો સંજોગ મળવાથી સ્નેહ પર્યાય પ્રકટ થઈ જાય છે, તે સ્નિગ્ધ પુદ્ગલ કહેવાય છે. તે ચિકણો હોય છે તેનાથી વિપરીત પરિણામને રૂક્ષત્વ

કહે છે. વિમાત્રનો અર્થ છે-અસમાન અંશોવાળા આ રીતે અસમાન અંશવાળા સ્નિગ્ધ અને રૂક્ષ બે પરમાણુઓનો પરસ્પર સંશ્લેષ રૂપ એકત્વ પરિણામાત્મક બન્ધ હોવા પર દ્વયણુક સ્કંધ ઉત્પન્ન થાય છે.

આ જ રીતે ક્રમથી ત્ર્યણુક સ્કંધ પણ, દ્વયણુક અને પરમાણુનો કે જે વિસદૃશ માત્રામાં સ્નિગ્ધ અને રૂક્ષ હોય, પરસ્પરમાં સંશ્લેષ થવાથી ઉત્પન્ન થાય છે

સ્નેહ કોઇ પુદ્ગલમાં એક ગુણ (અંશ)વાળો કોઈમાં બે વાળો કોઇમાં ત્રણ, કોઈમાં ચાર, કોઈમાં સંખ્યાત અસંખ્યાત અનન્ત અંશવાળો સમજવો જોઈએ. આવી જ રીતે કોઈ પુદ્ગલમાં રૂક્ષતાનો કોઈમાં બે ગુણ એવી રીતે કોઇમાં અનન્ત ગુણ હોય છે. જેમ પાણી, બકરીનું દૂધ, ગાયનું દૂધ, ભેંશનું દૂધ, ઊંટડીનું દૂધ અને ઘેટીના દૂધમાં તથા ઘીમાં સ્નિગ્ધતા ગુણનું ઓછા વત્તાપણુ રહે છે અને પાંશુ ધૂળ, રજકણ તથા રેતી વગેરેમાં રૂક્ષતા ગુણ ઓછા વધતા રૂપમાં દેખાય છે એવી જ રીતે પરમાણુઓમાં પણ સ્નિગ્ધતા અને રૂક્ષતા ગુણના પ્રકર્ષ અને અપ્રકર્ષનું અનુમાન કરવામાં આવે છે. પ્રજ્ઞાપનાસૂત્રના ૧૩માં પદના ૧૮૫માં સૂત્રમાં કહ્યું છે- પ્રશ્ન- ભગવંત્ ! બન્ધન પરિણામ કેટલા પ્રકારના કહ્યાં છે ? ઉત્તર-ગૌતમ ! બે પ્રકારના કહ્યાં છે જેમ કે સ્નિગ્ધબન્ધન પરિણામ અને રૂક્ષબન્ધન પરિણામ.

સમાન સ્નિગ્ધતાથી અને સમાન રૂક્ષતાથી બન્ધન થતું નથી; પરંતુ સ્નિગ્ધતા અને રૂક્ષતા જ્યારે વિસદૃશ પરિમાણમાં થાય છે ત્યારે જ સ્કંધોનો બન્ધ થાય છે.

સ્નિગ્ધ પુદ્ગલના બે અંશ અધિક સ્નિગ્ધ પુદ્ગલની સાથે અને રૂક્ષના બે અંશ અધિક રૂક્ષ પુદ્ગલ સાથે સ્નિગ્ધનો રૂક્ષ સાથે બન્ધ થાય છે, પરંતુ જઘન્ય ગુણવાળા પુદ્ગલનો કોઈની સાથે પણ બન્ધ થતો નથી. ॥૨૮॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા કહેવાઈ ગયું છે કે એકત્વ રૂપ સંઘાતથી દ્વયણુક આદિ સ્કન્ધોની ઉત્પત્તિ થાય છે, પણ તે સંઘાત સંયોગસામાન્યથી થાય છે અથવા વિશેષ પ્રકારના સંયોગથી થાય છે ? આ પ્રશ્નનું સમાધાન કરવા માટે કહીએ છીએ-સંયોગ થયાથી બદ્ધનો સંઘાત થાય છે અને સંઘાત થવા પર બદ્ધનું સ્કન્ધ રૂપ પરિણામ ઉત્પન્ન થાય છે.

એકત્વપરિણામ રૂપ બન્ધ બે પરમાણુઓનો અથવા ઘણાં પરમાણુઓનો કઈ રીતે થાય છે ? શુ એક પરમાણુમાં બીજા પરમાણુનો પ્રવેશ હોવાથી થાય છે અથવા સંપૂર્ણ રીતે પ્રવેશ ન થવા પર પણ બન્ધ થઈ જાય છે ? પરમાણુઓમાં પોલાપણું તો હોતું નથી એથી તેઓ એક બીજામાં પેસી શકતાં નથી પરંતુ પરમાણુઓના પરિણમન વિશેષથી જ સર્વથા સર્વાત્મતા બન્ધ થઇ જાય છે,

આથી એવું સાબિત થયું કે લોખંડના ગોળામાં અગ્નિ જેમ સમાઈ જાય છે તેવી રીતે એક પરમાણુ બીજા પરમાણુમાં સમાતો નથી તો પણ ગુણની વિશેષતાના કારણે સર્વાત્મતા પૂર્ણ રૂપથી એકત્વપરિણામ રૂપ બન્ધ થઈ જાય છે પરન્તુ ગુણની વિશેષતાના કારણે બન્ધ કઈ રીતે થઈ જાય છે ? એ જાતની આશંકા થાય માટે કહીએ છીએ—

અસમાન અંશોમાં સ્નિગ્ધતા અને રૂક્ષતા હોવાથી બંધ થાય છે. સ્નેહનો અર્થ છે ચિકાસપણું જ્યારે રૂક્ષતાનો અર્થ છે લૂખાપણું. આ બંને, પુદ્ગલોના સ્પર્શનામના ગુણની

અવસ્થાઓ છે. પરમાણુઓમાંથી એક સ્નિગ્ધ અને બીજું રૂક્ષ હોય છે અને તે સ્નિગ્ધતા તથા રૂક્ષતા જ્યારે વિસદ્દશ માત્રામાં થાય છે ત્યારે તેમનો પરસ્પર બંધ થઇ જાય છે.

આ રીતે વિભિન્ન માત્રા (અંશ) વાળા પરસ્પરમાં સંયુકત સ્નિગ્ધતા અને રૂક્ષ પરમાણુ આદિ પુદ્ગલોના એકત્વ પરિણમન રૂપ બન્ધનથી દ્વયણુક આદિ સ્કંધ ઉત્પન્ન થઇ જાય છે. આ રીતે એક જગ્યાએથી વિજોગ પામે છે અને બીજી જગ્યાને પૂરે છે. બીજામાં મીલન થાય છે, આ રીતે પૂરણ અને ગલનનું કારણ તે પુદ્ગલ કહેવાય છે. પૂરક થઈને તે સ્કંધોને ઉત્પન્ન કરે છે અને ગલન કરીને સ્કંધમાં ભેદ ઉત્પન્ન કરે છે. જેટલાં પણ બન્ધન છે. બધા સંયોગ-પૂર્વક જ થાય છે. સ્નિગ્ધતા અને રૂક્ષતાની વિશેષતાના કારણે પરમાણુનો બીજા પરમાણુ સાથે સંશ્લેષરૂપ બંધ થાય છે.

બધા પરમાણુઓમાં સ્નિગ્ધતા એક સરખી હોતી નથી. કોઇમાં એક ગુણ (ડિગ્રી) સ્નિગ્ધતા હોય છે, કોઈમાં અસંખ્યાત ગુણ અને કોઈમાં અનન્તા ગુણ પણ સ્નિગ્ધતા હોય છે.

પાણીમાં થોડી સ્નિગ્ધતા છે તેની અપેક્ષા બકરીના દૂધમાં વધારે છે અને પછી ગાય ભેંસ ઊંટડી તથા ઘેટીના દૂધમાં ક્રમશઃ વધુ-વધુ સ્નિગ્ધતા (ચિકાસપણું) જોવામાં આવે છે. ઘીમાં તેથી પણ વિશેષ હોય છે. એવી જ રીતે રૂક્ષતા પણ ઓછા વધુ માત્રામાં વિદ્યમાન રહે છે. કોઇ પુદ્ગલહીન રૂક્ષતાવાળો કોઇ મધ્યમ રૂક્ષતાવાળો કોઈ ઉત્કૃષ્ટ રૂક્ષતાવાળો હોય છે.

કોઈમાં સંખ્યાત, કોઈમાં અસંખ્યાત અને કોઇમાં અનન્ત ગુણ રુક્ષતા હોય છે. આ રીતે સ્નિગ્ધતા (ચિકણાપણું) અને રુક્ષતા (લૂખાપણું)ના કારણે પરમાણુઓમાં સંશ્લેષ થાય છે અને તેઓ એકમેકની સાથે બંધાઈ જાય છે બદ્ધ થવા પર સ્કંધની ઉત્પત્તિ થાય છે પુદ્ગલદ્રવ્યોનો આ રીતે બન્ધ થવો પ્રત્યક્ષથી સિદ્ધ છે.

સ્થૂળ જે ઘટ પટ આદિ પુદ્ગલ સ્કંધ છે અને જે પ્રત્યક્ષથી પ્રતીત થાય છે તે જ પરમાણુઓના બન્ધના અનુમાપક છે અર્થાત્ તેમને જોવાથી પરમાણુઓના બન્ધનું અનુમાન કરી શકાય છે કારણ કે પરમાણુઓનો સંઘાત થવા વગર મહાન્ આકાર ઉત્પન્ન થઇ શકતો નથી. આ રીતે પ્રત્યક્ષથી સિદ્ધ ઘટ આદિ પિન્ડોથી પરમાણુઓના સંજોગ બન્ધનું અનુમાન થાય છે આથી એવું સમજવું જોઈએ કે સ્નેહ ગુણવાળા અને રુક્ષ ગુણવાળા-પરમાણુઓનો બન્ધ થાય છે.

પરંતુ એવો નિયમ નથી કે બધા સ્નિગ્ધતા ગુણવાળા પુદ્ગલોનો બધા રુક્ષ પુદ્ગલોની સાથે બન્ધ થઈ જ જાય છે. જો કોઈ પુદ્ગલમાં એક ગુણ સ્નિગ્ધતા છે તો એક ગુણ રુક્ષતા-વાળા પુદ્ગલની સાથે તેનો બન્ધ થતો નથી કારણ કે બંને જ પુદ્ગલ જઘન્ય ગુણવાળા છે આથી તેમનામાં ગુણની વિસદ્દશતા અર્થાત્ વિષમ પરિમાણ નથી. સ્વસ્થાનની અપેક્ષાથી સ્નિગ્ધ પુદ્ગલનો સ્નિગ્ધ પુદ્ગલની સાથે બન્ધ થતો નથી એવી જ રીતે એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલનો એક ગુણ રુક્ષ પુદ્ગલ સાથે બન્ધ થતો નથી એક ગુણ સ્નિગ્ધ અને એક ગુણ રુક્ષ પુદ્ગલોનો સંયોગ થવા છતાં પણ તથા તેમાં સ્નિગ્ધતા તથા રુક્ષતા હોવા છતાં પણ પરસ્પર બન્ધ થતો નથી

આ પુદ્ગલોનો બન્ધ ન થવાનુ કારણ તો તેમાં તે રૂપમાં પરિણત થવાની શક્તિનો અભાવ જ પ્રતીત થાય છે. પુદ્ગલોમાં પરિણમન કરવાની શકિતઓ ક્ષેત્ર અને કાળ અનુસાર

વિચિત્ર પ્રકારની હોય છે તેમાંથી કોઈ સ્વાભાવિક અને કોઇ-કોઈ પ્રયત્નસાપેક્ષ થયા કરે છે. જઘન્ય અર્થાત્ એક ડીગ્રી (અંશ)નો સ્નેહ ગુણ અલ્પમાત્રામાં હોવાને લીધે જઘન્ય ગુણવાળા રુક્ષ પુદ્ગલને પરિણત કરવામાં સમર્થ હોતો નથી એવી જ રીતે જઘન્ય રુક્ષ ગુણવાળો પણ અલ્પ હોવાના કારણે જઘન્ય ગુણવાળા સ્નિગ્ધ પુદ્ગલોનો પોતાના રૂપમાં પરિણત કરી શકતો નથી.

જઘન્યનો અર્થ છે—એક ગુણ સ્નિગ્ધ અગર એક ગુણ રુક્ષ. સ્નિગ્ધતા રુક્ષતા વગેરે ગુણોનું પરિમાણ ઓછું વધતું હોય જ છે, જેમ પાણીની અપેક્ષા બકરીનું દૂધ વધારે સ્નિગ્ધ હોય છે, બકરીના દૂધથી ગાયનું દૂધ વધારે સ્નિગ્ધ હોય છે એવી જ રીતે ગાયના દૂધથી ભેંસનું, ભેંસના દૂધથી ઊંટડીનું અને ઊંટડીના દૂધની અપેક્ષા ઘેટીનું દૂધ અધિક સ્નિગ્ધ હોય છે. એમાં ઉત્તરોત્તર સ્નિગ્ધતા અધિક છે અને પૂર્વ પૂર્વમાં રુક્ષતાનો અંશ અધિક છે. એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલનો જેમ એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલની સાથે બન્ધ થતો નથી તેવી જ રીતે બે સંખ્યાત અસંખ્યાત અને અનન્ત ગુણ સ્નિગ્ધ પુદ્ગલની સાથે પણ બન્ધ થતો નથી.

એવી જ રીતે એક ગુણ રુક્ષતાવાળા પુદ્ગલનો એક ગુણ રુક્ષતાવાળા તથા સંખ્યાત અસંખ્યાત અને અનન્ત ગુણ રુક્ષતાવાળા પુદ્ગલોની સાથે બન્ધ થતો નથી એવી જ રીતે જઘન્ય ગુણવાળા સ્નિગ્ધ અને જઘન્ય ગુણવાળા રુક્ષ પુદ્ગલોનો પરસ્પર બન્ધ થતો નથી.

બે ગુણ સ્નિગ્ધતાવાળા પુદ્ગલનો એક ગુણ રુક્ષતાવાળા પુદ્ગલની સાથે બન્ધ થતો નથી અને તે જ રીતે એક ગુણ સ્નિગ્ધતાવાળાનો બે ગુણ રુક્ષતાવાળા પુદ્ગલની સાથે બન્ધ થતો નથી કારણ કે એક ગુણ જઘન્ય ગુણ હોય છે. જેમ જઘન્ય ગુણવાળા સ્નિગ્ધ અને રુક્ષ પુદ્ગલોનો બન્ધ થતો નથી તેવી જ રીતે ગુણોની સમાનતા હોવાથી સદૃશ પુદ્ગલોનો બન્ધ થતો નથી.

તે આ રીતે છે—તુલ્યગુણ સ્નિગ્ધ પુદ્ગલનો તુલ્યગુણ સ્નિગ્ધ પુદ્ગલ સાથે બન્ધ થતો નથી. એ જ રીતે તુલ્યગુણ રુક્ષપુદ્ગલનો તુલ્યગુણ રુક્ષ પુદ્ગલ સાથે બન્ધ થતો નથી. સરખાં બળ અને ગુણવાળા બે મલ્લોની કુસ્તીની જેમ તેમા પરિણત કરવાની શક્તિ હોતી નથી, પરંતુ પંચગુણ સ્નિગ્ધનો પંચગુણરુક્ષ પુદ્ગલની સાથે બન્ધ થાય છે. સ્નિગ્ધતા ગુણની વિષમતા અગર રુક્ષતા ગુણની વિષમતા થવાથી સદૃશ પુદ્ગલોનો પણ બન્ધ થાય છે.

આ પ્રકારે દ્વિગુણ સ્નિગ્ધનો ચતુર્ગુણ સાથે ત્રિગુણ સ્નિગ્ધનો પંચગુણ સ્નિગ્ધ સાથે ચતુર્ગુણ સ્નિગ્ધનો ષડ્ગુણ સ્નિગ્ધની સાથે બન્ધ થાય છે એવી જ રીતે અનન્તગુણ સ્નિગ્ધની સાથે બંધ સમજી લેવો જોઈએ. આ રીતે રૂક્ષ ગુણની વિષમતા થવાથી પણ બન્ધ થાય છે તે જાતે જ સમજી લેવું જોઈએ.

શંકા—આવું થવા છતાં પણ એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલનો દ્વિગુણ સ્નિગ્ધ પુદ્ગલ સાથે બન્ધ થવો જોઈએ કેમકે ગુણની વિષમતા ત્યાં પણ વિદ્યમાન છે.

સમાધાન—આમ ન કહેશો. બે ગુણ અધિક વિગેરે સદૃશ પુદ્ગલોનો જ પરસ્પર બન્ધ સ્વીકાર કરવામાં આવ્યો છે આથી એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલનો બે અધિક ગુણવાળા સ્નિગ્ધની સાથે દ્વિગુણ અધિક સ્નિગ્ધ પુદ્ગલનો એક ગુણ સ્નિગ્ધ સાથે એક ગુણ રૂક્ષ પુદ્ગલનો દ્વિગુણ અધિક રૂક્ષ સાથે દ્વિગુણ અધિક રૂક્ષનો એક ગુણ રૂક્ષ પુદ્ગલ સાથે બન્ધ થતો નથી. એક આદિ ગુણ અધિક સદૃશ બે સ્નિગ્ધ પુદ્ગલો અથવા રૂક્ષ પુદ્ગલોનો બન્ધ થતો નથી.

તે એકાદિગુણ અધિક પુદ્‌ગલોમાં સદૃશ સ્નિગ્ધ પુદ્‌ગલોમાં તથા સદૃશ રૂક્ષ પુદ્‌ગલોમાં વિશિષ્ટ પરિણમનની શકિતનો અભાવ હોય છે.

એક ગુણ સ્નિગ્ધ પરમાણુ આદિ પુદ્‌ગલની અપેક્ષા દ્વિગુણ સ્નિગ્ધ પરમાણુ પુદ્‌ગલ એક ગુણ અધિક કહેવાય છે, બે ગુણ સ્નિગ્ધ પરમાણુ પુદ્‌ગલની અપેક્ષા ત્રણ ગુણ સ્નિગ્ધ પરમાણુ પુદ્‌ગલ એકગુણાધિક કહેવાય છે, ત્રણ ગુણ સ્નિગ્ધ પરમાણુ પુદ્‌ગલની અપેક્ષા ચતુર્ગુણ સ્નિગ્ધ પરમાણુ પુદ્‌ગલ એક ગુણાધિક કહેવાય છે એવી જ રીતે અનન્તગુણ પુદ્‌ગલ એક બીજાની અપેક્ષા એક ગુણાધિક સમજી લેવા જોઈએ.

પૂર્વોક્ત દલીલ મુજબ આ સદૃશ પુદ્‌ગલોનો પરસ્પર બંધ થતો નથી. આ રીતે 'જઘન્યને છોડીને' આ વચન અનુસાર એક ગુણને છોડીને દ્વિગુણ પરમાણુ પુદ્‌ગલનો ત્રિગુણ પરમાણુ પુદ્‌ગલની સાથે બન્ધ થતો નથી. એ જ રીતે ત્રિગુણનો ચતુર્ગુણ સાથે બન્ધ થતો નથી, ઈત્યાદિ પ્રકારથી શેષ વિકલ્પોની યોજના સ્વયં કરી લેવી જોઈએ.

આમ એક ગુણ રૂક્ષ પરમાણુ પુદ્‌ગલ આદિની અપેક્ષા દ્વિગુણ રૂક્ષ પરમાણુપુદ્‌ગલ એક ગુણાધિક કહેવાય છે, બે ગુણ રૂક્ષતાવાળાની અપેક્ષા ત્રણ ગુણ રૂક્ષતાવાળા એક ગુણાધિક કહેવાય છે, ત્રણ ગુણ રૂક્ષની અપેક્ષા ચાર ગુણ રૂક્ષ એક ગુણાધિક કહેવાય છે એવી જ રીતે અનન્તગુણ રૂક્ષ એક ગુણાધિક હોય છે આ બધાં સદૃશ પુદ્‌ગલોનો પરસ્પર બન્ધ થતો નથી. એમનો બન્ધ ન થવાના સંબંધમાં પૂર્વોકત દલીલ સરખી છે–તે જ તર્ક અત્રે પણ લાગુ પડે છે.

અહીં પણ જઘન્યવર્જ આ કથન અનુસાર દ્વિગુણનો ત્રિગુણ સાથે બન્ધ થતો નથી, ત્રિગુણનો ચતુર્ગુણ સાથે બન્ધ થતો નથી ઈત્યાદિ શેષ વિકલ્પોની યોજના સ્વયં કરી લેવી જોઇએ પરંતુ પૂર્વોકત પ્રકારથી દ્વિગુણ સ્નિગ્ધનો ચતુર્ગુણ સ્નિગ્ધ સાથે બન્ધ થાય છે. ત્રિગુણ સ્નિગ્ધ પુદ્‌ગલનો પંચગુણ સ્નિગ્ધ પુદ્‌ગલની સાથે બન્ધ થાય છે ઈત્યાદિ રૂપથી આગળ પણ સમજી લેવું જોઇએ. પ્રજ્ઞાપનાસૂત્રમાં કહ્યું છે—

સ્નિગ્ધ પુદ્‌ગલના બે અંશ અધિક સ્નિગ્ધ પુદ્‌ગલ સાથે અને રૂક્ષના બે અંશ અધિક રૂક્ષ પુદ્‌ગલ સાથે બન્ધ થાય છે સ્નિગ્ધ પુદ્‌ગલનો રૂક્ષ પુદ્‌ગલ સાથે બન્ધ થાય છે ભલે તેઓ સમગુણવાળા હોય અગર વિષમ ગુણવાળા આમા અપવાદ એ જ છે કે જઘન્ય ગુણવાળાનો બન્ધ થઈ શકતો નથી.

આ ગાથાના પૂર્વાર્ધમાં પ્રતિપાદિત કરવામાં આવ્યું છે કે જ્યારે સ્નિગ્ધ અગર રૂક્ષ–અસદૃશ પુદ્‌ગલ હોય તો બે અંશ અધિક આદિની સાથે બન્ધ થાય છે. આમ સ્નિગ્ધનો બે ગુણ અધિક સ્નિગ્ધ સાથે અને રૂક્ષનો બે ગુણ અધિક રૂક્ષની સાથે બન્ધ થવાનું સિદ્ધ થાય છે અને આ જ ગાથાના ઉત્તરાર્ધથી એ ફલિત થાય છે કે જઘન્ય ગુણથી વર્જિત સ્નિગ્ધ અને રૂક્ષ પુદ્‌ગલોનો તેઓ વિષમ ગુણવાળા હોય કે સમ ગુણવાળા પરસ્પરમાં બન્ધ થઇ જાય છે.

પ્રશ્ન—જ્યારે પરમાણુ એક બીજામાં મળે છે તો શું દ્વિપ્રદેશી વિગેરે સ્કન્ધોના આકારમાં પરિણત થાય છે, અથવા પરિમંડળ આદિ પાંચ પ્રકારના આકારમાં પરિણત થાય છે ? જો પરમાણુઓમાં સ્પર્શ આદિ પરિણામ વ્યવસ્થિત જ હોય, અગર સ્કન્ધોમાં સ્પર્શ આદિ

પરિણામ વ્યવસ્થીત હોય, તો તેમનું ત્યાં હુમેશાં રહેવાનું કારણ ન ઉત્પાદ હશે, ન વિનાશ હશે. જ્યારે ઉત્પાદ અને વિનાશ થશે નહીં તો સ્નિગ્ધ અને રૂક્ષ ગુણવાળા પરમાણુઓના પરિણમનના અભાવમાં કેવી રીતે દ્વયણુક વગેરે સ્કન્ધ પરિણામ ઉત્પન્ન થશે ?

સ્પર્શ આદિ તથા શબ્દ પરિણામવાળા સ્કંધોમાં એક જ કોઈ પરિણામને નિત્ય રૂપથી અંગિકાર કરવાના કારણે શેષ સ્પર્શ આદિ તથા શબ્દ આદિ પરિણામોના અભાવમાં આપત્તિ (મુશ્કેલી) આવશે.

જો તમે સ્કન્ધોમાં સ્પર્શ આદિ પરિણામોને અવ્યવસ્થિત કહો છો તો બધુ બરાબર છે કારણકે પૂર્વ પરિણામનો ત્યાગ થવાથી ઉત્તર પરિણામનો સ્વીકાર કરવામાં આવ્યો છે. સ્પર્શ આદિ ભિન્ન છે અને શબ્દ આદિ ભિન્ન છે. જે દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ સંબંધી પરિણામ વિશેષ હોય છે. આવી રીતે પરિણામ અનુસાર વસ્તુનું જ્ઞાન થઈ જશે તો આ વિષયનો સિદ્ધાંત શું છે એ ખબર પડતી નથી થોડા અવ્યવસ્થિતત્વ પક્ષનો સ્વીકાર કરવાથી પણ શું સમગુણવાળા સમગુણ રૂપથી જ પરિણત થાય છે ? અગર વિષમ ગુણ રૂપથી પણ પરિણત થાય છે ?

ઉત્તર—પરમાણુઓમાં અથવા સ્કંધોમાં સ્પર્શ અને શબ્દાદિ પરિણામ અવસ્થિત અને અનવસ્થિત જ હોય છે કારણ કે તેઓ પરિણામી હોય છે. પરમાણુ–પુદ્ગલ અગર સ્કંધ દ્રવ્ય આદિ જાતિસ્વભાવનો પરિત્યાગ ન કરતા થકા બીજા સ્પર્શ આદિ ગુણ અગર શબ્દાન્તર વગેરે ગુણને પ્રાપ્ત થાય છે. પરમાણુ આદિ પુદ્ગલ સ્પર્શ આદિ સામાન્યનો ત્યાગ ન કરતા થકા સ્પર્શ આદિ વિશેષોને પ્રાપ્ત થાય છે.

'આ રીતે સ્પર્શ આદિ અવસ્થિત પણ છે અને અનવસ્થિત પણ છે. મરચું અને હિંગ વગેરે પોતાની શક્તિની પાવરધાવાળા હોવાથી પરિણામયોગ્ય વસ્તુને સડેલા શાકભાજી વગેરે અગર સ્વાદિષ્ટ વગેરે રૂપથી આત્મસાત્ કરતાં જોવાય છે, કોઈ કોઈ દહીં અથવા ગોળ વગેરે પદાર્થ પરિણમન શકિત સ્વભાવવાળા હોવાથી એકબીજાનાં પરિણમનનાં કારણ હોય છે. પટુતાની અતિશયોક્તિને કારણે પૂર્વવાળામાં પરિણમનની શક્તિ હોય છે. આથી એ સાબિત થયું કે સ્પર્શ આદિ શબ્દાદિ અનવસ્થિત હોય છે કારણકે તેમનામાં પરિણમન થાય છે.

પ્રશ્ન—પરિણમનની વિશેષતાને કારણે ગુણવત્ત્વ અનવસ્થિત હોવા છતાં પણ બદ્ધ થનારાં બે પરમાણુ પુદ્ગલોમાં ગુણવત્ત્વ હોવાથી બે સરખાં ગુણવાળા અથવા વિષમ ગુણવાળાનાં દ્વિગુણ, સ્નિગ્ધ અથવા દ્વિગુણરૂક્ષનો એવી જ રીતે દ્વિગુણસ્નિગ્ધ અને ચતુર્ગુણરૂક્ષનું પરિણમન કેવી રીતે થાય છે ? શું બે ગુણ સ્નિગ્ધતાવાળા પુદ્ગલ બે ગુણ રૂક્ષ પુદ્ગલને સ્નિગ્ધ રૂપમાં પરિણમત્વ કરી લે છે અથવા બે ગુણ રૂક્ષ પુદ્ગળ બે ગુણ સ્નિગ્ધ પુદ્ગલને રુક્ષના રૂપમાં પરિણત કરે છે ? એવી જ રીતે એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલ એક ગુણ રૂક્ષ પુદ્ગલને પોતાના રૂપમાં પરિણત કરી લે છે ?

ઉત્તર—બંધ થવાથી તુલ્ય ગુણવાળા પુદ્ગલને પોતાનાં રૂપમાં પરિણત કરે છે અને જે અધિક ગુણવાળા પુદ્ગલ હોય છે તે ઓછા ગુણવાળા પુદ્ગલને પોતાનાં રૂપમાં પરિણત કરી લે છે આથી સંગઠરૂપ પરસ્પર બંધ હોવાથી સ્વભાવથી તુલ્ય ગુણવાળા બે ગુણ સ્નિગ્ધ પુદ્ગલ

તુલ્ય ગુણવાળા બે ગુણ રૂક્ષ પુદ્ગલનું પરિણમત્વ થઈ જાય છે. અર્થાત્ પોતાનાં રૂપમાં પરિણત કરી લે છે તાત્પર્ય એ છે કે પોતાની અંદર રહેલા સ્નેહ ગુણ દ્વારા રૂક્ષતા ગુણને આત્મસાત્ કરી લે છે.

આ રીતે તુલ્ય ગુણવાળા દ્વિગુણ રૂક્ષ પુદ્ગલ સ્વભાવથી જ તુલ્ય ગુણ અથવા તેનાથી દ્વિગુણ સ્નિગ્ધ પુદ્ગલને પરિણત કરી લે છે. અર્થાત્ પોતાનામાં રહેલા રૂક્ષતા ગુણથી સ્નેહ ગુણને આત્મસાત્ કરી લે છે.

ગુણોની સમાનતા થયા પછી સદૃશ પુદ્ગલોનો બન્ધ થતો નથી. ઉપરના પુદ્ગલ વિસદૃશ હોય છે. અર્થાત્ એક પુદ્ગલ દ્વિગુણ સ્નિગ્ધ અને બીજો દ્વિગુણ રૂક્ષ હોય છે. સ્નિગ્ધતા અને રૂક્ષતા ભિન્ન જાતીય હોવાના કારણે તેમનામાં સદૃશતાનો અભાવ છે.

પરંતુ ત્રિગુણ સ્નિગ્ધ પુદ્ગલ સાધક ગુણવાળા હોવાથી એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલને પોતાના સ્વરૂપમાં પરિણત કરે છે તે અવસ્થામાં એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલ ત્રિગુણ સ્નિગ્ધ બની જાય છે. જેમ કસ્તૂરીના અંશથી યુકત વિલેપન આ સમાન ગુણવાળાના અને વિષમ ગુણવાળાના બન્ધ સમજવા આવી જ રીતે સમ ગુણ અને વિષમ ગુણવાળાના પરિણમત્વ પણ જાણી લેવા જોઈએ.

જે બીજાને પોતાના રૂપમાં પરિણત કરી લે છે અર્થાત્ સમાવી લે છે તે પરિણામક કહેવાય છે અથવા પરિણત થનારા પુદ્ગલની ગુણ સંખ્યાને દૂર કરી પોતાની ગુણ સંખ્યાને ન ત્યાગતો થકો જે પરિણત થાય છે, તે પરિણામક કહેવાય છે.

અથવા પરિણમન અથવા પરિણામને જે ઉત્પન્ન કરે છે તે પરિણામક કહેવાય છે તે બીજાને પોતાના સ્વરૂપમાં બદલે છે.

એમ સમજવાનું છે-સ્નિગ્ધતા અને રૂક્ષતા ગુણવાળા પુદ્ગલોનો પરસ્પર બન્ધ થાય છે પરંતુ જઘન્ય ગુણવાળા સ્નિગ્ધ અને રૂક્ષ પુદ્ગલોનો બન્ધ થતો નથી જેમ એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલનો એક ગુણ સ્નિગ્ધ સાથે તથા દ્વિગુણ, ત્રિગુણ ચતુર્ગુણ.. સંખ્યાત અને અસંખ્યાત તેમજ અનન્ત ગુણ સ્નિગ્ધ પુદ્ગલની સાથે બન્ધ થતો નથી.

એવી જ રીતે એક ગુણ સ્નિગ્ધ પુદ્ગલનો એક ગુણ રૂક્ષની સાથે તથા બે, ત્રણ, ચાર, સંખ્યાત અસંખ્યાત અને અનન્ત ગુણવાળા રૂક્ષ પુદ્ગલની સાથે બન્ધ થતો નથી. એવી જ રીતે એક ગુણ રૂક્ષ પુદ્ગલનો એક ગુણ રૂક્ષ પુદ્ગલ સાથે તથા બે ત્રણ ચાર સંખ્યાત, અસંખ્યાત અને અનન્ત ગુણવાળા રૂક્ષ પુદ્ગલ સાથે બન્ધ થતો નથી એવી જ રીતે એક ગુણ રૂક્ષ પુદ્ગલનો એક ગુણ સ્નિગ્ધની સાથે તથા બે વગેરે સંખ્યાત અસંખ્યાત અને અનન્ત ગુણવાળા સ્નિગ્ધ પુદ્ગલની સાથે બન્ધ થતો નથી

ગુણ શબ્દના અનેક અર્થ થાય છે. પરંતુ અહી તેનો 'ભાગ' અર્થ છે આથી જે પરમાણુ આદિ પુદ્ગલોમાં જઘન્ય અર્થાત્ બધાથી ઓછો ગુણ-ભાગ હોય તે જઘન્ય કહેવાય છે. જેમાં એક ગુણ સ્નિગ્ધતા અગર એક ગુણ રૂક્ષતા હોય તે પરમાણુ આદિ પુદ્ગલ જઘન્ય ગુણવાળા કહેવાય છે તેમનો બન્ધ થતો નથી. આવી જ રીતે દ્વિભાગ સ્નિગ્ધ પુદ્ગલોનો દ્વિભાગ સ્નિગ્ધ

પુદ્‌ગલો સાથે, ત્રિભાગનો ત્રિભાગ સાથે......અનન્ત ભાગ સ્નિગ્ધ સદૃશ પુદ્‌ગલોના અનન્ત ભાગ સદૃશ પુદ્‌ગલો સાથે બન્ધ થાય છે.

આવી જ રીતે દ્વિભાગ રૂક્ષ પુદ્‌ગલોનો દ્વિભાગ રૂક્ષ પુદ્‌ગલોની સાથે, ત્રિભાગ રૂક્ષોનો ત્રિભાગ રૂક્ષોની સાથે બન્ધ થતો નથી આ મુજબ અનન્ત ભાગ રૂક્ષ પુદ્‌ગલોનો સદૃશ... અનન્ત રૂક્ષ પુદ્‌ગલોની સાથે બન્ધ થતો નથી જો ગુણ (ભાગ) ની વિષમતા હોય તો જઘન્ય ગુણને છોડીને સદૃશ પુદ્‌ગલોનો પણ બન્ધ થઈ જાય છે ।।૨૮।।

**'गुणपज्जायासवो दव्वं'** ।।

**મૂળસૂત્રાર્થ**—જે ગુણો અને પર્યાયોનો આશ્રય છે તે દ્રવ્ય કહેવાય છે ।।૨૯।।

**તત્ત્વાર્થદીપિકા**—પહેલા જો કે **"उत्पादव्ययध्रौव्ययुक्तं सत्"** આ દ્રવ્યનું લક્ષણ કહેવાઈ ગયા હોવા છતાં પણ કંઈક વિશેષ પ્રતિપાદન કરવા માટે બીજા પ્રકારના દ્રવ્યનું લક્ષણ કહીએ છીએ–ગુણો અને પર્યાયોનો જે આશ્રય છે તે દ્રવ્ય કહેવાય છે.

એક દ્રવ્યને બીજા દ્રવ્યોથી પૃથક્ કરનારા વિશેષને ગુણ કહે છે. રૂપ વગેરે તથા જ્ઞાન વગેરે ગુણ છે. જે સ્વભાવ અને વિભાગ રૂપથી બદલાતા રહે છે તેને પર્યાય કહે છે. જેમ ઘડો, શકોરૂ, કોશ વગેરે મૃત્તિકા દ્રવ્યના પર્યાય છે અને જ્ઞાન, ક્રોધ, માન માયા લોભ વગેરે જીવ દ્રવ્યના પર્યાય છે.

આ ગુણો અને પર્યાયોનો જે આધાર છે તે જ દ્રવ્ય છે ગુણ અને પર્યાયનો તફાવત એ છે કે ગુણ અન્વયી અને પર્યાય વ્યતિરેકી હોય છે.

જીવ પોતાના જ્ઞાન વગેરે ગુણોથી પુદ્‌ગલ વગેરે દ્રવ્યોથી પૃથક્ છે આ કારણથી જ જ્ઞાનાદિ જીવના ગુણ કહેવાય છે અને તેમનો આશ્રય જીવ કહેવાય છે એવી જ રીતે પુદ્‌ગલ આદિ દ્રવ્ય પોત–પોતાના રૂપ રસ ગન્ધ સ્પર્શ આદિ ગુણોને લીધે જીવાદિ અન્ય દ્રવ્યોથી પૃથક્ કરવામાં આવે છે આથી જ રૂપ વગેરે પુદ્‌ગલ વગેરેના ગુણ કહેવાય છે અને પુદ્‌ગલ આદિ દ્રવ્ય કહેવાય છે જો જીવમાં જ્ઞાનાદિ વિશિષ્ટ ગુણ ન હોત અને પુદ્‌ગલમાં રૂપ વગેરે વિશિષ્ટ ગુણ ન હોત તો જીવ અને પુદ્ગલ વગેરેમાં દ્રવ્યત્વ સમાન હોવાથી કોઈ ભેદ ન રહેત–બધાં દ્રવ્યો એકમેક થઈ જાત ગુણ જો કે દ્રવ્યની જેમ નિત્ય છે પરંતુ તેમના પર્યાયોમાં પરિવર્તન થતું રહે છે. આ અવસ્થા–પરિવર્તન પર્યાયો કહેવાય છે. આ રીતે પર્યાય જેવા દ્રવ્યના હોય છે તેવા જ ગુણના પણ હોય છે. આ રીતે ગુણો અને પર્યાયોનો સમૂહ, જે તેમનાથી થોડોક જુદો છે, દ્રવ્ય કહેવાય છે. ।।૨૯।।

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્‌ગલ અને જીવ એ છ દ્રવ્યોનું સામાન્ય રૂપથી પ્રતિપાદન કરવામાં આવ્યુ પરંતુ સામાન્ય માત્ર કથનથી જ ધર્મ વગેરે દ્રવ્યોના વિશેષ સ્વરૂપનું પરિજ્ઞાન થઈ શકતું નથી આથી તેમના સ્વરૂપનું જ્ઞાન કરાવવા અર્થે વિશેષ લક્ષણ કહીએ છીએ.

જે ગુણો અને પર્યાયોનો આધાર છે તે દ્રવ્ય છે. રૂપ આદિ અને જ્ઞાન આદિ ગુણ કહેવાય છે. સંખ્યાત અસંખ્યાત અને અનન્ત સંખ્યા દ્વારા તેમની ગણત્રી કરવામાં આવે છે આથી તેમને ગુણ કહે છે. દ્રવ્યની વિશિષ્ટ અવસ્થા પર્યાય કહેવાય છે. દ્રવ્ય શાશ્વત છે.

પર્યાયનો ઉત્પાદ અને વિનાશ થતો રહે છે. માટીને જો દ્રવ્ય માની લઈએ તો ઘટ કપાલ વગેરે તેના પર્યાય છે. વ્યવહાર નયની અપેક્ષા ગુણ સહભાવી અને પર્યાય ક્રમભાવી હોય છે.

સમભિરૂઢ નયની અપેક્ષાથી ઇન્દનશકન અને પૂરદ્દાહ આદિ (નગરનો નાશ) વગેરે અર્થ વિશેષ અને રૂપ આદિ ભાવાન્તર ભાવભેદ ઇન્દ્ર, શક્ર, પુરન્દર વગેરે સંજ્ઞાની પ્રવૃત્તિમાં નિમિત્તભૂત અર્થભેદ અને સંજ્ઞાભેદ ગુણ-પર્યાયના નિમિત્તથી થાય છે. આવી રીતે જે ગુણો અને પર્યાયોથી યુક્ત છે અર્થાત્ ગુણ-પર્યાયમય છે તે જ દ્રવ્ય કહેવાય છે.

દ્રવ્ય ધ્રૌવ્ય—અંશ છે અને પરિણામી છે, પર્યાય ઉત્પાદ અને વ્યય રૂપ હોય છે તે પરિણામ છે. ગુણ દ્રવ્યનો અંશ કહેવાય છે આ રીતે સ્થિતિરૂપ દ્રવ્યના રૂપ વગેરે અને જ્ઞાનાદિ તથા પિન્ડ, ઘટ કપાલ વગેરે ગુણ અને પર્યાય છે. કોઈપણ દ્રવ્ય કદીપણ પરિણામ રહિત હોતું નથી. ગુણ અને પર્યાય દ્રવ્યથી કથંચિત્ ભિન્ન અને કથંચિત્ અભિન્ન છે, ન એકાન્ત ભિન્ન છે અને ન એકાન્ત અભિન્ન છે તો પણ કદી કદી દ્રવ્યથી ગુણ પર્યાયના ભેદનું વિવરણ કરવામાં આવે છે.

આ ભેદ વિવક્ષા અનુસાર જ કહેવામાં આવે છે કે આત્મામાં ચૈતન્ય છે આત્મા જ્ઞાનાદિ રૂપમાં સ્વયં પરિણત થાય છે આથી ચૈતન્ય અને આત્મામાં ભેદ ન હોવા છતાં પણ આત્મા માં ચૈતન્ય છે એ રીતે ભેદ રૂપથી વ્યવહાર થાય છે. તે જ પુદ્ગલ દ્રવ્ય પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતો થકો વિશેષરૂપ આદિ અને ઘટ આદિના વ્યવહારમાં કારણ બને છે. આ રીતે કથંચિત્ ભિન્ન અને અભિન્ન ગુણ અને પર્યાયવાળા દ્રવ્ય કહેવાય છે. ધર્મ, અધર્મ, આકાશ કાળ અને જીવ દ્રવ્યોના વિષયમાં પણ એમજ સમજવું જોઈએ કે તેઓ પણ ગુણ અને પર્યાયવાળા છે.

દ્રવ્ય સહભાવી ગુણો અને ક્રમભાવી પર્યાયોને યોગ્ય હોય છે. એમાં અગુરૂલઘુત્વ તથા રૂપ વગેરે ગુણ સહભાવી છે અને પિન્ડ, ઘટ, કપાલ વગેરે પર્યાય ક્રમભાવી છે. એવી જ રીતે ધર્માસ્તિકાયમાં ગતિ હેતુત્વ અધર્માસ્તિકાયમાં સ્થિતિ હેતુત્વ આકાશમાં અવગાહ હેતુત્વ જીવમાં જ્ઞાન દર્શન આદિ ગુણ તથા નારક આદિ પર્યાયોનો યથાયોગ્ય પૂર્વોક્ત પ્રકારથી વિચાર કરવો.

ઉત્તરાધ્યયન સૂત્રનાં ૨૮ માં અધ્યયનની ૬ ઠી ગાથામાં કહે છે જે ગુણોનો આધાર છે તે દ્રવ્ય કહેવાય છે. જે ફક્ત દ્રવ્યમાં આશ્રિત છે તે ગુણ છે પરંતુ પર્યાયોનું લક્ષણ બંનેનું આશ્રિત હોય છે. તાત્પર્ય એ છે કે ગુણ અને પર્યાય બંને જ દ્રવ્યના અંશ છે પરંતુ બંનેમાં તફાવત એ છે કે ગુણ ફક્ત દ્રવ્યમાં રહે છે અને પર્યાય દ્રવ્યો તથા ગુણો બંનેને આશ્રિત હોય છે, જેમ જીવ દ્રવ્ય છે, ચૈતન્ય તેનો ગુણ છે. મનુષ્ય પશુ પક્ષી આદિ જીવ દ્રવ્યના પર્યાય છે. અને મતિજ્ઞાન વગેરે ચૈતન્ય ગુણના પર્યાય છે. આમ જે દ્રવ્યને આશ્રિત હોય તે ગુણ અને દ્રવ્ય તથા ગુણ બંનેને આશ્રિત હોય તેને પર્યાય કહે છે ॥૨૯॥

**'दव्वस्सिया निग्गुणा गुणा'** ॥

**મૂળ સૂત્રાર્થ**—જે દ્રવ્યને આશ્રિત છે, સ્વયં નિર્ગુણ હોય તે ગુણ છે. ॥૩૦॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં કહેલું છે કે ગુણ અને પર્યાયનો આશ્રય દ્રવ્ય કહેવાય છે પરંતુ ગુણ કોને કહે છે ? એવી જિજ્ઞાસા થવાથી તેનું સમાધાન કરીએ છીએ.

જે દ્રવ્યમાં રહેતા હોય અને ગુણોથી રહિત હોય તે ગુણ કહેવાય છે. અહીં નિર્ગુણ એવું કહેવાથી દ્વયણુક વગેરે પુદ્ગલ સ્કંધોની વ્યાવૃત્તિ થઈ જાય છે જો નિર્ગુણ વિશેષણનો પ્રયોગ ન કર્યો હોત તો દ્વયણુક આદિ પરમાણુ દ્રવ્યોના આશ્રિત હોવાથી ગુણ કહેવાત. પરંતુ દ્વયણુક વગેરેમાં રૂપાદિ ગુણોનું અસ્તિત્વ છે તેઓ નિર્ગુણ નથી આથી ગુણનું ઉક્ત લક્ષણ તેમનામાં ઘટિત થતું નથી. આ કારણથી લક્ષણમાં અતિવ્યાપ્તિ દોષ પણ આવતો નથી. આથી એ સાબિત થયું કે જે દ્રવ્યને આશ્રિત હોય, સ્વયં નિર્ગુણ હોય અને જેમાં ગુણત્વ દેખાય તે જ ગુણ છે. ક્રિયા જો કે દ્રવ્યાશ્રિત હોય છે. નિર્ગુણ પણ હોય છે. પરંતુ તેમાં ગુણત્વનો અભાવ હોવાથી અતિવ્યાપ્તિ દોષ આવતો નથી ॥૩૦॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલાં કહેવાઈ ગયું કે દ્રવ્ય ગુણ અને પર્યાયનો આધાર હોય છે પરંતુ ગુણ કેવા હોય છે કે જેના લીધે દ્રવ્ય ગુણવાન કહેવાય છે ? આ પ્રકારની જિજ્ઞાસાનું સમાધાન કરવા માટે કહેવામાં આવ્યુ છે.

જે દ્રવ્યને આશ્રિત હોય સ્વયં નિર્ગુણ હોય તેમને ગુણ કહે છે. દ્રવ્યને આશ્રિત હોય અર્થાત્ દ્રવ્યના પરિણામ વાળુ હોય અગર દ્રવ્યવર્ત્તી હોય ગુણોથી રહિત હોય. નિર્ગુણ–ગુણ-શૂન્ય હોય તે ગુણ કહેવાય છે.

અહીં દ્રવ્ય અને ગુણોનો જે આશ્રય—આશ્રયિભાવ કહેવાયો છે તે પરિણામિ–પરિણામ ભાવ સમજવો જોઈએ દ્રવ્ય પરિણામી છે અને ગુણ પરિણામ છે. આધારાધેય ભાવ અહીં વિવક્ષિત નથી કારણ કે જેમ કુન્ડ અને બોર–બંનેની સત્તા જુદી જુદી છે તેજ રીતે દ્રવ્ય અને ગુણ ભિન્ન ભિન્ન નથી આથી દ્રવ્યને આધાર અને ગુણને આધેય કહી શકાય નહીં.

અન્ય મત અનુયાયિઓએ દ્રવ્ય અને ગુણમાં સમવાય સંબંધનો સ્વીકાર કર્યો છે તે પણ બરાબર નથી જો ગુણોનો દ્રવ્યની સાથે સમવાય સંબંધ માનવામાં આવે તો સમવાય અને ગુણોમાં પણ કોઈ સંબંધ માનવો પડશે. તે સમવાયનો પણ બીજો સમવાય સંબંધ માનવામાં આવે તો અનવસ્થા દોષ આવે. બીજો સમવાય માનવામાં આગમથી વિરોધ આવે છે.

સમવાયથી દ્રવ્ય અને ગુણમાં જો સમવાય નામનો સંબંધ છે તો તે સમવાય કયા સંબંધથી તેમનામાં રહે છે ? સંયોગ સંબંધથી અથવા સમવાય સંબંધથી ? સંયોગ સંબંધ તો માની શકાય નહી કારણ કે સંયોગ બે દ્રવ્યોનો જ થાય છે અહીં ગુણ દ્રવ્યરૂપ નથી. જો સમવાય—સમવાય સંબંધથી રહે છે તો આ બીજા સમવાયમાં પણ ત્રીજા સમવાયની આવશ્યકતા રહેશે અને ત્રીજા સમવાય માટે પુનઃ ચોથા સમવાયની આવશ્યકતા રહેશે આવી સ્થિતિમાં અનવસ્થા દોષ આવે છે.

જો સમવાય સંબંધ આક્ષિપ્ત થયા વગર સ્વતંત્ર જ રહે છે તો પછી દ્રવ્યમાં ગુણોને રહેવા માટે પણ સમવાયની આવશ્યકતા ન રહેવી જોઇએ તો પછી એવું પણ ન માનવું જોઈએ કે દ્રવ્ય સમવાય સંબંધ દ્વારા ગુણોની સાથે સંબદ્ધ છે કારણ કે આપના કથન મુજબ ઘટ તથા પટની જેમ સમવાય દ્રવ્ય અને ગુણમાં આશ્રિત નથી. ઘટ અને પટમાં સમવાય

સંબંધનો સંભવ નથી. આથી સત્ય એ છે કે સ્થિતિઅંશ રૂપ દ્રવ્ય ગુણો અને પર્યાયોના રૂપમાં પરિણત થતા રહે છે. ગુણ પર્યાય તેમના પરિણમન વિશેષ છે તેમનામાં જે ગુણ રૂપ પરિણામ છે તે નિર્ગુણ છે અર્થાત્ ગુણમાં ગુણ હોતો નથી.

શુકલ આદિ રૂપ આદિ તથા ઘટ કપાલ વગેરે ગુણો અને પર્યાયોના બીજાં કોઇ ગુણ પર્યાય હોતા નથી. પરંતુ પરિણામી દ્રવ્ય દ્રવ્યનો જ શુકલ વગેરે રૂપ વગેરે ગુણ પરિણામી થાય છે અને ઘટ કપાલ સંસ્થાન વગેરે પર્યાય પરિણામ હોય છે બંને શુકલ આદિ ગુણ રૂપ આદિના બીજા કોઇ શુકલ આદિ હોતા નથી અને ન ઘટ આદિ આકારના બીજા કોઇ સંસ્થાન વિગેરે પર્યાય હોય છે.

આ કારણે ગુણ નિર્ગુણ હોય છે. પર્યાય ગુણોથી એકાન્ત ભિન્ન નથી કારણ કે ગુણો અને પર્યાયોની કથચિત્ એકતા સ્વીકારવામાં આવી છે

અત્રે એ સમજી લેવું જોઈએ કે દ્રવ્ય–યુગપદ ભાવિની શુકલ આદિ રૂપ આદિ જ્ઞાન વગેરે ગુણ પરિણતિને તથા ક્રમ ભાવિની પિન્ડ ઘટ કપાલ વગેરે પર્યાય પરિણતિને યોગ્ય હોય છે. તે પરિણામી અને ધ્રુવ–અંશ રૂપ છે, આશ્રય છે. ઉત્પાદ અને વ્યય સ્વરૂપ રૂપ રસ ગંધ સ્પર્શ તથા જ્ઞાન દર્શન રૂપ ગુણોનો તથા ઘટ કોશ આદિ રૂપ પર્યાયોનો આશ્રય દ્રવ્ય છે.

દ્રવ્ય જ સામાન્યાત્મક રૂપ રસ આદિ તથા જ્ઞાનાદિ ગુણોના રૂપમાં તથા પિન્ડ ઘટ વગેરે પર્યાયોના રૂપમાં પરિણમન કરે છે. પછી તે તે આકારોથી નિવૃત્ત થાય છે અને દ્રવ્ય રૂપથી અવસ્થિત રહે છે. પરિણામ અને પરિણામીમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નયની અપેક્ષા કથંચિત્ અભિન્નતા અને કથંચિત્ ભિન્નતા જાણવી જોઈએ. આ શુકલ આદિ રૂપ આદિ તથા જ્ઞાન આદિ ગુણોના બીજાં કોઈ ગુણ નથી આથી તે નિર્ગુણ છે આમ આ વિધાન ત્યારે જ શકય હોઈ શકે જ્યારે ગુણ અને ગુણીમાં ભેદ માનવામાં આવે.

તે ભેદ કથંચિત્ જ સ્વીકારાય છે, એકાન્ત રૂપથી નહીં કારણ કે બધી વસ્તુઓ ભેદ અને અભેદ રૂપ છે. જ્યારે દ્રવ્ય જ શુકલ રસ આદિના રૂપમાં અગર જ્ઞાન દર્શન આદિના રૂપમાં પરિણત થાય છે એટલે દ્રવ્યની સાથે તાદાત્મ્ય સંબધ હોવાના કારણે ગુણ દ્રવ્યથી જુદાં થઈ શકતાં નથી. આ પ્રકારે તેમનામાં કથંચિત્ અભિન્નતા છે. આ અભિન્નતા કેવળ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાથી જ સમજવી જોઇએ અને ગુણોને નિર્ગુણ સમજવા જોઈએ.

પર્યાયાર્થિક નયથી ગુણોની પ્રધાનતા હોવાથી દ્રવ્યથી ગુણ કથંચિત્ ભિન્ન પણ છે.

શંકા—દ્રવ્યાર્થિક નયના મતે ગુણોનું અસ્તિત્વ જ નથી તો પછી અભિન્નતા કેવી રીતે માની શકાય ?

સમાધાન—દ્રવ્યાર્થિક નયના મતે પણ ગુણોનું અસ્તિત્વ તો છે પણ તે દ્રવ્યથી ભિન્ન છે.

દ્રવ્ય જ્યારે શુકલ રૂપમાં પરિણત થાય છે ત્યારે તેમાં નીલાકાર આદિ પરિણમન થતું નથી આથી ગુણોની નિર્ગુણતા સ્પષ્ટ જ છે.

જેમ દ્રવ્યમાં ગુણ રહે છે તેમ ગુણમાં ગુણ રહેતો નથી શંખમાં સફેદાઇનો ગુણ છે પણ તેની સફેદાઇમાં પુનઃ સફેદાઈ રહેતી નથી–તે સ્વયં શુકલતા સ્વરૂપ જ છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮માં અધ્યયનની ૬ઠી ગાથામાં કહ્યું છે-ગુણ દ્રવ્યોને આશ્રિત હોય છે અહીં દ્રવ્યના-આશ્રિત કહેવાથી ઉપલક્ષણથી ગુણોને નિર્ગુણ પણ સમજવા જોઈએ. ॥૩૦॥

'तब्भावो परिणामो' ॥

**મૂળ સૂત્રાર્થ**—ધર્મ આદિ દ્રવ્યોનું પોત-પોતાના સ્વરૂપમાં હોવું તે જ પરિણામ કહેવાય છે ॥૩૧॥

**તત્વાર્થદીપિકા**—પહેલા પરિણામનો અનેક સ્થળો પર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પરંતુ પરિણામનો અર્થ શું છે ? એ જિજ્ઞાસાનું સમાધાન કરવા માટે કહીએ છીએ—

ધર્મ અધર્મ આકાશ આદિ દ્રવ્ય જે સ્વરૂપથી હોય છે તે સ્વરૂપનું હોવું અર્થાત્ સ્વરૂપની પ્રાપ્તિ પરિણામ છે તે પરિણામ બે પ્રકારના છે અનાદિ તથા સાદિ.

ધર્મ અધર્મ અને આકાશ આદિ દ્રવ્યોની ગતિ-ઉપગ્રહ સ્થિતિ-ઉપગ્રહ અને અવગાહ ઉપગ્રહ વગેરે સામાન્ય રૂપથી અનાદિ પરિણામ કહેવાય છે તે જ પરિણામ વિશેષની અપેક્ષાથી સાદિ હોય છે, જેમ માટી દ્રવ્યના પિન્ડ ઘટ, કપાલ, કપાલિકા સ્થાસ કોશ શકોરૂં અને ઉદંચન વગેરે પરિણામ થાય છે ॥૩૧॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા અનેકવાર પરિણામનો ઉલ્લેખ કર્યો જ છે જેમ સમગુણ સમગુણવાળાના પરિણામ ને ધારણ કરે છે અને વધારે ગુણોવાળા પુદ્ગલ ઓછા ગુણવાળા પુદ્ગલને પોતાના રૂપમાં પરિણત કરી લે છે.. તો પરિણામ શબ્દનો અર્થ શો છે ? શું ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાય વગેરે દ્રવ્ય અર્થાન્તર ભૂત પરિણામને ઉત્પન્ન કરે છે ? અથવા તે દ્રવ્ય પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતા થકા પણ કોઇને કોઈ વિશિષ્ટતાને પ્રાપ્ત થઇને પરિણત થતાં રહે છે ? આ શંકાનું નિવારણ કરવા માટે પરિણામ શબ્દની વ્યાખ્યા કરાય છે.

ધર્મ અધર્મ આદિ ૬ દ્રવ્યોનો તે તે આકારથી અર્થાત્ ગતિસહાયકત્વ, સ્થિતિસહાયકત્વ, અવગાહસહાયકત્વ, પરત્વ અપરત્વ, શરીર આદિ તથા જ્ઞાનાદિ રૂપથી થવું-આત્મલાભ-ભાવ જ પરિણામ કહેવાય છે ધર્મ આદિ દ્રવ્ય જ વિભિન્ન આકારોમાં પરિણત થતાં રહે છે, તેઓ અચલ અગર કૂટસ્થ નિત્ય નથી. તેમનો ન તો સર્વથા ઉત્પાદ થાય છે અથવા ન તો સર્વથા વિનાશ જ થાય છે.

આ રીતે ધર્મ આદિ દ્રવ્યોની એક અવસ્થાથી બીજી અવસ્થાની પ્રાપ્તિ થવી પરિણામ છે. તેમાં ધર્મ દ્રવ્ય જીવો અને પુદ્ગલોની ગતિમાં તેવી જ રીતે મદદરૂપ થાય છે જેમ પાણી જળચરજીવોની ગતિમાં સહાયક થાય છે. અધર્મદ્રવ્ય તેમની સ્થિતિમાં નિમિત્ત થાય છે જેમ વટેમાર્ગુઓને રોકાવામાં છાંયડો સહાયક થાય છે. આ બંને દ્રવ્યો સમસ્ત લોકાકાશમાં ફેલાયેલા છે. આવી જ રીતે છએ દ્રવ્યોનો જે સ્વભાવ છે, સ્વરૂપ છે, તે જ પરિણામ કહેવાય છે.

પરિણામ શબ્દનો વાચ્યાર્થ આ રીતે છે-પરિણામ-અહીં 'પરિ શબ્દનો અર્થ છે વ્યાપ્તિ જેમ ગુણથી પરિણતનો અર્થ થાય છે-ગુણથી વ્યાપ્ત નમ્ર ધાતુનો અર્થ થાય છે-નમ્રીભાવ, ઋજુતા અથવા અવસ્થાન્તરની પ્રાપ્તિ બંને-શબ્દાંશોનો આશય નિકળ્યો-સર્વત્ર અનુવર્ત્તન કરવું. આ જ પરિણામ શબ્દનો અર્થ છે જેમ માટીનો પિન્ડો, ઘટ કપાલ વગેરે બધી અવ-

સ્થઓમાં અનુવર્ત્તન જોવામાં આવે છે અને સુવર્ણદ્રવ્યના કટક, કુંડળ વલય રૂપક વગેરે બધી અવસ્થાઓમાં અન્વય-પ્રત્યક્ષ જોવામાં આવે છે.

આવી જ રીતે ઘટ આદિ તથા કુંડળ આદિ માટીથી અને સુવર્ણ દ્રવ્યથી વ્યાપ્ત રહે છે. ધર્માદિ દ્રવ્ય પણ આવી જ રીતે પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતા થકા જ ગતિ સહાયકત્વ વગેરેમાં અનુવર્ત્તન કરે છે. અનુવૃત્તિ રૂપ હોવાથી આ સામાન્ય સ્થિતિ-અંશથી વ્યાપ્ત રહે છે. કોઈ પણ દ્રવ્યના ઉત્પાદ અગર વ્યાપ્તિ સામાન્ય સ્થિતિ-અંશથી અવ્યાપ્ત હોતાં નથી.

આજ પ્રમાણે ધર્મદ્રવ્યનું જ પોતાની એક અવસ્થાથી બીજી અવસ્થામાં પરિણત થવું પરિણામ છે, એવુ નથી કે ધર્મદ્રવ્ય કોઈ બીજા અધર્મદ્રવ્ય વગેરેની અવસ્થામાં પરિણત થઈ જાય આવી જ રીતે અધર્મદ્રવ્ય પોતાની જ એક અવસ્થાથી બીજી અવસ્થામાં પરિણત થાય છે. તે ધર્મ વગેરે કોઈ અન્ય દ્રવ્યની અવસ્થા રૂપમાં પરિણત થતા નથી. આ જ રીતે આકાશ વગેરે દ્રવ્યોનો પણ પોત-પોતાની અવસ્થાઓમાં પરિણમન થતું રહે છે અર્થાત્ એકથી બીજી અને બીજીથી ત્રીજી અવસ્થા થતી રહે છે. આને જ પરિણામ સમજવું જોઈએ.

ધર્માસ્તિકાય પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતો થકો જ ગમન કરનારની ગતિમાં સહાયક રૂપથી પરિણત થાય છે અધર્માસ્તિકાય પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતો થકો સ્થિત થનારાની સ્થિતિમાં સહાયક રૂપથી પરિણત થાય છે. આકાશ પણ પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતો થકો જ અવગાહ કરનારને અવગાહના આપે છે. કાળ જ્યેષ્ઠ અને કનિષ્ઠ આદિમાં પરત્વ અને અપરત્વ ઉત્પન્ન કરીને ગત કાળ ભવિષ્ય કાળ, સમય, ક્ષણ પલકારો, દિવસ, રાત્રિ, પખવાડીયુ મહીનો, અયન વર્ષ વગેરેના વ્યવહાર કારક રૂપથી પરિણત થાય છે,

પુદ્ગલ પણ ઔદારિક આદિ શરીર આદિ રૂપ, રસ ગંધ સ્પર્શ આદિ રૂપથી પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતો થકો પણ પરિણત થાય છે. જીવ-જ્ઞાન-દર્શન-ઉપયોગ રૂપથી તથા નારકી દેવતા મનુષ્ય તિર્યંચ રૂપથી પોતાના સ્વરૂપનો પરિત્યાગ ન કરતો થકો જ પરિણમન કરે છે.

આવી જ રીતે શુકલ વગેરે ગુણ વર્ણ આદિ સામાન્ય સ્વરૂપનો ત્યાગ ન કરતા થકા જ કૃષ્ણ આદિ રૂપથા પરિણત થાય છે. ઘટ પર્યાયમાં પોતાના સામાન્ય મૃત્તિકા સ્વભાવનો પરિત્યાગ ન કરતા થકા જ ઠીકરા અવસ્થાને પ્રાપ્ત કરે છે આવી જ રીતે ઠીકરા વગેરે પર્યાય પણ નાની ઠીકરીઓ ટુકડા શકોરુ સ્થાસ કોશ કુશૂલ શરાવ ઉદંચન વગેરે રૂપથી સામાન્ય મૃત્તિકા સ્વભાવનો પરિત્યાગ ન કરતા થકા જ પરિણત થાય છે.

આવી જ રીતે પરમાણુ પણ, રસ ગંધ-સ્પર્શ આદિ રૂપથી અગર દ્વયણુક વિગેરે સ્કન્ધ રૂપથા પોતાના સ્વરૂપનો ત્યાગ ન કરતા થકા જ પરિણત થાય છે. આમ બધાં દ્રવ્ય સદૈવ સૂક્ષ્મ બાદર ઉત્પાદ વ્યયરૂપથી સ્થિતિ અંશ રૂપ સામાન્યનો પરિત્યાગ ન કરતા થકા જ પરિણત થાય છે.

પરિણામ બે પ્રકારના છે અનાદિ અને સાદિ અરૂપી ધર્મ અધર્મ આકાશ કાળ અને જીવ આ પાંચ દ્રવ્યોમાં અનાદિ પરિણામ જણવા જોઇએ.

અસંખ્યાત પ્રદેશવત્ત્વ, લોકાકાશવ્યાપિત્વ, અમૂર્ત્તત્વ, ગમનનિમિત્તત્વ, અગુરુલઘુત્વ વગેરે ધર્માસ્તિકાયના અનાદિ પરિણામ છે. અસંખ્યાત પ્રદેશવત્ત્વ, લોકાકાશવ્યાપિત્વ, સ્થિતિનિમિત્તત્વ, અધર્માસ્તિકાયના અનાદિ પરિણામ છે. અનન્ત પ્રદેશબન્ધ, અમૂર્ત્તત્વ, અગુરુલઘુપર્યાયત્વ, અવગાહ હેતુત્ત્વ વગેરે આકાશના અનાદિ પરિણામ છે. આવલિકા આદિ ભૂતકાળ, ભવિષ્યકાળ, વર્ત્તમાનતા આદિ પરત્વ–અપરત્વ આદિ, અમૂર્ત્તત્વ, અગુરુલઘુત્વ આદિ કાળના અનાદિ પરિણામ છે. જીવત્વ ભવ્યત્વ આદિ અમૂર્ત્તત્વ તથા જ્ઞાન–દર્શન આદિ જીવના અનાદિ પરિણામ છે.

રૂપી પુદ્ગલ દ્રવ્યોમાં સાદિ પરિણામ અનેક પ્રકારના કહેવામાં આવ્યા છે દા ત. દ્વયણુક આદિ સ્કંધ રૂપ શબ્દાદિ શુકલ, કૃષ્ણ, રાતો, પીળો વગેરે રસ આદિ જ્યારે બે પરમાણુ સ્વભાવથી દ્વયણુક સ્કંધને ઉત્પન્ન કરે છે ત્યારે બંને પરમાણુઓમાં જે સ્કંધ રૂપ પરિણામ ઉત્પન્ન થાય છે. તે સાદિ પરિણામ છે.

આવી જ રીતે રૂપી અને ઉત્પાદ–વ્યયવાળા દ્રવ્યોમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિ રૂપ અનેક પ્રકારના સાદિ પરિણામ હોય છે.

સ્પર્શ આઠ પ્રકારના છે—(૧) કર્કશ (કઠોર) મૃદુ (૩) ગુરુ (ભારે) (૪) લઘુ (હલકો) (૫) ઠંડો (૬) ઉનો (૭) સુંવાળો અને (૮) ખરબચડો આમા કર્કશતર કર્કશતમ આદિ સાદિ પરિણામ છે. રસ પાંચ પ્રકારના છે—(૧) તીખો (૨) કડવો (૩) તુરો (૪) ખાટો અને (૫) મીઠો. તિક્તતર તિક્તતમ વગેરે સાદિ પરિણામ છે. ગંધ બે પ્રકારની છે—સુગંધ અને દુર્ગંધ સુરભિતર આદિ સાદિ પરિણામ છે.

વર્ણ, કૃષ્ણ વગેરે પાંચ પ્રકારના છે. કૃષ્ણતર આદિ સાદિ પરિણામ જાણવા જોઈએ પરંતુ પુદ્ગલ દ્રવ્યમાં દ્રવ્યત્વ, મૂર્ત્તત્વ, સત્ત્વ આદિ પરિણામ અનાદિ જ હોય છે સાદિ નહીં. આમ જેવી રીતે રૂપી પુદ્ગલ દ્રવ્યોમાં સાદિ અને અનાદિ બંને પ્રકારના પરિણામ પ્રતિપાદન કરવામાં આવ્યા છે તેવી જ રીતે અરૂપી દ્રવ્યોમાં પણ સાદિ પરિણામ પણ હોઈ શકે છે જેમ યોગ અને ઉપયોગરૂપ પરિણામ જીવોમાં સાદિ હોય છે.

આજ પ્રકારે ધર્મ આદિ અરૂપી દ્રવ્યોમાં પણ સાદિ પરિણામની શકયતા છે. જેમ, ગતિ કરવાની ઇચ્છાવાળો કોઈ પુરૂષ જ્યારે ગતિની શરૂઆત કરે છે ત્યારે ધર્મદ્રવ્ય તેની ગતિમાં નિમિત્ત બની જાય છે. આ નિમિત્તત્વ બની જવુ ધર્મ દ્રવ્યનો પર્યાય છે. જે પહેલા ન હતો હવે ઉત્પન્ન થયો છે આથી આ ગતિ નિમિત્તત્વ પરિણામ સાદિ જ હોઇ શકે છે, અનાદિ નહીં. તે મૈત્ર નામનો પુરુષ ગતિથી સ્થિર થઈ જાય ત્યારે તે ગતિ નિમિતત્ત્વ પણ રહી જતો નથી આમ ઉત્પાદ અને વિનાશવાન હોવાથી તે સાદિ છે. ઉપગ્રાહ્યના અભાવમાં ઉપગ્રાહકત્વ પણ હોતો નથી.

આકાશ દ્રવ્ય પણ અવગાહના કરનાર માટે—અવગાહદાન રૂપ પર્યાયથી પરિણત થાય છે. તે અવગાહદાન પર્યાય હમણાં હમણાં ઉત્પન્ન થવાથી સાદિ જ હોઈ શકે છે અનાદિ નહીં.

કાલદ્રવ્ય પણ વૃત્ત વર્તમાન આદિ પરિણમનથી યુકત હોય છે આ પ્રકારે આ પરિણામ દ્રવ્યાર્થિકનયના વ્યાપારથી ધર્મ વગેરેનો સ્વભાવ છે, ધર્માદિથી ભિન્ન નથી.

આમ પરિણામ ક્યાંક સ્વાભાવિક હોય છે તો ક્યાંક પ્રયોગિક અને કોઈવાર બંને પ્રકારના હોય છે. કારણ કે સદ્વસ્તુ તેજ છે જે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય લક્ષણવાળી હોય.

આવી રીતે અનેકાન્તવાદમાં રૂપી પુદ્ગલ દ્રવ્યોમાં પ્રધાન રૂપથી સાદિ પરિણામ હોવા છતાં પણ કવચિત્ અનાદિ પરિણામ પણ ઘટિત થાય છે અને તેવી જ રીતે અરૂપી ધર્માદિ દ્રવ્યોમાં પ્રધાન રૂપથી અનાદિ પરિણામ હોવા છતાં પણ કથંચિત્ સાદિ પરિણામ પણ ઘટિત થાય છે.

કોઈ—કોઈએ કહ્યું છે કે રૂપી પુદ્ગલ દ્રવ્યોમાં જ સાદિ પરિણામ થાય છે અરૂપી ધર્મ આદિ દ્રવ્યોમાં થતું નથી, તેમનું કથન યથાર્થ નથી તેમના મત અનુસાર અરૂપી દ્રવ્યોમાં પર્યાયાશ્રયી વ્યવહારના અભાવની મુશ્કેલી હોય છે અને આમ હોવાથી ઉત્પાદ-વ્યય આદિ લક્ષણની સંગતિ બેસતી નથી. આથી પરિણામના અભાવનો જ પ્રસંગ થઈ જાય છે.

ધર્મ આદિ અરૂપી દ્રવ્યોને અપરિણામી માની લેવાથી તેમના સ્વરૂપ અચોક્કસ થઈ જશે, કારણ કે તેઓ સ્વતઃ ઉત્પાદ અને વ્યય પરિણામથી રહિત છે, આથી મૂર્ત્ત અને અમૂર્ત્ત બધાં દ્રવ્યોમાં કોઈ પરિણામ સાદિ હોય છે. કોઈ અનાદિ હોય છે, એવું સ્વીકારવું જોઈએ.

અરૂપી જીવોમાં જેમાં જીવત્વ ભવ્યત્વ અને અભવ્યત્વ એ અનાદિ પરિણામ છે તેવી જ રીતે યોગ તથા ઉપયોગ આદિમાન્ પરિણામ પણ છે.

પુદ્ગલ દ્રવ્યના સંબંધથી આત્માના વીર્યનું સ્ફુરણ થવું યોગ કહેવાય છે. તે કાયા વચન અને મન રૂપથી આત્માની શકિત વિશેષની ઉત્પત્તિ છે. ચૈતન્ય સ્વરૂપ આત્માનો જ્ઞાન દર્શન દ્વારા પ્રણિધાન આદિ રૂપ પોતાના વિષયને ગ્રહણ કરવાનો જે વ્યાપાર છે તે ઉપયોગ કહેવાય છે. સમાધિને પણ ઉપયોગ કહે છે. તેના દ્વારા થનારા પદાર્થનો પરિચ્છેદ પણ ઉપયોગ કહેવાય છે. આ ઉપયોગના રૂપમાં આત્માનું પરિણામ થાય છે.

ઉપયોગ બાર પ્રકારના છે. જીવનો સ્વભાવ જે ઉપયોગ છે તે મૂળમાં બે પ્રકારનો છે— સાકાર અને અનાકાર બંનેના મળીને બાર ભેદ થાય છે—(૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃ પર્યયજ્ઞાન (૫) કેવળજ્ઞાન (૬) મતિ-અજ્ઞાન અર્થાત્ કુમતિજ્ઞાન (૭) શ્રુત-અજ્ઞાન (૮) વિભંગજ્ઞાન અર્થાત્ કુઅવધિજ્ઞાન (૯) ચક્ષુદર્શન (૧૦) અચક્ષુ દર્શન (૧૧) અવધિદર્શન તથા (૧૨) કેવળદર્શન.

યોગના ૧૫ ભેદ આ છે—(૧) ઔદારિક કાયયોગ (૨) વૈક્રિય કાયયોગ (૩) આહારક કાયયોગ (૪) ઔદારિક મિશ્ર કાયયોગ (૫) વૈક્રિયમિશ્ર કાયયોગ (૬) આહારક મિશ્રકાયયોગ (૭) કાર્મણ કાયયોગ (૮) સત્યવચનયોગ (૯) અસત્યવચનયોગ (૧૦) મિશ્રવચનયોગ (૧૧) વ્યવહાર-અસત્યા મૃષાવચનયોગ (૧૨) સત્યમનોયોગ (૧૩) અસત્ય મનોયોગ (૧૪) મિશ્રમનોયોગ અને (૧૫) અસત્યામૃષા મનોયોગ.

આત્મા કાયા વગેરે સેંકડો પ્રકારના પુદ્ગલોની સાથે સંબંધ હોવાનો કારણે અનેક પ્રકારની ગતિકથન તથા ચિંતન વગેરે ક્રિયાઓ કરે છે. તે સમયે તેની તેજ રૂપમાં પરિણુતિ થઈ જાય

છે. તે દૂધ તથા પાણીની જેમ અથવા માટી અને ઘડાની જેમ એકાકાર થઈ જાય છે. તદ્ રૂપમાં પરિણત થાય છે.

પ્રજ્ઞાપના સૂત્રના ૧૩માં પરિણામ પદના ૧૮૧માં સૂત્રમાં કહ્યું છે—પરિણામ બે પ્રકારના કહ્યાં છે. તે આ મુજબ છે—

જીવ પરિણામ અને અજીવ પરિણામ ॥૩૧॥

શ્રી જૈન શાસ્ત્રાચાર્ય જૈન ધર્મદિવાકર પૂજ્યશ્રી ઘાસીલાલજી
મહારાજ વિરચિત તત્ત્વાર્થ સૂત્રની દીપિકા તથા
નિર્યુક્તિ નામની વ્યાખ્યાના ગુજરાતી
ભાષાંતરનો બીજો અધ્યાય
સમાપ્ત ॥૨॥

---

# ત્રીજો અધ્યાય

'सकसाय जीवस्स कम्मजोगा पोग्गलाणं बन्धो'.

**મૂળસૂત્રાર્થ:**—કષાયયુકત જીવ કર્મયોગ પુદ્ગલોને ગ્રહણ કરે છે તે જ બન્ધ કહેવાય છે. ॥૧॥

**તત્વાર્થદીપિકા**—પ્રથમ સૂત્રમાં કથિત નવ તત્ત્વોમાંથી ઉત્તરાધ્યયન સૂત્રના ૨૮માં અધ્યયન અનુસાર ક્રમપ્રાપ્ત ત્રીજા બન્ધતત્ત્વની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ.

જે જીવોને ખેંચીને દુર્ગતિમાં ફેંકે છે તેમને કષાય કહે છે અથવા જે જીવોને કષે છે અર્થાત્ પીડા પહોંચાડે છે તેમને કષાય કહે છે. 'કષ'નો અર્થ થાય છે. જ્ઞાનાવરણ આદિ આઠ પ્રકારના કર્મ અથવા સંસાર, તેમનો જેનાથી આય—લાભ થાય અર્થાત્ જેના કારણે જ્ઞાનાવરણીય આદિ કર્મોનો બંધ થાય અગર જન્મ-મરણ રૂપ સંસારની પ્રાપ્તિ થાય તે કષાય છે. ક્રોધ, માન, માયા અને લોભ આ ચાર કષાય છે.

કષાયયુકત જીવ સકષાય કહેવાય છે. સકષાય જીવ કર્મના યોગ્ય પુદ્ગલોને અર્થાત્ કાર્મણ વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરે છે અર્થાત્ અન્ય પ્રદેશોની સાથે એકમેક કરી લે છે, તે બંધ કહેવાય છે.

જીવ અને કર્મનો સંબંધ અનાદિ કાળથી ચાલ્યો આવે છે કર્મના ઉદયના કારણે જીવ કષાયયુકત થાય છે. જ્યારે જીવ કર્મથી સર્વથા રહિત થઈ જાય છે ત્યારે કષાયના લેપનો સંભવ નથી. આથી જીવ અને કર્મના અનાદિ કાળના સંબંધના કારણે જ સ્વભાવથી અમૂર્ત્ત જીવ પણ મૂર્ત્ત કર્મ દ્વારા બંધાઇ રહ્યો છે.

જો બન્ધનું આદિ માનીએ તો તેનાથી પૂર્વ જીવને સિદ્ધની માફક અત્યંત શુદ્ધ માનવો પડશે અને એમ કરવાથી બંધના અભાવનો પ્રસંગ આવી ઉભો રહેશે

જેમ કોઇ વિશિષ્ટ પાત્રમાં રાખેલા વિવિધ પ્રકારના રસ, બીજ, પુષ્પો તથા ફળાદિનું દારુના રૂપમાં પરિણમન થઇ જાય છે તેવી જ રીતે કર્મ વર્ગણાના પુદ્ગલોનો યોગ કષાયના કારણે કર્મરૂપમાં પરિણમન થઇ જાય છે. (૧)

**તત્વાર્થનિર્યુક્તિ**—પ્રારંભમાં પ્રતિપાદિત જીવ અજીવ, બંધ વગેરે નવ તત્ત્વોમાંથી પ્રથમ અને દ્વિતીય અધ્યયનમાં ક્રમથી જીવ અને અજીવ તત્ત્વનું પ્રરૂપણ કરવામાં આવ્યું. ત્યારબાદ ક્રમથી પ્રાપ્ત બંધ તત્ત્વની પ્રરૂપણા અર્થે કહીએ છીએ—

અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા તથા લોભ વગેરેના ભેદથી કષાય સોળ પ્રકારના છે. જે કષાયથી જોડાયેલા હોય તે સકષાય કહેવાય છે કષાયયુકત જીવ કર્મને યોગ્ય અર્થાત્ કાર્મણ વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરે છે. આ જ બંધ કહેવાય છે.

આત્મપ્રદેશોનું અને કાર્મણજાતિના પુદ્ગલોનું પરસ્પરમાં બંધાવું. એકમેક થઈ જવું એવો બંધ શબ્દનો અર્થ થાય છે. બંધ થવાથી આત્મપ્રદેશ અને કર્મ પુદ્ગલ દૂધ તથા પાણીની જેમ ભળી જાય છે પ્રકૃતિ બંધ વગેરેના ભેદથી બંધના ચાર પ્રકાર છે.

અથવા જેના વડે આત્મા બંધાય-પરાધીન કરાય તે પુદ્ગલનું પરિણમન બંધ કહેવાય છે. રાગદ્વેષ વગેરેથી યુક્ત આત્મપ્રદેશોમાં કાર્મણ-પુદ્ગલોનો આશ્લેષ થવો બંધ છે.

જે આત્માને દુર્ગતિમાં નાખીને તેનો ઘાત કરે છે તે કષાય છે. આ કષાય શબ્દ **'कष-हिंसायाम्'** ધાતુથી બન્યો છે. કષાયના ક્રોધ. માન, માયા તથા લોભ એ ચાર મુખ્ય ભેદ છે.

હેમકોશ અનુસાર કષાય શબ્દના અનેક અર્થ છે, જેમકે સુરભિ, રસ, રાગ, વસ્તુ, નિર્યાસ, ક્રોધદિ તથા વિલેપન.

જીવનો અર્થ છે આત્મા જે સ્થિતિ, ઉત્પત્તિ, તથા વ્યય રૂપ પરિણામથી યુક્ત છે તે જીવ કર્તા છે તે કર્તા હોવાથી જ કર્મના બંધ તથા ફળનો અનુભવ સંભવીત થઈ શકે છે

કર્મ શબ્દનો અર્થ છે—જે કરવામાં આવે તે કર્મ કર્મના આઠ ભેદ છે. જ્ઞાનાવરણ દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અન્તરાય,

ઔદારિક વગેરે આઠ પ્રકારની પુદ્ગલની વર્ગણાઓ છે તે પૈકી કાર્મણ વર્ગણાના પુદ્ગલ જ કર્મરૂપમાં પરિણત થવાને યોગ્ય હોય છે. અનન્તાનન્ત પ્રદેશી અને ચાર સ્પર્શ વાળા જ પુદ્ગલ આત્મપ્રદેશોમાં ભળી જાય છે જેમ તેલથી ચિકણા શરીર પર રજકણ ચોંટી જાય તેમ. આને જ બંધ કહેવામાં આવે છે.

મિથ્યાદર્શન આદિના આવેશથી આત્મા તદ્ રૂપમાં પરિણત થાય છે આ પરિણમન ક્રિયા જ કર્મોના લાગવાનું કારણ છે તે ક્રિયાનો કર્તા આત્મા છે. આત્માની ક્રિયાથી ઉત્પન્ન થનારા કર્મ આઠ પ્રકારના છે. હવે પછી કહેવામાં આવનારા મિથ્યાદર્શન આદિ કર્મબન્ધના સામાન્ય કારણ છે તેમનું મુખ્ય કારણ તો ક્રોધ વગેરે કષાય જ છે આથી જ અત્રે કષાયને ગ્રહણ કરવામાં આવ્યા છે.

ક્રોધન અર્થાત્ કોપ થવો ક્રોધ છે અથવા જેને લીધે જીવ ગુસ્સે થઈ જાય તે ક્રોધ કહેવાય છે આ ક્રોધ અક્ષમારૂપ અર્થાત્ ક્ષમાનો વિરોધી છે, સ્વાત્મા અને પરમાત્મા પ્રત્યે અપ્રીતિરૂપ છે અને ક્રોધ મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થનારા જીવનું એક પ્રકારનું પરિણમન છે. તે કૃત્ય અને અકૃત્યના વિવેકનો નાશ કરનાર છે, અગ્નિરૂપ હોય છે.

પોતાનાથી અન્યને હલકો માનવો તે માન છે. આ અહંકારરૂપ આત્માની એક પરિણતિ છે.

જેના વડે છેતરાવાય છે અથવા જેના દ્વારા લોકોને નરક વગેરેમાં નાખવામાં આવે છે તે માયા છે અથવા જેમાં સઘળાં અવગુણ આવી જાય છે-સમાઈ જાય છે-તે માયા છે. બીજાને છેતરવા માટે જે અશુદ્ધ પ્રયોગ અર્થાત્ છદ્મ પ્રયોગ કરવામાં આવે છે તે સઘળી માયા છે.

જેના દ્વારા આત્મા વ્યાકુળ કરાય છે તે લોભ કહેવાય છે તેના બે ભેદ છે-આકાંક્ષા અને ગૃદ્ધિ. અપ્રાપ્ત વસ્તુની કામના થવી આકાંક્ષા છે અને પ્રાપ્ત વસ્તુ પરત્વે આસક્તિ થવી તે ગૃદ્ધિ છે. લોભને તૃષ્ણા પિપાસા, અભિષ્વંગ આસ્વાદ ગાર્ધ્ય વગેરે પણ કહે છે

ઉપર જણાવેલા ક્રોધ આદિ એક-એક કષાય પણ અનન્ત સંસાર ભ્રમણનું કારણ હોય છે. આ ચારે કષાયો અત્યન્ત પાપમય છે, સંસારના કારણ છે, ભવની પ્રાપ્તિના મૂળ કારણ છે, જન્મ-જરા રૂપ સંસાર સ્થિતિના નિદાન છે, પ્રાણીઓ માટે અત્યન્ત કષ્ટજનક છે અને

નિરપરાધ વેરી છે. દશવૈકાલિક સૂત્રના ૮માં અધ્યયનના બીજા ઉદ્દેશકની ૪૦ મી ગાથામાં કહ્યું છે—

ક્રોધ અને માન જો નિગૃહીત ન કરવામાં આવે તેમજ માયા તથા લોભ જો વધતાં ગયા તો આ ચારેય કષાયો પુનર્ભવના મૂળનું જ સિંચન કરે છે. વળી કહે છે—

લોકમાં જે અત્યન્ત દુઃખ છે અને ત્રણે લોકમાં જે ઉત્તમ સુખ છે તે કષાયોની વૃદ્ધિ અને ક્ષયના કારણે જ જાણવા જોઈએ. તાત્પર્ય એ છે કે કષાયોની વૃદ્ધિથી દુઃખ અને ક્ષયથી ઉત્તમ સુખની ઉપલબ્ધિ થાય છે.

આત્મામાં કષાય-પરિણામ ત્યારે જ શક્ય છે જ્યારે તેને પરિણમનશીલ માનવામાં આવે. જો આત્માને અપરિણામી, સર્વવ્યાપી અને નિષ્ક્રિય માનવામાં આવે તો તેમાં કષાય-પરિણામ થઈ શકતું નથી આથી પરિણામશીલ આત્મામાં જ કષાયપરિણામક સંભવીત છે—કહ્યું પણ છે—

ભગવાન મહાવીરના મતાનુસાર જીવ કર્મબન્ધનથી બદ્ધ છે અને કર્ત્તા આત્માની સાથે કર્મપ્રવાહની અપેક્ષા અનાદિ કાળથી લાગેલા પડયા છે.

સંસાર અનાદિ કાળથી છે આથી કર્મબન્ધ પણ અનાદિકાલીન જ સિદ્ધ થાય છે આ કારણે જ કર્મ મૂર્ત્ત છે, જે અમૂર્ત્ત હોય છે તે બન્ધકર્ત્તા હોતા નથી ॥ ૨ ॥

મનુષ્ય પ્રારંભમાં જે દેહ ધારણ કરે છે તે હેતુરહિત નથી. તેનું કોઈને કોઈ કારણ તો હોવું જ જોઇએ. જો કારણ વગર જ દેહનું ગ્રહણ માનવામા આવે તો સંસારથી કદી પણ મોક્ષ જ થઇ શકત નહીં.

અર્હન્ત ભગવંત કર્મને મૂર્ત્ત માને છે કારણકે કર્મનું ફળ (શરીર વગેરે) મૂર્ત્ત જોવામાં આવે છે અને તેની ઉદીરણા તથા ઉપનામનું થવું પણ જોવામાં આવે છે ॥ ૪ ॥

જો કર્મ રૂપી ન હોત તો આત્માની સાથે બદ્ધ ન હોવાથી આત્માની સાથે રહી ન શકત. જો કર્મ બદ્ધ છે તો તેમનું રૂપપણુ પણ સિદ્ધ થઈ શકે છે ॥ ૫ ॥

આમ કર્મનું મૂર્ત્ત થવું સિદ્ધ થઈ જાય છે પરન્તુ બધાં પુદ્ગલ કર્મને યોગ્ય હોય છે એવું સમજી લેવું ન જોઈએ. માત્ર કાર્મણવર્ગણાના પુદ્ગલ જ જે અન્ય સમસ્ત વર્ગણાઓની અપેક્ષા સૂક્ષ્મ હોય છે તે જ કર્મ રૂપમાં ગ્રહણ કરવામાં આવે છે. જે આત્માએ કર્મોના આગમનના દ્વારોને–આશ્ર-મિથ્યાત્વ, અવિરતિ વગેરેને રોકયા નથી તે અતિ સૂક્ષ્મ અને અતિ સ્થૂળ, પુદ્ગલોને, જેઓ બન્ધને યોગ્ય હોતા નથી, તેમને છોડી દઈને અનન્તપ્રદેશી કર્મ યોગ્ય પુદ્ગલસ્કન્ધોને જ કર્મના રૂપમાં ગ્રહણ કરે છે. કહ્યું પણ છે—

જીવ અત્યન્ત સૂક્ષ્મ અને અત્યન્ત બાદર પુદ્ગલ સ્કન્ધોને ગ્રહણ કરવામાં સમર્થ હોતો નથી અણુ અને શર્કરા કદી આ રૂપથી જીવની સાથે બદ્ધ થતાં નથી.

કોઈ પુદ્ગલ અણુરૂપ અને કોઈ સ્કન્ધરૂપ હોય છે અત્યન્ત સૂક્ષ્મ પરિણામવાળા કોઈ-કોઈ પુદ્ગલ એક-એક પ્રદેશની વૃદ્ધિ થતા-થતા અનન્તપ્રદેશી થઈ જાય છે. જિનેન્દ્ર ભગવન્તોકહ્યુએ છે કે કેટલાંક અનન્તપ્રદેશી સ્કન્ધ પણ અગ્રાહ્ય હોય છે. ॥ ૨ ॥

તે સ્કન્ધોમાં પણ એક-એક પ્રદેશની વૃદ્ધિ થઈને, જે પાંચ રસ, પાંચ વર્ણ બે ગંધ અને ચાર સ્પર્શવાળા અગુરૂ લઘુ અવસ્થિત અને જીવપ્રદેશોની સાથે એક જ ક્ષેત્રમાં અવગાહ હોય અને કર્મરૂપમા પરિણત થવાને યોગ્ય હોય તે જ પુદ્ગલકર્મરૂપમાં ગ્રહણ કરવામાં આવે છે. ॥ ૪ ॥

અભવ્ય જીવોની રાશિથી અનન્તગુણ અને સિદ્ધોથી અનન્તમાં ભાગ પરમાણુ મળીને એક સ્કન્ધ (પિન્ડ)ના રૂપમાં પરિણત થયા હોય,-આ સ્કન્ધોનુ પરિણામ છે ॥ ૫ ॥

ઔદારિક આદિ શેષ પુદ્ગલદ્રવ્યોને ગ્રહણ કરવાની પણ આવી જ વિધિ કહેવામાં આવી છે. ઔદારિક વર્ગણાના બધા સ્કન્ધ અલ્પ પ્રદેશોવાળા હોય છે ॥ ૬ ॥

તે ઔદારિક શરીરને યોગ્ય સ્કન્ધોની અપેક્ષા વૈક્રિય શરીરને યોગ્ય સ્કન્ધ પ્રદેશોની અપેક્ષા અસંખ્યાતગણા અધિક હોય છે અને વૈક્રિય શરીરની અપેક્ષા આહારક શરીરને યોગ્ય સ્કન્ધ પ્રદેશોની અપેક્ષા અસંખ્યાતગણા હોય છે ॥ ૭ ॥

આહારક શરીરને યોગ્ય સ્કન્ધોની અપેક્ષા ક્રમશ અનન્તગુણિત પ્રદેશોવાળા સ્કન્ધ તૈજસ્ શરીરને યોગ્ય હોય છે તૈજસ શરીરના યોગ્ય સ્કન્ધોથી અનન્તગુણિત પ્રદેશોવાળા સ્કન્ધ ભાષાના તેમનાથી અનન્તગુણિત પ્રદેશોવાળા સ્કન્ધ પ્રાણાપાનના, તેમનાથી અનંત ગુણિત પ્રદેશોવાળા સ્કન્ધ કર્મને યોગ્ય હોય છે ॥ ૮ ॥

કષાયયુકત જીવ ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા, પ્રાણાપાન મન અને કર્મ-વર્ગણાના ભેદથી આઠ પ્રકારનાં, પરમાણુ દ્વિપ્રદેશી સ્કન્ધ આદિથીલઈને સર્વલોકવ્યાપી અચિત્ત મહાસ્કન્ધ સુધી પુદ્ગલોમાંથી જ્ઞાનાવરણ દર્શનાવરણ, વેદનીય, મોહનીય નામ ગોત્ર આયુ અને અન્તરાય કર્મવર્ગણાના અનુરૂપ સૂક્ષ્મ પરિણમનવાળા પુદ્ગલોને જ ગ્રહણ કરે છે, બાદર પરિણમનને યોગ્ય પુદ્ગલોને નહીં આત્મા જ્ઞાનના આવરણમાં સમર્થ તે પુદ્ગલોને ગ્રહણ કરે છે.

જે કર્મ જ્ઞાનને આચ્છાદિત કરે છે તે જ્ઞાનાવરણ કહેવાય છે. એવી જ રીતે જે દર્શન ગુણને ઢાંકી દે છે તેને દર્શનાવરણ કર્મ કહેવાય છે. આવી જ રીતે જ્ઞાન વગેરે ગુણોને ઢાંકી દેવા માટે સમર્થ કર્મ પુદ્ગલોની જ્ઞાનાવરણ આદિ સંજ્ઞાઓ પ્રસિદ્ધ છે.

આમ આત્માના પ્રદેશો સાથે કર્મપુદ્ગલોનું એકમેક થઈ જવું બન્ધ કહેવાય છે.

કાર્મણ શરીર આત્માની સાથે એકમેક થઈ રહ્યુ છે, યોગ અને કષાયથી યુકત આત્મા જ્ઞાનાવરણ વગેરે કર્મોને યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે. આથી કાર્મણ શરીર દ્વારા કર્મયોગ્ય પુદ્ગલોનું ગ્રહણ કરવું તે બંધ કહેવાય છે. જેમ દીવો પોતાની ઉષ્ણતાને લીધે વાટ વડે તેલ ગ્રહણ કરીને જ્યોતિના રૂપમાં પરિણત કરે છે ઠીક તેવી જ રીતે આત્મારૂપી દીવડો રાગ દ્વેષ વગેરે ગુણોના યોગથી કષાય અને યોગરૂપી દીવાથી જ્ઞાનાવરણ આદિ કર્મોને યોગ્ય પુદ્ગલ સ્કન્ધોને ગ્રહણ કરીને જ્ઞાનાવરણ આદિ કર્મોના રૂપમાં પરિણત કરે છે.

જેવી રીતે તેલથી ચોળાયેલા શરીર પર તથા પાણીથી ભીંજાયેલા વસ્ત્રોમાં ધૂળ તથા રેતીના કણ ચોંટી જાય છે. અને શરીર અગર વસ્ત્રને ગંદા બનાવે છે તેવી જ રીતે રાગાદિની સ્નિગ્ધતાથી (ચિકાશ) ચીકણો બનેલો આત્મા નવીન કર્મોને ગ્રહણ કરવાને યોગ્ય હોય છે.

કહેવાનું એ છે કે આત્મા અને શરીરના એકમેક થવાથી, આભોગવીર્ય દ્વારા, કર્મનો બંધ થાય છે. કહ્યું પણ છે—

આ પ્રાયોગિક બંધ કર્ત્તાના સામર્થ્યથી ઉત્પન્ન થાય છે અને તેના અનાભોગિક વીર્યથી માનેલ છે ॥૧॥

અનાભોગિક વીર્ય દ્વારા રસને પચાવીને તે અનાભોગિક વીર્ય દ્વારા જ તેને ધાતુરૂપમાં પરિણત કરે છે. ॥૨॥

જેમ ઘડા વગેરેમાં થનારા માટીના અવયવ પિન્ડમાં સમાયેલા હોય છે તેવી જ રીતે જ્ઞાનાવરણીય આદિ કર્મોના દેશ (અવયવ) પણ સમજી લેવા જોઈએ.

કર્મ જો કે સમાહિત તથા અવિભકત છે—કાર્મણ વર્ગણા દ્રવ્યની અપેક્ષાથી એક રૂપ છે તો પણ જિનેન્દ્રોએ પ્રકૃતિના ભેદથી તેને આઠ પ્રકારના જોયા છે અર્થાત્ કર્મની પ્રકૃતિઓ આઠ હોવાથી કર્મના આઠ ભેદ માન્યા છે. ॥૪॥

જેમ પુદ્ગલત્વની અપેક્ષાથી બધા પુદ્ગલ દ્રવ્ય સરખા છે તો પણ તેમના વિપાકમાં તફાવત જોવામાં આવે છે. કોઈ દ્રવ્ય પિત્તકારી, કોઈ કફજનક તો કોઈ વાયુવર્ધક હોય છે એવી રીતે ગુણ ભેદ હોવાથી તે-તે દ્રવ્યોમાં પણ ભેદ માનવામાં આવે છે આવી જ રીતે કર્મોમાં પણ પ્રકૃતિના ભેદથી ભેદ માનવામાં આવ્યા છે.

જે કર્મની જેવી પ્રકૃતિ (ગુણ સ્વભાવ) છે તેના ફળ પણ તેવાજ હોય છે. જાંબુના વૃક્ષમાં લીંબોળી લાગતી નથી અને લીમડાના વૃક્ષમાં જાંબુ થઈ શકતા નથી.

ઠીક આવી જ રીતે જુદા જુદા પ્રકારના પોતાના પ્રયોગ રૂપી જળથી સીંચેલ કર્મ રૂપી વૃક્ષ પણ પોતપોતાના સ્વભાવ અનુસાર જુદા જુદા પ્રકારના ફળોને ઉત્પન્ન કરે (૭)

સમવાયાંગ સૂત્રના પાંચમાં સમવાયમાં કહે છે—
યોગથી થનારો બંધ અને કષાયથી થનારો બંધ.

આવી જ રીતે સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનના બીજા ઉદ્દેશકમાં કહ્યું છે—પાપકર્મોનો બન્ધ બે કારણોથી થાય છે—રાગદ્વેષથી રાગ બે પ્રકારના છે—માયા અને લોભ. દ્વેષ પણ બે પ્રકારના કહેવામાં આવ્યા છે—ક્રોધ અને માન પ્રજ્ઞાપના સૂત્રના ૨૩ માં પદમાં આવી જ રીતનું પ્રરુપણ કરવામાં આવ્યું છે. (સૂ. ૧)

**'सो चउव्विहो पगइ-ठिइ-अणु-भाग पपसमेयओ'** ઇત્યાદિ

**મૂળસૂત્રાર્થ**—બન્ધ ચાર પ્રકારના છે—પ્રકૃતિબન્ધ, સ્થિતિબન્ધ, અનુભાગબન્ધ અને પ્રદેશબન્ધ.... ॥૨॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં કથિત બન્ધ એકજ પ્રકારનો છે કે અનેક પ્રકારનો ? એવી જિજ્ઞાસા થવાથી કહીએ છીએ. બન્ધના ચાર ભેદ છે. (૧) પ્રકૃતિબન્ધ (૨) સ્થિતિબન્ધ (૩) અનુભાગબન્ધ તથા (૪) પ્રદેશબન્ધ.

૧. પ્રકૃતિબન્ધ—પ્રકૃતિનો અર્થ છે—અંશ અથવા ભેદ તેના જ્ઞાનાવરણ વગેરે આઠ ભેદ છે તેમનું બન્ધ થવું પ્રકૃતિબન્ધ કહેવાય છે અથવા અવશિષ્ટ-સાધારણ જે કર્મદ્રવ્ય છે તેમાં

જુદા જુદા પ્રકારની પ્રકૃતિઓ અર્થાત જ્ઞાનાદિ ગુણોને આવૃત્ત કરવાના વિભિન્ન સ્વભાવોનુ ઉત્પન્ન થઇ જવું પ્રકૃતિબન્ધ છે.

૨ સ્થિતિબન્ધ--પરિણામ વિશેષ દ્વારા ગ્રહણ કરેલા કર્મના દલિકોની આત્માની સાથે બંધાયેલા રહેવાની કાળ મર્યાદાને સ્થિતિબન્ધ કહે છે અથવા જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મ-પ્રકૃતિઓના જઘન્ય આદિ ભેદથી ભિન્ન અવસ્થાનનું નિર્વર્તન સ્થિતિબન્ધ કહેવાય છે.

૩. અનુભાગબન્ધ--અનુભાગ અર્થાત્ ગૃહીત કર્મ દલિકોમાં ઉત્પન્ન થનારા તીવ્ર અગર મંદ રસ, તેનો બન્ધ અનુભાગબન્ધ કહેવાય છે.

૪. પ્રદેશબન્ધ—જીવપ્રદેશોમાં, કર્મપ્રદેશોમાં અનન્ત કર્મપ્રદેશોનું પ્રત્યેક પ્રકૃતિમાં નિયત પરિમાણના રૂપમા સંબંધ થવો પ્રદેશબન્ધ છે. કર્મદલિકોનો સંચય પ્રદેશબન્ધ કહેવાય છે. આથી સ્થિતિ અને રસની અપેક્ષા ન રાખતા દલિકોની સંખ્યાની પ્રધાનતાથી જ જે બન્ધ થાય તેને પ્રદેશબન્ધ સમજવો જોઈએ. કહ્યું પણ છે.

પરિણામને પ્રકૃતિ કહે છે કાળની અવધિને સ્થિતિ કહે છે, રસને અનુભાગ અને દલિકોના સમૂહને પ્રદેશ કહે છે.

આ ચાર પ્રકારના બન્ધોમાં પ્રકૃતિ અને પ્રદેશબન્ધ યોગના નિમિત્તથી થાય છે તથા સ્થિતિબન્ધ તથા અનુભાગબન્ધ કષાયના નિમિત્તથી થાય છે. યોગ અને કષાયની તીવ્રતા અને મન્દતાના ભેદથી બન્ધમાં જુદાઈ થઈ જાય છે કહ્યું પણ છે—યોગથી પ્રકૃતિ અને પ્રદેશબન્ધ તથા કષાયથી સ્થિતિ અને અનુભાગબન્ધ જીવ કરે છે. જે જીવનો યોગ અને કષાય અપરિણત હોય છે અથવા નાશ પામે છે, તેને વિશેષ સ્થિતિબન્ધનું કારણ રહેતું નથી.

ઉપશાન્ત કષાય વીતરાગ અર્થાત્ ૧૧ માં ગુણસ્થાનકના જીવ અપરિણત યોગ કષાયવાળા કહેવાય છે અને ક્ષીણ કષાય આદિ જીવ વિનષ્ટ યોગ–કષાયવાળા કહેવાય છે. આવા જીવોનો જે કર્મબન્ધ થાય છે તેમાં બે સમયથી અધિક સ્થિતિ પડતી નથી. ॥ સૂ ૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ—**પાછલા સૂત્રોમાં પ્રતિપાદિત બન્ધ શું એક પ્રકારનો છે કે અનેક પ્રકારનો ? એવી આશંકા થવા પર કહીએ છીએ—

પૂર્વોક્ત કર્મબન્ધ ચાર પ્રકારના કહેવામાં આવ્યા છે (૧) પ્રકૃતિબન્ધ (૨) સ્થિતિબન્ધ (૩) અનુભાગબન્ધ (૪) પ્રદેશબન્ધ પ્રકૃતિનો અર્થ છે—મૂળ કારણ અહીં તેનો આશય સ્વભાવ છે. જેમ–શીતળતા એ પાણીનો સ્વભાવ છે અથવા આ પુરૂષ દુષ્ટ પ્રકૃતિ છે એનો અર્થ છે આ પુરૂષ નઠારા સ્વભાવવાળો છે એવી ઉક્તિ લોકમાં પ્રસિદ્ધ છે.

જ્ઞાનાવરણ કર્મની પ્રકૃતિ અથવા સ્વભાવ જ્ઞાનને આચ્છાદિત કરે છે આ કારણે જ્ઞાનાવરણ કર્મના ઉદયથી પદાર્થોના જ્ઞાનનો અભાવ હોય છે ! દર્શનાવરણ કર્મના ઉદયથી પદાર્થોના આલોચન (સામાન્ય જ્ઞાન)નો અભાવ હોય છે, એજ પ્રકારે વેદનીય આદિ કર્મોની પણ વિભિન્ન પ્રકૃતિઓ સમજી લેવી જોઈએ સ્વભાવનો વાચક પ્રકૃતિ શબ્દ સ્વભાવનો સાધક છે. પ્રકૃતિરૂપ બંધને પ્રકૃતિ બંધ કહેવાય છે.

જ્ઞાનાવરણ વગેરે કર્મોનો આત્મપ્રદેશોની સાથે એકમેક થવું તે બન્ધ છે તેનો પોતાના સ્વભાવથી ચ્યુત ન થવું સ્થિતિ છે તાત્પર્ય એ છે કે આત્મપ્રદેશોની સાથે કર્મ પુદ્ગલોના બદ્ધ રહેવાના કાળની જે અવધિ છે, તે સ્થિતિબન્ધ છે. સ્થિતિ શબ્દ પણ ભાવસાધન છે અર્થાત્ રોકાવું તેને સ્થિતિ કહે છે. ગૃહીત વસ્તુને રોકાવવાના સમયની મર્યાદા સ્થિતિ કહેવાય છે જેમ ગાય વગેરેના દૂધની મીઠાશ—સ્વભાવથી વેગળા ન થવું તે સ્થિતિ છે તેજ પ્રકારે જ્ઞાનાવરણીય આદિ કર્મોથી જ્ઞાનાચ્છાદન આદિ સ્વભાવથી અલગ ન બનવું તે સ્થિતિ છે તારણ એ છે કે આત્મા દ્વારા ગ્રહણ કરેલી કર્મ—પુદ્ગલોની રાશિનું આત્મપ્રદેશોમાં અવસ્થિત રહેવું સ્થિતિ છે. તેના દ્વારા અગર તેના રૂપમાં થનાર બન્ધ સ્થિતિબન્ધ છે.

અનુભાગ અર્થાત્ અનુભાવ. કર્મ પુદ્ગલોમાં રહેલું એક વિશેષ પ્રકારનું સામર્થ્ય અનુભાગ છે. તાત્પર્ય એ છે કે ગ્રહણ કરવામાં આવતા કર્મ પુદ્ગલોમાં તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ અથવા મંદ, મંદતર અને મંદતમ ફળ પ્રદાન કરવાની જે શક્તિ ઉત્પન્ન થાય છે તેને અનુભાગ બન્ધ કહે છે કર્મોનો અનુભાવ કષાયની તીવ્રતા—મન્દતા અનુસાર થાય છે અને આ કારણથી જ તે અનેક પ્રકારનો છે. કોઈ અનુભાગ દેશઘાતી તો કોઈ સર્વઘાતી હોય છે કોઈ એક સ્થાનક, કોઈ દ્વિસ્થાનક, કોઈ ત્રિસ્થાનક તો કોઈ ચતુઃસ્થાનક હોય છે.

આત્માના પ્રદેશોમાં કર્મ પુદ્ગલ દ્રવ્યના પરિણામનો પરિચ્છેદ પ્રદેશબન્ધ છે.

આમ આત્માના અધ્યવસાયોના કારણે પુદ્ગલોનું પરિણમન વિચિત્ર પ્રકારનું થાય છે. જેમ લાડવો વાયુ અને પિત્તને હરવાવાળો. બુદ્ધિવર્ધક, સંમોહકારી હોય છે, વગેરે રૂપથી જીવના સંયોગથી તે જુદા જુદા આકારોમાં પરિણત થાય છે એવી જ રીતે કર્મ વર્ગણાના પુદ્ગલોની કોઈ રાશિ આત્માના સંબંધથી જ્ઞાનનું આવરણ કરે છે, કોઈ દર્શનનું આવરણ કરે છે કોઈ સુખ—દુખની અનુભૂતિનું કારણ હોય છે, કોઈ તત્ત્વોના વિષયમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરે છે વગેરે કહ્યું પણ છે—

આવી રીતે કર્મની મૂળ અને ઉત્તર પ્રકૃતિઓ કહેવામાં આવી છે તેમની સ્થિતિના કાળનું જે કારણ છે તે સ્થિતિબન્ધ કહેવાય છે. ॥૧॥

તે પ્રકૃતિઓના વિપાક—ફળનું જે કારણ છે. જે તેમના નામ અનુસાર ભિન્ન—ભિન્ન પ્રકારના છે તે રસને અનુભાવ કહે છે. તેમાં કોઈ તીવ્ર, કોઈ મન્દ અને કોઈ મધ્યમ હોય છે. ॥૨॥

તે પૂર્વોક્ત કર્મ સ્કન્ધોનો જીવ દ્વારા સંપૂર્ણ પ્રદેશોથી યોગ વિશેષ દ્વારા ગ્રહણ થવું પ્રદેશબન્ધ છે. ॥૩॥

આત્માનો પ્રત્યેક પ્રદેશ અનન્ત—અનન્ત કર્મપ્રદેશોથી બંધાયેલો છે. આ જીવ નિરન્તર યોગના કારણે કર્મોનો બન્ધ કરે છે અને તેમની નિર્જરા પણ કરતો રહે છે. ॥૪॥

સમવાયાંગ સૂત્રનાં ચોથા સમવાયમાં કહ્યું છે. બન્ધ ચાર પ્રકારના કહેવામાં આવ્યા છે તે આ પ્રકારે છે—

(૧) પ્રકૃતિબન્ધ (૨) સ્થિતિબન્ધ (૩) અનુભાવબન્ધ અને (૪) પ્રદેશબન્ધ ॥૨॥

**'बंधहेउणो पंच मिच्छादंसणाविरइ'** ઇત્યાદિ

**મૂળ સૂત્રાર્થ**—કર્મબન્ધના પાંચ કારણ છે. (૧) મિથ્યાદર્શન (૨) અવિરતિ (૩) પ્રમાદ (૪) કષાય અને (૫) યોગ. ॥૩॥

**તત્વાર્થદીપિકા**—પહેલા કર્મબન્ધના પ્રકાર પ્રદર્શિત કરવામાં આવ્યા હવે તેમના હેતુઓનું પ્રતિપાદન કહીએ છીએ, મિથ્યાદર્શન અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ–આ સઘળાં કર્મબન્ધના કારણ છે. તેમનો અર્થ આ મુજબ છે—

૧. મિથ્યાદર્શન–તત્ત્વાર્થને અર્થાત્ કુદેવ, કુગુરુ અને કુધર્મ પ્રત્યેની શ્રદ્ધાને મિથ્યાદર્શન કહે છે. તત્ત્વાર્થ શ્રદ્ધાન રૂપ સમ્યગ્ દર્શનનું આ વિરોધી છે.

૨. અવિરતિ–પ્રાણાતિપાત વગેરે પાપસ્થાનોથી નિવૃત્ત ન થવું. આ અવિરતિ વિરતિ રૂપ પરિણતિથી વિપરીત છે.

૩. પ્રમાદ–પ્રમદન, પ્રમત્તતા, સમીચીન ઉપયોગનો અભાવ પુણ્ય કૃત્યોમાં અનાદર—આ સઘળાં પ્રમાદ છે.

૪. કષાય–અનન્ત સંસારની પરમ્પરાને ભમાવવાવાળા ક્રોધ, માન, માયા અને લોભને કષાય કહે છે.

૫. યોગ–મન. વચન અને કાયાનો વ્યાપાર યોગ છે.

આ પાંચે કર્મવર્ગણાના પુદ્ગલ-સ્કન્ધો અને આત્મ પ્રદેશોના પરસ્પર સંબંધ રૂપ બંધના કારણ છે. આ પાંચેય સમસ્ત કર્મોના બંધના સામાન્ય કારણ તરીકે લેખવા જોઈએ.

જ્ઞાનાવરણ વગેરેના બન્ધના વિશેષ હેતુ હવે પછી કહેવામાં આવશે.

મિથ્યાદર્શન બે પ્રકારના છે—નૈસર્ગિક અને પરોપદેશ નિમિત્ત જે મિથ્યાદર્શન પરોપદેશ વગર જ મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થઈ જાય છે તે નૈસર્ગિક કહેવાય છે.

પરોપદેશથી ઉત્પન્ન થનાર મિથ્યાદર્શન ચાર પ્રકારના કહેવાયાં છે. (૧) ક્રિયાવાદી (૨) અક્રિયાવાદી (૩) અજ્ઞાનિક અને (૪) વૈનયિક.

અથવા મિથ્યાદર્શન પાંચ પ્રકારના છે—(૧) એકાન્ત મિથ્યાદર્શન (૨) વિપરીત મિથ્યાદર્શન (૩) સંશય મિથ્યાદર્શન (૪) વૈનયિક મિથ્યાદર્શન (૫) અજ્ઞાન મિથ્યાદર્શન.

અવિરતિ બાર પ્રકારની છે–છકાય અને છ ઇન્દ્રિયોના વિષય અર્થાત્ છકાયના જીવોની હિંસાથી નિવૃત્ત થવું અને મન સહિત છએ ઇન્દ્રિયોના વિષયમાં રાગદ્વેષ ધારણ કરવું. પ્રમાદ ઘણા પ્રકારના કહેવામાં આવ્યા છે, પાંચ સમિતિઓમાં પ્રમાદ કરવો, ત્રણ ગુપ્તિઓમાં પ્રમાદ કરવો, શુદ્ધિઅષ્ટકમાં જાગૃત ન રહેવું, ઉત્તમ ક્ષમા વગેરે દશ પ્રકારના ધર્મોમાં પ્રમાદ સેવવો વગેરે. સોળ કષાય અને નવ નો કષાય મળીને પચીસ કષાય છે. ચાર મનોયોગ, ચાર વચનયોગ, પાંચ કાયયોગ એમ તેર જાતના યોગ છે. આહારક શરીરના ધારક પ્રમત્ત સંયતમાં આહારકકાય યોગ અને આહારક મિશ્ર કાયયોગ પણ હોય છે. આ ભેગા કરીએ તો યોગના પંદર ભેદ થઈ જાય છે.

મિથ્યાદર્શન વગેરે પૂર્વોકત પાંચ મળેલા પણ કર્મબન્ધના કારણ હોય છે અને જુદા જુદા પણ કારણ હોય છે. મિથ્યાદૃષ્ટિમાં પાંચ મળેલાં કારણ હોય છે. સાસાદન સમ્યગ્ દૃષ્ટિ સમ્યગ્ મિથ્યાદૃષ્ટિ (મિશ્રદૃષ્ટિ) અસંયત સમ્યગ્ દૃષ્ટિમાં અવિરતી પ્રમાદ કષાય અને યોગ એ ચાર બન્ધના કારણ મળી આવે છે. સંયતાસંયત (દેશવિરત)માં વિરતિમિશ્રિત અવિરતિ, પ્રમાદ અને યોગ કારણ હોય છે. પ્રમત્ત સંયતમાં પ્રમાદ કષાય અને યોગ કારણ હોય છે. અપ્રમત્ત

આદિ ચાર ગુણસ્થાનોમાં યોગ અને કષાય કારણ છે. ઉપશાંત કષાય, ક્ષીણ કષાય તથા સયોગી કેવળીમાં એકલો યોગ જ બન્ધનું કારણ હોય છે. અયોગી–કેવળીમાં બન્ધનું કોઈ કારણ ન રહેવાથી બન્ધ જ થતો નથી. ॥૩॥

**તત્વાર્થનિર્યુકિત**—પૂર્વસૂત્રમાં કર્મભાવબન્ધનું પ્રરૂપણ કરવામાં આવ્યું છે. હવે બન્ધના પાંચ હેતુઓનું નિરૂપણ કરવા માટે કહીએ છીએ–બન્ધના પાંચ કારણ છે–મિથ્યાદર્શન અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ.

કર્મબન્ધના આ સામાન્ય કારણોમાં પહેલું મિથ્યાદર્શન છે. તત્ત્વાર્થશ્રદ્ધાન રૂપ સમ્યક્-દર્શનથી ઉલ્ટું તત્ત્વાર્થનું અશ્રદ્ધાન મિથ્યાદર્શન કહેવાય છે. પાપસ્થાનોથી નિવૃત્તિને વિરતિ કહે છે તેનાથી જે ઉલ્ટું હોય અર્થાત્ પાપસ્થાનોથી નિવૃત્ત ન થાય, તેને અવિરતિ કહે છે. ઈન્દ્રિયોના વિષયોમાં રાગ–દ્વેષપૂર્વક–પ્રવૃત્તિ કરવી વિકથાઓ કરવી ગાઢી તથા લાંબી ઉંઘ લેવી ઈન્દ્રિયોના દોષથી મોક્ષમાર્ગમાં–શિથિલતા થવી અથવા સારા કાર્યોમાં આદરભાવ ન હોવો–પ્રમાદ કહેવાય છે. અનન્તાનુબન્ધી વગેરેના ભેદથી ચાર–ચાર પ્રકારના ક્રોધ માન માયા લોભ એ કષાય છે. માનસિક વાચનિક અને કાયિક વ્યાપાર યોગ કહેવાય છે. આ મિથ્યાદર્શન વગેરે પાંચ કર્મબન્ધના સામાન્ય કારણ છે.

મિથ્યા અર્થાત્ અયથાર્થ–ખોટું દર્શન અથવા દૃષ્ટિ કહેવાનો અભિપ્રાય એ છે કે અયથાર્થ શ્રદ્ધાન મિથ્યાદર્શન છે હિંસા આદિ પાપમય કૃત્યોથી વિરત થવું વિરતિ અર્થાત સંયમ છે. વિરતિ ન થવી તે અવિરતિ અર્થાત્ અસંયમ છે જેનાથી કહેવા માગે છે કે હિંસા વગેરે નિંદવા યોગ્ય કર્મોનો ત્યાગ ન કરવો. સાવધ ન રહેવું પ્રમાદ કહેવાય છે. કષની જેનાથી આયાત થતી હોય તે કષાય જીવ જ્યાં શારીરિક અને માનસિક વિટંબણાઓથી કસાય છે–દુખિત કરવામાં આવે છે તે સંસાર કષ છે અને તેના 'આય' અર્થાત્ આગમનના જે આભ્યન્તર કારણ છે તેમને કષાય કહે છે. ક્રોધ માન માયા અને લોભ કષાય છે.

જે મન વચન તથા કાયાના વ્યાપાર દ્વારા નોકર્મથી યોગદ્રવ્યથી અગર વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન વીર્ય પર્યાય દ્વારા જે યુક્ત કરવામાં આવે, તે યોગ છે.

આમાથી મિથ્યાદર્શન બે પ્રકારના છે–અભિગૃહીત તથા અનભિગૃહીત. સંદિગ્ધ અનભિ-ગૃહીત. મિથ્યાદર્શનનો ભેદ છે. મતિજ્ઞાન વગેરે કોઈ પણ વિષયને દૃષ્ટિમાં રાખીને અસમ્યગ્ દર્શનનો સ્વીકાર કરવો દા. ત. "આ જ સાચુ છે" આ અભિગૃહીત મિથ્યાદર્શન કહેવાય છે, તેથી ભિન્ન મિથ્યાદર્શન અનભિગૃહીત કહેવાય છે. કહેવાનું એ છે કે સંદિગ્ધ પણ અનભિ-ગૃહીત મિથ્યાદર્શન જ છે.

પ્રમાદના ત્રણ ભેદ છે—સ્મૃતિનું અનવસ્થાન સુભ કાર્યો પ્રત્યે અનાદર થવો તથા યોગોનું દુષ્પ્રણિધાન થવો.

અગાઉ અનુભવેલી કોઈ વસ્તુના વિષયમાં યાદગીરી ન રહેવી સ્મૃતિ અનવસ્થાન કહેવાય છે. વિકથા વગેરેમાં મનડું રમતું રહેવાના કારણે યાદ રહેતું નથી કે આ કર્યા બાદ આ કરવાનું છે. એવી જ રીતે આગમવિહીત ક્રિયાકલાપ અર્થાત્ અનુષ્ઠાનોમાં અનાદર–અનુત્સાહ અથવા પ્રવૃત્તિ ન હોવી એ પણ પ્રમાદ જ છે. મન વચન તથા કાયાનો દૂષિત વ્યાપાર થવો, જેવી

રીતે મનથી આર્ત્તધ્યાન અથવા રૌદ્રધ્યાન કરવું અસત્ય વચનોનો પ્રયોગ કરવો અને કાયાથી હિંસા ઈત્યાદિમાં પ્રવૃત્ત થવું એ તમામ પ્રમાદ છે

કષાય મુખ્યતયા ચાર પ્રકારના છે–ક્રોધકષાય માનકષાય માયાકષાય અને લોભ કષાય આ પૈકી ક્રોધ વગેરે ચારે કષાયના ચાર–ચાર ભેદ છે અનન્તાનુબન્ધી ક્રોધ અપ્રત્યાખ્યાની ક્રોધ પ્રત્યાખ્યાની ક્રોધ અને સંજવલન ક્રોધ આવી જ રીતે માન વગેરેના પણ ભેદ સમજવા આમ સોળ કષાય તથા નવ નોકષાય મળીને કુલ ૨૫ કષાય હોય છે જેમાંથી તેર કષાય બન્ધના કારણરૂપ છે.

મન વચન અને કાયાના ભેદથી યોગ ત્રણ પ્રકારના છે–મનોયોગના ચાર ભેદ છે સત્યમનોયોગ અસત્યમનોયોગ, ઉભય મનોયોગ અને અનુભય મનોયોગ વચનયોગ પણ ચાર પ્રકારના છે સત્યવચનયોગ, અસત્યવચનયોગ ઉભયવચનયોગ અને અનુભયવચનયોગ ઔદારિક કાયયોગ વૈક્રિય કાયયોગ આહારક કાયયોગ, કાર્મણ કાયયોગ આ ચાર તથા ઔદારિકમિશ્ર કાયયોગ વૈક્રિયમિશ્ર કાયયોગ અને આહારક મિશ્રકાયયોગ આ ત્રણ, મળીને સાત કાયયોગ હોય છે. એકંદરે પંદર પ્રકારના યોગ કહ્યા છે.

આમાંથી આહારક અને આહારકમિશ્રને બાદ કરતાં બાકીના બધા યોગ કર્મભાવબન્ધના કારણ હોય છે

મિથ્યાદર્શન આદિ પાંચ બન્ધના કારણોમાંથી પૂર્વ–પૂર્વના વિદ્યમાન હોવાથી પછી–પછીનો સદ્ભાવ અવશ્ય થાય છે જેમ મિથ્યાદર્શનનો સદ્ભાવ થવાથી અવિરતિ આદિ ચારે અવશ્ય હોય છે, અવિરતિ થવાથી પ્રમાદ વગેરે ત્રણ જરૂર હોય છે, પ્રમાદ થવાથી કષાય તથા યોગ પણ અવશ્ય હોય છે અને કષાય થવાથી યોગ અવશ્ય થાય છે પરંતુ એ જરૂરી નથી કે પ્રથમ કારણ હોવાથી પાછલું કારણ પણ અવશ્ય હોય જ જેમ યોગનું હોવાથી પ્રથમના ચાર કારણોનું હોવું આવશ્યક નથી, યોગ અને કષાયના હોવાથી બાકી ત્રણ અવશ્ય હોય એવું નથી, યોગ કષાય અને પ્રમાદની હાજરીમાં બાકી બેનું હોવું નિયત નથી એવી જ રીતે જ્યાં અવિરતિ, પ્રમાદ કષાય અને યોગ છે ત્યાં મિથ્યાદર્શન અવશ્ય હોય જ એવો નિયમ નથી.

સમવયાંગસૂત્રના પાંચમાં સમવાયમાં કહ્યું છે–આસ્રવદ્વાર પાંચ કહેલા છે–મિથ્યાત્વ અવિરતિ, પ્રમાદ કષાય તથા યોગ.

સમવાયાંગસૂત્રમાં મિથ્યાત્વ અવિરતિ પ્રમાદ કષાય અને યોગ એ પાંચ આશ્રવદ્વાર કહેલા છે. ॥૩॥

'अट्ठ कम्मपगडीओ णाणदंसणा' ઈત્યાદિ

સૂત્રાર્થ—કર્મપ્રકૃતિઓ આઠ છે–જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય મોહનીય આયુ, નામ ગોત્ર અને અન્તરાય ॥૪॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વોક્ત બન્ધના બે પ્રકાર છે–મૂળ પ્રકૃતિબન્ધ અને ઉત્તર પ્રકૃતિબન્ધ આમાથી આઠ પ્રકારના મૂળપ્રકૃતિ બન્ધના નિરૂપણ અર્થે કહીએ છીએ–મૂળપ્રકૃતિ બન્ધ આઠ પ્રકારના કહેવામાં આવ્યા છે–(૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુષ્ય (૬) નામ (૭) ગોત્ર અને (૮) અન્તરાય. જેના વડે જીવનો જ્ઞાનગુણ ઢંકાઈ જાય અથવા જે જ્ઞાનગુણને ઢાંકી દે છે તે જ્ઞાનાવરણ કહેવાય છે. જે કર્મ દર્શન ગુણને ઢાંકી દે છે

તે દર્શનાવરણ કહેવાય છે. જેના કારણે સુખ દુઃખનો અનુભવ કરવામાં આવે છે તે વેદનીય કહેવાય છે જે વડે જીવ મોહિત થાય છે અથવા જે જીવને મૂઢ બનાવે છે તે મોહનીય છે. જેના ઉદયથી જીવ નારકી વગેરે ભવોને પ્રાપ્ત કરીને ત્યાં ચોંટયો રહે છે તે આયુ કર્મ છે જે કર્મ આત્માને જુદી જુદી યોનિઓમાં નારકી વગેરે પર્યાયો દ્વારા નિમિત્ત કરે છે અર્થાત્ જેના લીધે જીવ નારકી વગેરે કહેવાય છે તે નામ કર્મ છે. જેના ઉદયથી જીવ ઉંચો અથવા નીચો કહેવાય છે તેને ગોત્ર કહે છે. જે દાતા, દાન અને દાનપાત્રની વચ્ચે આવી જાય છે, આવીને વિઘ્ન નાખી દે છે તેને અન્તરાય કહે છે.

જેવી રીતે એકી સાથે આરોગેલો આહાર રસ લોહી માંસ મજ્જા વીર્ય વગેરે અલગ અલગ ધાતુઓના રૂપમાં પરિણત થઈ જાય છે તે જ રીતે આત્માના એક જ પરિણામથી ગ્રહણ કરવામાં આવેલા કર્મવર્ગણાના પુદ્ગલ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય આદિ જુદા જુદા ભેદોને પ્રાપ્ત થાય છે. પ્રજ્ઞાપના સૂત્રના ૨૧માં પદમાં પ્રથમ ઉદ્દેશકના ૨૮૮માં સૂત્રમાં કહ્યું છે-કર્મની આઠ પ્રકૃતિઓ કહેવામાં આવી છે. જ્ઞાનાવરણીય દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ નામ, ગોત્ર અને અન્તરાય. ॥ સૂ. ૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં કથિત પ્રકૃતિ, સ્થિતિ. અનુભાગ અને પ્રદેશબન્ધ-આ ચાર પ્રકારના બન્ધોમાંથી પ્રથમ પ્રકૃતિબન્ધ બે પ્રકારના કહેવામાં આવ્યા છે-(૧) મૂળપ્રકૃતિબન્ધ અને (૨) ઉત્તર પ્રકૃતિબન્ધ. આ બે ભેદોમાંથી પ્રથમ મૂળપ્રકૃતિબન્ધ આઠ પ્રકારના છે, તે દર્શાવવા કાજે કહીએ છીએ—

કર્મની મૂળ પ્રકૃતિઓ આઠ છે, જેમને આઠ કર્મ પણ કહે છે. તેમના નામ આ મુજબ છે—(૧) જ્ઞાનાવરણ (૨) દર્શનાવરણ (૩) વેદનીય (૪) મોહનીય (૫) આયુ (૬) નામ (૭) ગોત્ર અને (૮) અન્તરાય.

જ્ઞાન આત્માનો એક અસાધારણ બોધાત્મક ગુણ છે જેના વડે પદાર્થના વિશેષ અંશનું પરિજ્ઞાન થાય છે. દર્શન આત્માનો તે અસાસાન્ય ગુણ છે જે દ્વારા વસ્તુનો સામાન્ય અંશ જાણી શકાય છે. જે કર્મ પ્રવૃતિ, જ્ઞાન અને પદાર્થને ઢાંકી દે છે તેને ક્રમશઃ જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કહે છે.

"આવરણ" શબ્દ ભાવસાધન પણ છે તેમજ કરણસાધન (આચ્છાદન) પણ છે. આવૃત્તિને પણ આવરણ કહે છે અને જેના વડે આવૃત્તિ કરાય તેને પણ આવરણ કહે છે. સંસ્કૃત ભાષા અનુસાર લ્યુટ્ પ્રત્યય કરવાથી 'આવરણ' શબ્દ નિષ્પન્ન થાય છે.

જેના કારણે સુખ અને દુઃખ રૂપ વેદન-અનુભૂતિ થાય તેને વેદનીય કહે છે. જીવને જે મૂઢ અર્થાત્ તત્ત્વાતત્ત્વના વિવેકથી વ્યાકુળ બનાવી દે છે અગર જેના દ્વારા જીવ મોહિત કરાય છે તે મોહનીય છે મોહિત થવું પણ મોહનીય છે. 'મોહનીય' શબ્દ કરણસાધન, કર્તુસાધન અને ભાવસાધન પણ છે. જેના કારણે જીવ નરકગતિ આદિને પ્રાપ્ત કરીને ત્યાં સ્થિત રહે છે તે આયુ છે. 'આયુ'ને આયુષ્ય પણ કહે છે. જે કર્મપ્રવૃતિ આત્માને જુદી જુદી યોનિઓમાં ગતિ આદિની સામે નમાડે છે અર્થાત્ જેના કારણે આત્મા નમે છે. તે નામ છે. આ નામ શબ્દ કર્તૃસાધન તેમજ કરણસાધન છે.

ગોત્રના બે ભેદ છે-ઉચ્ચ અને નીચ : આત્મા જેને પ્રાપ્ત કરે છે તે ગોત્ર છે. આત્માના વીર્યમાં તથા લાભ આદિમાં જે અન્તરાય વિઘ્ન નાખે છે તે અન્તરાય છે.

આવી રીતે જ્ઞાનાવરણ અને દર્શનાવરણના ઉદયથી ઉત્પન્ન થવાવાળી ભવવ્યથા સમસ્ત સંસારી જીવોને થાય છે. તે ભવવ્યથાનો વેદન કરતો થકો પણ જીવ મોહથી પીડીત હોવાના કારણે વિરક્ત થઈ શકતો નથી અને જ્યારે વિરક્ત થતો નથી તો નારકી, તિર્યંચ, દેવતા તથા મનુષ્ય ગતિમાં રખડે છે. જ્યારે કોઈ આયુષ્યમાં રહે છે. તો તેનું નારકી આદિ કોઈ ન કોઈ નામ અવશ્ય હોય છે કારણ કે નામ વગર જન્મ હોતો નથી. જન્મધારી પ્રાણી હમેશાં ઉંચ અથવા નીચ ગોત્રથી યુક્ત હોય જ છે. સંસારી જીવોને ત્યાં જે સુખનો અનુભવ થાય છે તે પણ અન્તરાયવાળું અર્થાત્ વિઘ્નોથી પરિપૂર્ણ હોય છે. આ આઠ પ્રકારના મૂળપ્રકૃતિબંધ સમજવા જોઈએ. ॥ ૪ ॥

**'पण पंच नवदुअट्ठावीस चउ'** ઇત્યાદિ

**મૂળસૂત્રાર્થ:**—મૂળ કર્મપ્રકૃતિઓના ક્રમશઃ પાંચ નવ બે, અઠયાવીસ ચાર બેંતાળીશ બે અને પાંચ ભેદ છે. ॥ ૫ ॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં આઠ પ્રકારના મૂળપ્રકૃતિબંધ કહેવામાં આવ્યા છે. હવે સત્તાણું (૯૭) પ્રકારના ઉત્તરપ્રકૃતિ બન્ધની પ્રરૂપણા કરીએ છીએ—

જ્ઞાનાવરણ કર્મ પાંચ પ્રકારના છે. દર્શનાવરણના નવ ભેદ છે. વેદનીયના બે, મોહનીયના અઠયાવીસ, આયુષ્યના ચાર, નામકર્મના બેંતાળીશ ગોત્રકર્મના બે અને અન્તરાયના પાંચ ભેદ છે. ॥ ૫ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં મૂળપ્રકૃતિબન્ધનું નિરૂપણ કરવામાં આવ્યું છે. આત્માના પ્રદેશો અને કર્મવર્ગણાના પુદ્દગલસ્કન્ધોનું એકમેક થઈ જવું એ તેનું લક્ષણ છે. આ બન્ધના કારણે આત્મા અને કર્મ, અગ્નિ અને લોખંડના ગોળાની જેમ એકબીજામાં મળી ગયા હોય એવું પ્રતીત થાય છે એ તો કહેવાઈ ગયું છે કે બન્ધ આઠ પ્રકારના હોય છે—

હવે ઉત્તરપ્રકૃતિબંધની પ્રરૂપણા કરીએ છીએ. તેના સત્તાણુ (૯૭) ભેદ આ રીતે થાય છે.

જ્ઞાનાવરણપ્રકૃતિબન્ધના પાંચ ભેદ છે, દર્શનાવરણ પ્રકૃતિબન્ધના નવ (૯) ભેદ છે [૧૪] વેદનીય પ્રકૃતિબન્ધના બે (૨) [૧૬], મોહનીયપ્રકૃતિબંધના અઠયાવીસ (૨૮) [૪૪], આયુષ્યપ્રકૃતિબંધના ચાર (૪) [૪૮] નામપ્રકૃતિબંધના બેંતાળીશ (૪૨) [૯૦] ગોત્રપ્રકૃતિબંધના બે (૨) [૯૨] અને અન્તરાયપ્રકૃતિબંધના પાંચ (૫) એમ કુળ [૯૨+૫=૯૭] ભેદ છે.

જ્ઞાનાવરણીયના પાંચ ભેદ છે. સ્થાનાંગસૂત્રના પાંચમાં સ્થાનના ત્રીજા ઉદ્દેશકમાં કહ્યું છે-જ્ઞાનાવરણીય કર્મ પાંચ પ્રકારના કહેવાયા છે જેમકે—આભિનિબોધિકજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યવજ્ઞાનાવરણીય, અને કેવળ જ્ઞાનાવરણીય.

દર્શનાવરણીય કર્મના નવ ભેદ છે. સ્થાનાંગસૂત્રના નવમાં સ્થાનમાં કહ્યું છે—દર્શનાવરણીય કર્મ નવ પ્રકારના કહેવામાં આવ્યા છે જેવા કે— (૧) નિદ્રા (૨) નિદ્રાનિદ્રા (૩) અચલા (૪) પ્રચલાપ્રચલા (૫) સ્ત્યાનદ્ધિ (૬) ચક્ષુદર્શનાવરણ (૭) અચક્ષુદર્શનાવરણ (૮) અવધિદર્શનાવરણ અને (૯) કેવળદર્શનાવરણ.

વેદનીયકર્મના બે ભેદ છે. પ્રજ્ઞાપનાસૂત્રના ૨૩મા ઉદ્દેશકમાં કહ્યું છે–સાતાવેદનીય અને અસાતાવેદનીય.

મોહનીયકર્મ અઠ્યાવીસ પ્રકારના છે–પ્રજ્ઞાપનામાં ઉપર કહેલા સ્થળ પર જ કહ્યું છે—

પ્રશ્ન—ભગવંત ! મોહનીય કર્મ કેટલા પ્રકારના કહ્યાં છે ?

ઉત્તર—ગૌતમ ! બે પ્રકારના કહ્યાં છે જેમકે–દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય.

પ્રશ્ન—ભગવંત ! દર્શન મોહનીય કર્મ કેટલા પ્રકારના છે ?

ઉત્તર—ગૌતમ ! ત્રણ પ્રકારના કહ્યાં છે–સમ્યક્ત્વ વેદનીય, મિથ્યાત્વ વેદનીય અને સમ્યક્ મિથ્યાત્વવેદનીય.

પ્રશ્ન—ભગવંત ! ચારિત્રમોહનીય કર્મ કેટલા પ્રકારનાં કહ્યાં છે ?

ઉત્તર—ગૌતમ ! બે પ્રકારના કહ્યાં છે–કષાયવેદનીય અને નોકષાયવેદનીય.

પ્રશ્ન—ભગવંત ! કષાયવેદનીય કેટલા પ્રકારના કહ્યાં છે ?

ઉત્તર—ગૌતમ ! સોળ પ્રકારના છે–અનન્તાનુબંધી ક્રોધ, અનન્તાનુબંધી માન, અનન્તાનુબંધી માયા અને અનન્તાનુબંધી લોભ. અપ્રત્યાખ્યાન ક્રોધ અપ્રત્યાખ્યાન માન અપ્રત્યાખ્યાન માયા અને અપ્રત્યાખ્યાન લોભ.

પ્રત્યાખ્યાન ક્રોધ. પ્રત્યાખ્યાન માન, પ્રત્યાખ્યાન માયા અને પ્રત્યાખ્યાન લોભ તથા સંજ્વલન ક્રોધ સંજ્વલન માન, સંજ્વલન માયા અને સંજ્વલન લોભ.

પ્રશ્ન—ભગવંત ! નોકષાયવેદનીય કર્મ કેટલા પ્રકારનાં છે ?

ઉત્તર—ગૌતમ ! નવ પ્રકારના છે જેમકે–સ્ત્રીવેદવેદનીય, પુરુષવેદ વેદનીય. નપુંસકવેદ વેદનીય, હાસ્ય, રતિ, અરતિ ભય શોક અને જુગુપ્સા.

આયુષ્ય કર્મના ત્યાં જ ચાર ભેદ કહ્યાં છે જેમકે–

પ્રશ્ન—ભગવંત ! આયુષ્યકર્મ કેટલા પ્રકારના કહ્યાં છે ?

ઉત્તર—ગૌતમ ! ચાર પ્રકારન કહ્યાં છે–નૈરયિકાયુ, તિર્યગાયુ, મનુષ્યાયુ અને દેવાયુ.

તે જ સ્થાને નામકર્મના બેંતાળીશ ભેદ કહ્યાં છે–

પ્રશ્ન—ભગવંત ! નામકર્મ કેટલા પ્રકારના કહ્યાં છે ?

ઉત્તર—ગૌતમ ! બેંતાળીશ પ્રકારના કહ્યાં છે જેવા કે–(૧) ગતિનામ (૨) જાતિનામ (૩) શરીરનામ (૪) શરીરયોગનામ (૫) શરીર બન્ધનનામ (૬) શરીર સંહનન નામ (૭) સંઘાત નામ (૮) સંસ્થાન નામ (૯) વર્ણનામ (૧૦) ગંધનામ (૧૧) રસનામ (૧૨) સ્પર્શનામ (૧૩) અગુરુલઘુનામ (૧૪) ઉપઘાતનામ (૧૫) પરાઘાતનામ (૧૬) આનુપૂર્વીનામ (૧૭) ઉચ્છ્વાસનામ (૧૮) આતપનામ (૧૯) ઉદ્યોતનામ (૨૦) વિહાયોગતિનામ (૨૧) ત્રસનામ (૨૨) સ્થાવરનામ (૨૩) સૂક્ષ્મનામ (૨૪) બાદરનામ (૨૫) પર્યાપ્તનામ (૨૬) અપર્યાપ્તનામ (૨૭) સાધારણ શરીરનામ (૨૮) પ્રત્યેક શરીરનામ (૨૯) સ્થિરનામ (૩૦) અસ્થિરનામ (૩૧) શુભનામ (૩૨) અશુભનામ (૩૩) સુભગનામ (૩૪) દુર્ભગનામ (૩૫) સુસ્વરનામ (૩૬) દુઃસ્વરનામ (૩૭) આદેયનામ (૩૮) અનાદેયનામ (૩૯) યશોકીર્તિનામ (૪૦ અયશોકીર્તિ નામ (૪૧) નિર્માણ નામ અને (૪૨) તીર્થંકર નામ.

ગોત્રકર્મ બે પ્રકારના કહ્યાં છે.

પ્રશ્ન—ભગવંત ! ગોત્રકર્મ કેટલા પ્રકારના કહ્યાં છે. ?

ઉત્તર—ગૌતમ ! બે પ્રકારના કહ્યાં છે–ઉચ્ચ ગોત્ર, નીચ ગોત્ર.

અન્તરાય કર્મ પાંચ પ્રકારના છે. કહ્યું પણ છે–

પ્રશ્ન—ભગવંત ! અન્તરાય કર્મ કેટલા પ્રકારના છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ પ્રકારના છે–(૧) દાનાન્તરાય (૨) લાભાન્તરાય (૩) ભોગાન્તરાય (૪) ઉપભોગાન્તરાય અને (૫) વીર્યાન્તરાય ॥ ૫ ॥

**'णाणावराणिज्जं पचविहं मइआइ भेयओ'** ઇત્યાદિ

**મૂળ સૂત્રાર્થ**—જ્ઞાનાવરણીય કર્મ પાંચ પ્રકારના હોય છે મતિજ્ઞાનાવરણીય વગેરે ભેદથી ॥ ૬ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જ્ઞાનાવરણ વગેરે આઠ મૂળ કર્મપ્રકૃતિબંધની ઉત્તર પ્રકૃતિઓના પાંચ, નવ, બે, અઠયાવીસ, ચાર, બેંતાળીશ, બે અને પાંચ ભેદ કહ્યો છે. હવે તે ભેદોનું ક્રમશઃ પ્રતિપાદન કરવા માટે સૌ પ્રથમ જ્ઞાનાવરણીય કર્મના પાંચ ભેદોનો ઉલ્લેખ કરીએ છીએ—

મતિ, શ્રુત અવધિ મન પર્યવ અને કેવળજ્ઞાનના આવરણ પણ પાંચ છે–મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ મનઃપર્યવજ્ઞાનાવરણ અને કેવળજ્ઞાનાવરણ ॥ ૬ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં કહેલી આઠ મૂળપ્રકૃતિબન્ધની સત્તાણુ (૯૧) ઉત્તર-પ્રકૃતિઓનું પ્રતિપાદન કરીએ છીએ. તેમાંથી પ્રથમ જ્ઞાનાવરણ કર્મપ્રકૃતિના ભેદોનું કથન કરીએ છીએ.

મતિ, શ્રુત, અવધિ, મન.પર્યવ અને કેવળજ્ઞાન, આ પાંચ જ્ઞાનોના આવરણ પણ પાંચ હોય છે—(૧) મતિજ્ઞાનાવરણ (૨) શ્રુતજ્ઞાનાવરણ (૩) અવધિજ્ઞાનાવરણ (૪) મનઃપર્યવજ્ઞાના-વરણ (૫) કેવળજ્ઞાનાવરણ આ પ્રથમ જ્ઞાનાવરણ નામની મૂળ પ્રકૃતિની પાંચ ઉત્તર પ્રકૃતિઓ છે—

જ્ઞાન સ્વભાવવાળા-પ્રકાશરૂપ આત્માના જ્ઞાનાવરણ કર્મના ક્ષય અને ક્ષયોપશમથી ઉત્પન્ન થનારા પ્રકાશ વિશેષરૂપ મતિજ્ઞાન વગેરે ઘણા બધાં ભેદ હોય છે જેવાં કે–અવગ્રહ, ઈહા, અવાય ધારણા વગેરે મતિજ્ઞાન ઇન્દ્રિયો અને મનના નિમિત્તથી ઉત્પન્ન થાય છે આથી મતિજ્ઞાનના અનેક ભેદ છે. અંગપ્રવિષ્ટ અને અંગબાહ્ય એ બે, શ્રુતજ્ઞાનના ભેદ છે. ભાવ પ્રત્યય અને ક્ષયોપશમ પ્રત્યય આ બે અવધિજ્ઞાનના ભેદ છે. ક્ષયોપશમ પ્રત્યયના પણ પ્રતિપાતી, અપ્રતિ-પાતી વગેરે છ ભેદ હોય છે ઋજુમતિ અને વિપુલમતિ એ બે મનઃપર્યવજ્ઞાનના ભેદ છે સયોગિ કેવળજ્ઞાન, અયોગિકેવળજ્ઞાન વગેરે કેવળજ્ઞાનના ભેદ છે.

જે શ્રોત્ર આદિ પાંચ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થાય છે–ક્ષયોપશમ રૂપ અન્તરંગ કારણથી પેદા થાય છે. તે જ્ઞાન યોગ્ય દેશમાં સ્થિત પોતાના વિષયને ગ્રહણ કરવાનું જાણે છે. અનિન્દ્રિય મનોવૃત્તિ અને ઓઘજ્ઞાન છે. આ મતિજ્ઞાન જેના વડે ઢંકાય છે તે મતિજ્ઞાનાવરણ કર્મ કહેવાય છે. આ કર્મ દેશઘાતિ છે. ચક્ષુપટળ જેવું છે અથવા ચંદ્રમાના પ્રકાશને રોકવાવાળા વાદળ જેવું છે. શ્રોત્રેન્દ્રિયથી થનારી ઉપલબ્ધિને શ્રુત કહે છે, બાકીની ઇન્દ્રિયોથી અને મનથી થનારૂં જ્ઞાન જે શ્રુત–શાસ્ત્રનું અનુસરણ કરે છે અને પોતાના વિષયના પ્રતિપાદનમાં સમર્થ હોય તે શ્રુતજ્ઞાન કહેવાય છે. શ્રુતજ્ઞાન અનેક પ્રકારના છે. કહ્યું પણ છે–લોકમાં જેટલાં અક્ષર છે અને અક્ષરોના સંયોગ છે તેટલી શ્રુતજ્ઞાનની પ્રકૃતિઓ જાણવી જોઈએ

શ્રુતજ્ઞાનને આવૃત્ત કરવાવાળા કર્મ શ્રુતજ્ઞાનાવરણ કહેવાય છે. આ કર્મ પણ દેશઘાતિ છે.

અન્તર્ગત ઘણા પુદ્‌ગલદ્રવ્યોના અવધાનથી અવધિ કહેવાય છે અથવા પુદ્‌ગલદ્રવ્યોને જ જાણવાની મર્યાદાના કારણે અવધિ કહેવાય છે. આ ક્ષયોપશમથી ઉત્પન્ન થાય છે આમાં ઇન્દ્રિયોના વ્યાપારની અપેક્ષા રહેતી નથી, સાક્ષાત્ જ્ઞેય પદાર્થોને જાણે છે અને લોકાકાશના પ્રદેશોની બરાબર અસંખ્યાત ભેદ છે.

આ અવધિજ્ઞાનને ઢાંકવાવાળા કર્મ અવધિજ્ઞાનાવરણ કહેવાય છે. આ કર્મ પણ દેશઘાતિ જ છે.

જે જ્ઞાન આત્માના મનોદ્રવ્યના પર્યાયોનું અવલમ્બન લઇને ઉત્પન્ન થાય છે, મનુષ્યક્ષેત્ર અઢીદ્વીપ સુધી જ જેનો વ્યાપાર હોય છે, પલ્યોપમના અસંખ્યાત ભાગ પરિમિત આગળ પાછળ ભૂત-ભવિષ્યકાળના પુદ્‌ગલોને સામાન્ય તેમજ વિશેષ રૂપથી જાણે છે તે મનઃપર્યવ જ્ઞાન કહેવાય છે; આ જ્ઞાનને ઢાંકવાવાળા કર્મ મનઃપર્યવજ્ઞાનાવરણ કહેવાય છે. આ કર્મ પણ દેશઘાતિ છે.

જે જ્ઞાન સમસ્ત આવરણોના ક્ષયથી ઉત્પન્ન થાય છે અને સમસ્ત દ્રવ્યો અને પર્યાયોને જાણે છે તે કેવળજ્ઞાન કહેવાય છે તેને ઢાંકવાવાળા કર્મ જ્ઞાનાવરણ છે. કેવળજ્ઞાનાવરણ કર્મ સર્વઘાતી છે ॥ ૬ ॥

**'दंसणावरणिज्जं नवविहं' चक्खुमाइमेओ ॥ सू. ७॥**

**મૂળ સૂત્રાર્થ**—દર્શનાવરણીય કર્મ નવ પ્રકારના હોય છે ચક્ષુદર્શનાવરણીય વગેરે ભેદથી ॥ ૭ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જ્ઞાનાવરણકર્મ રૂપ મૂળપ્રકૃતિબન્ધની મતિજ્ઞાનાવરણ આદિ પાંચ ઉત્તર પ્રકૃતિઓ દર્શાવવામાં આવી છે. હવે દર્શનાવરણ કર્મ રૂપ મૂળપ્રકૃતિબન્ધની નવ ઉત્તર પ્રકૃતિઓ કહીએ છીએ—ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શનના ચાર આવરણ તથા નિદ્રા, નિદ્રાનિદ્રા પ્રચલા પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ આ દર્શનાવરણ કર્મની નવ ઉત્તર પ્રકૃતિઓ છે. આવી રીતે દર્શનાવરણ કર્મ નવ પ્રકારના છે—(૧) ચક્ષુદર્શનાવરણ (૨) અચક્ષુદર્શનાવરણ (૩) અવધિદર્શનાવરણ (૪) કેવળદર્શનાવરણ (૫) નિદ્રા (૬) નિદ્રાનિદ્રા (૭) પ્રચલા (૮) પ્રચલાપ્રચલા અને (૯) સ્ત્યાનર્દ્ધિ ॥ ૭ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં જ્ઞાનાવરણ કર્મની મતિજ્ઞાનાવરણ આદિ પાંચ પ્રકૃતિઓનું નિરૂપણ કરવામાં આવ્યું, અત્રે દર્શનાવરણના નવ ભેદ કહેવામાં આવે છે-દર્શનાવરણ નામની જે કર્મની બીજી મૂળ પ્રકૃતિ છે, તેના નવ ભેદ છે. તે આ મુજબ—(૧) ચક્ષુદર્શનાવરણ (૨) અચક્ષુદર્શનાવરણ (૩) અવધિદર્શનાવરણ (૪) કેવળદર્શનાવરણ (૫) નિદ્રા (૬) નિદ્રા નિદ્રા (૭) પ્રચલા (૮) પ્રચલાપ્રચલા અને (૯) સ્ત્યાનર્દ્ધિ.

જે ઉંઘ સહેલાઇથી તુટી જાય તે નિદ્રા કહેવાય છે. નિદ્રારૂપ-અનુભવ કરવા લાયક-ને નિદ્રા કહે છે. જે ઉંઘ મુશ્કેલીથી ઉડે તે ગાઢી ઉંઘ નિદ્રાનિદ્રા છે. ઉભા ઉભા અથવા બેઠા-બેઠા આવતી ઉંઘ પ્રચલા છે, જે ઉંઘમાં વિચારેલું કાર્ય કરી નાખવામાં આવે છે તે સ્ત્યાનર્દ્ધિ નિદ્રા કહેવાય છે. આમ પાંચ નિદ્રાઓ તથા ચાર ચક્ષુદર્શનાવરણ વગેરે મળીને દર્શનાવરણના નવ ભેદ હોય છે.

જેના દ્વારા આત્મા જોવે છે તેને ચક્ષુ કહે છે બધી ઇન્દ્રિઓ સામાન્ય-વિશેષ બોધ સ્વરૂપ આત્માને માટે કારણ છે-રૂપાદિને ગ્રહણ કરવાના દ્વાર છે. ચક્ષુરૂપી દ્વારથી થનારુ

દર્શન અર્થાત્ સામાન્ય-બોધ ચક્ષુદર્શન કહેવાય છે તે આત્માની જ એક વિશિષ્ટ પરિણતિ છે. ચક્ષુ દર્શનાવરણ ચક્ષુદર્શન લબ્ધિનું ઘાતક હોય છે.

ચક્ષુ સિવાયની બાકીની ઇન્દ્રિઓથી તથા મનથી થનાર સામાન્ય બોધ અચક્ષુદર્શન છે. તે પણ આત્માની જ પરિણતિ છે. તેની લબ્ધિનો ઘાત કરવાવાળું અચક્ષુદર્શનાવરણ કહેવાય

અવધિજ્ઞાનના ઉપયોગથી પ્રથમ જે સામાન્ય જ્ઞાન થાય છે તે અવધિદર્શન છે. આ પણ આત્માની પરિણતિ છે. એનો ઘાત કરનાર કર્મ અવધિદર્શનાવરણ કહેવાય છે.

કેવળદર્શન પણ સામાન્ય ઉપયોગ છે. આને ઢાંકવા વાળુ કર્મ કેવળદર્શનાવરણ કહેવાય છે. બીજી મૂળ કર્મપ્રવૃતિની આ નવ ઉત્તરપ્રકૃતિઓ છે ॥૭॥

**'वेयणिज्जं दुविहं' सायासायभेयओ** ॥सू. ८॥

સૂત્રાર્થ—વેદનીય કર્મ બે પ્રકારના છે-સાતાવેદનીય અને અસાતાવેદનીય ॥૮॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં દ્વિતીય મૂળ કર્મપ્રકૃતિ દર્શનાવરણની નવ ઉત્તરપ્રકૃતિઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે હવે ત્રીજી મૂળપ્રકૃતિ વેદનીયના ભેદોનું કથન કરીએ છીએ-વેદનીય નામક ત્રીજી મૂળ કર્મપ્રકૃતિના બે ભેદ છે-સાતાવેદનીય અને અસાતાવેદનીય. ॥૮॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આગલા સૂત્રમાં દર્શનાવરણકર્મની ઉત્તરપ્રકૃતિઓનું કથન કર્યું છે હુવે વેદનીય કર્મની ઉત્તરપ્રકૃતિઓનું પ્રતિપાદન કરીએ છીએ

વેદનીય કર્મની ઉત્તરપ્રકૃતિઓ બે છે. સાતાવેદનીય અને અસાતાવેદનીય. જેના ઉદયથી આત્માને મનુષ્ય અને દેવ વગેરે જન્મોમાં ઔદારિક આદિ શરીર તથા મન દ્વારા આગન્તુક વિવિધ મનોરથ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ તથા ભવના સમ્બન્ધથી અનેક પ્રકારના સુખનો અનુભવ થાય છે તે સાતાવેદનીય કહેવાય છે તેને સાતાવેદનીય અથવા સદ્વેદ્ય પણ કહે છે. આનાથી જે વિપરીત હોય તે અસાતાવેદનીય અસદ્વેદ્ય કહેવાય છે. તાત્પર્ય એ છે કે જે કર્મના ઉદયથી અનિષ્ટ સામગ્રી પ્રાપ્ત થવા પર અશાતા-દુઃખરૂપ અનુભૂતિ થાય તે અસદ્વેદ્ય કર્મ છે ॥૮॥

**'मोहणिज्जं अट्ठावीइसविहं दंसणचारित्तादि भेयओ** ॥ सू ९॥

સૂત્રાર્થ—દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીય આદિના ભેદથી મોહનીય કર્મ અઠયાવીશ પ્રકારના છે ॥૯॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં વેદનીય નામક મૂળ કર્મપ્રકૃતિની બે ઉત્તરપ્રકૃતિઓનું નિરૂપણુ કરવામાં આવ્યું, હવે મોહનીય નામની ચોથી મૂળ કર્મ-પ્રકૃતિની અઠયાવીસ ઉત્તરપ્રકૃતિઓનુ નિરૂપણ કરીએ છીએ-મોહનીયકર્મ બે પ્રકારના છે-દર્શનમોહનીય તથા ચારિત્રમોહનીય.

આમાંથી દર્શનમોહનીય કર્મ ત્રણ પ્રકારના છે-(૧) મિથ્યાત્વમોહનીય (૨) સમ્યક્ત્વમોહનીય અને (૩) સમ્યગ્ મિથ્યાત્વમોહનીય અર્થાત્ મિશ્રમોહનીય. ચારિત્રમોહનીય બે પ્રકારના છે-કષાય મોહનીય અને નોકષાયમોહનીય. આમાંથી કષાયમોહનીયના સોળ ભેદ છે. ક્રોધ માન માયા અને લોભ આ ચારેય કષાય અનન્તાનુબંધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજ્વલનના ભેદથી ચાર ચાર પ્રકારના હોવાથી સોળ પ્રકારના થઈ જાય છે.

નોકષાયમોહનીયના નવ ભેદ છે. (૧) હાસ્ય (૨) રતિ (૩) અરતિ (૪) શોક (૫) ભય (૬) જુગુપ્સા (૭) પુરુષવેદ (૮) સ્ત્રીવેદ અને (૯) નપુંસકવેદ આવી રીતે દર્શનમોહનીયના ત્રણ ભેદોની સાથે ચારિત્રમોહનીયના સોળ કષાયમોહનીય અને નોકષાયમોહનીયના નવ એ પચીશ ભેદોને ઉમેરતા મોહનીય નામની મૂળ પ્રકૃતિની અઠયાવીશ ઉત્તરપ્રકૃતિઓ થઇ જાય છે. ॥૯॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં વેદનીય નામની મૂળ કર્મપ્રકૃતિની બે ઉત્તર પ્રકૃતિઓ દર્શાવાઈ ગઈ છે. હવે ચોથી મોહનીય મૂળપ્રકૃતિની અઠયાવીસ ઉત્તરપ્રકૃતિઓની પ્રરૂપણા કરવાના હેતુથી કહીએ છીએ—મોહનીય નામની મૂળપ્રકૃતિ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય વગેરેના ભેદથી અઠયાવીશ પ્રકારની છે—

ત્રણ પ્રકારના દર્શન મોહનીય-મિથ્યાત્વમોહનીય સમ્યક્ત્વ મોહનીય તથા મિશ્રમોહનીય અનન્તાનુબન્ધી અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજવલનના ક્રોધ માન, માયા, લોભ એમ સોળ કષાય મોહનીય તથા નવ નોકષાયમોહનીય અર્થાત્ હાસ્ય, રતિ અરતિ શોક, ભય જુગુપ્સા સ્ત્રીવેદ પુરુષવેદ અને નપુંસકવેદ, એ બધાં મળીને મોહનીય કર્મની અઠયાવીસ ઉત્તરપ્રકૃતિઓ છે.

તત્ત્વાર્થના વિષયમાં સમ્યક્-શ્રદ્ધા ન હોય-વિપરીત શ્રદ્ધા હોવી મિથ્યાત્વ કહેવાય છે જે કર્મના ઉદયથી મિથ્યાત્વની ઉત્પત્તિ થાય છે, તે મિથ્યાત્વમોહનીય કર્મ કહેવાય છે. જેના ઉદયથી સમ્યક્ત્વનો નાશ ન થાય પરંતુ તે કલંકિત બનેલું રહે તે સમ્યક્ત્વ મોહનીય કર્મ કહેવાય છે જેના ઉદયથી સમ્યક્ત્વ અને મિથ્યાત્વ રૂપ સેળભેળ પરિણામ ઉત્પન્ન થાય તે સમ્યક્-મિથ્યાત્વ અગર મિશ્રમોહનીય કહેવાય છે. આ ત્રણ દર્શનમોહનીયની ઉત્તરપ્રકૃતિઓ છે.

પ્રાણાતિપાત અર્થાત્ પ્રાણિવિરાધના આદિની નિવૃત્તિને ચારિત્ર કહે છે. તેને જે મોહિત મૂર્છિત કરે અર્થાત્ જે ચારિત્ર પરિણામને જાગૃત ન થવા દે, તે ચારિત્રમોહનીય કર્મ કહેવાય છે.

જો કે દર્શનમોહનીય કર્મના ત્રણ ભેદ છે, અને ત્રણેમાં બન્ધ હોય છે-કહ્યું પણ છે—

મિથ્યાત્વનો ઉદય થવા પર જીવની દૃષ્ટિ (રુચિ...પ્રતીતિ, શ્રદ્ધા) વિપરીત થઈ જાય છે તેને વાસ્તવિક ધર્મ ગમતો નથી જેમ પિત્તનો પ્રકોપ થવા પર ઘી પણ કડવું લાગવા માંડે છે ॥૧॥

મિથ્યાત્વની શુદ્ધિ થવા પર ગ્રંથિભેદને પાછળથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. ત્યારબાદ જીવ પોતાના સમ્યક્ત્વ ગુણ દ્વારા મિથ્યાત્વ કર્મનું વિશોધન કરે છે જેવી રીતે માદક કોદ્રવ ને છાશ વગેરેથી શુદ્ધ કરવામાં આવે છે. શુદ્ધીકરણ કરવાથી જે કર્મ વિશુદ્ધ થઈ જાય છે તે સમ્યક્ત્વ મોહનીય કર્મ કહેવાય છે. અને જે સંપૂર્ણતયા અશુદ્ધ રહે છે તે મિથ્યાત્વ કર્મ કહેવાય છે ॥૧॥ જે અડધો શુદ્ધ હોય છે અર્થાત્ કંઈક શુદ્ધ અને કંઈક અશુદ્ધ હોય છે તે મિશ્ર કહેવાય છે મદન-કોદ્રવની ત્રણ અવસ્થાઓ હોય છે—અવિશુદ્ધ વિશુદ્ધ અને અર્ધ-વિશુદ્ધ. આથી અહીં તેનું દૃષ્ટાંત ચલવામાં આવ્યું છે. મિથ્યાત્વ, સમ્યક્ત્વમોહ અને મિશ્ર-મોહમાંથી મિથ્યાત્વના ઉદયથી તત્ત્વાર્થમાં અશ્રદ્ધા થાય છે કારણ કે મિથ્યાત્વના ઉદયથી જીવ વિપરીત દૃષ્ટિવાળા થઈ જાય છે-કહ્યું પણ છે—

મદનકોદ્રવ . ....ને ખાઈને મનુષ્ય પોતાના વશમાં રહેતો નથી શુદ્ધ કરેલા કોદ્રવ ને ખાવાવાળો મોહિતમૂઢ હોતો નથી-અને અર્ધશુદ્ધ કોદ્રવને ખાનારો અર્ધ મૂર્છિત થાય છે.

જેમ દારૂ પીવાથી અથવા ધંતૂરાના ભક્ષણથી અથવા પિત્તપ્રકોપથી જેની ઇન્દ્રિઓ વિક્ષિપ્ત થઈ જાય છે, એવો પુરુષ વાસ્તવિકતા અવાસ્તવિકતાનો વિવેક કરી શકતો નથી એવી જ રીતે મિથ્યાદૃષ્ટિ જીવ યથાર્થ. તત્ત્વરૂપિતું વિધાન કરવાવાળા મિથ્યાત્વના ઉદયથી વિપરીત જ શ્રદ્ધા કરે છે. કહ્યું પણ છે—

જેમની દૃષ્ટિ મિથ્યાત્વરૂપી અંધકારથી આચ્છાદિત થઈ ગઈ છે, જેઓ રાગ અને દ્વેષથી યુક્ત છે, એવા જીવ ભવ્ય હોવા છતાં પણ જિનેન્દ્રે ભાખેલા ધર્મ પર રુચિ રાખતા નથી ॥૧॥

મિથ્યાદૃષ્ટિ જીવ ઉપદિષ્ટ પ્રવચન પર તો શ્રદ્ધા રાખતો નથી પરંતુ ઉપદિષ્ટ અથવા અનુપદિષ્ટ અસદ્ભાવ પર અર્થાત્ વિપરીત તત્ત્વ પરત્વે શ્રદ્ધા રાખે છે.

જે જીવ સૂત્ર–આગમમાં કથિત એક પણ પદ અગર એક પણ અક્ષર પ્રત્યે અશ્રદ્ધા રાખે છે, તે કદાચ શેષ સમગ્ર આગમ પર શ્રદ્ધા રાખતો હોય તો પણ તેને મિથ્યાદૃષ્ટિ જ સમજવો જોઈએ ॥ ૩ ॥

તત્ત્વાર્થશ્રદ્ધા રૂપ આત્માનું પરિણામ સમ્યક્ત્વ કહેવાય છે. સમ્યક્ત્વ પાંચ પ્રકારના છે– (૧) ઔપશમિક (૨) સાસ્વાદન (૩) વેદક (૪) ક્ષાયોપશમિક તથા (૫) ક્ષાયિક.

અનન્તાનુબન્ધી ક્રોધ, માન, માયા, લોભ અને દર્શન મોહનીયની ત્રણ એમ સાતે પ્રકૃતિઓનો ઉપશમ થવાથી ઔપશમિક સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે આ સમ્યક્ત્વ અન્તર્મુહૂર્ત માત્ર જ રહે છે. ત્યારબાદ અનન્તાનુબન્ધી કષાયનો ઉદય થઈ જાય છે અને અનન્તાનુબન્ધી કષાયના ઉદયથી–સમ્યક્ત્વનો ચોક્કસપણે નાશ થઈ જાય છે. કહ્યું પણ છે–

અગર સંયોજનનો અર્થાત્ અનન્તાનુબન્ધી કષાયનો ઉદય હોત તો સાસ્વાદન સમ્યક્ત્વ પણ થઈ જાય છે અને જો તેનો અભાવ થાય છે તો નિર્દોષ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે ॥ ૧ ॥

ક્ષાયોપશમિક સમ્યક્ત્વના અંતિમ પુદ્ગલોનો અનુભવ કરવાના કાળમાં વેદક સમ્યક્ત્વ થાય છે. ઉદયમાં ન આવેલા મિથ્યાત્વના પુદ્ગલોનો ક્ષય, અને ઉદયમાં ન આવેલા મિથ્યાત્વનો ઉપશમ થવાથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ થાય છે. સંપૂર્ણ દર્શનમોહનીયનો ક્ષય થવાથી ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે. એવું નથી કે વિશુદ્ધ પુદ્ગલોનો નાશ થવાથી તત્ત્વાર્થશ્રદ્ધા રૂપ પરિણામનો અભાવ થઈ જાય. કહ્યું પણ છે–

સમ્યક્ત્વ મોહનીયને પુદ્ગલોનો નાશ થઈ જવાથી સમ્યગ્દૃષ્ટિ કેવી રીતે માનવામાં આવે છે? એનો જવાબ એ જ છે કે ત્યાં દ્રવ્યનો ક્ષય માનવામાં આવ્યો છે, પરિણામનો ક્ષય નહીં ॥ ૧ ॥

સમ્યગ્–મિથ્યત્વ વેદનીય પહેલા સમ્યક્ત્વ ને ઉત્પન્ન કરતો થકો, ત્રણ કરણ કરીને, ઉપશમ સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. ત્યારબાદ મિથ્યાત્વના દળને શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ એ રીતે ત્રણ ઢગલાના રૂપમાં પરિણત કરે છે. કહ્યું પણ છે–

ત્યારબાદ સમ્યક્ત્વગુણ દ્વારા મિથ્યા કર્મનું તેવી જ રીતે વિશોધન કરે છે, જેમ છાશ વગેરેથી મદનકોદ્રવ ને શુદ્ધ કરવામાં આવે છે ॥ ૧ ॥

આ રીતે દર્શનમોહનીય કર્મની ત્રણ ઉત્તર–પ્રકૃતિઓનું પ્રતિપાદન કરીને હવે પચીશ પ્રકારના ચારિત્રમોહનીય કર્મની ઉત્તરપ્રકૃતિ રૂપ બન્ધનું પ્રતિપાદન કરીએ છીએ.

ચારિત્ર મોહનીય કર્મ બે પ્રકારના છે–કષાયમોહનીય અને નોકષાયમોહનીય. કષાયમોહનીયના સોળ ભેદ છે; જેવા કે–ક્રોધ, માન, માયા, અને લોભ. આ ચારેય કષાયોના અનન્તાનુબંધી અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન અને સંજવલનના ભેદથી ૪×૪=૧૬=સોળ ભેદ થાય છે

નારકી તિર્યંચ, મનુષ્ય અને દેવ રૂપ ચાર ગતિ તથા જન્મ જરા મરણરૂપ અનન્ત સંસાર નો અનુબન્ધ કરવાવાળો કષાય અનન્તાનુબન્ધી કહેવાય છે. ક્રોધ, માન, માયા, અને લોભ એના ચાર ભેદ હોય છે.

આમાંથી ક્રોધનું લક્ષણ અપ્રીતિ છે. માનનું લક્ષણ ગર્વ છે, માયાનું લક્ષણ લુચ્ચાઈ છે અને લોભનું લક્ષણ લોભ–આસક્તિ છે. કહ્યું પણ છે—

જે કષાય જીવને અનન્ત ભવોથી સંયોજિત કરે છે તેને અનન્તાનુબંધી અથવા સંયોજના કષાય કહે છે ॥ ૨ ॥

અનન્તાનુબન્ધી કષાયોના પર્વતમાં પડેલી ફાટ, પથ્થર, વાંસની જડ અને કરમીઓ રંગ એ ચાર ઉદાહરણો છે. કહેવાનું એ છે કે જેમ પર્વતની ફાટ કદી પણ સંધાતી નથી તેમ જે ક્રોધ જીવનપર્યંત ક્યારે પણ ન મટે તેને અનન્તાનુબન્ધી ક્રોધ સમજવો જોઈએ. જેમ પથ્થર કદી પણ નમતો નથી તેવી રીતે જે માન આજીવન દૂર ન થાય તે અનન્તાનુબન્ધી માન છે જેવી રીતે વાંસની જડમાં અત્યન્ત વક્રતા હોય છે તેવી જ રીતની વક્રતા અનન્તાનુબન્ધી માયામાં હોય છે. જેમ વસ્ત્રમાં લાગેલો કરમીઓ રંગ અન્ત સુધી દૂર થતો નથી તેવી જ રીતે જે લોભ જીવનના અન્ત સમય સુધી ન છૂટે તે અનન્તાનુબન્ધી લોભ કહેવાય છે અર્થાત્ અનન્તાનુબન્ધી ક્રોધનો સ્વભાવ પથરાની લકીર બરાબર, માનનો સ્વભાવ વજના થાંભલા, માયાનો સ્વભાવ વાંસની જડ તથા લોભનો સ્વભાવ કરમીઆ રંગ જેવો હોય છે.

અપ્રત્યાખ્યાન કષાય પણ ક્રોધ આદિના ભેદથી ચાર પ્રકારના છે. પ્રત્યાખ્યાન બે પ્રકારના હોય છે—દેશવિરતિ રૂપ અને સર્વવિરતિરૂપ. આમાંથી દેશવિરતિ પ્રત્યાખ્યાન અલ્પ હોવાના કારણે અપ્રત્યાખ્યાન કહેવાય છે તેને આવૃત કરનાર અર્થાત્ ઉત્પન્ન ન થવા દેનાર કષાય અપ્રત્યાખ્યાનાવરણ કહેવાય છે. જે કષાય સ્વલ્પ પ્રત્યાખ્યાન પણ થવા દેતું નથી તે સર્વવિરતિપ્રત્યાખ્યાન ને પણ અટકાવે છે એમાં કોઈ આશ્ચર્યની બાબત નથી. કહ્યું પણ છે–જે કષાય જીવના સ્વલ્પ (એકદેશીય) પ્રત્યાખ્યાન ને પણ રોકે છે તે સામાન્યતયા અત્યાખ્યાનાવરણ કષાય કહેવાય છે. ॥૧॥

આ અપ્રત્યાખ્યાનાવરણ કષાયોનો ઉદય થવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થવા છતાં પણ સર્વવિરતિ અથવા દેશવિરતિ પ્રત્યાખ્યાન થતું નથી.

જે કષાય સર્વવિરતિ પ્રત્યાખ્યાનનું આવરણ કરે છે અર્થાત્ સર્વવિરતિ ચરિત્ર થવા દેતું નથી તે પ્રત્યાખ્યાનાવરણ કષાય કહેવાય છે. હું કોઈ પણ જીવની આજીવન, મન, વચન અને કાયાના યોગથી હીંસા કરીશ નહીં, કરાવીશ નહીં તેમજ કોઈ, કરતું હશે તેને અનુમોદન (ટેકો) આપીશ નહીં આ પ્રકારનું પ્રત્યાખ્યાન (પચ્ચખાણ) સર્વવિરતિ પ્રત્યાખ્યાન કહેવાય છે. આને જે ઉત્પન્ન ન થવા દે તે પ્રત્યાખ્યાનાવરણ કષાય છે. કહ્યું પણ છે–જેમાં કષાયના ઉદયથી જીવ ઇચ્છવા છતાં પણ સર્વવિરતિ પ્રત્યાખ્યાન કરી શકતો નથી, તે સામાન્યતયા પ્રત્યાખ્યાનાવરણ કષાય કહેવાય છે ॥ ૧ ॥

સંજ્વલન કષાય સમસ્ત પાપસ્થાનોથી વિરત સર્વવિરતિથી સમ્પન્ન સાધુને પણ દુષ્કર પરીષહ આવવાથી એકદમ સંજ્વલિત (કષાયાવિષ્ટ) કરી નાખે છે આથી તેને—સંજ્વલન કષાય કહે છે–કહ્યું પણ છે—

જે કષાય સંસારથી વિરક્ત અને સમસ્ત પાપોથી રહિત સાધુને પણ સંજ્વલિત કરે છે અર્થાત્ મુનિ–અવસ્થામાં પણ જેમની સત્તા રહે છે તેમને સંજ્વલન કષાય કહે છે.

સંજ્વલન રૂપ કષાયોને સંજ્વલન કષાય કહે છે. આવી રીતે અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાન અને સંજ્વલન કષાયના ક્રોધ આદિ ચાગ્ચાર ભેદ થવાથી બાર ભેદ થાય છે. એમાં અનંતાનુબંધી ના પહેલાના ચાર ભેદ મેળવવાથીને કષાય મોહનીયના સોળ ભેદ થાય છે. અપ્રત્યાખ્યાન ક્રોધ, માન, માયા અને લોભના ઉદાહરણ આ રહ્યાં–ક્રોધનો સ્વભાવ તળાવની ફાંટ જેવો (૨) માનનો સ્વભાવ હાડકાના થાંભલા જેવો (૩) માયાનો સ્વભાવ ઘેટાના શિંગડા જેવો તથા (૪) લોભનો સ્વભાવ કર્દમ રાગ જેવો હોય છે અર્થાત્ અપ્રત્યાખ્યાન ક્રોધનો સ્વભાવ તળાવની તડ, માનનો સ્વભાવ હાડકાના થાંભલા માયાનો સ્વભાવ ઘેટાના શિંગડા તથા લોભનો સ્વભાવ કર્દમ રાગ જેવો હોય છે.

પ્રત્યાખ્યાન કષાયના ક્રોધ માન વગેરેના ઉદાહરણ છે–ક્રોધનો સ્વભાવ રેતીમાં આંકેલી લીટી, માનનો સ્વભાવ લાકડાનો થાંભલો માયાનો સ્વભાવ ચાલતા બળદના મૂત્ર, લોભનો સ્વભાવ ખંજન રાગ જેવો હોય છે. સંજ્વલન ક્રોધ પાણીમાં દોરેલી રેખા, માનનો સ્વભાવ ઘાસનો થાંભલો, માયાનો સ્વભાવ વાંસની છોલેલી પાતળી ચામડી, લોભનો સ્વભાવ પતંગીઆના રંગ જેવો હોય છે. આ રીતે કષાય વેદનીયના સોળ ભેદોનું નિરૂપણ કર્યું.

હવે નવ પ્રકારના નોકષાય કર્મનું પ્રતિપાદન કરીએ છીએ—(૧) હાસ્ય (૨) રતિ (૩) અરતિ (૪) શોક (૫) ભય (૬) જુગુપ્સા (૭) પુરુષવેદ (૮) સ્ત્રીવેદ અને (૯) નપુંસકવેદ.

કષાયનો એક દેશ હોવાથી અથવા કષાય વિશેષ હોવાથી હાસ્ય આદિને અકષાય કહેવામાં આવે છે અથવા "અ" શબ્દ અત્રે મિશ્રઅર્થમાં લેવામાં આવેલ છે. આનો આશય એ છે કે કષાયની સાથે મળીને જ હાસ્ય વગેરે પોતાના કાર્ય કરવામાં સમર્થ થાય છે. કષાયના અભાવમાં હાસ્ય વગેરે પોતાનું કાર્ય સંપાદન કરવામાં સ્વતંત્રપણે શક્તિમાન થતા નથી.

કષાય જે દોષવાળો હોય છે તેના મિત્ર હાસ્ય વગેરે પણ તે જ દોષને ઉત્પન્ન કરે છે આવી સ્થિતીમાં અનન્તાનુબન્ધી આદિથી સહચરિત હાસ્ય વગેરે પણ તેના જેવાજ સ્વભાવવાળા હોય છે.

આથી આ હાસ્ય વગેરેને પણ ચારિત્રના ઘાતક હોવાના કારણે કષાયોની બરાબર જ સમજવા જોઈએ બીજાઓએ પણ કહ્યું છે—આ હાસ્ય નોકષાયોના સાથી હોવાના કારણે તથા કષાયોને પ્રેરણા કરનાર અર્થાત્ ભડકાવવાવાળા હોવાથી નોકષાય કહેવામાં આવ્યા છે ॥ ૧ ॥

હાસ્ય નોકષાય મોહનીયના ઉદયથી બાહ્ય તેમજ આભ્યંતર વસ્તુઓમાં આસક્તિ પ્રીતિ ઉત્પન્ન થાય છે અથવા ઈષ્ટ રૂપ–રસ આદિમાં આસક્તિરૂપ પ્રીતિ થાય છે. અરતિ નોકષાય મોહનીયના ઉદયથી ધર્મ પ્રત્યે અરૂચિ ઉદ્ભવે છે. શોક નોકષાયમોહના ઉદયથી મનુષ્ય વિલાપ કરે છે પોતાના માથા વગેરે અવયવોને કુટે છે, ટાઢી શ્વાસ લે છે, રડે છે અને ધરતી પર આળોટે છે.

ભય નોકષાયમોહનીયના ઉદયથી ઉદ્વિગ્ન થાય છે—ગભરાય છે, પીડાય છે, કાંપવા લાગે છે. જુગુપ્સા નોકષાયમોહના ઉદયથી શુભ અને અશુભ દ્રવ્યોના વિષયમાં નફરત જાગે છે પુરુષવેદ નોકષાયમોહનીયના ઉદયથી સ્ત્રીઓની અભિલાષા થાય છે જેવી રીતે કફના પ્રકોપવાળાને કેરી

ખાવાની ઈચ્છા થાય છે. આવી જ રીતે સંકલ્પની વિષયભૂત સ્ત્રીઓમાં પુરુષવેદ નોકષાય મોહના ઉદયથી અભિલાષા થાય છે.

સ્ત્રીવેદ નોકષાય મોહના ઉદયથી સ્ત્રીને પુરુષની ઈચ્છા થાય છે અને આ વેદના ઉદયથી સંકલ્પના વિષયભૂત પુરુષોમાં પણ અભિલાષા થાય છે. નપુંસકવેદ નોકષાય મોહનીયના ઉદયથી સ્ત્રી અને પુરુષ, બંનેની સાથે કામક્રીડા કરવાની અભિલાષા ઉત્પન્ન થાય છે. જેવી રીતે બે ધાતુઓનો ઉદય થવાથી સમ્માર્જિત આદિ દ્રવ્યોની અભિલાષા થાય છે. કોઈ–કોઈને પુરુષોની જ અભિલાષા થાય છે તથા સંકલ્પજનિત વિષયોમાં અનેક પ્રકારની અભિલાષા ઉત્પન્ન થાય છે.

પુરુષવેદ વગેરે ત્રણ નોકષયો માટે ઘાસની અગ્નિ લાકડાની અગ્નિ અને છાણાની અગ્નિના દાખલાઓ પ્રસિદ્ધ છે. પુરુષવેદ–મોહનીય રૂપી અગ્નિ જ્યારે તીવ્રતાની સાથે પ્રજ્વલિત થાય છે ત્યારે તેનો પ્રતિકાર થવાથી વડવાની જેમ શમી જાય છે જેમ ઘાસનો પૂળો જલદી જ સળગી જાય છે તેમ પુરુષવેદની અસર પણ શીઘ્ર સમાપ્ત થઈ જાય છે. લાંબા સમય સુધી સળગતું નથી. સ્ત્રીવેદમોહરૂપી અગ્નિ લાંબા સમય બાદ શાન્ત થાય છે તે એકદમ સળગી પણ ઉઠતી નથી બલ્કે સંભાષણ સ્પર્શન આદિ સૂકા લાકડા (બળતણ)થી ક્રમશઃ ક્રમશઃ વધતી જાય છે. સ્ત્રીવેદનો અગ્નિ અત્યન્ત મજબૂત બાવળના લાકડાની ઘણી વધી ગયેલી જ્વાલાઓના સમૂહ જેવો હોય છે. તેને શમાવવામાં સમય લાગે છે.

નપુંસકવેદ મોહનીય રૂપી અગ્નિ ઉક્ત બંનેથી અધિક ઉગ્ર હોય છે તે કોઈ મહાનગરમાં લાગેલ અગ્નિકાંડની જેમ અથવા છાણાની માફક અંદરને અંદર જ ઘણી ભભકતી રહે છે તેનું શમન ઘણાં લાંબા સમય પછી થાય છે.

આવી રીતે પચીસ પ્રકારના ચારિત્રમોહનીય કર્મનું નિરૂપણ કરવામાં આવ્યું. ત્રણ પ્રકારના દર્શન મોહનીયકર્મનું નિરૂપણ અગાઉ કરવામાં આવ્યું છે આમ મોહનીય કર્મની અઠયાવીસ પ્રકૃતિઓનું પ્રતિપાદન થઈ ગયું.

અનન્તાનુબન્ધી કષાયનો ઉદય સમ્યક્દર્શનનો નાશ કરે છે જ્યાંસુધી તેનો ઉદય રહે છે ત્યાંસુધી સમ્યક્દર્શનની ઉત્પત્તિ થતી નથી સમ્યક્દર્શન જો પહેલાં ઉત્પન્ન થઈ ગયું હોય અને પાછળથી અનન્તાનુબન્ધી કષાયનો ઉદય થાય તો તે નાશ પામી જાય છે. અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી દેશવિરતિ પણ ઉત્પન્ન થઈ શકતી નથી તો પછી સર્વવિરતિ તો થાય જ કેવી રીતે ? પ્રત્યાખ્યાન કષાયના ઉદયથી દેશવિરતિમાં તો અવરોધ થતો નથી પરંતુ સર્વવિરતિ રૂપ ઉત્તમ ચારિત્રની પ્રાપ્તિ થતી નથી. કહેવાનું એ છે કે બધા પ્રકારના પ્રાણાતિપાતથી વિરત થાય છે એ જાતના સકલસંયમનો લાભ થતો નથી.

સંજ્વલન કષાયના ઉદયથી વીતરાગ ચારિત્રની પ્રાપ્તિ થતી નથી.

અનન્તાનુબન્ધી, અપ્રત્યાખ્યાન, પ્રત્યાખ્યાન, અને સંજ્વલન એ ચારેના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર–ચાર ભેદ છે અનન્તાનુબન્ધી આદિ ચાર પ્રકારના ક્રોધમાં એવી જ રીતે માન, માયા અને લોભમાં પરસ્પર જે તારતમ્ય છે અર્થાત્ તીવ્રભાવ, મધ્યભાવ વિમધ્યભાવ અને મન્દભાવ છે, તે હવે દર્શાવીએ છીએ—

ચારે પ્રકારના ક્રોધમાં અનન્તાનુબન્ધી ક્રોધ ઉગ્ર હોય છે. તે પહાડમાં પડેલી ફાંટ (તીરાડ) જેવો છે જેમ પર્વતમાં પથ્થરશીલા વગેરેમાં જે તિરાડ પડી જાય છે, તે જ્યાં સુધી શિલા છે ત્યાંસુધી

રહે છે, સંધાઈ શકતી નથી એવી જ રીતે અનન્તાનુબન્ધી ક્રોધ ઉત્પન્ન થાય છે તો તે જીવન-પર્યન્ત કદી પણ શાન્ત થતો નથી. તેના સંસ્કાર જીવનવ્યાપી હોય છે. તેના સંસ્કારનો નાશ કરવાનો કોઈ ઉપાય નથી. અનન્તાનુબન્ધી ક્રોધથી મૃત્યુ પ્રાપ્ત કરનાર જીવો પ્રાયઃ નરકગતિમાં ઉત્પન્ન થાય છે

અપ્રત્યાખ્યાની ક્રોધ મધ્ય શ્રેણીનો હોય છે તે જમીનમાં પડેલી તડ જેવો છે જેના સંસ્કાર એક વર્ષ સુધી અસ્તિત્વમાં રહે છે અર્થાત્ જેમ જમીનમાં જે ફાટ પડી જાય છે તે વર્ષાઋતુમાં ચોકકસ જ ભુંસાઈ જાય છે એવી જ રીતે જે ક્રોધ એકવાર ઉત્પન્ન થઈને એક વર્ષની અંદર-અંદર પ્રશાંત થઈ જાય છે, તે અપ્રત્યાખ્યાની ક્રોધ કહેવાય છે. આ ક્રોધવાળા જીવો મરણ પછી તિર્યંચગતિમાં ઉત્પન્ન થાય છે.

પ્રત્યાખ્યાનાવરણનો ક્રોધ વિમધ્ય કહેવાયો છે તે રેતીમાં દોરેલી રેખા જેવો હોય છે તાત્પર્ય એ છે કે રેતીના ઢગલામાં લાકડીથી અગર કોઇ સળીથી જો રેખા બનાવી દેવામાં આવે તો તે વધુમાં વધુ ચાર માસની અંદર ભુંસાઈ જાય છે એવી જ રીતે જે ક્રોધ નિયમથી ચાર માસમાં શાન્ત થઈ જાય તે પ્રત્યાખ્યાન ક્રોધ કહેવાય છે. આ ક્રોધવાળા જીવ મરીને મનુષ્યયોનિમાં જન્મ લે છે.

સંજવલન ક્રોધ મંદ હોય છે. તેને પાણીમાં ખેંચેલી રેખાની ઉપમા આપવામાં આવી છે કહેવું એ છે કે લાકડી શલાકા અથવા આંગળી વડે પાણીમાં જો રેખા ખેંચીએ તો પાણીનો સ્વભાવ તરલ હોવાથી તે રેખા તેજ વખતે અદૃશ્ય થઇ જાય છે એવી જ રીતે જે અપ્રમત્ત જ્ઞાનીપુરુષનો ક્રોધ ઉત્પન્ન થતાની સાથે જ ઉપશાન્ત થઈ જાય છે તેનો ક્રોધ સંજવલનક્રોધ કહેવાય છે અને આ જાતના ક્રોધવાળા જીવો દેવગતિમાં ઉત્પન્ન થાય છે,

આવી જ રીતે માન પણ ચાર પ્રકારના છે. અનન્તાનુબન્ધી માન તીવ્ર અપ્રત્યાખ્યાની માન મધ્ય પ્રત્યાખ્યાની માન વિમધ્ય અને સંજ્વલન માન મન્દ હોય છે. આ ચાર પ્રકારના માન અનુક્રમે શૈલસ્તમ્ભની સમાન, અસ્થિસ્તંભની જેમ દારુસ્તંભની જેમ અને તૃણસ્તંભની માફક સમજવા જોઈએ. જેવી રીતે શૈલસ્તંભ અર્થાત્ પર્વત કદાપી નમતો નથી તેવી જ રીતે કોઈ નિમિત્તથી ઉત્પન્ન થયેલ જે માન જીવન પર્યન્ત જતું નથી તે અનન્તાનુબન્ધી માન કહેવાય છે. આ માનને વશ થઈને મરનારા પ્રાણી નરકગતિમાં ઉત્પન્ન થાય છે એવી જ રીતે તે અસ્થિસ્તંભ (હાડકાં) વગેરેની જેમ માન પણ પૂર્વોકત ક્રોધની જેમ ઘટિત કરી લેવો જોઈએ તેમના ફળસ્વરૂપ થવાવાળી ગતિ પણ પૂર્વવત્ જ જાણી લેવી.

એવી જ રીતે માયા પણ ચાર પ્રકારની છે—અનન્તાનુબન્ધી માયા, અપ્રત્યાખ્યાની માયા પ્રત્યાખ્યાની માયા અને સંજ્વલન માયા ક્રોધ અને માનની જેમ માયા પણ અનુક્રમથી તીવ્ર મધ્ય વિમધ્ય અને મન્દ હોય છે. અનન્તાનુબન્ધી માયા વાંસની ગાંઠની જેમ અપ્રત્યાખ્યાની માયા ઘેટાના શિંગડાની જેમ પ્રત્યાખ્યાની માયા ગોમૂત્રિકા (ચાલતા-ચાલતાં મૂતરનાર બળદના મૂત્રની વાંકી-ચુંડી રેખાઓ)ની જેમ અને સંજ્વલન માયા અવલેખનિકાની જેમ હોય છે. તાત્પર્ય એ છેકે જેમ વાંસની ગાંઠ અત્યન્ત કુટિલ-વક્ર હોય છે અને હજાર પ્રયત્નો કરવા છતાં પણ સીધી થઈ શકતી નથી એવી રીતે તીવ્ર અનન્તાનુબન્ધી માયા પણ જીવનપર્યન્ત કદાપી દૂર કરી શકાતી નથી. આ માયાને વશ થઈને મરનાર જીવો મરણની અનન્તર નરક-

ગતિમાં ઉત્પન્ન થાય છે એવી જ રીતે પૂર્વોક્ત ક્રોધની જેમ ઘેટાના શીંગડાની જેમ ત્રણ પ્રકારની માયા: માટે પણ યથાયોગ્ય સમજી લેવાનું છે માયાના અનેક પર્યાયવાચક શબ્દ છે દા. ત. નિકૃતિ વંચના, દંભ દગો, પ્રપંચ, વગેરે આ શબ્દોથી માયાના અનેક રૂપોને પણ સમજી શકાય છે.

લોભ પણ ચાર પ્રકારનો છે—અનન્તાનુબન્ધી લોભ, અપ્રત્યાખ્યાની લોભ, પ્રત્યાખ્યાની લોભ અને સંજવલન લોભ આ ચારેય પ્રકારના લોભ ક્રમશઃ તીવ્ર મધ્ય વિમધ્ય અને મન્દ હોય છે. એ કરમીઆ રંગની જેમ કર્દમરાગની જેમ ખંજનરાગની જેમ અને હળદરના રંગ જેવા છે કરંજી રંગની સમાન તીવ્ર અનન્તાનુબન્ધી લોભ મરણપર્યન્ત દૂર થતો નથી. આ લોભને અનુસરનાર પ્રાણી મૃત્યુ પછી નરકગતિમાં ઉત્પન્ન થાય છે. કર્દમરાગની જેમ અપ્રત્યાખ્યાની લોભ એક વર્ષ સુધી રોકાય છે. આ લોભને વશ થઈને મરનાર પ્રાણી તિર્યંચયોનિમાં ઉત્પન્ન થાય છે. ખંજનરાગની જેમ વિમધ્ય પ્રત્યાખ્યાની લોભ ચાર માસ સુધી રહે છે આ લોભનું અનુસરણ કરીને મરનારા પ્રાણી મૃત્યુ બાદ મનુષ્યગતિમાં ઉત્પન્ન થાય છે આવી જ રીતે હળદરના રંગના જેવો મન્દ સંજ્વલન લોભ ઉત્પત્તિ બાદ શીઘ્ર જ દૂર થઈ જાય છે. આ લોભને વશ થઈને મરનારા જીવો મરણાંતરે દેવગતિમાં ઉત્પન્ન થાય છે આ ક્રોધ માન માયા અને લોભ કષાયોના વિરોધી ભાવ અનુક્રમથી ક્ષમા મૃદુતા ઋજુતા અને સન્તોષ છે. ક્ષમા આદિ વિરોધી ભાવોનું અવલમ્બન કરીને ક્રોધ વગેરે કષાયોનો પ્રતિઘાત કરી શકાય છે.

તાત્પર્ય એ છે કે ક્રોધના પ્રતિઘાતનું કારણ ક્ષમા છે. માનના પ્રતિઘાતનું કારણ માર્દવ છે. માયાના પ્રતિઘાતનું કારણ આર્જવ (સરળતા) છે. લોભના પ્રતિઘાતનું કારણ સન્તોષ છે.

અહીં સમજવા યોગ્ય વસ્તુ એ છે કે આ બધાં કર્મ મોહ પ્રધાન છે, અર્થાત્ આઠે કર્મોમાં મોહનીય કર્મ જ પ્રધાન છે. આ કર્મોમાં કોઈ–કોઈ સર્વઘાતી અને કોઈ-કોઇ દેશ-ઘાતી છે અર્થાત્ કોઈ આત્માના ગુણનો પૂર્ણ રૂપથી ઘાત કરે છે તો કોઇક આંશિક રૂપથી ઘાત કરે છે. આ કર્મો જ નરકભવ આદિના પ્રપચને પ્રાપ્ત કરાવવામાં કારણભૂત છે મોહ કષાયથી ઉત્પન્ન થાય છે કષાયની વિશેષતાથી કર્મની સ્થિતિમાં વિશેષતાથાય છે. કષાયથી જ સઘળાં દુઃખોની પ્રાપ્તિ થાય છે આથી જે મુમુક્ષુ કર્મોનો ઘટાડો ઇચ્છે છે તેને ક્રોધ વગેરે કષાયોનો સંવર કરવાના ઉપાય ક્ષમા આદિ સદ્ગુણોનો નિરંતર અભ્યાસ કરવો જોઇએ વળી કહ્યું પણ છે—

આ લોકમાં જેટલું પણ ઘોર દુઃખ છે અને ત્રણે લોકોમાં જે પણ ઉત્તમ સુખ છે તે બધા કષાયોની વૃદ્ધિ અને નાશના કારણો જ સમજવા જોઈએ તાત્પર્ય એ છે કે જેમ જેમ કષાયોની વૃદ્ધિથાય છે તેમ તેમ દુઃખની વૃદ્ધિ થાય છે અને જેમ જેમ કષાયોનો નાશ થાય છે તેમ તેમ દુઃખનો નાશ થાય છે. આથી કષાયોના વિનાશ માટે નિરંતર પ્રયત્નશીલ રહેવું જોઇએ ॥૯॥

**'आउए चउव्विहे, नारगतिरिक्खमणुस्सा देवमेयओ ॥ १० ॥**

આયુષ્ય કર્મ ચાર પ્રકારના છે—(૧) નારકાયુ (૨) તીર્યંચાયુ (૩) મનુષ્યાયુ અને (૪) દેવાયુ ॥૧૦॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં કર્મની ચોથી મૂળ-પ્રકૃતિ મોહનીયકર્મની અઠયાવીસ ઉત્તરપ્રકૃતિઓનુ પ્રરૂપણ કરવામાં આવ્યુ હવે પાંચમી મૂળ પ્રકૃતિ આયુની ચારે ઉત્તરપ્રકૃતિઓ બતાવીએ છીએ—

આયુષ્યકર્મની ઉત્તરપ્રકૃતિઓ ચાર છે-નારકાયુ તિર્યંચાયુ મનુષ્યાયુ અને દેવાયુ ॥૧૦॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પાછલા સૂત્રમાં ચોથી મોહનીય રૂપ મૂળ કર્મપ્રકૃતિની અઠયાવીસ ઉત્તર પ્રકૃતિઓનું નિરૂપણ કરવામાં આવ્યું હવે આયુ નામક પાંચમી મૂળકર્મપ્રકૃતિની ચાર ઉત્તરપ્રકૃતિઓ કહીએ છીએ-ઉત્તરપ્રકૃતિરૂપ આયુષ્યકર્મ ચાર પ્રકારના કહેવામાં આવ્યા છે-નરકાયુ તિર્યંચાયુ મનુષ્યાયુ અને દેવાયુ.

જે કર્મના ઉદયથી-આત્મા નારક્ તિર્યંચ મનુષ્ય અથવા દેવના રૂપમાં જીવીત રહે છે અને જે કર્મના ક્ષયથી મરી જાય છે તેને આયુષ્ય કર્મ કહે છે. કહ્યું પણ છે—

પોતાને અનુરૂપ આસ્રવની દ્વારા ગ્રહણ કરેલા અનાજ આદિ ને પ્રથમ બાંધેલા આયુષ્યના ઉપકારક હોય છે. તે આયુ નામક મૂળ પ્રકૃતિની ચાર ઉત્તરપ્રકૃતિઓ છે—(૧) નારકાયુષ્ય (૨) તૈર્યંચયોનિકાયુષ્ય (૩) માનુષ્યાયુષ્ક (૪) દેવાયુષ્ય 'આયુષ્ય' પદની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે-આનીયન્તે અર્થાત્ લાવવામાં આવે છે. શેષ કૃતિઓ ઉપભોગને માટે જીવની દ્વારા જેમાં તેને આયુ કહે છે. કાંસાના પાત્ર રૂપ આધારે ભોજન કરનાર માટે જ ચોખા અને ભાત વગેરે જુદી જુદી શાકભાજી રાખવામાં આવે છે અથવા આનીયન્તે અર્થાત્ લાવવામાં આવે છે. તે ભવનીઅંદર થનારી પ્રકૃતિઓ જેની મદદથી તેને આયુ કહે છે; દોરડાથી બાંધેલા શેરડીના ભારાની જેમ કહેવાનું એ છે કે જેમ દોરડું—શેરડીને ભેગી રાખે છે તેવી જ રીતે આયુષ્ય-કર્મ અમુક ભવ સમ્બંધી સમસ્ત પ્રકૃતિઓને એકઠી કરી રાખે છે અથવા બેડી વગેરેની જેમ શરીર ધારણ પ્રતિ જે યત્નશીલ હોય છે. તે આયુષ્ય કહેવાય છે. આયુને જ આયુષ્ય કહે છે. આયું ચાર પ્રકારના છે કારણ કે સંસાર ચાર ગતિ રૂપ છે.

નરક પૃથ્વીનું એક વિશેષ પ્રકારનું પરિણમન છે. નરક એ યાતનાઓનું સ્થાન છે નરકમાં રહેવાવાળાં પ્રાણી પણ નરક કહેવાય છે; નરક સંબંધી (આયુ)ને, નારકી કહે છે એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય તિર્યંચયોનિકોની આયુને તિર્યંગ્યોનિક કહે છે. સમ્મૂર્છિમ અને ગર્ભજ મનુષ્યોના આયુને માનુષાયુ કહે છે. ભવનપતિ વાનવ્યંતર જ્યોતિષ્ક અને વૈમાનિકોની આયુને દેવાયુ કહી શકાય છે. આ રીતે આયુષ્ય મૂળ પ્રકૃતિની ચાર પ્રકૃતિઓ સાબીત થઈ. ॥૧૦॥

**णामे बायालीसविहे गइ-जाइ-सरीराइ भेयओ ॥ ११ ॥**

સૂત્રાર્થ—ગતિ જાતિ શરીર આદિના ભેદથી નામ કર્મ બેંતાળીશ પ્રકારના છે. ॥૧૧॥

**તત્ત્વાર્થદીપિકા**—પાછલા સૂત્રમાં પાંચમી મૂળ કર્મ પ્રકૃતિ આયુષ્યની ચાર પ્રકૃતિઓ કહેવામાં આવી. હવે ક્રમપ્રાપ્ત છઠી મૂળ કર્મપ્રકૃતિ-નામકર્મની બેંતાળીશ ઉત્તરપ્રકૃતિઓ કહીએ છીએ—

ઉત્તર પ્રકૃતિઓની અપેક્ષાથી નામકર્મના બેંતાળીશ ભેદ છે તે આ મુજબ છે—(૧) ગતિનામ (૨) જાતિનામ (૩) શરીરનામ (૪) શરીરાંગોપાંગ નામ (૫) શરીર બંધન નામ (૬) શરીર સંઘાત નામ (૭) સંહનન નામ (૮) સંસ્થાન નામ (૯) વર્ણ નામ (૧૦) ગંધનામ (૧૧) રસનામ (૧૨) સ્પર્શનામ (૧૩) અગુરુલઘુ નામ (૧૪) ઉપઘાત નામ (૧૫) પરાઘાત (૧૬) આનુપૂર્વી નામ (૧૭) ઉચ્છ્વાસ નામ (૧૮) આતપ નામ (૧૯) ઉદ્યોત નામ (૨૦) વિહાયોગતિ નામ (૨૧) ત્રસનામ (૨૨) સ્થાવર નામ (૨૩) સૂક્ષ્મ નામ (૨૪) બાદર નામ (૨૫) પર્યાપ્ત નામ (૨૬) અપર્યાપ્ત નામ (૨૭) સાધારણ શરીર નામ (૨૮) પ્રત્યેક શરીર

નામ (૨૯) સ્થિર નામ (૩૦) અસ્થિર નામ (૩૧) શુભ નામ (૩૨) અશુભ નામ (૩૩) સુભગ નામ (૩૪) દુર્ભગ નામ (૩૫) સુસ્વર નામ (૩૬) દુઃસ્વર નામ (૩૭) આદેય નામ (૩૮) અનાદેય નામ (૩૯) યશઃ કીર્ત્તિ નામ (૪૦) અયશઃ કીર્ત્તિ નામ (૪૧) નિર્માણ નામ અને (૪૨) તીર્થંકર નામ; આ નામ કર્મની બેંતાળીશ ઉત્તરપ્રકૃતિઓ છે. ॥૧૧॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પાછલા સૂત્રમાં આયુષ્ય કર્મની ચાર ઉત્તર પ્રકૃતિઓ કહેવામાં આવી, ક્રમપ્રાપ્ત નામકર્મની બેંતાળીશ ઉત્તર પ્રકૃતિઓ હોય છે તેમના નામ આ રીતે છે—(૧) ગતિ (૨) જાતિ (૩) શરીર (૪) શરીરાંગોપાગ (૫) શરીરબન્ધન (૬) શરીર સંઘાત (૭) સંહનન (૮) સંસ્થાન (૯) વર્ણ (૧૦) ગંધ (૧૧) રસ (૧૨) સ્પર્શ (૧૩) અગુરુ લઘુ (૧૪) ઉપઘાત (૧૫) પરાઘાત (૧૬) આનુપૂર્વી (૧૭) ઉચ્છ્વાસ (૧૮) આતપ (૧૯) ઉદ્યોત (૨૦) વિહાયોગતિ (૨૧) ત્રસ (૨૨) સ્થાવર (૨૩) સૂક્ષ્મ (૨૪) બાદર (૨૫) પર્યાપ્ત (૨૬) અપર્યાપ્ત (૨૭) સાધારણ શરીર (૨૮) પ્રત્યેક શરીર (૨૯) સ્થિર (૩૦) અસ્થિર (૩૧) શુભ (૩૨) અશુભ (૩૩) સુભગ (૩૪) દુર્ભગ (૩૫) સુસ્વર (૩૬) દુઃસ્વર (૩૭) આદેય (૩૮) અનાદેય (૩૯) યશઃકીર્તિ (૪૦) અયશઃકીર્તિ (૪૧) નિર્માણ અને (૪૨) તીર્થંકર નામ

આ બેંતાળીશ ઉત્તરપ્રકૃતિઓના ૯૩ ત્રાણું ભેદ હોય છે, તે આ પ્રમાણે છે—

(૧) ગતિ નામ કર્મના ચાર ભેદ છે—નરકગતિ. તિર્યંચગતિ. મનુષ્યગતિ અને દેવગતિ. (૨) જાતિનામ કર્મના પાંચ ભેદ છે—એકેન્દ્રિયજાતિ, બેઇન્દ્રિયજાતિ, તેઇન્દ્રિયજાતિ, ચતુરિન્દ્રીય જાતિ અને પંચેન્દ્રિયજાતિ [૪+૫=૯] (૩) શરીરનામ કર્મ પાંચ પ્રકારના છે—ઔદારિક શરીર નામ કર્મ, વૈક્રિય શરીરનામ કર્મ, આહારક શરીરનામ કર્મ, તૈજસ શરીરનામ કર્મ અને કાર્મણ શરીરનામ કર્મ [૯+૫=૧૪] (૪) અંગોપાંગ કર્મના ત્રણ ભેદ છે—ઔદારિક અંગોપાંગ, વૈક્રિય અંગોપાંગ, આહારક અંગોપાંગ [૧૪+૩=૧૭] (૫) શરીરબન્ધનામ કર્મના પાંચ ભેદ છે-ઔદારિક શદીરબન્ધન. વૈક્રિયશરીરબન્ધન, આહારકશરીરબન્ધન, તૈજસશરીરબન્ધન, કાર્મણશરીરબન્ધન [૧૭+૫=૨૨] (૬) શરીર સંઘાત નામ કર્મના પાંચ ભેદ છે-ઔદારિક શરીર સંઘાત, વૈક્રિયશરીરસંઘાત, આહારક શરીરસંઘાત, તૈજસ શરીર સંઘાત. કાર્મણશરીરસંઘાત [૨૨+૫=૨૭] (૭) સંહનન નામ કર્મના છ ભેદ છે-વજ્રઋષભનારાચસંહનન, ઋષભનારાચસંહનન, નારાચસંહનન, અર્ધનારાચસંહનન, કીલિકાસંહનન, સેવાર્ત્તસંહનન નામકર્મ [૨૭+૬=૩૩] (૮) સંસ્થાનનામકર્મના છ ભેદ છે-સમચતુરસ્રસંસ્થાન ન્યગ્રોધપરિમંડળ, સાદિસંસ્થાન, કુબ્જકસંસ્થાન, વામનસંસ્થાન, અને હુન્ડસંસ્થાન નામકર્મ. [૩૩+૬=૩૯] (૯) વર્ણ, (૧૦) ગંધ, (૧૧) રસ અને (૧૨) સ્પર્શના વીસ ભેદ હોય છે-વર્ણ નામકર્મના પાંચ ભેદ છે-કાળો, ભૂરો, લાલ, પીળો, અને સફેદ [૩૯+૫=૪૪] ગંધના બે ભેદ-સુરભિ ગંધ અને દુરભિગન્ધ [૪૪+૨=૪૬] રસના પાંચ ભેદ-તીખો, કડવો, કસાયલો, ખાટો, મીઠો [૪૬+૫=૫૧] સ્પર્શ નામના આઠ ભેદ-ગુરુ, લઘુ, કર્કશ, કોમળ, ટાઢો, ઉનો, લુખો, ચિકણો [૫૧+૮=૫૯] (૧૩) અગુરુલઘુ પણ એક પ્રકારનો છે [૬૦] (૧૪) ઉપઘાત અને (૧૫) પરાઘાતનો પણ એક એક ભેદ છે [૬૨] (૧૬) આનુપૂર્વી નામકર્મના ચાર ભેદ છે-નરકાનુપૂર્વી, તિર્યંગાનુપૂર્વી, મનુષ્યાનુપૂર્વી અને દેવાનુપૂર્વી [૬૬] (૧૭) ઉચ્છ્વાસ (૧૮) ઉદ્યોત (૧૯) આતપ નામકર્મના એક-એક ભેદ છે [૬૯] ૨૦) વિહાયોગતિ નામકર્મના બે ભેદ છે-પ્રશસ્ત-

વિહાયોગતિ અને અપ્રશસ્તવિહાયોગતિ નામ [૭૧] નામકર્મના બેંતાળીશ ભેદોમાંથી અહીં ૨૦ ભેદોનું વર્ણન થયું. બાકીના ૨ ભેદ આ પ્રમાણે છેઃ—

૨૧ ત્રસ, ૨૨ સ્થાવર ૨૩ સૂક્ષ્મ ૨૪ બાદર ૨૫ પર્યાપ્ત, ૨૬ અપર્યાપ્ત ૨૭ સાધારણશરીર ૨૮ પ્રત્યેકશરીર ૨૯ સ્થિર ૩૦ અસ્થિર ૩૧ શુભ ૩૨ અશુભ ૩૩ સુભગ ૩૪ દુર્ભગ ૩૫ સુસ્વર ૩૬ દુઃસ્વર ૩૭ આદેય ૩૮ અનાદેય ૩૯ યશઃકીર્તિ ૪૦ અયશઃકીર્તિ ૪૧ નિર્માણ અને ૪૨ તીર્થંકર નામ કર્મ-દરેકના એક એક જ ભેદ છે આવી રીતે [૭૧+૨૨=૯૩] અગાઉ જણાવેલા. એકોતર અને આ બાવીસ બધાં મળીને નામકર્મની બેંતાળીશ પ્રકૃતિઓના ત્રાણું ભેદ થાય છે.

હવે અત્રે નામકર્મનું સવિસ્તર વર્ણન કરવામાં આવે છે—

જે કર્મ જીવને નરકભવ વગેરેમાં લઈ જાય છે અથવા જે કર્મ જીવપ્રદેશોથી સંબદ્ધ પુદ્ગલદ્રવ્યના વિપાકના સામર્થ્યથી જીવને નમાવે છે તે નામકર્મ કહેવાય છે. 'નામ' આ યથાર્થ સંજ્ઞા છે અર્થાત્ જેવું આ કર્મનું નામ છે તેવી જ રીતે તેનો સ્વભાવ પણ છે. જેમ, શુકલ આદિ ગુણોથી યુક્ત દ્રવ્યોમાં-ચિત્રપટ એવો વ્યવહાર થાય છે, આ નિયત સંજ્ઞાનું કારણ છે.

ગતિ નામક પિન્ડપ્રકૃતિના ચાર ભેદ છે—નરકગતિ આદિ. જે કર્મના ઉદયથી જીવ નારકી કહેવાય છે તે નરકગતિનામકર્મ કહેવાય છે આ પ્રમાણે બાકીના પણ સમજી લેવા જોઈએ.

જાતિનામક પિન્ડપ્રકૃતિના પાંચ ભેદ છે—એકેન્દ્રિયજાતિનામકર્મ, દ્વિન્દ્રીયજાતિનામકર્મ, તેઈન્દ્રિયજાતિનામકર્મ, ચતુરિન્દ્રિયજાતિનામકર્મ અને પંચેન્દ્રિયજાતિનામકર્મ, એકેન્દ્રિયજાતિનામકર્મના ઉદયથી જીવ, એકેન્દ્રિય કહેવાય છે અર્થાત્ એકેન્દ્રિય એવા વ્યવહારનું કારણ એકેન્દ્રિયજાતિનામકર્મ છે. એવી જ રીતે એકેન્દ્રિય જાતિનામકર્મ વગેરેના વિષયમાં પણ જાણવું જોઈએ.

એકેન્દ્રિયજાતિનામકર્મ પણ અનેક પ્રકારના છે—પૃથિવકાયિક-એકેન્દ્રિયજાતિનામકર્મ, અપ્કાયિક-એકેન્દ્રિયજાતિનામકર્મ, તેજસ્કાયિક એકેન્દ્રિયજાતિનામકર્મ, વાયુકાયિક-એકેન્દ્રિયજાતિનામકર્મ, વનસ્પતિકાયિક-એકેન્દ્રિયજાતિનામકર્મ એવી જ રીતે દ્વીન્દ્રિયજાતિનામકર્મ શંખ અને છીપો વગેરેના ભેદથી ત્રિઇન્દ્રિયજાતિનામકર્મ ઉધઇ કીડી કંથવા વગેરેના ભેદથી ચતુરિન્દ્રિય જાતિનામ ભમરા તથા મધમાખી વગેરેના ભેદથી અને પંચેન્દ્રિયજાતિનામ મનુષ્ય વિગેરે જાતિનામના ભેદથી અનેક પ્રકારના સમજી લેવા જોઈએ.

શરીરનામકર્મના પાંચ ભેદ છે—ઔદારિક શરીરનામકર્મ વૈક્રિયશરીરનામકર્મ, આહારકશરીરનામકર્મ, તૈજસશરીરનામકર્મ, કાર્મણશરીરનામકર્મ.

ઔદારિક-અંગોપાંગ, વૈક્રીય-અંગોપાંગ અને આહારક-અંગોપાંગના ભેદથી ત્રણ પ્રકારના અંગોપાંગનામકર્મમાંથી પણ દરેકના અનેક ભેદો હોય છે. શિરોનામકર્મ, ઉરોનામકર્મ, પૃષ્ઠનામકર્મ, બાહુનામકર્મ ઉદરનામકર્મ, ચરણનામકર્મ, હસ્તનામકર્મ આ અંગનામકર્મના ભેદ છે. એવી જ રીતે ઉપાંગનામકર્મ પણ અનેક પ્રકારના હોય છે જેમકે—સ્પર્શન ઉપાંગનામકર્મ, રસના ઉપાંગનામકર્મ, ઘ્રાણઉપાંગનામકર્મ, ચક્ષુઉપાંગનામકર્મ શ્રોત્ર-ઉપાંગનામકર્મ ઇત્યાદિ.

એકેન્દ્રિયજાતિ વગેરે પાંચ પ્રકારની જાતિઓમાં સ્ત્રી, પુરુષ, નપુંસક લિંગની વ્યવસ્થાનું નિયમન કરવાવાળા અને અમુક પ્રકારનાં અવયવોની રચનાની વ્યવસ્થાનું નિયામક નિર્માણ નામકર્મ છે. નિર્માણનામકર્મના ઉદયથી જ સઘળાં જીવોને પોત પોતાના ઢંગના શરીર અવયવોની રચના હોય છે આ નિર્માણ નામ કર્મ મહેલ મકાન વગેરે બનાવનાર કુશળ કારીગર જેવું છે.

શરીર નામ કર્મના ઉદયથી શરીરે યોગ્ય પુદ્‌ગલોને ગ્રહણ કરી લીધાં, તેઓ આત્મપ્રદેશોમાં સ્થિત પણ થઈ ગયા અને શરીરના આકારમાં પરિણત થઈ ગયા પરંતુ તેમને લાખ અને લાકડાની જેમ અરસપરસ અવિયોગ (એકમેક રૂપ) કરનાર બન્ધન નામ કર્મ વગેરે ન હોત તો રેતીથી બનેલા પુરુષની જેમ શરીર વિખરાઈ જાત. તાત્પર્ય એ છે કે જેવી રીતે રેતીના કણ એકબીજામાં મળેલા હોવા છતાં પણ જુદા જુદાં રહે છે તેવી જ રીતે શરીરના પુદ્‌ગલ પૃથક્–પૃથક્ જ ન રહી જાય એ માટે બન્ધન નામનો સ્વીકાર કરવામાં આવેલ છે. બન્ધન નામ કર્મ પણ ઔદારિક આદિ શરીરોની જેમ પાંચ પ્રકારના છે.

લાખ અને લાકડાની માફક પરસ્પર બદ્ધ પુદ્‌ગલોની જે પ્રગાઢ રચના વિશેષ છે તેને સંઘાત કહે છે. તાત્પર્ય એ છે કે આત્માની દ્વારા ગૃહીત પુદ્‌ગલોનો બન્ધન નામ કર્મ દ્વારા પરસ્પરમાં બન્ધ તો થઈ જાય છે પરંતુ તે બન્ધનમાં પ્રગાઢતા લાવનાર સંઘાત નામ કમ છે આથી જે કર્મના ઉદયથી ઔદારિક વગેરે શરીરોની ગાઢી રચના થાય છે તે સંઘાત નામકર્મ કહેવાય છે. જેમ લાકડામાં અથવા માટીના પિન્ડમા એક પ્રકારની સઘનતા હોય છે તે પ્રકારની સઘનતા શરીરપુદ્‌ગલોમાં પણ જોવામાં આવે છે. આ સઘનતા સંઘાત લોભ કર્મના ઉદયથી ઉત્પન્ન થાય છે સંઘાત નામ કર્મ પણ શરીર નામ કર્મની માફક ઔદારિક વગેરેના ભેદથી પાંચ પ્રકારનું છે

અગર સંઘાત નામ કર્મ ન હોત તો શરીરમાં જે મજબુતાઈ જોવામાં આવે છે તે ન હોત.

સંહનન નામ કર્મ છ પ્રકારના છે—વજ્ર,-ઋષભનારાચ–સંહનન, વજ્રનો અર્થ કીલિકા ઋષભનો અર્થ પરિવેષ્ટન પટ્ટ છે, નારાચનો અર્થ બંને બાજુ મર્કટ બન્ધ છે આવી રીતે આ પદોનો અર્થ થયો. સંહનનનો અર્થ કરવામાં આવે છે. જેમાં બે હાડકાઓ બંને તરફ મર્કટ બન્ધથી બાંધેલા હોય અને પછી પાટાની આકૃતિવાળું બીજું હાડકું તેને વીંટાયેલું હોય, તેની ઉપર તે ત્રણ હાડકાઓને, ખીલીના આકારની વજ્ર નામની ત્રીજી હાડકી લાગેલી હોય તે બન્ધન વિશેષને વજ્ર ઋષભનારાચ સંહનન કહેવામાં આવે છે. (૧) જેમાં હાડકાઓ બધાં ઉપર જણાવવા મુજબના હોય પરંતુ વજ્રાકાર ખીલી માત્ર ન હોય તે–બન્ધન વિશેષને ઋષભનારાચ સંહનન કહે છે. (૨) જેમાં બંને બાજુએ મર્કટબન્ધ હોય તેને નારાચસંહનન કહે છે. (૩) જેમાં એક બાજુએ તો મર્કટબન્ધ હોય, બીજી બાજુએ ખીલી હોય તો તેને અર્ધનારાચસંહનન કહે છે, (૪) જેમાં બે હાડકાઓનો સાંધો ખીલીથી બાંધેલો હોય તેને કીલિકા સંહનન કહે છે. (૫) જેમાં હાડકાઓનો ટોચ ભાગ પરસ્પરમાં સ્પર્શ માત્રથી મળેલા હોય તેને સેવાર્ત્ત સંહનન કહે છે (૬)

સંસ્થાન નામ કર્મના છ ભેદ છે—સમચતુરસ્રસંસ્થાન આદિ અહીં સસ્થાનનો આશય છે–આકાર અર્થાત્ અમુક આકારમા શરીરની રચના હોવી. તાત્પર્ય એ છે કે શરીરને અનુકૂળ

બાંધવામાં આવનારા પુદ્ગલોમાં જે કર્મના ઉદયથી કોઈ વિશિષ્ટ આકૃતિ ઉત્પન્ન થાય છે તે સંસ્થાનકર્મ કહેવાય છે. જે સંસ્થાન સમચોરસ હોય તે સમચતુરસ્ર કહેવાય છે (૧) માન, ઉન્માન તથા પ્રમાણની અપેક્ષાથી તેમાં ન તો ઓછાપણું હોય છે કે ન વધુપણું.

જેમાં નાભિ (ડૂંટી)ના ઉપરના ભાગમાં બધા અવયવ ચતુરસ્ર સમચતુષ્કોણ અર્થાત્ યોગ્ય લક્ષણવાળા હોય પરંતુ ડૂંટીની નીચેના ભાગ ઉપર એ પ્રમાણે ન હોય તેને ન્યગ્રોધ પરિમંડળ સંસ્થાન કહે છે (૨) જેમાં ડૂંટીથી નીચેના ભાગમાં બધા અવયવ સમચતુરસ્ર સમચતુષ્કોણ અર્થાત્ યથાયોગ્ય લક્ષણવાળા હોય પરંતુ ડૂંટી ઉપરનો ભાગ નીચેના ભાગ જેવો ન હોય તેને સાદિ સંસ્થાન કહે છે. (૩) જેમાં ડોક, મસ્તક, હાથ અને પગ સમચતુષ્કોણ અર્થાત્ યથાયોગ્ય લક્ષણવાળા હોય પરંતુ શરીરનો મધ્યભાગ-હૃદય, પીઠ આદિ થોડા વિકૃત હોય તેને કુબ્જસંસ્થાન કહે છે. (૪) જેમાં શરીરનો મધ્યભાગ તથા મસ્તક-ગર્દન, હાથ તથા પગ સમચતુષ્કોણ અને યથારૂપ લક્ષણવાળા હોય પરંતુ પ્રમાણમાં નાના હોય તેમને વામન-સંસ્થાન કહે છે. (૫) જેમાં હાથ પગ આદિ અવયવો પ્રમાણસરના હોતાં નથી તેમને હુંડ સંસ્થાન કહે છે (૬).

વર્ણ નામ કર્મ પાંચ પ્રકારના છે—કૃષ્ણવર્ણનામકર્મ , નીલવર્ણન.મકર્મ, રક્તવર્ણનામકર્મ પીતવર્ણનામકર્મ, શુકલવર્ણનામકર્મ

ગન્ધ નામકર્મના બે ભેદ છે—સુરભિગંધનામકર્મ અને દુરભિગંધ નામકર્મ.

રસ નામકર્મના પાંચ ભેદ છે—તિક્તરસ નામકર્મ, કટુકરસ નમકર્મ, કષાયરસ નામકર્મ, અમ્લરસ નામકર્મ અને મધુરરસ નામકર્મ.

સ્પર્શ નામકર્મ આઠ પ્રકારના છે—કર્કશસ્પર્શ નામકર્મ. મૃદુસ્પર્શ નામકર્મ, ગુરુસ્પર્શનામકર્મ, લઘુસ્પર્શ નામકર્મ, શીતસ્પર્શ નામકર્મ, ઉષ્ણસ્પર્શ નામકર્મ, સ્નિગ્ધસ્પર્શ નામકર્મ અને રૂક્ષસ્પર્શ નામકર્મ.

આ વર્ણ-ગન્ધ-રસ-સ્પર્શ નામક નામકર્મ શરીરમાં અમુક-અમુક પ્રકારનાં વર્ણ ગંધ આદિને ઉત્પન્ન કરે છે—

અગુરુલઘુ નામ કર્મ તે છે જે શરીરની અગુરુલઘુતાનો નિયામક હોય છે. ગુરુતા, લઘુતા અને ગુરુ-લઘુતા આ ત્રણ પ્રકારના પરિણામોના નિષેધક જે પરિણામ છે તે અગુરુ લઘુ કહેવાય છે. સારાંશ એ છે કે જે કર્મના ઉદયથી બધાં જીવોના શરીર ન તો ઘણા મોટા હોય છે, ન ઘણા નાના હોય છે પરંતુ અગુરુલઘુ પરિણામવાળા હોય છે તે અગુરુવઘુ નામ કર્મ કહેવાય છે. બધાં દ્રવ્ય, સ્થિતિ આદિ અનેક સ્વાભાવોથી પરિણત થાય છે તેમાથી અગુરુ લઘુ-પરિણામનો નિયામક અગુરુ લઘુ નામ કર્મ છે.

જે નામ કર્મના ઉદયથી પોતાના જ શરીરના અવયવ પોતાને જ દુઃખદાયક હોય છે તે ઉપઘાત નામ કર્મ છે. બીજાને ત્રાસ અથવા પ્રતિઘાત આદિ ઉત્પન્ન કરવાવાળું એ પરાઘાત નામ કર્મ છે. જે કર્મના ઉદયથી કોઈ વિદ્વાન દર્શનમાત્રથી ઓજસ્વી પ્રતીત થાય છે અને કોઈ સભામાં પહોંચી જઈને વાક્ ચાતુર્યથી અન્ય શ્રોતાઓને ત્રાસ ઉત્પન્ન કરે છે અથવા બીજાની પ્રતિભાને પ્રતિઘાત કરે છે તે પરાઘાત નામ કર્મ છે.

જીવ જ્યારે વર્તમાન દેહનો ત્યાગ કરી નવીન જન્મ ધારણ કરવા માટે વિગ્રહ ગતિ કરે છે તે વખતે આ કર્મનો ઉદય થાય છે. આ આનુપૂર્વી નામ કર્મના ઉદયથી જીવ પોતાના નિયત ઉત્પત્તિ ક્ષેત્રમાં પહોંચે છે.

ક્ષેત્રના સન્નિવેશ ક્રમને આનુપૂર્વી કહે છે જે કર્મના ઉદયથી અતિશયની સાથે ગમનની અનુકૂળતા હોય છે તેને પણ આનુપૂર્વી કહે છે તે અન્તરાળગતિ બે પ્રકારની છે—ઋજુગતિ અને વક્રગતિ. જીવ જ્યારે એક સમય પ્રમાણુ ઋજુગતિથી ગમન કરે છે ત્યારે આગલા આયુષ્ય કર્મનો અનુભવ કરતો થકો જ આનુપૂર્વી નામ કર્મ દ્વારા ઉત્પત્તિ સ્થાનને મેળવી આગલું આયુષ્ય પ્રાપ્ત કરે છે. બે ત્રણ અથવા ચાર સમયવાળી વક્રગતિથી જે વાણિમુકતા, લાંગલિકા અને ગોમુત્રિકા લક્ષણુવાળી હોય છે, ગતિ કરે છે તો વળાંક શરૂ થવાના સમયે આગામી આયુષ્યને પ્રાપ્ત કરી લે છે. તે જ સમયે આનુપૂર્વી નામ કર્મનો ઉદય થાય છે

શંકા—જેમ ઋજુગતિમાં આનુપૂર્વી નામ કર્મના ઉદય વગર જ જીવ પોતાના ઉત્પત્તિ ક્ષેત્રમાં પહોંચી જાય છે તેવી જ રીતે વક્રગતિ કરીને પણ આનુપૂર્વી નામ કર્મ વગર જ ઉત્પત્તિ ક્ષેત્રમાં કેમ પ્રાપ્ત થઈ જતો નથી ?

સમાધાન—ઋજુગતિમાં પૂર્વ ભવ સંબંધી આયુષ્યના વ્યવહારથી જ જીવનું ગમન થાય છે જ્યાં પૂર્વભવના આયુષ્યનો ક્ષય થઇ જાય છે ત્યાં જ આનુપૂર્વી નામકર્મનો, જે રસ્તામાં પડેલી લાકડી જેવું છે તેનો ઉદય થાય છે. આ રીતે વક્રગતિમાં વર્તમાન ભવના આયુષ્ય કર્મનો ક્ષય થવાથી આનુપૂર્વી નામ કર્મનો ઉદય થાય છે.

પ્રાણાપાન અર્થાત્ ઉચ્છ્વાસ અને વિશ્વાસને યોગ્ય પુદ્ગલોને ધારણ કરવાની શક્તિ ઉત્પન્ન કરનાર કર્મ ઉચ્છ્વાસ નામ કર્મ કહેવાય છે. આતપના સામર્થ્યનો જનક કર્મ આતપ નામકર્મ છે. પ્રકાશની શક્તિ ઉત્પન્ન કરનાર ઉદ્યોત નામ કર્મ છે. લબ્ધિ શિક્ષા (શિક્ષણ) અગર ઋદ્ધિના પ્રભાવથી આકાશમાં વિહાર કરવાની શક્તિ ઉત્પન્ન કરનાર કર્મ વિહગગતિ અથવા વિહાયોગતિ નામ કર્મ કહેવાય છે. પ્રશસ્ત વિહાયોગતિ હંસ આદિની મોહક ચાલ અને અપ્રશસ્ત વિહાયોગતિ ઉંટ વગેરેની વાંકી ચાલ સમજવા, બેઇન્દ્રિય, તેઈન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવ ત્રસ કહેવાય છે. જે કર્મના ઉદયથી ત્રસ પર્યાયની પ્રાપ્તિ થાય છે તે ત્રસ નામ કર્મ છે.

જે કર્મના ઉદયથી સ્થાવર પર્યાયની પ્રાપ્તિ થાય તે સ્થાવર નામકર્મ છે-સૂક્ષ્મ શરીરનો પિંતા સૂક્ષ્મ નામ કર્મ છે જેના ઉદયથી બાદર શરીર ઉત્પન્ન થાય તે બાદરનામ કર્મ કહેવાય છે.

પર્યાપ્ત નામ કર્મનું વિવેચન-જે કર્મના ઉદયથી પોત-પોતાને યોગ્ય પર્યાપ્તિઓની પૂર્ણતા થાય તે પર્યાપ્તિ નામ કર્મ કહેવાય છે પર્યાપ્તિઓ પાંચ છે—આહારપર્યાપ્તિ, શરીર-પર્યાપ્તિ, ઇન્દ્રિયપર્યાપ્તિ, ભાષામણવજ્જત્તિ અને ભાષામનઃપર્યાપ્તિ, આત્માની ક્રિયાની સમાપ્તિને પર્યાપ્તિ કહે છે. આવી રીતે પર્યાપ્તિ આત્માનું એક પ્રકારનું કરણુ છે તે કરણુથી આત્મામાં આહાર વગેરેને ગ્રહણ કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે, તે કરણુ જે પુદ્ગલોથી ઉત્પન્ન થાય છે તે પુદ્ગલ આત્મા મારફતે ગૃહીત થઇને અને વિશિષ્ટ પરિણામથી પરિણત થઈને પર્યાપ્તિ કહેવાય છે. મનઃ પર્યાપ્તિ ઈન્દ્રિય પર્યાપ્તિમાં સમાયેલી છે આથી તેની જુદી ગણત્રી કરવામાં આવી નથી.

જે કર્મના ઉદયથી જીવ પોતાને અનુરૂપ પર્યાપ્તિઓને પૂર્ણ ન કરી શકે તેને અપર્યાપ્તિ-નામકર્મ કહે છે.

જે કર્મના ઉદયથી એવા શરીરનું નિર્માણ થાય કે જે અનન્ત જીવો માટે સાધારણ હોય, તે સાધારણ નામકર્મ કહેવાય છે અનન્ત જીવોનું જે એક જ શરીર હોય છે તેને સાધારણ શરીર કહે છે. એવું શરીર કુંપળ વગેરે નિગોદમાં જ જોવામાં આવે છે ત્યાં એક જીવનો આહાર અનન્ત જીવોનો આહાર હોય છે, એકનો શ્વાસોચ્છવાસ જ અનંત જીવોનો શ્વાસોચ્છવાસ હોય છે. આવું સાધારણ શરીર જે કર્મના ઉદયથી નિષ્પન્ન થાય છે, તે સાધારણ શરીર નામ કર્મ છે.

સ્થિરતા ઉત્પન્ન કરવાવાળું કર્મ સ્થિરનામ કર્મ છે. આનાથી જે ઉલટું હોય તે અસ્થિર નામ કર્મ છે એવી જ રીતે શુભ, અશુભ, સુભગ, દુર્ભગ સુસ્વર અને દુઃસ્વર નામ કર્મ પણ સમજી લેવા જોઈએ. આદેયતા ઉત્પન્ન કરનાર આદેય નામ કર્મ કહેવાય છે અને જે એનાથી વિરુદ્ધ હોય તે અનાદેયનામ કર્મ છે જેના ઉદયથી યશ તથા કીર્તિ ફેલાય તે યશઃ કીર્તિ નામ-કર્મ અને જેના ઉદયથી અપજશ અને અપકીર્તિ થાય તે અયશઃકીર્તિનામ કર્મ કહેવાય છે. જે કર્મના ઉદયથી તીર્થંકરત્વની પ્રાપ્તિ થાય તેને તીર્થંકર નામ કર્મ કહે છે આ કર્મના ઉદયથી જીવ દર્શનજ્ઞાન–ચારિત્ર રૂપ તીર્થની પ્રવૃત્તિ કરે છે, મુનિઓના સર્વવિરતિ અને શ્રાવકોના દેશ વિરતિ ધર્મનો ઉપદેશ કરે છે, આક્ષેપિણી–સંવેગિના તથા નિર્વેદિની કથાઓ દ્વારા ભવ્ય-જનોની સિદ્ધિ–મોક્ષ માટે મોક્ષમાર્ગ પ્રદર્શિત કરે છે અને જે કર્મના પ્રભાવથી સુરેન્દ્રો, અસુરેન્દ્રો અને નરેન્દ્રો દ્વારા પૂજાય છે તે તીર્થંકરનામ કર્મ કહેવાય છે:

આમ નામકર્મની ઉત્તર તથા ઉત્તરોત્તર પ્રકૃતિઓ અનેક પ્રકારની કહેવામાં આવી છે ॥ ૧૧ ॥

**'गोए दुविहे उच्चे नीए'**

**સૂત્રાર્થ**—ગોત્રકર્મની બે ઉત્તરપ્રકૃતિ છે—ઉચ્ચગોત્ર તથા નીચગોત્ર ॥ ૧૨ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં નામકર્મ નામક મૂળ પ્રકૃતિની બેંતાળીશ ઉત્તર પ્રકૃતિઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું: હવે ગોત્રકર્મની બે ઉત્તરપ્રકૃતિઓનુ કથન કરીએ છીએ—ગોત્ર-કર્મની ઉત્તર પ્રકૃતિઓ બે છે—ઉચ્ચગોત્ર તથા નીચગોત્ર

ઉચ્ચગોત્ર દેશ–જાતિ–કુળ–સ્થાન–માન–સત્કાર–ઐશ્વર્ય આદિનો ઉત્કર્ષ ઉત્પન્ન કરે છે. નીચગોત્ર આનાથી ઉલ્ટું હોય છે એના ઉદયથી ચાંડાળ, શિકારી માછીમાર દાસ, દાસીઓ વગેરે જેવી અવસ્થાઓ પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પાછલા સૂત્રમાં નામ કર્મની બેંતાળીશ ઉત્તર પ્રકૃતિઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે હવે ગોત્ર નામક જે મૂળ પ્રકૃતિ છે તેની બે પ્રકૃતિઓનું કથન કરીએ છીએ—

ગોત્રકર્મના બે ભેદ છે—ઉચ્ચગોત્ર અને નીચગોત્ર

જે કર્મના ઉદયથી જીવ ઉચ્ચ જાતિને મેળવે છે તે ઉચ્ચગોત્રકર્મ, અને જેના ઉદયથી નીચ જાતિને પ્રાપ્ત કરે છે તે નીચગોત્રકર્મ કહેવાય છે. ઉચ્ચગોત્ર કર્મ મગધ, અંગ, કલિંગ, બંગ આદિ આર્યદેશોમાં જન્મ લેવામાં હરિવંશ, ઈક્ષ્વાકુ વગેરે પિતૃવંશ રૂપ જાતિઓમાં તથા ઉગ્રકુળ ભોગકુલ વગેરે માતૃવંશ રૂપ ઉત્તમ કુળોમાં જન્મ લેવાનું કારણ હોય છે આવી જ રીતે પ્રભુ પ્રભાવશાળીની પાસે એકદમ પાસે બેસવાથી આદિ રૂપ સ્થાન, પોતાના

હાથે વસ્ત્રપ્રદાન આદિ રૂપ માન, અભ્યુત્થાન, આસન, અંજલિપ્રગ્રહ વગેરે સત્કારનો તથા હાથી ઘોડા, રથ તથા પદાતિ આદિ જાહોજલાલી સર્જન કરનાર ઉચ્ચગોત્ર કર્મ કહેવાય છે.

નીચગોત્ર કર્મના ઉદયથી ચાંડાળ, ગારૂડી, શિકારી માછીમાર, જલ્લાદ, શૂદ્ર, કચરો-વાસીદુ વાળનાર વગેરે હોય છે. જેના ઉદયથી અખિલ વિશ્વમાં આદરણીય ઈક્ષ્વાકુવંશ, સૂર્ય-વંશ, ચન્દ્રવંશ, કુરુવંશ, હરિવંશ તથા તથા ઉગ્રવંશ આદિ ઉત્તમ કોઈ વંશમાં જન્મ થાય છે. તેને ઉચ્ચ ગોત્ર કહે છે આનાથી ઉલ્ટું, જે કર્મના ઉદયથી નિન્દિત, ગરીબ ભ્રષ્ટાચારી, અસત્યભાષી ચોરી કરનાર, વ્યભિચારી હિંસક ચાંડાળ આદિ 'કુળોમાં જીવોનો જન્મ થાય છે; તે નીચ ગોત્ર કહેવાય છે ॥ ૧૨ ॥

**'अंतराए पंचविहे, दाण-लाभ-भोग-उवभोग-वीरियंतराय भेयओ'**

**સૂત્રાર્થ**—અન્તરાય પાંચ પ્રકારના છે—દાનાન્તરાય લાભાન્તરાય ભોગાન્તરાય ઉપભોગા-ન્તરાય અને વીર્યાન્તરાય ॥ ૧૩ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં ગોત્રકર્મ રૂપ મૂળ પ્રકૃતિની બે ઉત્તર પ્રકૃતિઓનું પ્રતિપાદન કરવામાં આવ્યુ. હવે આઠમી મૂળપ્રકૃતિ અન્તરાય કર્મની પાંચ ઉત્તર-પ્રકૃતિઓનુ નિરૂપણ કરવા માટે કહીએ છીએ-અન્તરાય કર્મની ઉત્તર-પ્રકૃતિઓ પાંચ કહેવામાં આવી છે-જેવી કે દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય

આ કર્મ, દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય પરિણામમાં વિઘ્ન નાખવાના કારણ રૂપ હોય છે. આ કારણે દાનાન્તર આદિના નામથી કહેવામાં આવ છે. તાત્પર્ય એ છે કે જે કર્મના ઉદયથી જીવ દાન દેવાની અભિલાષા રાખવા છતાં પણ દાન આપી શકતો નથી, લાભ મેળવવાની ઈચ્છા હોવા છતાં લાભ પ્રાપ્ત કરી શકતો નથી, ભોગવવાની ઈચ્છા હોવા છતાં ભોગ કરી શકતો નથી, ઉપભોગ કરવાની મનોકામના હોવા છતાં ઉપભોગ કરી શકતો નથી અને ઉત્સાહ પ્રકટ કરવાની તીવ્ર અભિલાષા છતાં ઉત્સાહ દેખાડી શકતો નથી તે અન્તરાય કર્મ કહેવાય છે. દાનાન્તરાય આદિ તેની પાંચ ઉત્તરપ્રકૃતિઓ છે. ॥ ૧૩ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વ સૂત્રમાં સાતમી મૂળકર્મ પ્રકૃતિ ગોત્રની ઉત્તરપ્રકૃતિઓ દર્શાવીને હવે આઠમી મૂળપ્રકૃતિ અન્તરાય કર્મની પાંચ ઉત્તરપ્રકૃતિઓ બતાવીએ છીએ—

ઉત્તરપ્રકૃતિઓના રૂપમાં અન્તરાય કર્મ પાંચ પ્રકારના છે—દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય, અન્તરાયકર્મની આ જ પાચ ઉત્તરપ્રકૃતિઓ છે.

દેય વસ્તુનો ત્યાગ કરવો દાન કહેવાય છે તેમાં થનાર અન્તરાય અર્થાત્ વિઘ્ન દાનાન્તરાય કહેવાય છે. કહેવાનું એ છે કે જે કર્મના ઉદયથી દેય દ્રવ્યની સગવડતા હોવા છતાં દાતા દાન કરી શકતો નથી-જે દાનમાં અવરોધ-અડચણ ઉભી કરે છે તે દાનાન્તરાય કર્મ કહેવાય છે. આપવા લાયક દ્રવ્ય હાજર છે, લેનાર પણ સન્મુખ છે અને દાતા એ પણ જાણે છે કે જો આને ધન આપવામાં આવશે તો મહાન ફળની પ્રાપ્તિ થશે તો પણ દાનાન્તરાય કર્મના ઉદયથી દાતા દાન આપી શકતો નથી.

આવી જ રીતે પ્રાપ્ત વસ્તુની હાજરી હોવા છતાં પણ અને લાભની ઈચ્છા હોવા છતાંપણ જે કર્મના ઉદયે લાભ ન થઇ શકે તે લાભાન્તરાય કર્મ કહેવાય છે. ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય કર્મ પણ આ પ્રમાણે સમજી લેવા જોઈએ કોઈ ઉદારચરિત પુરુષ સમભા-

વથી. યાચકોની ઇચ્છા અનુસાર ગજાસંપત પ્રમાણે દાન આપી રહ્યો હોય પરંતુ કોઈ એવો યાચક હોય જેને માગવા છતાં પણ, થોડું પણ દ્રવ્ય ન આપે તો સમજવું જોઈએ કે તે યાચકને લાભાન્તરાય કર્મનો ઉદય છે.

જે વસ્તુ એક વખત ભોગવવામાં આવે તે ભોગ કહેવાય છે જેમ માળા, ચન્દન વગેરે. ભોગને અનુકૂળ વસ્તુ હાજર હોય તો પણ જે કર્મના ઉદયથી તેને ભોગવી ન શકાય તે ભોગાન્તરાય કર્મ કહેવાય છે. વસ્ત્ર, શય્યા, આસન, પાત્ર વગેરેને ઉપભોગ કહેવાય છે કારણ કે તેમનો વારંવાર ભોગ કરી શકાય છે. આ વસ્ત્ર વગેરે વસ્તુઓના હોવા છતાં પણ જે કર્મના ઉદયથી પરિભોગ ન કરી શકાય તેને ઉપભોગાન્તરાય કર્મ કહે છે.

વીર્યનો અર્થ છે ઉત્સાહ, ચેષ્ટા અથવા શક્તિ. કોઇ માનવી બળવાન છે, પુષ્ટ શરીરવાળો છે, યુવાન છે, તો પણ ધર્મ કર્મ વગેરે કરવામાં શક્તિ પ્રદર્શિત કરતો નથી, ઉમંગ બતાવતો નથી તો માની લેવું કે તેને વીર્યાન્તરાય કર્મનો ઉદય છે પૃથ્વીકાય, અપ્કાય, તેજસ્કાય વાયુકાય અને વનસ્પતિકાયના જીવોમાં વીર્યાન્તરાય કર્મનો ક્ષયોપશમ જનિત તરતમતા અનુસાર પૂર્ણરૂપથી ઉદય માનવો જોઈએ. આની અપેક્ષા બેઇન્દ્રિય જીવોમાં, બેઇન્દ્રિયોની અપેક્ષા તેઇન્દ્રિય જીવોમાં ઓછું વીર્યાન્તરાય જોવામાં આવે છે. આ મુજબ છદ્મસ્થઅવસ્થાના પરાકાષ્ઠા સમયમાં અર્થાત્ બારમાં ક્ષીણ કષાય નામક ગુણસ્થાનના અંતિમ સમયમાં વીર્યાન્તરાય કર્મ સહુથી ઓછું દેખાય છે કેવળજ્ઞાન લાધવાથી (મળવાથી) ભલે તીર્થંકર કેવળી હોય કે સામાન્ય-કેવળી, વીર્યાન્તરાય કર્મથી સર્વથા રહિત થઈ જાય છે. તેમનામાં સર્વોત્કૃષ્ટ વીર્ય હો છે. ॥ ૧૩ ॥

'णाणदंसणावरणिज्जवेयणिज्जंतरायाणं, इत्यादि

સૂત્રાર્થ—જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અન્તરાય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની અને જઘન્ય અન્તર્મુહૂર્ત્તની છે ॥૧૪॥

**તત્વાર્થદીપિકા**—આનાથી પૂર્વ પ્રકૃતિબંધનું પ્રરૂપણ કરવા માટે કહેવામાં આવે છે. જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય અને અંતરાય આ ચાર કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમની છે અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે ॥૧૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પાછળના સૂત્રોમાં મૂળ અને ઉત્તર પ્રકૃતિબન્ધની પ્રરૂપણા કરવામાં આવેલ છે હવે સ્થિતિબન્ધની પ્રરૂપણા કરતા થકા પ્રથમ જ્ઞાનાવરણ, દર્શનાવરણ વેદનીય અને અન્તરાય કર્મની સ્થિતિ બતાવીએ છીએ—

જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અન્તરાય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમની અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે. બન્ધના સમયથી શરૂ કરીને અત્યાર સુધી તે કર્મ પૂર્ણરૂપથી નિર્જીર્ણ થાય છે ત્યાં સુધીનો સમય સ્થિતિકાળ કહેવાય છે. સ્થિતિકાળને જ અહીં સ્થિતિ શબ્દથી કહેલો છે.

આવી રીતે પૂર્વોક્ત ચાર મૂળપ્રકૃતિઓનો સ્થિતિબન્ધ ઉત્કૃષ્ટ ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમનો સમજવો જોઈએ. આ ચારે કર્મોનો અબાધાકાળ ત્રણ હજાર વર્ષનો છે. બન્ધ થયા બાદ જેટલા કાળ સુધી કર્મનો ઉદય થતો નથી, તેટલો કાળ અબાધાકાળ કહેવાય છે. અબાધાકાળ પુરો થઈ ગયા બાદ જ્ઞાનાવરણ વગેરે કોઈ કર્મ જ્યારે ઉદયાવલીકામાં પ્રવેશ થાય છે ત્યારથી પ્રારંભ કરીને તેનો પૂર્ણરૂપથી નાશ થવાના કાળને બન્ધકાળ કહે છે. પરિણામ એ આવ્યું કે જ્ઞાના-

વરણુ વગેરે કહેલાં ચારે કર્મબન્ધકાળથી લઈને ત્રણ હજાર વર્ષ પુરાં થઈ ગયા બાદ ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થાય છે.

જ્ઞાનાવરણુ. દર્શનાવરણુ, વેદનીય અને અન્તરાય કર્મની ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમની જે ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવવામાં આવી છે તે સંજ્ઞી, મિથ્યાદૃષ્ટિ પંચેન્દ્રિય પર્યાપ્ત જીવની અપેક્ષાથી સમજવી જોઈએ. ઉત્તરાધ્યયનના ૩૩માં અધ્યયનમાં કહેવામાં આવ્યું છે—

બે આવરણોની અર્થાત્ જ્ઞાનાવરણ અને દર્શનાવરણની, વેદનીયની તથા અન્તરાય કર્મની ત્રીસ ક્રોડાક્રોડી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ કહેવામાં આવી છે. આ ચારેયની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની છે ॥૧૯-૨૦॥ ॥૧૪॥

'मोहणिज्जस्स सत्तरि कोडाकोडीओ' ॥१५॥

સૂત્રાર્થ-મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની છે ॥૧૫॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય અને અન્તરાય કર્મની સ્થિતિ દર્શાવાઈ છે હવે મોહનીય કર્મની સ્થિતિનું પ્રતિપાદન કરીએ છીએ--

મોહનીય કર્મની જેનું સ્વરૂપ પહેલા કહેવાઇ ગયુ છે, ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની છે. આ કર્મની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે ॥૧૫॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ જ્ઞાનાવરણ આદિ ચાર કર્મપ્રકૃતિઓનો સ્થિતિ કાળ વિસ્તારપૂર્વક બતાવાઈ ગયો છે હવે મોહનીય કર્મનો સ્થિતિ કાળ બતાવીએ છીએ—

મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની તથા જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે.

મોહનીય કર્મનો અબાધાકાળ સાત હજાર વર્ષનો છે. આબાધાકાળની સમાપ્તિથી લઈને સંપૂર્ણ કર્મનો ક્ષય થવા સુધીનો સમય બાધાકાળ કહેવાય છે અર્થાત્ જે સમયે મોહનીય કર્મ ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થયો તે સમયથી શરુ કરીને તેના પૂર્ણ રૂપથી નાશ થવા સુધીનો સમય બાધાકાળ કહી શકાય છે. ફલિતાર્થ એ છે કે સીત્તર હજાર વર્ષ વ્યતીત થઈ જવા પર સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિવાળા મોહનીય કર્મનો ઉદયાવલીકામાં પ્રવેશ થાય છે.

મોહનીય કર્મની આ ઉત્કૃષ્ટ સ્થિતિ સંજ્ઞી પંચેન્દ્રિય મિથ્યાદષ્ટિ પર્યાપ્ત જીવની અપેક્ષાથી સમજવી જોઈએ અર્થાત્ મિથ્યાદષ્ટિ સંજ્ઞી પર્યાપ્ત પંચેન્દ્રિય જીવ જ સીત્તેર ક્રોડક્રોડી સાગરોપમની સ્થિતિનો બંધ કરી શકે છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૩માં અધ્યયનમાં કહ્યું છે—

મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની છે અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે ॥૧૫॥

'नामगोत्ताणं वीसईकोडाकोडीओ' ॥१६॥

સૂત્રાર્થ—નામ અને ગોત્ર કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીસ ક્રોડાક્રોડી સાગરોપમ છે. એમનો જઘન્ય સ્થિતિકાળ આઠ મુહૂર્ત્તનો સમજવો જોઈએ ॥૧૬॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં મોહનીય કર્મનો સ્થિતિકાળ પ્રરૂપિત કરવામાં આવ્યો છે. હવે નામ અને ગોત્ર નામક મૂલ પ્રકૃતિઓનો સ્થિતિકાળ પ્રતિપાદિત કરવા માટે કહીએ છીએ.

નામ કર્મ અને ગોત્ર કર્મની સ્થિતિનો ઉત્કૃષ્ટ કાળ વીસ ક્રોડાક્રોડી સાગરોપમ છે, એમનો જઘન્ય સ્થિતિકાળ આઠ મુહૂર્ત્ત સમજવો જોઈએ. ॥૧૬॥

**તત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉના સૂત્રમાં મોહનીય કર્મની સ્થિતિ કહેવામાં આવી છે. હવે નામ અને ગોત્ર કર્મના સ્થિતિ કાળનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ.

નામ કર્મ અને ગોત્ર કર્મ નામક મૂળ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટા સ્થિતિ-વીસ-વીસ ક્રોડાક્રોડી સાગરોપમ છે. આ બંનેનો આ બાધાકાળ બબ્બે હજાર વર્ષનો છે. ત્યારબાદ બાધાકાળ પ્રારંભ થઈ જાય છે. ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થવાના સમયેથી આરંભ થઈને પૂર્ણતયા ક્ષય થઈ જવાના સમયને બાધાકાળ કહે છે.

આવી રીતે બન્ધકાળથી લઈને બે હજાર વર્ષ વ્યતીત થઈ જવા પર નામ કર્મ અને ગોત્ર કર્મ ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થાય છે. નામ કર્મ અને ગોત્રકર્મ બન્ધના સમયથી લઈને જેટલા વખત સુધી અનુભવમાં આવતા નથી તેટલો સમય તેમનો અબાધાકાળ કહેવાય. છે.

નામ અને ગોત્ર કર્મની વીસ ક્રોડાક્રોડી સાગરોપમની જે ઉત્કૃષ્ટ સ્થિતિ કહેવામાં આવી છે તેનો બન્ધ સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત મિથ્યાદૃષ્ટિ જીવ જ કરી શકે છે. ઉત્તરાધ્યયન સૂત્રનાં ૩૩માં અધ્યયનની ૨૩મી ગાથામાં કહ્યું છે—નામ કર્મ અને ગોત્રકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીસ ક્રોડાક્રોડી સાગરોપમની છે અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે. ॥૧૬॥

**'आउकम्मस्स तेत्तीससागरोवमा ठिई उक्कोसा'** ॥१७॥

સૂત્રાર્થ—આયુષ્ય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેંત્રીસ સાગરોપમની છે ॥૧૭॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં નામ અને ગોત્ર નામક મૂળ પ્રકૃતિઓની સ્થિતિનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે આયુષ્ય નામની મૂલ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ કરીએ છીએ.

આયુષ્ય નામની મૂળપ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ પૂર્વ કોટિના ત્રિભાગથી અધિક તેત્રીશ સાગરોપમની જાણવી જોઈએ એની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે તે આગળ ઉપર કહીશું ॥૧૭॥

**તત્વાર્થનિર્યુક્તિ**—નામ અને ગોત્ર કર્મની સ્થિતિનો કાળ બતાવાઈ ગયો. હવે આયુષ્ય નામક મૂળપ્રકૃતિનો ઉત્કૃષ્ટ સ્થિતિકાળ પ્રતિપાદન કરીએ છીએ,

આયુષ્ય કર્મ નામક મૂળપ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ કરોડ પૂર્વના ત્રીજા ભાગથી અધિક તંત્રીશ સાગરની ઉત્કષ્ટ સ્થિતિ સમજવી જોઈએ. જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે જે, આગળ ઉપર કહેવાશે અત્રે-સાગરોપમ લેવાથી, 'ક્રોડાક્રોડી' પદનો નિષેધ થઈ જાય છે. 'તેત્રીશ' પદ ગ્રહણ કરવાથી પણ 'ક્રોડાક્રોડી'ની નિવૃત્તિ થઈ જાય છે. તાત્પર્ય એ છે કે આયુષ્ય કર્મની સ્થિતિ ફક્ત તેંત્રીશ સાગરોપમની છે, તેંત્રીશ ક્રોડાક્રોડી સાગરોપમની નથી.

અહીં કરોડ પૂર્વનો વિભાગ આબાધાકાળ સમજવાનો છે તેની પછી બાધાકાળની શરૂઆત થાય છે જે કાળમાં આયુષ્ય કર્મ ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થાય તેને લઈને પૂર્ણ રૂપથી તેના ક્ષય થવા સુધીનો સમય બાધાકાળ કહેવાય છે. આવી રીતે આયુષ્ય બન્ધની પછી કરોડ પૂર્વનો ત્રીજો ભાગ વીત્યા બાદ આયુષ્ય કર્મનો ઉદય થાય છે. જેટલા કાળ સુધી તેનો અનુભવ, થતો નથી તેટલો સમય અબાધાકાળ કહેવાય છે. આયુષ્ય કર્મની તેંત્રીશ સાગરોપમની જે ઉત્કૃષ્ટ સ્થિતિ કહેવામાં આવી છે તે સંજ્ઞી પર્યાપ્ત પંચેન્દ્રિયની અપેક્ષાથી સમજવી જોઈએ.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૩માં અધ્યયનની ૨૩મી ગાથામાં કહ્યું છે—'આયુષ્ય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેંત્રીશ સાગરોપમની અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની કહેવામાં આવી છે. ॥૧૭॥

**'वेयणिज्जस्स बारसमुहुत्ता ठिई जहन्निया**

**સૂત્રાર્થ**—વેદનીયની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્ત્તની છે ॥૧૮॥

**તત્વાર્થદીપિકા** આની પહેલાં જ્ઞાનાવરણીય વગેરે આઠે મૂળ પ્રકૃતિઓનું સામાન્ય રૂપથી ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિબંધ કહેવામાં આવ્યો છે હવે વેદનીય કર્મની જઘન્ય સ્થિતિ કહીએ છીએ.

વેદનીય રૂપ (સાંપરાઈકિ સાતાવેદનીય) મૂળ પ્રકૃતિની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્ત્તની છે. ઉત્કૃષ્ટ સ્થિતિ પંદર ક્રોડાક્રોડી સાગરોપમની કહેવામાં આવી છે ॥ ૧૮ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા મૂળ કર્મપ્રકૃતિઓનો સામાન્ય રૂપથી સ્થિતિકાળ કહેવામાં આવ્યો છે. હવે વેદનીયની સ્થિતિનું પ્રરૂપણ કરવામાં આવે છે—

વેદનીય કર્મ (સાંપરાઈકિ સાતાવેદનીય)ની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્તની છે. આનો અબાધાકાળ અન્તર્મુહૂર્ત્તનો છે ॥ ૧૮ ॥

**'नामगोत्ताणं अट्ठमुहुत्ता ठिई जहण्णिया' ॥१९॥**

**સૂત્રાર્થ**—નામ કર્મ અને ગોત્ર કર્મની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્ત્તની હોય છે. ॥૧૯॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં વેદનીય કર્મની સ્થિતિ કહેવામાં આવી છે હવે નામ અને ગોત્ર કર્મની સ્થિતિનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—નામ અને ગોત્ર કર્મની જઘન્ય સ્થિતિ આઠમુહૂર્ત્તની જે. આનો અબાધાકાળ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. ॥ ૧૯ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા વેદનીય કર્મની સ્થિતિની પ્રરૂપણા કરવામાં આવી હવે નામ અને ગોત્ર રૂપ મૂળ પ્રકૃતિઓનું પ્રતિપાદન કરીએ છીએ—

નામ અને ગોત્ર કર્મની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્ત્ત પ્રમાણ છે.

ભગવતી સૂત્ર શતક ૬ ઉદ્દેશક ૩ માં કહ્યું છે—નામ અને ગોત્ર કર્મની જઘન્ય સ્થિતિ આઠ મુહૂર્ત્તની છે ॥ ૧૯ ॥

**'सेसाणं अंतो मुहुत्तं जहण्णिया' ॥२०॥**

**સૂત્રાર્થ**—શેષ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે. ॥ ૨૦ ॥

**તત્ત્વાર્થદીપિકા**—આનાથી અગાઉના બે સૂત્રોમાં વેદનીય, નામ અને ગોત્ર કર્મ રૂપ પ્રકૃતિઓની સ્થિતિનું બયાન કરવામાં આવ્યું છે હવે શેષ પાંચ જ્ઞાનાવરણ આદિ રૂપ મૂળ-પ્રકૃતિઓની સ્થિતિ કહીએ છીએ—

શેષ અર્થાત્ પૂર્વોક્ત વેદનીય, નામ અને ગોત્ર કર્મથી અતિરિક્ત જ્ઞાનાવરણ દર્શનાવરણ, મોહનીય, આયુષ્ય અને અન્તરાય કર્મ રૂપ મૂળ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે ॥ ૨૦ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા વેદનીય નામ અને ગોત્ર રૂપ મૂળ પ્રકૃતિઓની સ્થિતિ પ્રતિપાદન કરવામાં આવી છે હવે બાકીની જ્ઞાનાવરણ વગેરે કર્મ રૂપ મૂળ પ્રકૃતિઓની સ્થિતિનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

શેષ અર્થાત્ જ્ઞાનાવરણ, દર્શનાવરણ મોહનીય આયુષ્ય અને અન્તરાય કર્મોની મૂળ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત માત્ર છે. અબાધાકાળ પણ અન્તર્મુહૂર્ત્તનો હોય છે.

ઉત્તરાધ્યયન સૂત્રના ૩૩ મા અધ્યયનની ગાથા ૧૯–૨૨ માં કહ્યું છે. જઘન્ય સ્થિતિ-અન્તર્મુહૂર્ત્તની છે ॥ ૨૦ ॥

**'कम्माणं विवागो अणुभावो' ॥२१॥**

**સૂત્રાર્થ**—કર્મોના વિપાક-ફળ અનુભાવ કહેવાય છે ॥ ૨૧ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પહેલા જ્ઞાનાવરણ વગેરે કર્મ, ૩૫ મૂળ પ્રકૃતિઓનું તથા તેમના સ્થિતિ બન્ધ કાળનું નિરૂપણ કરવામાં આવ્યું, હવે અનુભાવબન્ધનું નિરૂપણ કરીએ છીએ--

જ્ઞાનાવરણ દર્શનાવરણ વગેરે મૂળ પ્રકૃતિઓનો તથા મતિજ્ઞાનાવરણ વગેરે ઉત્તર પ્રકૃતિઓનો જે વિપાક અર્થાત્ ફળ છે, તે અનુભાવ કહેવાય છે ॥ ૨૧ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—અગાઉના પાંચ સૂત્રોમાં જ્ઞાનાવરણ આદિ કર્મોની ઉત્કૃષ્ટ તથા જઘન્ય સ્થિતિની પ્રરૂપણા કરવામાં આવી છે, હવે અનુક્રમથી પ્રાપ્ત અનુભાવબન્ધનું વિશિષ્ટ લક્ષણ બતાવીને પ્રરૂપણ કરીએ છીએ જ્ઞાનાવરણ આદિ મૂળ પ્રકૃતિઓના અને મતિજ્ઞાનાવરણ આદિ ઉત્તર પ્રકૃતિઓના સર્વ કર્મોના વિપાક ફળ અથવા ઉદયાવલિકામાં પ્રવેશ અનુભાવ કહેવાય છે. જ્ઞાનાવરણ આદિ કર્મોનો વિશિષ્ટ અથવા વિવિધ પ્રકારનો પાક વિપાક કહેવાય છે અથવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવરૂપ નિમિત્તકારણોના ભેદથી ઉત્પન્ન જુદા જુદા પ્રકારના પાક–વિપાક અનુભવરૂપ અનુભાવ કહેવાય છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત પરિણામોનો તીવ્ર મન્દ વગેરે વિપાક, જે પૂર્વોક્ત જ્ઞાનાવરણ આદિ કર્મોની મારફત જન્મેલા સુખ–દુઃખ આદિ ફળ રૂપ હોય છે, તેનો અનુભવ કરવો અનુભાવ છે.

શુભ પરિણામોનો ઉત્કર્ષ–અધિકપણું થવાથી શુભ કર્મ પ્રકૃતિઓમાં ઉત્કૃષ્ટ અનુભાવ ઉત્પન્ન થાય છે. અને અશુભ કર્મ પ્રકૃતિઓમાં નિકૃષ્ટ ઓછો અનુભાવ ઉત્પન્ન થાય છે જ્યારે અશુભ પરિણામોમાં ઉત્કર્ષ થાય છે ત્યારે અશુભ કર્મપ્રકૃતિઓ તીવ્ર અનુભાવ અને શુભ પ્રકૃતિઓમાં મન્દ અનુભાવ ઉત્પન્ન થાય છે.

અથવા જેના કારણે આત્મા બન્ધનો અનુભવ કરે છે તેને અનુભાવ કહે છે અથવા અનુગત ભાવ અનુભાવ કહેવાય છે જ્યારે પૂર્વે બંધાયેલા કર્મો ઉદયાવલિકામાં પ્રવિષ્ટ થાય છે ત્યારે જીવને ઈચ્છાથી કે અનિચ્છાથી અનુસમય–પ્રતિસમય તેને ભોગવવો જ પડે છે.

જ્ઞાનાવરણ કર્મનું ફળ જ્ઞાનનો અભાવ હોય છે દર્શનાવરણનું ફળ દર્શનશક્તિની રુકાવટ છે. આ રીતે સર્વ કર્મો દ્વારા ઉત્પન્ન થનારા સુખ દુ:ખ રૂપ અનુભૂતિ થાય છે. તે કર્મવિપાક અમુક–અમુક પ્રકારના હોય છે. જે પ્રકારના અધ્યવસાયથી જે કર્મ જે રૂપમાં બંધેલા છે તે તે રૂપમાં ફળ પ્રદાન કરે છે તે જ કર્મફળ જીવને ભોગવવું પડે છે. કદી–કદી અન્ય રીતે પણ ભોગવાય છે.

કર્મનો વિપાક કોઈ તીવ્ર કોઈ મન્દ તો કોઈ મધ્યમ હોય છે. ક્યારે–ક્યારેક શુભ રૂપમાં બાંધેલા કર્મનું ફળ અશુભ રૂપમાં ભોગવાય છે અને અશુભ રૂપમાં બાંધેલ કર્મનું ફળ શુભરૂપમાં ભોગવવામાં આવે છે આવી જ રીતે કર્મ ફળ–વિપાકમાં દ્વિરૂપતા સમજવી જોઈએ. કહ્યું પણ છે—

જ્ઞાનાવરણ વગેરે આઠ કર્મ પ્રકૃતિઓમાંથી કોઈ કર્મ પુદ્‌ગલવિપાકી હોય છે તેનું ફળ પુદ્‌ગલોમાં જ મળે છે અથાત્ તે કર્મ પુદ્‌ગલોમા જ વિવિધ પ્રકારના પરિણમન ઉત્પન્ન કરે છે. કોઈ કર્મ પ્રકૃતિ ભવવિપાકી હોય છે તેનું ફળ ભવાન્તરની પ્રાપ્તિ થવા પર દેહધારી જીવ જ ભોગવે છે કોઈ–કોઈ કર્મપ્રકૃતિ ક્ષેત્રવિપાકી હોય છે તેનું ફળ ક્ષેત્ર પ્રાધાન્યથી ભોગવાય છે. કોઈ કર્મ જીવ-વિપાકી હોય છે તેનું ફળ આત્માને જ ભોગવવું પડે છે અર્થાત્ આત્માના ગુણોને તે પ્રભાવિત કરે છે. કહ્યું પણ છે—

સંહનન, સંસ્થાન, વર્ણ, સ્પર્શ, રસ, ગંધનામકર્મ, અંગોપાંગનામકર્મ, સર્વશરીર નામ કર્મ, અગુરુ લઘુ પરાઘાત, ઉપઘાત, આતપ, ઉદ્યોત, પ્રત્યેકશરીર, સ્થિર, શુભનામ કર્મ, તથા એમનાથી વિપરીત અર્થાત્ સાધારણ શરીર અસ્થિર અને અશુભ નામ કર્મ આ બધી કર્મ-પ્રકૃતિઓ પુદ્દગલ વિપાકિની છે. આયુષ્યકર્મની ચારેય પ્રકૃતિઓ ભાવવિપાકી છે, અનુપૂર્વી કર્મ ક્ષેત્રવિપાકી છે અને બાકીની બધી પ્રકૃતિઓ જીવવિપાકી છે.

પ્રશ્ન—અન્ય પ્રકારથી બાંધેલા કર્મ અન્ય પ્રકારથી કંઈ રીતે ભોગવાય છે ?

ઉત્તર—ઉકત કારણોથી ઉત્પન્ન થયેલ વિપાકરૂપ અનુભાવ બે પ્રકારથી પ્રવૃત્ત થાય છે સ્વમુખે અને પરમુખે જ્ઞાનાવરણ આદિ બધી મૂળ પ્રકૃતિઓનો અનુભાવ સ્વમુખે જ થાય છે, પરમુખે નહીં. જ્ઞાનાવરણ કર્મ, દર્શનાવરણ કર્મના રૂપે ફળ આપતું નથી; એવી જ રીતે કોઈ પણ મૂળ પ્રકૃતિનું બીજી મૂળ પ્રકૃતિમાં સંક્રમણ થતું નથી પરંતુ એક જ કર્મની ઉત્તર-પ્રકૃતિઓ સજાતીય અન્ય પ્રકૃતિઓના રૂપમાં પરિણત થઈ જાય છે એવી જ રીતે તેમનો વિપાક પરમુખે પણ થાય છે જેમ કે મતિ—જ્ઞાનાવરણનો શ્રુતજ્ઞાનાવરણના રૂપમાં વિપાક થઈ જાય છે અને શ્રુતજ્ઞાનાવરણનું મતિજ્ઞાનાવરણના રૂપમાં સક્રમણ થઈ શકે છે. આમ જ્ઞાનાવરણ કર્મની પાંચે ય પ્રકૃતિઓ પરમુખે અર્થાત્ રૂપાંતરથી પણ ફળ પ્રદાન કરે છે.

પરંતુ ઉત્તર પ્રકૃતિઓના સંક્રમણમાં પણ થોડો અપવાદ છે. ચાર પ્રકારની આયુષ્યકર્મની પ્રકૃતિઓનું પરસ્પરમાં સંક્રમણ થતું નથી અર્થાત્ કોઈ પણ એક આયુષ્ય બીજા આયુષ્યના રૂપમાં પરિવર્તન કરી શકાતુ નથી એવી જ રીતે દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીય, છે તો એક મોહનીય કર્મની જ ઉત્તર પ્રકૃતિઓ પરંતુ તેમનું પણ એક બીજામાં સંક્રમણ થઈ શકતું નથી, દા. ત. નરકાયુ તિર્યંચાયુના રૂપમાં બદલી શકાતું નથી અને દર્શન મોહનીય ચારિત્ર મોહનીયના રૂપમાં પોતાનું ફળ આપતું નથી તથા ચારિત્ર મોહનીયનો દર્શનમોહનીયના રૂપમાં પરિપાક થઈ શકતો નથી.

આવી રીતે કર્મ વિપાકફળનો અનુભવ કરતો થકો જીવ કર્મના કારણે જ અનાભોગ વીર્યપૂર્વક કર્મનું સંક્રમણ કરે છે.

આવી જ રીતે ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય પરિણતિવાળો આત્મા જ્ઞાનાવરણ વગેરે કર્મોના વિપાકનો અનુભવ કરતો થકો કર્મના કારણે, અન્ય નિમિત્તો વગર જ અનાભોગ વીર્ય પૂર્વક કર્મનું સંક્રમણ કરે છે. નિમિત્તહીન અનાભોગ જ્ઞાનાવરણ વગેરેનો ઉદય કહેવાય છે. આભોગ કરવાવાળા અર્થાત્ કર્મફળ વિપાકને ભોગવવાવાળા આત્માની વિશેષ ચેષ્ટા આભોગવીર્ય કહેવાય છે. તાત્પર્ય એ છે કે ઇરાદાપૂર્વક જે પ્રયત્ન કરવામાં આવે છે તેને આભોગવીર્ય કહે છે અને વગર વિચાર્યે, અજાણતામાં જે ચેષ્ટા થાય છે તે અનાભોગ વીર્ય કહેવાય છે.

જીવ અનાભોગ વીર્યપૂર્વક જ કર્મ સંક્રમણ કરે છે. આવી રીતે કોઈ ઉત્તર પ્રકૃતિઓનો પોતાની સજાતીય ઉત્તરપ્રકૃતિઓમાં સંક્રમણ થાય છે, બધાંનો નહીં. તે સંક્રમણ માત્ર સજા-તીય ઉત્તર પ્રકૃતિઓમાં જ થાય છે, વિજાતીય પ્રકૃતિઓમાં નહીં. જેમ જ્ઞાનાવરણ કર્મની મતિજ્ઞાનાવરણ કર્મ આદિ પાંચ પ્રકૃતિઓનું શ્રુતજ્ઞાનાવરણ વગેરે ચાર પ્રકૃતિઓના રૂપમાં સંક્રમણ થાય છે, દર્શનાવરણની વિશિષ્ટ પ્રકૃતિ ચક્ષુદર્શનાવરણ વગેરેમાં નહીં.

જ્ઞાનાવરણ પણ દર્શનાવરણ વગેરે બીજી મૂળ પ્રકૃતિઓમાં સંક્રાન્ત થતું નથી એવી જ રીતે દર્શનાવરણનું કોઈ બીજી મૂળ પ્રકૃતિના રૂપમાં સંક્રમણ થતું નથી કારણ કે તેના બન્ધના કારણ ભિન્ન જાતિના હોય છે.

બન્ધના કારણ આ રીતે છે-જ્ઞાનાવરણના બંધના કારણ નિહ્નવ વગેરે છે, અસાતાવેદનીયના બંધના કારણ દુઃખ શોક વગેરે છે જો કે જ્ઞાનાવરણ અને દર્શનાવરણના બન્ધના કારણ સરખાં છે તો પણ હેતુમાં જુદાઈ હોવાથી તેમના પરિણામમાં પણ ભિન્નતા થઈ જાય છે. જ્ઞાનાવરણ કર્મ વિશેષગ્રાહી બોધનો નિરોધ કરે છે. અને દર્શનાવરણ સામાન્ય ઉપયોગ (દર્શન) ને ઢાંકી દે છે આમ ભિન્ન ભિન્ન બંધના કારણ હોવાથી તથા ભિન્ન-ભિન્ન ફળવાળા હોવાથી જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ ગોત્ર અને અન્તરાય પ્રકૃતિઓનું પરસ્પર—સંક્રમણ થતું નથી.

સંક્રમણ ઉત્તર પ્રકૃતિઓમાં જ થાય છે પરંતુ તેમનામાં પણ કોઈ-કોઈ જ ઉત્તર-પ્રકૃતિઓનો કોઈ-કોઈ ઉત્તર પ્રકૃતિઓમાં જ સંક્રમણ થાય છે, બધાનું બધામાં સંક્રમણ થતું નથી, દા. ત. દર્શનમોહનીય કર્મનું ચારિત્ર મોહનીયના રૂપમાં સંક્રમણ થતું નથી અને-ચારિત્ર મોહનીયનું દર્શન મોહનીયના રૂપમાં સંક્રમણ થતું નથી એવી જ રીતે સમ્યક્ત્વ પ્રકૃતિ—સમ્યગ્-મિથ્યાત્વ રૂપથી સંક્રાન્ત થતી નથી પરંતુ સમ્યગ્ મિથ્યાત્વ અર્થાત્ મિશ્રપ્રકૃતિનો બન્ધ ન થવા છતાં પણ સમ્યક્ત્વમાં બધી જ સંક્રમણ થાય છે અને એવી જ રીતે સમ્યક્ત્વ પ્રકૃતિ અને મિશ્રપ્રકૃતિનું મિથ્યાત્વમાં સંક્રમણ થાય છે. આયુષ્ય કર્મની ચાર ઉત્તર-પ્રકૃતિઓનું પરસ્પર સંક્રમણ થતું નથી—નરકાયુ બદલીને તિર્યંચાયુ વગેરેમાં ફેરવી શકાતું નથી એવી જ રીતે કોઈ પણ અન્ય આયુષ્ય કોઈ બીજા આયુષ્ય પ્રકૃતિના રૂપમાં પ્રાપ્ત થઈ શકતું નથી.

તાત્પર્ય એ છે કે ઉત્તર પ્રકૃતિઓમાં પણ દર્શનમોહનીય અને ચારિત્ર મોહનીયનો સમ્યગ્—મિથ્યાત્વવેદનીયનો તથા આયુષ્ય કર્મની પ્રકૃતિઓનું એકબીજામાં સંક્રમણ થતું નથી કારણ કે તેમના બન્ધના કારણોમાં ભિન્નતા છે એથી તેઓ ભિન્ન જાતીય છે. કહ્યું પણ છે—

આત્મા અમૂર્ત્ત હોવાના કારણે પોતાના અધ્યવસાયની વિશેષતાથી મૂળ પ્રકૃતિઓથી અભિન્ન ઉત્તર પ્રકૃતિઓમા સંક્રમણ કરે છે અર્થાત્ એક મૂળ પ્રકૃતિની ઉત્તર મૂળ પ્રકૃતિઓમાં ફેર-બદલો કરી લે છે આવી જ રીતે ગાઢા બાંધેલા કર્મને અધ્યવસાયની વિશેષતાથી શિથીલ કરી લે છે અને શિથીલ બાંધેલા કર્મને દૃઢ પણ કરી લે છે અને જઘન્ય સ્થિતિને ઉત્કૃષ્ટ સ્થિતિના રૂપમાં બદલી શકે છે.

સંક્રમણ, સ્થિતિ અને ઉદીરણા, આ ત્રણેના વિષયમાં ત્રણ દૃષ્ટાંતો રજુ કરીએ છીએ,

સંક્રમણનું દ્દષ્ટાંત છે તાંબાને તારના રૂપમાં બદલવા—તાંબુ પ્રયોગ દ્વારા તારના રૂપમાં પરિવર્તિત થઇ જાય છે. સ્થિતિનું ઉદાહરણ છે- માટીનું શોષણ અને તેને ભીની કરવી ઉદીરણાનું ઉદાહરણ છે, કેરીને જલદીથી પકાવવી આ ક્રમશઃ ત્રણ ઉદાહરણો છે.

આ પ્રમાણે જ જીવ પોતાના પ્રયોગથી અનુભાવમાં પણ સંક્રમણ કરે છે અર્થાત્ કોઇ કર્મ પ્રકૃતિનો તીવ્ર અનુભાવ બન્ધ કર્યો હોય તો અપવર્તનાકરણ દ્વારા તેને મન્દ રૂપમા બદલી શકાય છે અને બાંધેલા મન્દ અનુભાવને ઉદ્વર્તનાકરણ દ્વારા તીવ્ર અનુભાવમાં બદલી શકાય છે.

જેમ મન્દ અનુભાવવાળુ ચૂર્ણ હલદર વડે જલદ કરી દેવામાં આવે છે અને જલદ ચૂર્ણ વાયુ અને તાપ દ્વારા મન્દ બનાવી દેવાય છે.

મિથ્યાત્વ પ્રકૃતિનો અનુભાવ તીવ્ર હોય છે, સમ્યક્ત્વ-પ્રકૃતિનો અનુભાવ મન્દ હોય છે અને મિશ્ર પ્રકૃતિનો અનુભાવ મિશ્ર-મધ્યમ હોય છે'

આ રીતે દર્શનમોહનીય, ચરિત્રમોહનીય અને આયુષ્યકર્મની ઉત્તર પ્રકૃતિઓનું સંક્રમણ થતું નથી એનુ કારણ એ છે કે એમના બન્ધના કારણો આગમમાં ભિન્ન-ભિન્ન બતાવવામાં આવ્યા છે અને ભિન્ન કારણોથી બાંધેલા હોવાથી એ પ્રકૃતિઓ ભિન્ન જાતિની છે એમનું ફળ પણ ભિન્ન છે. એટલું ચોક્કસ છે કે અપવર્તન બધી પ્રકૃતિઓનું થઈ શકે છે, ભલે પછી તે મૂળ પ્રકૃતિ હોય અથવા ઉત્તર પ્રકૃતિ. દીર્ઘકાલીન સ્થિતિનું અલ્પકાલીન થઈ જવું તે અપ· વર્ત્તન કહેવાય છે. પરિણામની વિશેષતા અનુસાર બધી પ્રકૃતિઓનું અપવર્ત્તન થઈ શકે છે.

આ જે અનુભાવ-વિપાક છે, તે નામ અનુસાર થાય છે જે કર્મનું જે નામ છે તેને જ અનુરૂપ તેનું ફળ પણ હોય છે. જ્ઞાનાવરણ વગેરે બધાં કર્મોના વિષયમાં આ પ્રમાણે જ સમજવાનું છે. જેમ કે જે કર્મ જ્ઞાનને આવત-આચ્છાદિત કરે છે તે જ્ઞાનાવરણ કહેવાય છે. જ્ઞાનાવરણ કર્મ જે ફળ પ્રદાન કરે છે તેનો પર્યવસાન જ્ઞાનના અભાવમાં થાય છે અર્થાત્ જ્ઞાનાવરણ કર્મ પોતાના નામ મુજબ જ્ઞાનનો નિરોધ કરે છે.

એવી જ રીતે દર્શનાવરણ કર્મનું ફળ દર્શન અર્થાત્ સામાન્ય બોધને આવૃત્ત કરવાનું છે. દર્શન અર્થાત્ સામાન્ય ઉપયોગ, તેને જે આવૃત્ત કરે છે તે દર્શનાવરણ. આમ નામને અનુરૂપ જ તેનું ફળ હોય છે.

સાતાવેદનીયનું ફળ સુખનું વેદન કરાવે છે અસાતાવેદનીય અસાતા અર્થાત્ દુઃખનું વેદન-અનુભવ કરાવે છે. દર્શન મોહનીય કર્મ જ્યારે ફળ આપે છે તો દર્શન અર્થાત્ તત્ત્વાર્થ શ્રદ્ધાનને મોહિતકલુષિત અથવા નષ્ટ કરે છે. ચારિત્રમોહનીય કર્મ ચારિત્રને ઉત્પન્ન થવા દેતું નથી.

એવી જ રીતે જે કર્મના વિપાકથી આયુષ્ય કહેતાં પ્રાણધારણ થાય છે તે આયુષ્ય કર્મ કહેવાય છે આમ આયુષ્ય કર્મનું ફળ-વિપાક પ્રાણધારણ છે એવી જ રીતે ગતિ, જાતિ વગેરે પ્રશસ્ત અગર અપ્રશસ્ત ભાવોને જે કર્મ પ્રાપ્ત કરાવે છે તે નામકર્મ પણ ગતિનામ વગેરે કહેવાય છે. એનું ફળ પણ નામ અનુસાર જ સમજવું જોઈએ ગોત્ર કર્મનું ફળ પણ તેવા નામને અનુકૂળ હોય છે. 'ગુઙ્' ધાતુ શબ્દના અર્થમાં છે. ષ્ટ્રન્ પ્રત્યય હોવાથી 'ગોત્ર' શબ્દ સિદ્ધ થાય છે. ગોત્ર બે પ્રકારના છે—ઉચ્ચગોત્ર અને નીચગોત્ર જે કર્મના ફળસ્વરૂપ જીવ ઉંચો કહેવાય છે. એ પૂજ્ય છે. ઉગ્રકુલ, ભોગકુલ અથવા ઈક્ષ્વાકુકુળનો છે એ પ્રકારના શબ્દોથી સંબોધવામાં આવે છે તે ઉચ્ચગોત્ર. કર્મ પણ પોતાના નામ અનુસાર જ ફળ પ્રદાન કરે છે. જે કર્મના ઉદયથી આ દરિદ્ર છે, તરછોડાયેલો-તુચ્છ છે, ચાંડાળ છે ઇત્યાદિ હલકા શબ્દોથી શબ્દિત થાય છે તે નીચગોત્ર કહેવાય છે. આનું ફળ નીચ વંશ વગેરેની પ્રાપ્તિ છે.

જે કર્મના ઉદયથી દેય, દાન, દાતા વગેરેની વચ્ચે અન્તરાય-વિઘ્ન ઉપસ્થિત થાય છે તે અન્તરાય કર્મ કહેવાય છે. અન્તરાય કર્મ જ્યારે તેનું ફળ આપે છે ત્યારે તે દાન વગેરેમાં વિઘ્ન નાખવાના રૂપમાં જ હોય છે એવી રીતે જ્ઞાનાવરણ આદિ સમસ્ત કર્મોનું ફળ જેમને

તેમને પોત-પોતાના નામ મુજબ જ થાય છે સમવાયાંગસૂત્રમાં વિપાકશ્રુતના વર્ણનમાં કહ્યું છે- 'અનુભાગ-ફળ-વિપાક બધાં કર્મોનો હોય છે.'

પ્રજ્ઞાપનાસૂત્રના પદ ૨૩ માં તથા ઉત્તરાધ્યયન અધ્યયન ૩૩ માં પણ આવું જ કહેવાયુ છે.

શંકા-જો કર્મોનું ફળ ઉપર કહ્યા મુજબનું હોય છે તો ફળ પ્રદાન કર્યા બાદ તે કર્મ આભૂષણની જેમ રહે છે અથવા નિઃસાર થઈને ચ્યુત થઈ જાય છે- ખરી પડે છે ?

સમાધાન-બાંધેલા કર્મ જ્યારે ભોગવી લેવામાં આવે છે તો આત્માને પીડા અગર કૃપા પ્રદાન કરીને, ખાધેલા ભોજન વગેરેના વિકારની માફક નીકળી જાય છે; કારણ કે તે સમયે તેને રોકાવા માટે કોઈ કારણ રહેતું નથી.

આ રીતે જ્ઞાનાવરણ વગેરે કર્મોના વિપાક પછી તેની નિર્જરા થઈ જાય અર્થાત્ તે આત્મ-પ્રદેશોથી જુદો થઈ જાય છે.

કર્મની નિર્જરા બે પ્રકારની છે-વિપાકજન્ય અને અવિપાકજન્ય. અહીં વિપાકનો અર્થ છે ઉદય અને અવિપાકનો અર્થ છે ઉદીરણા. આ ચતુર્ગતિરૂપ અને અનેક પ્રકારના જન્મોવાળા સંસારસમુદ્રમાં ડૂબતા જીવના શુભ અશુભ કર્મ જ્યારે વિપાકકાળના સમયે સ્વયં ઉદયમાં આવે છે ત્યારે તેમના ફળ ભોગવી લીધા બાદ તેમની સ્થિતિનો ક્ષય થઈ જાય છે. સ્થિતિક્ષય થઈ જવા પર તેઓ નિવૃત્ત થઈ જાય છે. આ વિપાકજન્ય નિર્જરા છે.

જો કર્મના વિપાકનો સમય પ્રાપ્ત ન થયો હોય તો પણ કોઈ ઔપક્રમિક ક્રિયા દ્વારા તેને બળજબરીથી ઉદયમાં લઈ આવવો ઉદીરણા છે. ઉદીરણા દ્વારા કર્મફળ ભોગવી લીધા બાદ તેની નિર્જરા થઈ જાય છે તે અવિપાકજન્ય નિર્જરા કહેવાય છે જેવી રીતે ફણસ અગર કેરીના ફળને ઘાસ વગેરેમાં દબાવી રાખવાથી સમયથી વહેલા પાકી જાય છે તેવી જ રીતે કોઈ કોઈ કર્મ પણ પોતાના નિયત સમયથી પહેલા જ ઉદીરણા દ્વારા પોતાનું ફળ આપી દે છે અને ફળ પ્રદાન કર્યા પછી નષ્ટ પામે છે. આને અવિપાકજન્ય નિર્જરા કહે છે. કહ્યું પણ છે—

તાંબાના તાર બનાવવા, માટીનું શોષણ અથવા ભીની કરવી અને કેરીને પકાવવી આ ત્રણ ઉદાહરણ સંક્રમ, સ્થિતિ અને ઉદીરણાના વિષયમાં યથાક્રમ સમજી લેવા જોઈએ

આ અવિપાકજન્ય નિર્જરા તપહેતુક હોય છે કારણ કે આ તપથી થાય છે આગળ ઉપર કહેવામાં આવનારા બાર પ્રકારના તપથી નિર્જરા સિવાય સંવર પણ થાય છે આ વાત આગળ સંવરના પ્રકરણમાં કરવામાં આવશે. ભગવતીસૂત્રના પ્રથમ શતકમાં કહ્યું છે કર્મોની ઉદીરણા થાય છે, વેદન થાય છે અને છેવટે તેમની નિર્જરા થઈ જાય છે. ॥૨૧॥

'सव्वकम्माणं अणंताणंता पएसगा' । ઈત્યાદિ

**મૂળ સૂત્રાર્થ**—સમસ્ત કર્મોના પ્રદેશ અનન્તાનન્તઅભવ્યોથી અનંતગણા અને સિદ્ધોના અનંતમાં ભાગ છે. ॥૨૨॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રોમાં કર્મોના અનુભાવનું પ્રરૂપણ કરવામાં આવ્યું છે હવે સામાન્ય રૂપથી નિર્દિષ્ટ પ્રદેશબન્ધનું વિશેષ રૂપથી પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ-જ્ઞાના-વરણ વગેરે આઠે કર્મોના અનન્તાનન્ત પ્રદેશો હોય છે-સંખ્યાતા અગર અસંખ્યાતા હોતા નથી.

અનન્તાનન્ત સંખ્યા અનન્ત પ્રકારની છે, આથી તેમને નિયત કરવાના આશયથી કહીએ છીએ-તેઓ અનન્તાનન્ત પ્રદેશ અભવ્ય જીવોની રાશિથી અનન્તગણા વધુ સમજવા જોઈએ અને સિદ્ધજીવ રાશિના અનન્તમાં ભાગ સમજવા જોઈએ.

જીવ કર્મયોગ્ય પુદ્ગલોના કેટલા ભાગ બાંધે છે ? એવી જિજ્ઞાસાનું સમાધાન કરવા માટે કર્મને યોગ્ય પુદ્ગલોનું પરિમાણ-પરિચ્છેદ રૂપ પ્રદેશબંધનું અગાઉ પ્રરૂપણ કરવામાં આવ્યું; પરંતુ પ્રદેશબંધના સ્વરૂપનું વિશેષ રૂપથી જ્ઞાન કરાવવા માટે અહીં એ બાબતો પરત્વે પ્રકાશ નાખવો આવશ્યક છે-પ્રદેશબંધનું કારણ શું છે ? તે ક્યારે થાય છે ? ક્યાંથી થાય છે ? તેનો સ્વભાવ શું છે ? તે કોનામાં હોય છે ? તેનું પરિમાણ ?

સમસ્ત કર્મપ્રકૃતિહેતુક પ્રત્યેક જીવના ભૂતકાલીન અનન્ત ભવોમાં તથા આગામી સંખ્યાત, અસંખ્યાત અથવા અનન્ત ભવોમાં, કાયયોગ, વચનયોગ અને મનોયોગના નિમિત્તથી આ યોગની તીવ્રતા અગર મન્દતા અનુસાર કાર્મણ વર્ગણાના પુદ્ગલ ગ્રહણ કરવામાં આવે છે તે પુદ્ગલ સૂક્ષ્મ હોય છે, સ્થૂળ નહીં. જે આકાશપ્રદેશોમાં આત્મપ્રદેશોની અવગાહના હોય છે તે જ આકાશપ્રદેશોમાં રહેલા તે પુદ્ગલો ધારણ કરવામાં આવે છે. ભિન્નક્ષેત્રમાં રહેલાં પુદ્ગલો ધારણ કરવામાં આવતાં નથી. સ્થિત પુદ્ગલો જ ધારણ કરી શકાય છે-જે ગતિરૂપમાં પરિણત હોય-ચાલતા હોય, તેમને ધારણ કરતાં નથી.

ઉપર વર્ણવવામાં આવેલી સઘળી વિશેષતાઓ હોવા છતાં પણ જો તેમના પ્રદેશોની સંખ્યા અભવ્ય જીવોની સમગ્ર રાશિથી અનન્તગણી અને સિદ્ધ જીવોની રાશિના અનન્તમો ભાગ હોય તો જ તેમને ધારણ કરવામાં આવે છે, અન્યથા નહીં. એવી જ રીતે તે ઘનાંગુલના અસંખ્યાતમાં ભાગ ક્ષેત્રમાં સ્થિત હોવા જોઈએ, પાંચ વર્ણવાળા, પાંચ રસવાળા, બે ગન્ધવાળા અને ચાર સ્પર્શવાળા હોવા જોઈએ. પછી તેની સ્થિતિ ભલે એક સમયની હોય, ભલે બે, ત્રણ, ચાર, સંખ્યાતા અથવા અસંખ્યાતા સમયની હોય. આવા પુદ્ગલોને આત્મા પોતાના કાય, વચન અને મનના વ્યાપારથી ધારણ કરે છે. ॥૨૨॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમા કર્મોના અનુભાવબંધનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે સામાન્ય રૂપથી પૂર્વકથિત પ્રદેશબન્ધનું વિશેષ રૂપથી પ્રતિપાદન કરીએ છીએ—

જ્ઞાનાવરણ વગેરે આઠ પ્રકૃતિઓને અનુરૂપ પુદ્ગલ જે અનન્તાનન્ત પ્રદેશોવાળા હોય છે તેમને જ આત્મા ગ્રહણ કરે છે. સંખ્યાત અસંખ્યાત અથવા અનન્તપ્રદેશોવાળા પુદ્ગલોને ધારણ કરતો નથી.

કર્મયોગ પુદ્ગલસ્કંધોનું નિયત પરિમાણમાં બંધાવું પ્રદેશબન્ધ કહેવાય છે. પ્રદેશબન્ધના સ્વરૂપને સ્પષ્ટ રૂપથી સમજવા માટે આઠ પ્રશ્નોના ઉત્તરોને સમજવા આવશ્યક છે તે આ પ્રમાણે છે.

(૧) તે પુદ્ગલોના બન્ધનું કારણ શું છે ?

(૨) આત્મા કર્મયોગ્ય પુદ્ગલોને જ્યારે બાંધે છે ત્યારે એક દિશાથી બાંધે છે અથવા સર્વ દિશાઓથી ?

(૩) શું પ્રદેશબન્ધ બધાં જીવોને એક સરખો હોય છે ? અથવા કોઈ કારણથી તેમાં અસમાનતા હોય છે ?

(૪) કયાં ગુણોવાળા પુદ્દગલોનો બન્ધ થાય છે ?

(૫) જે આકાશપ્રદેશોમાં કર્મવર્ગણાના પુદ્દગલ અવગાહે છે તે જ આકાશપ્રદેશોમાં સ્થિત આત્મા, ત્યાંને ત્યાં જ, તેને બાધી લે છે અથવા બાહ્ય આકાશપ્રદેશોમાં સ્થિત પુદ્દગલોને ખેંચીને ધારણ કરે છે ?

(૬) શું ગતિપરિણત પુદ્દગલ બાંધેલા હોય છે ? અથવા સ્થિતિ-પરિણત-સ્થિર પુદ્દગલોનો બન્ધ થાય છે ?

(૭) બંધાવાવાળા પુદ્દગલો સમસ્ત આત્મપ્રદેશોમાં બંધાય છે અથવા આત્માના એક-એક પ્રદેશમાં બંધાય છે ?

(૮) કાર્મણવર્ગણાના તે પુદ્દગલો સંખ્યાતપ્રદેશી અથવા અસંખ્યાતપ્રદેશી હોય તો બંધાય છે અગર અનન્તપ્રદેશી હોય તો જ તેમનો બન્ધ થાય છે ?

આ આઠ પ્રશ્નોના જવાબ ક્રમશ આ રીતે છે—

(૧) કાર્મણવર્ગણાના તે પુદ્દગલ નામ-પ્રત્યય બાંધે છે અર્થાત્ જે પ્રકૃતિનું જે નામ છે તેને અનુસાર જ બાધે છે.

(૨) બધી દિશાઓથી-બધી બાજુથી બંધાય છે.

(૩) બધાં જીવોના યોગનો વ્યાપાર સમાન હોતો નથી કોઈ જીવના યોગનો વ્યાપાર તીવ્ર હોય છે તો કોઈના યોગનો વ્યાપાર મન્દ હોય છે. તીવ્રતા અને મન્દતામાં પણ અનેક શ્રેણીઓ હોય છે આથી બધા જીવોનો પ્રદેશબન્ધ સરખો હોતો નથી પરંતુ યોગની અસમાનતાના કારણે અસમાન હોય છે. યોગની પ્રવૃત્તિ તીવ્ર હોય તો અધિક પુદ્દગલપ્રદેશોનો બંધ થાય છે અને જો મન્દ હોય છે તો ઓછા પ્રદેશ બંધાય છે.

(૪) સૂક્ષ્મ પુદ્દગલોનો જ બન્ધ થાય છે.

(૫) એક ક્ષેત્ર અવગાઢ પુદ્દગલ જ બંધાયેલા હોય છે અર્થાત્ જ્યાં આત્માના પ્રદેશ છે ત્યાં જ અવગાઢ પુદ્દગલ આત્મપ્રદેશોની સાથે શ્લિષ્ટ થઈ જાય છે; આમ-તેમથી આકર્ષિત થઈને બંધાતા નથી.

(૬) જે કર્મપુદ્દગલ સ્થિત હોય અર્થાત્ ગમન ન કરતાં હોય તેમનો જ બન્ધ થાય છે.

(૭) તે પુદ્દગલોનો બન્ધ આત્માના બધાં જ પ્રદેશોમા થાય છે. જેમ અગ્નિમાં તપેલા લોખંડના-ગોળાને પાણીમાં છોડી દેવામાં આવે તો તે પોતાના બધાં પ્રદેશોથી પાણીને ગ્રહણ કરે છે તેવી જ રીતે આત્મા પોતાના બધાં જ પ્રદેશોથી કર્મપુદ્દગલોને ધારણ કરે છે.

(૮) અનન્તાનન્ત પ્રદેશી પુદ્દગલ જ બંધાય છે.

આ પૂર્વોક્ત આઠ પ્રશ્નોના ઉત્તર છે. એનો આશય એ છે કે આત્માની સાથે બંધાનારા પુદ્દગલ નામ પ્રત્યય હોય છે અર્થાત્ પોત-પોતાના અર્થ અનુસાર નામવાળા કર્મોના કારણ હોય છે. આવા પુદ્દગલો વગર જ્ઞાનાવરણ આદિ કર્મોનો ઉદય વગેરે થઈ શકતો નથી જેમ મુક્તાત્માનો ઉદય વગેરે થતાં નથી તેમ. અથવાં નામ જેમનો પ્રત્યય અર્થાત્ કારણ છે તે નામ પ્રત્યય કહેવાય છે. ગતિ, જાતિ વગેરે નામ કર્મ-ઔદારિક શરીર આદિ યોગ કર્મના કારણ

હોય છે અને પરંપરાથી ગતિ વગેરે પણ કારણ હોય છે આથી નામ કર્મ હેતુક પુદ્ગલોનો બન્ધ થાય છે અથવા નામ કર્મની ઉત્તરપ્રકૃતિ શરીર નામ કર્મની અન્તર્ગત જે બન્ધન નામ કર્મ છે તેના કારણથી પુદ્ગલોનો બન્ધ થાય છે.

જે કર્મના ઉદયથી પૂર્વે ધારણ કરેલા શરીરના પુદ્ગલોનો સંબંધ હોય છે, તે બન્ધન નામ કર્મ કહેવાય છે. આ કર્મ લાકડાના બે ટુકડાઓને સાંધનારી લાખ જેવું છે.

અથવા જે પ્રકારના પુદ્ગલ પ્રદેશબન્ધના કારણ હોય છે તે પુદ્ગલ જ્ઞાનાવરણ, દર્શનાવરણ વગેરે નામથી જ જાણી શકાય છે. જ્ઞાનાવરણ વગેરે નામોથી તે પુદ્ગલોના સ્વરૂપનું કથન કરવામાં આવે છે કારણ કે જ્ઞાનના આવરણ અને દર્શનના આવરણ વગેરેમાં શક્તિશાળી-જ પુદ્ગલોના બન્ધ થાય છે.

પ્રશ્ન-એક સરખા સ્વરૂપવાળા પુદ્ગલોને આત્મા ધારણ કરે છે, એવા સંજોગોમાં તેઓ પુદ્ગલ જ્ઞાનાવરણ, દર્શનાવરણ વગેરે વિશેષ સ્વરૂપોમાં આત્માની સાથે કઈ રીતે જોડાય છે? અર્થાત્ જ્યારે કર્મપુદ્ગલ મૂળે એક સરખા છે તો તેમના સ્વભાવમાં આત્માની સાથે તે હોવા છતાં પણ કેવી રીતે અન્તર પડી જાય છે?

ઉત્તર-જ્ઞાનાવરણ આદિ સમસ્ત મૂળ અને ઉત્તર પ્રકૃતિને યોગ્ય પુદ્ગલ જો કે ધારણ કરાતાં અગાઉ એક જેવા હોય છે, તેમનામાં જ્ઞાનાવરણ વગેરેના ભેદ હોતા નથી તો પણ આત્મા પોતાના અધ્યવસાયની વિશેષતાના કારણે તે સામાન્ય પુદ્ગલોને પણ જ્ઞાનાવરણ દર્શનાવરણ વગેરે ભિન્ન-ભિન્ન રૂપમાં પરિણત કરી લે છે. તાત્પર્ય એ છે કે સામાન્ય કર્મપુદ્ગલોમાં જ્ઞાનાવરણ વગેરે જે અલગ-અલગ પ્રકૃતિઓ ઉત્પન્ન થાય છે તેનું કારણ આત્માનો અધ્યવસાય છે આ પ્રથમ પ્રશ્નોત્તરનો આશય સમજવો જોઈએ.

બીજા પ્રશ્નોત્તરનો આશય આ છે—આત્મા સમસ્ત અર્થાત્ દશે દિશાઓમાં સ્થિત પુદ્ગલોને જે કર્મરૂપમાં પરિણત થવા યોગ્ય હોય, ધારણ કરે છે. તિર્છિ દિશાઓ આઠ છે—ચાર પૂર્વ વગેરે દિશાઓ, ચાર ઈશાન આદિ વિદિશાઓ; અને ઉર્ધ્વદિશા તથા અધોદિશા. આ પ્રમાણે દશે દિશાઓમાં સ્થિત પુદ્ગલ સ્કંધોને આત્મા ધારણ કરે છે; કોઈ એક જ દિશામાં સ્થિત પુદ્ગલોને નહીં.

અથવા આત્મા સમસ્ત આત્મપ્રદેશોથી કર્મવર્ગણાના પુદ્ગલોને ધારણ કરે છે' સંસારી જીવના આ આત્મપ્રદેશો કોઈ ઉપર તો કોઈ નીચે હોય છે. આ સંદર્ભમાં આગળ કહેવામાં આવનાર સાતમા પ્રશ્નોત્તરથી પુનરૂક્તિ દોષ નથી. ત્યાં 'सर्वात्मप्रदेशेषु'નો અર્થ 'अनन्तानन्त प्रदेशेषु' એ મુજબનો અર્થ થાય છે.

હવે ત્રીજા પ્રશ્નોત્તરનો આશય પ્રગટ કરીએ છીએ—બધાં જીવોનો કર્મબન્ધ સરખો હોતો નથી બલ્કે બધાના કર્મબન્ધમાં ભિન્નતા હોય છે એનું કારણ છે યોગની વિશેષતા અર્થાત્ મન, વચન અને કાયાની ચેષ્ટા-અનુષ્ઠાન ભાષણ અને ચિન્તન વગેરેની વિચિત્રતા બધાં જીવોના યોગની પ્રવૃત્તિ સરખી ન હોવાથી કર્મબન્ધ પણ સરખાં હોતા નથી કોઇને તીવ્ર, કોઇને તીવ્રતર, કોઇને તીવ્રતમ અને કોઇને મન્દ, મન્દતર અને મન્દતમ બન્ધ હોય છે.

ચોથા પ્રશ્નોત્તરનો આશય—સૂક્ષ્મ પરિણમન, વાળા કાર્મવર્ગણાના પુદ્ગલોનો જ બન્ધ થાય છે, બાદર પરિણમનવાળા પુદ્ગલોનો બન્ધ થતો નથી. સૂક્ષ્મ શબ્દનો અર્થ અપેક્ષિત હોવાથી અનેક પ્રકારનો થાય છે પરમાણુથી લઇને અનન્તપ્રદેશી વર્ગણામાં પણ સૂક્ષ્મ શબ્દનો પ્રયોગ કરી શકાય છે, ને અનન્તપ્રદેશી—વર્ગણાઓમાં કોઈ-કોઇ કર્મ રૂપમાં ગ્રહણ કરવા યોગ્ય હોય છે, કોઇ ગ્રહણ કરવા યોગ્ય નથી હોતી.

આથી 'સૂક્ષ્મ' શબ્દને ગ્રહણ કરવા પાછળનો આશય એ છે કે ક્રમશઃ ઔદારિક વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા શ્વાસોચ્છવાસ અને મનોવર્ગણાને ઉલ્લંઘીને કાર્મણવર્ગણાને યોગ્ય સૂક્ષ્મ પરિણમનવાળા પુદ્ગલોનો જ બન્ધ થાય છે ઉક્ત ક્રમથી કોઇ-કોઈ પુદ્ગલ સૂક્ષ્મ પરિણમનવાળા હોય છે.

પાંચમા પ્રશ્નોત્તરનો આશય—એક ક્ષેત્રમાં અવગાઢ પુદ્ગલોનો જ બન્ધ થાય છે, અન્ય ક્ષેત્રમાં અવગાઢ પુદ્ગલોનો બન્ધ થતો નથી. જે પુદ્ગલ જીવ પ્રદેશોની સાથે અભિન્ન ક્ષેત્રમાં રહેલા હોય છે, તેઓ જ બંધાયેલા હોય છે. ભિન્ન ક્ષેત્રમાં રહેલાં કર્મ પુદ્ગલ ભિન્નક્ષેત્રમાં સ્થિત જીવ-પ્રદેશોની સાથે બંધાતાં નથી,

છઠા પ્રશ્નોત્તરનો આશય—કાર્મણવર્ગણાના જે પુદ્ગલો સ્થિત હોય છે—અર્થાત્ ગમન કરતા નથી તેમનો જ બન્ધ થાય છે. જે પુદ્ગલો ગમન કરતા હોય છે તેમનો આત્માની સાથે બંધ થતો નથી કારણ કે તેઓ વેગવાન્ હોય છે.

સાતમા પ્રશ્નોત્તરનો આશય—એક આત્માના અસંખ્યાત પ્રદેશ હોય છે તે બધા પ્રદેશોમાં જ્ઞાનાવરણ વગેરેના યોગ્ય કર્મવર્ગણાના પુદ્ગલ આત્માના પ્રત્યેક પ્રદેશની સાથે બંધાયેલા હોય છે એવી જ રીતે આત્માના એક-એક પ્રદેશ અનન્ત-અનન્ત જ્ઞાનાવરણ આદિ કર્મોને યોગ્ય પુદ્ગલોથી બંધાયેલો છે એજ હકીકત દર્શનાવરણ વગેરે કર્મોના વિષયમાં પણ સમજવી જોઇએ.

અંતિમ આઠમાં પ્રશ્નોત્તરનો અભિપ્રાયકર્મને અનુરૂપ અનન્તાનન્તપ્રદેશી પુદ્ગલોનો બન્ધ થાય છે સંખ્યાતપ્રદેશી, અસંખ્યાત પ્રદેશી અથવા અનન્તપ્રદેશી પુદ્ગલ સ્કંધોમાં આત્માની સાથે બન્ધ થવાની યોગ્યતા જ નથી આથી તેમનું બન્ધ થવું પણ શક્ય નથી. અનન્તપ્રદેશો વાળા પુદ્ગલસ્કંધમાં ફરી અનન્ત પ્રદેશ વળી ભેળવી દેવામાં આવે તો તે સ્કન્ધ અનન્તાનન્ત પ્રદેશી કહેવાય છે. આવા અનન્તાનન્ત પ્રદેશી કર્મપુદ્ગલોના સ્કંધ. એક-એક આત્મપ્રદેશમાં બંધાયેલા હોય છે. અયોગ્ય પુદ્ગલોનો બંધ થતો નથી.

આ થયું પ્રદેશબંધનુ નિરૂપણ. જે પુદ્ગલમાં ઘણા બધાં પ્રદેશ અને દેશ હોય છે તે સ્કંધ કહેવાય છે. ઉત્તરાધ્યયન સૂત્ર અધ્યયન ૩૩ની ગાથા ૧૭-૧૮માં કહ્યું છે—

બધાં કર્મોના પ્રદેશોના પરિમાણ અનન્ત હોય છે.

બધાં જીવ છએ દિશાઓ તરફથી આવતા કર્મ પુદ્ગલોને ધારણ કરે છે અને સમસ્ત આત્મપ્રદેશોથી ધારણ કરે છે આવી રીતે જીવની સાથે કર્મપુદ્ગલોનો 'સર્વથી સર્વેનો' બંધ થાય છે. ॥૧-૨॥

જ્યાં છએ દિશાઓમાં લોક હોય છે, ત્યાં છએ દિશાઓથી કર્મ ધારણ થાય છે અને જ્યાં ત્રણ ચાર અથવા પાંચ દિશાઓમાં લોક હોય ત્યાં ક્રમશઃ ત્રણ ચાર અને પાંચ દિશાઓથી જ કર્મોનું ગ્રહણ થાય છે. બાકીની દિશાઓમાં અલોક હોવાથી પુદ્ગલો નથી આથી કર્મોને ગ્રહણ કરવાનો કોઇ પ્રશ્ન જ રહેતો નથી ॥ ૨૨॥

શ્રી જૈનશાસ્ત્રાચાર્ય, જૈનધર્મદિવાકર પૂજ્ય શ્રી ઘાસીલાલજી
મહારાજ વિરચિત તત્ત્વાર્થસૂત્રની દીપિકા અને
નિર્યુક્તિ નામક વ્યાખ્યાના ગુજરાતી
ભાષાંતરનો ત્રીજો અધ્યાય
સમાપ્ત ॥૩॥

# અધ્યાય ચોથો

**सुभकम्मं पुण्णं'**

સૂત્રાર્થ—શુભ કર્મ પુણ્ય કહેવાય છે ॥૧॥

**તત્ત્વાર્થદીપિકા**—જીવ અજીવ બંધ પુણ્ય, પાપ,—આસ્રવ, સંવર, નિર્જરા અને મોક્ષ, નવ તત્ત્વોમાંથી જીવ, અજીવ અને બન્ધ તત્ત્વોનું પ્રથમ, દ્વિતીય અને તૃતીય અધ્યાયોમાં ક્રમશઃ વિવેચન કરવામાં આવ્યું છે હવે પ્રસંગ પ્રાપ્ત 'પુણ્ય' તત્ત્વનું વિવેચન કરવામાં આવે છે.

શુભ કર્મને પુણ્ય કહે છે. જે આત્માને પુનિત (પવિત્ર–શુભ) બનાવે છે અથવા જેના વડે આત્મા પવિત્ર બને છે, તે પુણ્ય છે. 'પુઞ્', ધાતુનો અર્થ થાય છે, પવિત્ર કરવું. આ ધાતુથી **'पुञो यण्णुक ह्रस्वश्च'** આ ઉણાદિ સૂત્રથી યત્ પ્રત્યય, 'ણુક્' આગમન અને હ્રસ્વ થવાથી 'પુણ્ય' શબ્દનું સર્જન થયું છે.

કલ્યાણ અથવા સુખને 'શુભ' કહે છે અને તેમને ઉત્પન્ન કરનાર કર્મ પણ 'શુભ' કહેવાય છે પુણ્યના પિતા, અહિંસા વગેરે શુભ કર્મ પણ કારણમાં કાર્યનો ઉપચાર કરવાથી પુણ્ય કહેવાય છે. આ શુભ કર્મ ઘણા પ્રકારના છે જેમ કે—સાતાવેદનીય, સમ્યક્ત્વ, પાંચ મહાવ્રત પાંચ અણુવ્રત, શુભ આયુ શુભ નામ, શુભ ગોત્ર, સત્યભાષણ ઇત્યાદિ ॥૧॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—જો કે સ્થાનાંગસૂત્રના નવમાં સ્થાનમાં જીવ અજીવ, પુણ્ય, પાપ, આસ્રવ, સંવર, નિર્જરા બન્ધ અને મોક્ષ, એ ક્રમથી નવ તત્ત્વોની આલોચના કરવામાં આવી છે એ મુજબ ત્રીજું તત્ત્વ પુણ્ય છે પરંતુ ઉત્તરાધ્યયન સૂત્રના કથન પ્રમાણે ત્રીજું તત્ત્વ બન્ધ છે. ઉત્તરાધ્યયનના ૨૮માં અધ્યયનમાં કહ્યું છે—

'જીવ અજીવ બન્ધ પુણ્ય, પાપ આસ્રવ, સંવર નિર્જરા તથા મોક્ષ આ નવ તત્ત્વ છે'

અત્રે ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રરૂપિત ક્રમાનુસાર જ પ્રથમ અધ્યાયમાં જીવનું, બીજામાં અજીવનું અને ત્રીજામાં બન્ધના સ્વરૂપની પ્રરૂપણા કરવામાં આવી છે હવે ક્રમ પ્રાપ્ત ચોથા પુણ્ય તત્ત્વનું પ્રતિપાદન કરવા માટે કહેવામાં આવ્યું છે—

'શુભ કર્મ પુણ્ય છે'

તાત્પર્ય એ છે કે જે કર્મના ઉદયથી શુભ–ઉજ્જવળ કર્મના બન્ધ દ્વારા આત્માને અનુકૂળ ફળનો ઉપભોગ થાય છે તે પુણ્ય તત્ત્વ કહેવાય છે. એવી રીતે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર અને અન્તરાય એ આઠ મૂળપ્રકૃતિઓ છે તથા એમની ઉત્તરપ્રકૃતિઓ બે પ્રકારની છે–પુણ્યરૂપ તથા પાપરૂપ. આમાંથી જે કર્મ શુભ છે તે પુણ્ય છે. પ્રાણિઓની અનુકમ્પા વ્રતિજનોની અનુકંપા, તથા સરાગ સંયમ આદિ કારણોથી બંધાનાર સાતાવેદનીય (૧) શુભ આયુષ્ય અર્થાત્ તિર્યંચ, આયુષ્ય, મનુષ્ય આયુષ્ય અને દેવઆયુષ્ય (૨) સાડત્રીશ પ્રકારના શુભનામ (૩) અને ઉચ્ચ ગોત્ર (૪) આ ચાર પ્રકારના શુભ કર્મો પુણ્ય છે. આ શિવાયના બધાં અશુભ કર્મો પાપ છે. પાપ તત્ત્વની પ્રરૂપણા પાંચમા અધ્યાયમાં કરવામાં આવશે.

શુભ આયુ કર્મના ત્રણ ભેદ છે—તિર્યંચસંબંધી, મનુષ્યસંબંધી તથા દેવતાસંબંધીશુભ નામકર્મ સાડત્રીસ પ્રકારના છે— (૧) મનુષ્યગતિ (૨) દેવગતિ (૩) પંચેન્દ્રિયજાતિ (૪-૮) ઔદારિક વગેરે પાંચ શરીર (૯) સમચતુરસ્ર સંસ્થાન (૧૦) વજ્ર-ઋષભનારાચસંહનન (૧૧) ઔદારિકઅંગોપાંગ (૧૨) વૈક્રિય અંગોપાંગ (૧૩) આહારકઅંગોપાંગ (૧૪) પ્રશસ્ત વર્ણ (૧૫) પ્રશસ્ત ગંધ (૧૬) પ્રશસ્ત રસ (૧૭) પ્રશસ્ત સ્પર્શ (૧૮) મનુષ્યાનુપૂર્વી (૧૯) દેવાનુપૂર્વી (૨૦) અગુરુ લઘુ (૨૧) પરાઘાત (૨૨) ઉચ્છ્વાસ (૨૩) આતપ (૨૪) ઉદ્યોત (૨૫) પ્રશસ્ત વિહાયોગતિ (૨૬) ત્રસ (૨૭) બાદર (૨૭) પર્યાપ્ત (૨૯) પ્રત્યેક (૩૦) સ્થિર (૩૧) શુભ (૩૨) સુભગ (૩૩) સુસ્વર (૩૪) આદેય (૩૫) યશઃકીર્તિ (૩૬) નિર્માણ અને (૩૭) તીર્થંકર નામ કર્મ ॥૧॥

**'नवविहे पुण्णे'**

**મૂળસૂત્રાર્થ**—પુણ્ય નવ પ્રકારના છે ॥૨॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં પુણ્યનું સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે હવે તેના ભેદોનું પ્રતિપાદન કરીએ છીએ—

પુણ્યના નવ ભેદ છે. તે આ રીતે— (૧) અન્નપુણ્ય (૨) પાનપુણ્ય (૩) વસ્ત્રપુણ્ય (૪) લયનપુણ્ય (૫) શયનપુણ્ય (૬) મનઃપુણ્ય (૭) વચનપુણ્ય (૮) કાયપુણ્ય અને (૯) નમસ્કારપુણ્ય.

**તત્વાર્થનિર્યુક્તિ**—અગાઉના સૂત્રમાં અનુક્રમથી પ્રાપ્ત ચોથા તત્ત્વ પુણ્યના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું. પ્રસ્તુત સૂત્રમાં તેના નવ ભેદોનું પ્રરૂપણ કરીએ છીએ—

પુણ્ય નવ પ્રકારના છે. સ્થાનાંગસૂત્રના નવમાં સ્થાનના ત્રીજા ઉદ્દેશકમાં કહ્યુ છે—પુણ્યના નવ ભેદ કહ્યાં છે તે આ રીતે—(૧) અન્નપુણ્ય (૨) પાનપુણ્ય (૩) લયનપુણ્ય (૪) શયનપુણ્ય (૫) વસ્ત્રપુણ્ય (૬) મનઃપુણ્ય (૭) વચનપુણ્ય (૮) કાયપુણ્ય અને (૯) નમસ્કારપુણ્ય.

યોગ્ય સુપાત્રને અન્નનું દાન કરવાથી તીર્થંકર નામકર્મ અથવા યશઃકીર્તિ નામ કર્મ વગેરે પુણ્ય કર્મો બંધાય છે તેને અન્નપુણ્ય કહે છે, અનુકમ્પાપૂર્વક અન્નનું દાન દેવાથી પણ બંધાનાર શુભ કર્મ અન્નપુણ્ય કહેવાય છે.

જે કર્મના ઉદયથી દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપ તીર્થની પ્રવૃત્તિ કરે છે. સાધુધર્મ અને શ્રાવકધર્મનું આક્ષેપણી, વિક્ષેપણી, સંવેગની અને નિર્વેદની ધર્મકથાઓ દ્વારા ભવ્ય જીવોની સિદ્ધિ અર્થે ધર્મકરણી કરે છે અને સુરેન્દ્રો, અસુરેન્દ્રો તથા નરેન્દ્રો દ્વારા પૂજાય છે—સન્માનીત થાય છે તે તીર્થંકર નામ કર્મ કહેવાય છે એવી જ રીતે યશઃકીર્તિ નામ કર્મ વગેરેના સ્વરૂપ પૂર્વવત્ જ જાણી લેવા.

(૨) આ જ પ્રમાણે સુયોગ્ય પાત્રને એષણીય કલ્પનીય ઈચ્છિત પાન (પાણી વગેરે) આપવાથી તીર્થંકર નામ કર્મ આદિ શુભ પ્રકૃતિઓ જે બંધાય છે તે પાનપુણ્ય કહેવાય છે.

(૩) સુપાત્રને કપડાંનું દાન કરવાથી પણ તીર્થંકર નામકર્મ આદિ શુભ પ્રકૃતિઓ બંધાય છે આથી તેને વસ્ત્રપુણ્ય કહે છે.

(૪) યોગ્ય પાત્રને લયન અર્થાત્ ઘર (આશ્રય) આપવાથી પણ તીર્થંકર નામ આદિ શુભ કર્મ પ્રકૃતિઓ બંધાય છે તે લયનપુણ્ય કહેવાય છે.

(૫) આવી જ રીતે શ્રમણ આદિ યોગ્ય પાત્રને શય્યા–સંથારો દાન કરવાથી પણ તીર્થંકર પ્રકૃતિ વગેરે બંધાય છે આથી તે શયનપુણ્ય છે.

(૬) આ જ પ્રમાણે ગુણીજનોને જોઈને મનથી સંતોષ પામવો–મનમાં પ્રમોદભાવ જાગૃત થવાથી વચન દ્વારા તેમની પ્રશંસા કરવાથી અને કાર્ય દ્વારા વંદના વગેરે કરીને, ભક્તિ કરવાથી અને મુનિજનોને નમસ્કાર કરવાથી પણ શુભ નામાદિ કર્મપ્રકૃતિઓ બંધાય છે તે અનુક્રમે મનઃપુણ્ય, વચનપુણ્ય, કાયપુણ્ય અને નમસ્કાર પુણ્ય કહેવાય છે. કહ્યું પણ છે—

અનાજ, પાણી, રહેઠાણ, પથારી, વસ્ત્ર, મન, વચન કાયાના શુભ યોગથી વંદણા અને સંતોષ વગેરે નવ પ્રકારના પુણ્ય છે. ॥૧॥

આનાથી એવું પ્રતિપાદિત થયું કે તીર્થંકર, મુનિજન વગેરે યોગ્ય પાત્રોની શુશ્રૂષા, વૈયાવચ, આરાધના, ભાવવંદણા અને સેવાભક્તિ વગેરે કરવાથી શુભ કર્મ બંધાવાથી પુણ્ય થાય છે. ॥૨॥

'तब्भोगो बायालीसमेयपणं।

**મૂળસૂત્રાર્થ**—પુણ્યનો ભોગ બેંતાળીશ પ્રકારે થાય છે. ॥૨॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં અન્નપુણ્ય વગેરે નવ પ્રકારના પુણ્યનું પ્રરૂપણ કરવામાં આવ્યું. હવે પુણ્યના બેંતાળીશ પ્રકારના ભોગ બતાવવા માટે કહીએ છીએ—પૂર્વોપાર્જિત શુભ કર્મરૂપ પુણ્યનો સુખાનુભવ રૂપ ભોગ બેંતાળીશ પ્રકારથી થાય છે. તે આ પ્રમાણે—(૧) સાતાવેદનીય (૨) તિર્યંચાયુ (૩) મનુષ્યાયુ (૪) દેવાયુ (૫) મનુષ્યગતિ (૬) દેવગતિ (૭) પંચેન્દ્રિયજાતિ (૮–૧૨) ઔદારિક આદિ પાંચ શરીર (૧૩) સમચતુરસ્ર સંસ્થાન (૧૪) વજ્ર ઋષભનારાચસંહનન (૧૫–૧૮) ઔદારિક, વૈક્રિય, આહારકના અંગોપાંગ (૧૮) પ્રશસ્તવર્ણ (૧૯) પ્રશસ્તગંધ (૨૦) પ્રશસ્તરસ (૨૧) પ્રશસ્ત સ્પર્શ (૨૨) મનુષ્યાનુપૂર્વી (૨૩) દેવાનુપૂર્વી (૨૪) અગુરુલઘુ (૨૫) પરાઘાત (૨૬) ઉચ્છ્વાસ (૨૭) આતપ (૨૮) ઉદ્યોત (૨૯) પ્રશસ્ત વિહાયોગતિ (૩) ત્રસ (૩૧) બાદર (૩૨) પર્યાપ્ત (૩૩) પ્રત્યેક શરીર (૩૪) સ્થિર (૩૫) શુભ (૩૬) સુભગ (૩૭) સુસ્વર (૩૮) આદેય (૩૯) યશઃકીર્તિ (૪૦) નિર્માણ (૪૧) તીર્થંકર ગોત્ર અને (૪૨) ઉચ્ચગોત્ર.

આ બેંતાળીશ પ્રકારના પુણ્યના સુખરૂપ ભોગ હોય છે. એમ સમજવું જોઈએ. ॥૩॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા દર્શાવવામાં આવ્યું છે કે પુણ્ય નવ પ્રકારના હોય છે હવે એ બતાવીએ છીએ કે પુણ્ય બેંતાળીશ પ્રકારથી ભોગવાય છે અર્થાત્ પુણ્યના ફળસ્વરૂપ બેંતાળીશ ભાવોની પ્રાપ્તિ થાય છે—

શુભ કર્મ રૂપ પુણ્યના સુખાનુભાવ રૂપ ફળ બેંતાળીશ પ્રકારે પ્રાપ્ત થાય છે. તે બેંતાળીશ પ્રકાર આ રીતે છે—(૧) સાતાવેદનીય (૨) ઉચ્ચગોત્ર (૩) મનુષ્યાયુ (૩) તિર્યંચાયુ (૫) દેવાયુ (૬) મનુષ્યગતિ (૭) દેવગતિ (૮) પંચેન્દ્રિયજાતિ (૯) ઔદારિક શરીર (૧૦) વૈક્રિયશરીર (૧૧) આહારકશરીર (૧૨) તૈજસ શરીર (૧૩) કાર્મણશરીર (૧૪) ઔદારિક અંગોપાંગ

(૧૫) વૈક્રિયઅંગોપાંગ (૧૬) આહારક અંગોપાંગ (૧૭) વજ્ર ઋષભનારાચસંહનન (૧૮) સમચતુરસ્રસંસ્થાન (૧૯) શુભવર્ણ (૨૦) શુભગંધ (૨૧) શુભરસ (૨૨) શુભસ્પર્શ (૨૩) મનુષ્યાનુપૂર્વી (૨૪) દેવાનુપૂર્વી (૨૫) અગુરુલઘુ (૨૬) પરાઘાત (૨૭) ઉચ્છવાસ (૨૮) આતપ (૨૯) ઉદ્યોત (૩૦) સુપ્રશસ્ત વિહાયોગતિ (૩૧–૪૦) ત્રસદશક અર્થાત ત્રસ, બાદર પર્યાપ્ત, પ્રત્યેકશરીર, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશ કીર્તિ તથા (૪૧) તીર્થંકર પ્રકૃતિ અને (૪૨) ઉચ્ચગોત્ર નિર્માણ—આ બેંતાળીશ પુણ્યપ્રકૃતિઓ કહેવામાં આવી છે.

આશય એ છે કે પૂર્વોપાર્જિત પુણ્યના ફળ સ્વરૂપ સાતાવેદનીયની પ્રાપ્તિ થાય છે એવી જ રીતે તિર્યંચાયુ મનુષ્યાયુ, દેવાયુ, મનુષ્યગતિ, દેવગતિ, પંચેન્દ્રિયજાતિ, ઔદારિકશરીર, વૈક્રિયશરીર, આહારકશરીર, તૈજસ શરીર, કાર્મણ શરીર, ઔદારિકશરીરાંગોપાંગ, વૈક્રિયશરીરાંગોપાંગ,—આહારક શરીરાંગોપાંગ, વજ્ર ઋષભનારાચ સંહનન, સમચતુરસ્રસંસ્થાન, શુભ (ઇષ્ટ) વર્ણ શુભગંધ, શુભરસ, શુભસ્પર્શ, મનુષ્યાનુપૂર્વી દેવાનુપૂર્વી, અગુરુ લઘુનામ, 'પરાઘાતનામ, ઉચ્છ્વાસનામ, આતપનામ, ઉદ્યોતનામ, પ્રશસ્તવિહાયોગતિ, નિર્માણનામ, તીર્થંકર નામ ત્રસનામ, બાદરનામ, પર્યાપ્તનામ, પ્રત્યેકશરીરનામ, સ્થિરનામ, શુભનામ, સુભગનામ, સુસ્વરનામ, આદેયનામ યશઃ કીર્તિનામ અને ઉચ્ચગોત્ર નામ—આ ભેદોથી પુણ્યનું ફળ ભોગવી શકાય છે. ॥૩॥

**'सायावेयणिज्ज पाणाणुकंपाइएहिं'**

સૂત્રાર્થ—પ્રાણાનુકમ્પા આદિ કારણોથી સતાવેદનીય કર્મ બંધાય છે ॥૪॥

**તત્ત્વાર્થદીપિકા**—પ્રથમ સૂત્રમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે કે સાતાવેદનીય વગેરે બેંતાળીશ પ્રકારના પુણ્યના ફળ ભોગવી શકાય છે. હવે એવું પ્રતિપાદન કરીએ છીએ કે તે બેંતાળીશ–ભેદોમાં સહુપ્રથમ ગણેલા સાતાવેદનીય કર્મનું સ્વરૂપ શું છે ? અને તેનું કારણ શું છે ?

સાતાવેદનીય કર્મની પ્રાપ્તિ પ્રાણિઓની અનુકમ્પા વગેરે કારણોથી થાય છે. તેનું ફળ કર્ત્તા તેમજ ભોક્તા આત્માને ઇષ્ટ—મનોજ્ઞ થાય છે મનુષ્યજન્મ અથવા દેવાદિ જન્મોમાં શરીર તથા મન દ્વારા સુખ–પરિણતિ રૂપ થાય છે આવનારા સમયમા અનુકૂળ દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવના નિમિત્તથી તેનો મનોજ્ઞ પરિપાક થાય છે. અર્થાત્ જે કર્મના પરિપાકથી અનુકૂળ અને અભિષ્ટ સુખ રૂપ અનુભૂતિ થાય છે તે સાતાવેદનીય કર્મ કહેવાય છે.

પ્રાણિઓ પ્રત્યે અનુકમ્પા દાખવવાથી, ભૂતો પર અનુકમ્પા કરવાથી, જીવો પર અનુકમ્પા કરવાથી, સત્ત્વો પર અનુકમ્પા કરવાથી તથા પ્રાણભૂત જી। સત્ત્વોને દુઃખ ન આપવાથી, (૧) શોક નહીં પહોંચાડવાથી (૨) શરીર શોષાઈ જાય તેવા પ્રકારનો શોક ન પહોંચાડવાથી (૩) આંખમાંથી આંસુ સરી પડે તેવો શોકન કરાવવાથી (૪) લાકડી વગેરે આયુધોથી નહીં મારીને (૫) શારીરિક માનસિક વ્યથા નહીં પહોંચાડવાથી (૬) આવી રીતે ચાર પ્રકારની અનુકમ્પા અને ૬ (છ) પ્રકારની અવેદનીયતા આદિ એવા દશ કારણોથી સાતાવેદનીય કર્મ બંધાય છે. ॥૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પુણ્ય શુભ કર્મ છે એ પહેલા કહેવાઈ ગયું છે. સાતાવેદનીય આદિ બેંતાળીશ પ્રકારથી તેના ફળ ભોગવાય છે એવું પણ દર્શાવાયું છે. હવે પહેલા ગ્રહણ કરેલા સાતાવેદનીય કર્મની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

સાતાવેદનીય કર્મ પ્રાણાનુકમ્પા આદિ કારણોથી બંધાય છે. અહીં પ્રાણાનુકમ્પાની સાથે સંકળાયેલા આદિ શબ્દથી ભૂતાનુકમ્પા, જીવાનુકમ્પા સત્ત્વાનુકમ્પા એ ત્રણ પદોનો. તથા આ જ પ્રાણભૂત જીવ સત્ત્વોના વિષયમાં અદુખનતા આદિ છ પદોનો સંગ્રહ સમઝી લેવો જોઈએ તે છ પદ આ પ્રકારે કહેવામાં આવે છે અદુ.ખનતા (૧) અશોચનતા (૨) અજૂરણતા (૩) અતેપનતા (૪) અપિટ્ટનતા (૫) અને અપરિતાવનતા (૬), અહીં પ્રાણ શબ્દથી બેઈન્દ્રિય, તેઈન્દ્રિય, ચતુરિન્દ્રિય, ભૂતશબ્દથી વનસ્પતિકાય, જીવ, શબ્દથી પંચેન્દ્રિય અને સત્ત્વ શબ્દથી બાકીના પૃથ્વી પાણિ, અગ્નિ, અને વાયુકાય સમજવા. આ જ વિષયમાં વળી કહ્યુ પણ છે—**"प्राणा द्वि-त्रि-चतुःप्रोक्ता'** ઈત્યાદિ. એમની અથવા એમનામાં અનુકમ્પા-કરૂણા અર્થાત્ દયાભાવ રાખવો, એમના દુ.ખમાં દુખ પ્રકટ કરવું, મરતા અથવા કોઈ દ્વારા હણાતા હોય તો રક્ષણ કરવું તથા તેમના દુઃખમાં સમવેદના પ્રકટ કરવી એ અનુકમ્પા કહેવાય છે. આ ચાર પ્રકારની અનુકમ્પાથી તથા આ જ ચારેના વિષયમા અદુ.ખનતા—દુઃખ ન પહોંચાડવું (૧) અશોચનતા શોક ન પમાડવો (૨) અજૂરણતા-જેનાથી શરીર સુકાઈ જાય એવો શોક ન પમાડવો (૩) અતેપનતા-જેના નિમિત્તથી અશ્રુપાત થવા લાગે, મુખમાથી લાળ ઝરવા લાગે એ જાતનો શોક ન પહોંચાડવો (૪) અપિટ્ટનતા—લાકડી વગેરેથી માર ન મારવો (૫) અપરિતાપનતા--શારીરિક માનસિક કોઈ પ્રકારનો સંતાપ ન પમાડવો (૬) આ રીતે પૂર્વોક્ત ચાર પ્રકારની અનુકમ્પા રૂપ કારણ તથા આ છ કારણ એ દશ પ્રકારના કારણોથી જીવ સાતાવેદનીય કર્મ બાંધે છે. આ વિષય પર વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ અર્થાત્ ભગવતી સૂત્ર શતક ૭ ઉદ્દેશક ૬માં કહ્યું છે—**"कहं णं" भंते ! जीवाणं सायावेणिज्जं कम्मा कज्जंति** ઈત્યાદિ ॥૪॥

**'अप्पारंभ अप्पपरिग्गहाइएहिं मणुस्साउए'**

સૂત્રાર્થ—અલ્પ આરમ્ભ અને અલ્પ પરિગ્રહ આદિ કારણોથી મનુષ્યાયુ બંધાય છે ॥૫॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં સાતાવેદનીય રૂપ પુણ્ય કર્મના કારણોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

અલ્પ આરંભ અને અલ્પ પરિગ્રહ વગેરે કારણોથી મનુષ્યાયુ રૂપ પુણ્યકર્મ બંધાય છે.

આરંભનો અર્થ છે પ્રાણિઓના પ્રાણોનો નાશ કરવાવાળુ કાર્ય—તેની અલ્પતા અર્થાત સ્થૂળપ્રાણાતિયાતાદિજનક વ્યાપારનો ભાગ, અલ્પ પરિગ્રહનો અર્થ છે. આભ્યન્તર રાગદ્વેષાદિ આત્મપરિણામ તથા બાહ્યક્ષેત્ર (ખેતર-ઉઘાડી જમીન) વાસ્તુ (મકાન વગેરે) ધન-ધાન્યસુવર્ણ વગેરે પર મમત્વનો ભાગ (૨) સૂત્રમાં યોઝાયેલ 'આદિ' શબ્દથી સ્વભાવની મૃદુતા અર્થાત્ કોમળતા અને ઋજુતા અર્થાત્ સરળતા ધારણ કરવી જોઈએ. આમ અલ્પઆરંભ, અલ્પપરિગ્રહ, સ્વભાવથી મૃદુતા તથા ઋજુતા એ ચાર કારણોથી મનુષ્યાયુ રૂપ પુણ્યકર્મ બંધાય છે ॥૫॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ સર્વભૂતાનુકમ્પા આદિ સાત સાતાવેદનીય કર્મ બંધાવાના કારણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે હવે મનુષ્યાયુ રૂપ પુણ્ય કર્મના--કારણોનું પ્રરૂપણ કરીએ છીએ.

અલ્પઆરંભ (૧) અને અલ્પપરિગ્રહ (૨) વગેરે કારણોથી મનુષ્યાયુ રૂપ પુણ્યકર્મ બંધાય છે—

અલ્પારંભ એ છે જેમાં સ્થૂળ પ્રાણાતિપાતાદિજનક વ્યાપારનો ત્યાગ કરવો. પરિગ્રહનો અર્થ છે મોહ અથવા લોભ. તેમાં અલ્પતા અર્થાત્ આન્તરિક રાગદ્વેષાદિ આત્મપરિણામ તથા બાહ્યક્ષેત્ર, વાસ્તુ (મહેલ–મકાન) ધન, ધાન્ય, સુવર્ણ આદિ પદાર્થોમાં રહેલ મમત્વનો ત્યાગ કરવો.

'આદિ' શબ્દથી સ્વભાવ માર્દવ અને આર્જવનું ગ્રહણ કરવામાં આવ્યું છે સ્વભાવથી અર્થાત્ પ્રકૃતિથી જ મૃદુતા હોવી અર્થાત્ જાતિ, કુળ બળ રૂપ, લાભ, તપ, શ્રુત તથા ઐશ્વર્યના (જાહોજલાલીના) વિષયમાં અભિમાન ન હોય તે સ્વભાવમાર્દવ કહેવાય છે (૩) પ્રકૃતિભદ્રતા, (૪) પ્રકૃતિ વિનીતતા (૫) અમત્સરતા (૬) દયાળુતા (૭) વગેરે પણ આના જ અન્તર્ગત છે. એવી જ રીતે સ્વભાવથી ઋજુતા, સરળતા હોવી અથવા મન, વચન, કાયાની કુટિલતાનો ત્યાગ કરવો આર્જવ કહેવાય છે.

પૂર્વોક્ત કથનનો ફલિતાર્થ આ પ્રમાણે છે—અલ્પ આરંભ કરવાથી અર્થાત્ ઓછામાં ઓછી હિંસાજનક પ્રવૃત્તિ કરવાથી શબ્દ વગેરે વિષયોમાં રાગની અલ્પતા હોવાથી, ઇચ્છાની ન્યૂનતાથી, સ્વાભાવિક ભદ્રતાથી સ્વાભાવિક સરળતાથી, સુખ પ્રજ્ઞાપનીયતાથી રેતીમાં દોરેલી લીંટીની જેમ અલ્પ ક્રોધ હોવાથી, સ્વાગત કરવા વગેરેની અભિલાષાથી, સ્વભાવની મધુરતા હોવાથી, ઉદાસીન ભાવની સાથે લોકયાત્રાનો નિર્વાહ કરવાથી, ગુરુ તથા દેવને વંદન કરવાથી, અતિથિસંવિભાગશીલ હોવાથી, ધર્મધ્યાનમાં ઉજમાળ હોવાથી, અને મધ્યમ પ્રકારના પરિણામોને ધારણ કરવાથી મનુષ્યાયુકર્મ બંધાય છે. ઔપપાતિકસૂત્રમાં કહ્યું છે—

"અલ્પ આરંભવાળા, અલ્પ પરિગ્રહવાળા, ધાર્મિક તથા ધર્માનુસારી જીવ મનુષ્યાયુ કર્મ બાંધે છે"

સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાન, ચોથા ઉદ્દેશકમાં કહ્યું છે—ચાર કારણોથી જીવ મનુષ્યાયુ કર્મનું ઉપાર્જન કરે છે; તે ચાર કારણો આ પ્રકારે છે (૧) પ્રકૃતિથી ભદ્ર હોવું (૨) પ્રકૃતિથી વિનીત હોવું (૩) દયાળુ હોવું અને (૪) અમત્સરી હોવું.

આ જ હકીકત ઉત્તરાધ્યયન સૂત્રના સાતમાં અધ્યયનની ૨૦ મી ગાથામાં કહેલી છે—

જે મનુષ્ય વિવિધ પ્રકારના શિક્ષણ દ્વારા સુવ્રતોને ધારણ કરે છે, તેઓ મનુષ્યયોનિ મેળવે છે બધાં પ્રાણીઓને પોત–પોતાના કર્મ અનુસાર ફળની પ્રાપ્તિ થાય છે. ॥૫॥

**'सरागसंजमाइएहिं देवाउए'**

**સૂત્રાર્થ**—સરાગ સંયમ આદિ કારણોથી દેવાયુ કર્મ બંધાય છે. ॥૬॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં મનુષ્યાયુ કર્મ બંધાવાના કારણોનું વિવરણ કર્યું હવે દેવાયુ રૂપ પુણ્યકર્મ બંધાવાના કારણોની પ્રરૂપણા કરીએ છીએ—

સરાગસંયમ આદિ દેવાયુ કર્મ બાંધવાના કારણ છે. સરાગસંયમ પ્રાણાતિપાતવિરમણ આદિ પાંચ મહાવ્રત રૂપ સંયમ જ્યારે સંજ્વલન કષાયથી જોડાયેલા હોય છે ત્યારે તે સરાગસંયમ કહેવાય છે

આદિ શબ્દથી અણુવ્રત રૂપ દેશવિરતિ અગર સંયમાસંયમ સમજવા જોઈએ તથા પરાવલંબીત થઈને અથવા બીજાના અનુરોધથી અકુશળ કૃત્યથી નિવૃત્ત થવા રૂપ અકામનિર્જરા અને બાળતપ આ ચાર કારણે દેવાયુ કર્મ બંધાય છે. ॥૬॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા બતાવાયું છે કે—અલ્પારંભ, અલ્પપરિગ્રહ, સ્વભાવની મૃદુતા વગેરે કારણોથી મનુષ્યાયુ કર્મ બંધાય છે હવે સરાગસંયમ વગેરેનું દેવાયુ કર્મ બાંધવાના કારણો કહીએ છીએ–સરાગસંયમ વગેરે કારણોથી દેવાયુ કર્મ બંધાય છે.

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ આ પાંચ પાપોથી પૂર્ણ રૂપથી વિરત થવું પંચમહાવ્રત રૂપ સંયમ કહેવાય છે. આ સંયમ જ્યારે સંજ્વલનકષાય રૂપ રાગથી યુક્ત હોય છે ત્યારે સરાગસંયમ કહેવાય છે.

સૂત્રમાં પ્રયુક્ત 'આદિ' શબ્દથી સયમાસંયમ, અકામનિર્જરા અને બાળતપ સમજવા જોઈએ. આમાંથી સંયમાસંયમનો અર્થ છે-સ્થૂળપ્રાણાતિપાત વગેરેથી નિવૃત્તિરૂપ દેશવિરતિ અર્થાત્ અણુવત્ત આદિનુ પાલન કરવું. દેશવિરતિ, સર્વવિરતિનું અંશિકરૂપ છે, આથી તેને અણુવત્ત પણ કહે છે આવી રીતે પૂર્ણરૂપથી અર્થાત્ ત્રણ કરણ અને ત્રણ યોગથી હિંસા વગેરેનો ત્યાગ કરવો મહાવત્ત છે. અને બે કરણ ત્રણ યોગ આંશિક રૂપથી તેજ પાપોનો ત્યાગ કરવો અણુવ્રત આને જ દેશવિરતિ અથવા સંયમાસંયમ પણ કહે છે.

ત્રીજું કારણ છે અકામનિર્જરા વગર ઈચ્છા એજ જે કર્મનિર્જરા થાય છે તે અકામ-નિર્જરા કહેવાય છે. કામ અર્થાત્ ઇચ્છા અથવા સમજી–વિચારીને કોઈ કાર્ય કરવું. વગર કામનાએ જ જે નિર્જરા થાય છે તેને અકામનિર્જરા કહે છે. પરાધીનતાના કારણે અથવા તો કોઈના અનુરોધ–આગ્રહને વશ થઈ આહાર વગેરેનો ત્યાગ કરવાથી ભૂખ સહન કરી લેવા વગેરેથી થાય છે

મિથ્યાદર્શનના સહવર્ત્તી રાગ તથા દ્વેષથી જે યુક્ત છે, જે તત્ત્વજ્ઞાનથી વિમુખ છે, મૂઢ કે, કુતત્ત્વના આગ્રહને તાબે થઈને પ્રવૃત્તિ કરે છે, જે વસ્તુસ્વરૂપથી ઊંધું જ્ઞાન સંપાદન કરે છે અને ધર્મ સમજીને ઠંડી, ગરમી વગેરેને સહન કરે છે અને અજ્ઞાતકષ્ટસહન કરે છે અથવા આવી જ જાતના અન્ય વિપરીત કૃત્યો કરે છે, તે પુરુષની તપસ્યાને બાલ તપ અર્થાત્ અજ્ઞાનતપ કહે છે.

આશય કહેવાનો એ છે કે સરાગસંયમ, સંયમાસંયમ અકામનિર્જરા અને બાલતપ આ ચાર કારણોથી દેવાયુષ્ય કર્મ બંધાય છે આવી જ રીતે ધર્મશ્રવણ કરવાથી, તપકરવાથી બાર પ્રકારની ભાવનાઓને ચિંતવવાથી અથવા તપમાં ભાવના રાખવાથી, યોગ્ય પાત્રને દાન આપવાથી તથા સમ્યક્દર્શન આદિ કારણોથી પણ દેવાયુષ્ય કર્મ બંધાય છે.

સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનના ચોથા ઉદ્દેશકમાં કહ્યું છે—'ચાર કારણોથી જીવ દેવાયુ કર્મ બાંધે કે— (૧) સરાગસંયમથી (૨) સંયમાસંયમથી (૩) બાલતપનું આચરણ કરવાથી (૪) અકામનિર્જરાથી

સમ્યક્ત્વથી પણ દેવાયુ કર્મ બંધાય છે પ્રજ્ઞાપનાસૂત્રના ૬ ઠા પદમાં કહ્યું છે—

જો વૈમાનિક દેવ. સમ્યગ્દૃષ્ટિ, પર્યાપ્ત, સંખ્યાત વર્ષના આયુષ્યવાળો, કર્મભૂમિજ, ગર્ભજ મનુષ્યોથી આવીને ઉત્પન્ન થાય છે તો શું સંયતસમ્યક્દૃષ્ટિઓથી આવીને ઉત્પન્ન થાય છે અથવા અસંયત સમ્યક્દૃષ્ટિઓથી આવીને અથવા સંયતાસંયત સમ્યક્દૃષ્ટિઓને આવીને ઉત્પન્ન થાય છે ? આના જવાબમા પ્રભુશ્રી કહે છે કે–હે ગૌતમ ! ત્રણેથી જ આવીને ઉત્પન્ન થાય

છે. આ કથનનો ભાવ એ છે કે અસંયતસમ્યક્દષ્ટિ પણ વૈમાનિક દેવના રૂપમાં ઉત્પન્ન થઈ શકે છે, સંયતાસંયત પણ અને સંયત પણ વૈમાનિક દેવના રૂપમાં ઉત્પન્ન થઈ શકે છે. આ કથનથી સ્પષ્ટ છે કે સમ્યક્દર્શન પણ દેવાયુષ્યનું કારણ હોઈ શકે છે. ॥૬॥

**'कायभाव भासुज्जुय अविसंवादणजोगेहिं सुहनामकम्मं' ।**

**સૂત્રાર્થ**—કાય ભાવ–મન, ભાષા–વચનની સરળતાથી તથા અવિસંવાદન પ્રતારણ–ઠગાઈ ન કરવાથી શુભનામ કર્મ બંધાય છે. ॥૭॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં દેવાયુ રૂપ પુણ્યકર્મના બંધાવાના કારણોની પ્રરૂપણા કરવામાં આવી છે. હવે શુભનામ કર્મ બંધાવાના કારણ કહીએ છીએ— (૧) કાયની ઋજુતા (૨) ભાવ અર્થાત્ મનની ઋજુતા (૩) ભાષા અર્થાત્ વચનની ઋજુતા અને (૪) અવિસંવાદન-કપટરહિત યથાર્થ પ્રવૃત્તિ આ ચાર કારણોથી શુભ નામકર્મ બંધાય છે. કાયની સરળતાને કાયઋજુતા કહે છે. તથા ભાવ અર્થાત્ મનની સરળતાને ભાવ ઋજુતા કહે છે. ભાષા અથવા વચનની સરળતાને ભાષા ઋજુતા કહે છે તથા દગો કરવો અથવા ઠગાઈ કરવી વિસંવાદન છે, આનો અભાવ અવિસંવાદન હોય છે આના યોગ-સંબંધને અવિસંવાદનયોગ કહે છે. તાત્પર્ય એ છે કે આ ચારે કારણોથી શુભનામ• કર્મ બંધાય છે જે સાડત્રીશ (૩૭) શુભપ્રકૃતિઓથી ભોગવી શકાય છે. ॥૭॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ બતાવાયું કે સરાગસંયમ, સંયમાસંયમ, અકામ-નિર્જરા અને બાલતપસ્યા વગેરે દેવાયુ રૂપ પુણ્ય કર્મ બાંધવાના કારણ છે. હવે શુભનામ કર્મના ચાર કારણોનું કથન કરીએ છીએ—

(૧) કાયામાં વક્રતા ન હોવી કાયની ઋજુતા કહેવાય છે. (૨) ભાવ અર્થાત્ મનમાં કુટિલતા ન હોવી ભાવની ઋજુતા ભાષા અર્થાત્ વચનમાં કુટિલતા ન હોવી ભાષાની ઋજુતા તથા (૩) ઠગવું, ધૂંતવું, દગો દેવો–અન્યની સાથે છળકપટ કરવું વિસંવાદન કહેવાય છે. આ પ્રમાણે ન કરવું તે અવિસંવાદન કહેવાય છે અર્થાત્ કાયા સંબંધી કુચેષ્ટાનું ન હોવું કાયની ઋજુતા છે, કાયાની કુચેષ્ટાનો આશય એ છે કે—શરીરના કોઈ અંગને વિકૃત કરવું જેમકે કુબડા થઈ જવું, ઠીંગણા (વેંતીયા) બનવું, અંગોપાંગના ખરાબ ચેનચાળા કરવા–આંખો મારવી મોઢું બગાડવું, નાક ચઢાવવું, સ્ત્રી, ભૃત્ય–નોકરચાકરની મશ્કરી કરવી વગેરે અસદ્ભાવોને પ્રદર્શિત કરીને બીજાની સાથે દગો ન કરવો કાયની ઋજુતા કહેવાય છે. ભાવ અર્થાત્ મનમાં કપટ ન હોવું ભાવની ઋજુતા છે, વચનથી કોઈને છેહ ન દેવો ભાષાની ઋજુતા છે.

તાત્પર્ય એ છે કે મનમાં જે વિચાર આવ્યો હોય તેને વચન દ્વારા તે જ રૂપમાં પ્રકટ કરવો અને તેને જ અનુરૂપ શારીરિક પ્રવૃત્તિ કરવી મન, વચન કાયાની સરળતા કહેવાય છે. (૩) તથા જે વસ્તુ જેવી છે તેને તે જ રૂપે કહેવી અન્યથા સ્વીકાર કરીને અન્યથા ન કરવું તે જ રૂપે તેનું આચરણ કરવું અવિસંવાદ યોગ કહેવાય છે (૪) આ ચાર પ્રકારની પ્રવૃત્તિથી શુભનામ કર્મ બંધાય છે, તે શુભ નામ કર્મના વિષયમાં ભગવતીસૂત્રના આઠમાં શતકના નવમાં ઉદ્દેશકમા કહ્યું છે—

પ્રશ્ન-શુભનામ કર્મના વિષયમાં પૃચ્છા-અર્થાત્ હે ભદન્ત ! શુભનામ કર્મ કયા કારણે બંધાય છે ?

ઉત્તર-હે ગૌતમ ! (૧) કાયની ઋજુતાથી (૨) ભાવની ઋજુતાથી (૩) ભાષાની ઋજુતાથી અને (૪) અવિસંવાદન યોગથી શુભ નામકર્મ બંધાય છે.

આ શુભનામ કર્મ દેવગતિ મનુષ્યગતિ વગેરે સાડત્રીશ પ્રકારથી ભોગવી શકાય છે. જેમકે-

(૧) દેવગતિ (૨) મનુષ્યગતિ (૩) મનુષ્યાનુપૂર્વી (૪) દેવાનુપૂર્વી (૫) પંચેન્દ્રિયજાતિ (૬-૧૦) ઔદારિક વગેરે પાંચ શરીર (૧૧-૧૩) ત્રણ અંગોપાંગ અર્થાત્ (ક) ઔદારિક અંગોપાંગ (ખ) વૈક્રિય અંગોપાંગ (ગ) આહારક અંગોપાંગ (૧૪) વજ્ર ઋષભનારાચ સંહનન (૧૫) સમચતુરસ્ર સંસ્થાન (૧૬-૧૮) પ્રશસ્ત વર્ણ ગન્ધ રસ (૧૯) સ્પર્શ ત્રસ આદિ અર્થાત્ (૨૦) ત્રસ (૨૧) બાદર (૨૨) પર્યાપ્ત (૨૩) પ્રત્યેકશરીર (૨૪) સ્થિર (૨૫) શુભ (૨૬) સુભગ (૨૭) સુસ્વર (૨૮) આદેય (૨૯) યશઃકીર્તિ (૩૦) અગુરુલઘુ (૩૧) ઉચ્છવાસ (૩૨) આતપ (૩૩) ઉદ્યોત (૩૪) પ્રશસ્તવિહાયોગતિ (૩૫) પરાઘાત (૩૬) તીર્થંકર અને (૩૭) નિર્માણ નામકર્મ.

આ સાડત્રીશ પ્રકારથી શુભનામકર્મના ભોગ થાય છે. આમાં જે અંગોપાંગનામ કર્મનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, ત્યાં (૧) મસ્તક (૨) વક્ષસ્થળ-(છાતી) (૩) પીઠ (૪-૫) બંને હાથ (૨) પેટ અને (૭-૮) બંને પગ આ આઠ અંગ કહેવાય છે આંગળીઓ, જીભ, આંખ, કાન, નાક વગેરે ઉપાંગ કહેવાય છે ।।૭।।

**'वीसईठाणाराहणेण तित्थयरत्तं'**

સૂત્રાર્થ—વીસ સ્થાનોની આરાધનાથી તીર્થંકર નામકર્મ બંધાય છે ।।૮।।

**તત્ત્વાર્થદીપિકા**—વીસ સ્થાનો અર્થાત્ બોલનું આરાધન કરવાથી તીર્થંકર નામક શુભનામ કર્મ બંધાય છે આ વીસ સ્થાનક નિમ્નલિખિત છે—

(૧) અર્હન્ત ભગવાન પ્રત્યે વાત્સલ્યભાવ હોવો, અરિહંત ભગવાનના ગુણગ્રામ કરવા. ૨) સિદ્ધ ભગવાન પ્રત્યે પ્રેમભાવ હોવો (૩) પ્રવચન પ્રત્યે વાત્સલ્ય (૪) ગુરુ પ્રત્યે પ્રેમ (૫) ઘરડાં પ્રત્યે આદર-પ્રેમ (૬) બહુશ્રુત અર્થાત્ વિવિધશાસ્ત્રોના જ્ઞાતા પ્રત્યે વાત્સલ્ય (૭) તપસ્વીજનો પ્રત્યે વત્સલતા અર્થાત્ એમનાં વાસ્તવિક ગુણોનું કીર્ત્તન કરવા રૂપ ભક્તિ હોવી, તથા (૮) એમના જ્ઞાનમાં નિરન્તર ઉપયોગ રાખવો (૯) દર્શન અથવા નિર્મળ તત્ત્વશ્રદ્ધા હોવી (૧૦) દેવ તથા ગુરુની પ્રતિ વિનયભાવ હોવો (૧૧) બંને સમયમાં આવશ્યક ક્રિયા કરવી (૧૨) શીલવ્રત પ્રત્યાખ્યાનને નિર્મળપણે પાળવા (૧૩) ક્ષણ લવ વગેરે કાળોમાં પ્રમાદનો ત્યાગ કરી શુભ ધ્યાન ચિંતવવું (૧૪) બાર પ્રકારની તપશ્ચર્યા આરાધવી (૧૫) દાન આપવું બીજા કોઈને ભયભીત કરી રહ્યા હોય અથવા માર મારતા હોય અથવા કોઈ કારણે કોઈ મરી રહ્યો હોય તો તેની રક્ષા કરવી. આ અભયદાન અને કરુણાદાનનુ ઉપલક્ષણસૂચક છે. સુપાત્રોને દાન આપવુ અર્થાત્ મહાવ્રતધારી તથા પ્રતિમાધારી શ્રાવકોને દાન આપવું અર્થાત શ્રમણ, શ્રમણી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વિધસંઘને સુખશાતા ઉપજાવવી (૧૬) વૈયાવૃત્ય આચાર્ય વગેરેની સુશ્રૂષા કરવી (૧૭) સમાધિ-સમસ્ત જીવોને સુખશાંતિ ઉપજાવવી (૧૮) નિત્ય નવું શીખવું. (૧૯) શ્રુતભક્તિ-જિનપ્રતિપાદિત આગમોમાં અનુરાગ રાખવો (૨૦) પ્રવચન-પ્રભાવના-પ્રચુર ભવ્ય

જીવોને દીક્ષા આપવી, સંસારરૂપી કુવામાં પડતા અને સંસારસમુદ્રમાં ડૂબતા પ્રાણીઓ માટે આશ્વાસનરૂપ જિનશાસનનો મહિમા વધારવો, સમસ્ત જગતને જિનશાસનના ચાહક બનાવવા મિથ્યાત્વ-અંધકારનો નાશ કરવો અને મૂળોત્તર ગુણોને ધારણ કરવા.

સર્વ જીવો માટે સાધારણ આ વીસ સ્થાન તીર્થંકર નામકર્મ બંધાવવાના કારણ છે અર્થાત્ આ વીસ કારણોથી જીવ તીર્થંકરત્વ પ્રાપ્ત કરે છે. વ્યસ્ત એક અને સમસ્ત બંને રૂપથી આને કારણો સમજવા જોઈએ અર્થાત્ એમાંથી એક કારણ વડે પણ તીર્થંકર નામકર્મ બાંધી શકાય છે અને અનેક કારણો વડે પણ. પરંતુ સ્મરણમાં રાખવું જોઈએ કે ઉત્કૃષ્ટતમ રસાયણ આવવાથી જ આ મહાન સર્વોત્તમ પુણ્યપ્રકૃતિ બાંધી શકાય છે.

અહીં સ્થાનનો અર્થ વાસના છે આથી પૂર્વોક્ત અર્હદ્વાત્સલ્ય આદી વીસ સ્થાનોનો અર્થ વીસ કારણો સમજવા જોઈએ ॥૮॥

**તત્વાર્થનિર્યુક્તિ**—જો કે સામાન્ય રૂપથી અવિસંવાદન કાય, વચન અને મનની ઋજુતાને સાડત્રીશ પ્રકારના શુભ નામ કર્મ પછીના કારણો બતાવવામાં આવ્યાં છે, આ પ્રકારોમાં તીર્થંકર પ્રકૃતિનો પણ સમાવેશ થઈ જાય છે પરંતુ તીર્થંકર એક વિશિષ્ટ પ્રકૃતિ છે તે અનન્ત અને અનુપમ પ્રભાવવાળી, અચિન્ત્ય આત્મિક અને બાહ્ય વિભૂતિનું કારણ અને ત્રણે લોકમાં સર્વોત્કૃષ્ટ છે; આથી તેમના કારણ પણ વિશિષ્ટ છે આથી જ તેમના વિશિષ્ટ કારણોનો પૃથક્ રૂપથી નિર્દેશ કરવામાં આવ્યો છે—

વીસ સ્થાનોની ઉત્કૃષ્ટ આરાધનાથી તીર્થંકર નામ કર્મ બંધાય છે. જ્ઞાતાધર્મકથાંગ સૂત્રમાં કહ્યું છે—

(૧) અરિહંત (૨) સિદ્ધ (૩) પ્રવચન (૪) ગુરુ (૫) વૃદ્ધ (૬) બહુશ્રુત અને (૭) તપસ્વી પર વત્સલતા રાખી (૮) તેમના જ્ઞાન-પ્રવચનમાં ઉપયોગ રાખવો. (૯) સમ્યક્ત્વ (૧૦) વિનય (૧૧) આવશ્યક (૧૨) નિરતિચાર શીલ અને વ્રતોનું પાલન (૧૩) ક્ષણ લવ (૧૪) તપ (૧૫) ભાગ (૧૬) વૈયાવૃત્ય (૧૭) સમાધિ (૧૮) અપૂર્વજ્ઞાનગ્રહણ (૧૯) શ્રુતભક્તિ (૨૦) પ્રવચન-પ્રભાવના; આ વીસ કારણોથી જીવ તીર્થંકરત્વ પ્રાપ્ત કરે છે.

જ્ઞાતાસૂત્રની આ ત્રણ ગાથાઓમાં વીસ સ્થાનોનું નિદર્શન કરવામાં આવ્યુ છે આ મુજબ (૧-૭) અર્હંત, સિદ્ધ, પ્રવચન, ગુરુ, સ્થવિર, બહુશ્રુત અને તપસ્વી વાત્સલ્ય હોવાથી તથા એની ભક્તિ અર્થાત્ યથાવસ્થિત ગુણોનું કીર્ત્તન કરવાથી (૮) જ્ઞાનોપયોગ-આના જ્ઞાન-પ્રવચનમાં નિરન્તર ઉપયોગ ચાલુ રાખવો (૯) દર્શન અર્થાત્ અત્યન્ત ઉત્કૃષ્ટ દર્શનવિશુદ્ધિ-નિરતિચાર સમ્યક્ત્વની નિર્મળતાથી-ક્ષાયોપશમિક, ક્ષાયિક અથવા ઔપશમિક સમ્યક્દર્શનની યથાયોગ્ય ઉત્કૃષ્ટ વિશુદ્ધિ હોવાથી, (૧૦) વિનયસમ્પન્નતાથી-જેના વડે આઠ પ્રકારના કર્મ દૂર કરવામાં આવે તે વિનય છે. તેના ચાર ભેદ છે— (૧) જ્ઞાન વિનય (૨) દર્શનવિનય (૩) ચારિત્રવિનય અને (૪) ઉપચારવિનય. જ્ઞાન અને જ્ઞાની પ્રત્યે બહુમાન હોવું જ્ઞાનવિનય છે; નિઃશંક અને નિરાકાંક્ષ વગેરે ભેદોવાળું દર્શનવિનય છે, આગળ ઉપર કહેવામાં આવનારી સમિતિ ગુપ્તિની પ્રધાનતાવાળો ચારિત્રવિનય છે, ઉઠીને ઉભા થઈ જવું, આસન આપવું, હાથ જોડવા વગેરે ઉપચાર વિનય છે આ પ્રકારના વિનય રૂપ પરિણામવાળો આત્મા વિનયસમ્પન્ન કહેવાય છે. આ વિનયસમ્પન્નતા પણ તીર્થંકર નામ કર્મ બાંધવાનું કારણ છે—

**આવશ્યક**:—અહીં આવશ્યક પદથી આવશ્યક ક્રિયાનું કરવું એમ સમજવું જોઈએ. સામાયિક આદિ આવશ્યકોનું ભાવપૂર્વક અનુષ્ઠાન કરવું—સવારે અને સાંજે આવશ્યક ક્રિયાનું આચરણ કરવું, આથી પણ તીર્થંકર નામ કર્મ બંધાય છે. રાગદ્વેષ વગરના સમની પ્રાપ્તિને—સમાય કહે છે. સમાય અર્થાત્ જ્ઞાન આદિનો લાભ જેનું પ્રયોજન હોય તે સામાયિક છે. સાવદ્ય–પાપકારી—કર્મોથી વિરત થવું પ્રતિક્રમણ વગેરે છે. 'આદિ' શબ્દથી અહીં ચતુર્વિંશતિસ્તવ (ચોવીસ જીનેશ્વરોની સ્તુતિ) વગેરે સમજવું. જે દિવસ અને રાત્રીના છેવટના ભાગથી અવશ્ય કરવા યોગ્ય હોય તે આવશ્યક છે આ આવશ્યકો ૧૭ પ્રકારના સંયમ વિષયક વ્યાપાર રૂપ હોવાથી વિવિધ પ્રકારના છે જેવા કે—ઈચ્છાકાર, મિથ્યાકાર, તથાકાર આદિ. એમનું અનુષ્ઠાન સદ્ભાવપૂર્વક કરવાથી, યથાકાળ વિધિપૂર્વક, ન્યૂનતા અને અધિકતા વગેરે દોષોનો પરિત્યાગ કરીને સંયમપૂર્વક આચરણ કરવાથી તીર્થંકર નામ કર્મ બંધાય છે.

(૧૨) શીલ તથા વ્રત—આનું નિરતિચાર પાલન કરવાથી પણ તીર્થંકર નામ કર્મ બંધાય છે. અત્રે શીલનો અર્થ છે—પિણ્ડવિશુદ્ધિ, સમિતિ, ભાવના આદિ ઉત્તર ગુણ અને જુદા જુદા પ્રકારના અભિગ્રહ, કારણ કે આનાથી મુમુક્ષુને સમાધિની પ્રાપ્તિ થાય છે. પાંચ મહાવ્રત અને રાત્રિભોજનનો ત્યાગ એને વ્રત શબ્દથી ગ્રહણ કરવામાં આવે છે. એમનું પૂર્ણ રૂપથી નિરતિચાર પાલન કરવું અર્થાત્ સંયમનો સ્વીકાર કરવાથી લઈને જીવતા પર્યંત અપ્રમત્તભાવથી સેવન કરવું નિરતિચાર શીલ—વ્રત પાલન કહેવાય છે અર્થાત્ સર્વજ્ઞ શ્રી તીર્થંકર ભગવાન દ્વારા પ્રણીત સિદ્ધાંત અનુસાર શીલ અને વ્રતોનું અનુષ્ઠાન કવું નિરતિચાર શીલવ્રતપાલન કહેવાય છે આનાથી પણ તીર્થંકર નામ કર્મ બંધાય છે.

(૧૩) ક્ષણલવ—આ કાળનું સૂચક છે. ક્ષણભર અથવા લેશમાત્ર પણ પ્રમાદ ન કરતાં શુભ ધ્યાન ધરવું.

(૧૪) તપ—પોતાની શક્તિ અનુસાર તપસ્યા કરવાથી પણ તીર્થંકર નામ કર્મ બંધાય છે. જે કર્મોને બાળી નાખે—શોષી લે તે તપ, તપ બે પ્રકારના છે—બાહ્ય અને આભ્યન્તર. બાહ્ય તપ છ પ્રકારના છે અને આભ્યન્તર તપ પણ છ પ્રકારના છે પ્રાયશ્ચિત્ત વગેરે આભ્યન્તર તપ છે જ્યારે ઉપવાસ વગેરે બાહ્ય તપ છે. આ તપોનો જો લૌકિક પૂજા—પ્રતિષ્ઠા, સત્કાર—સન્માન વગેરેની ઈચ્છા વગર માત્ર કર્મનિર્જરાના આશયથી જ અનુષ્ઠાન કરવામાં આવે તો તીર્થંકર નામ કર્મ બંધાય છે.

(૧૫) ત્યાગ—ત્યાગનો અર્થ દાન છે. દાન બે પ્રકારના છે—અભયદાન અને સુપાત્રદાન પોતાની તરફથી ભય ઉત્પન્ન ન કરવો, બીજો કોઈને જો ભયભીત કરી રહ્યો હોય, મારતો હોય અથવા કોઈ મરી રહ્યો હોય ત્યારે તેનું રક્ષણ કરવું અભયદાન છે. અભયદાન અહીં કરુણાદાનનું ઉપલક્ષણ છે. મહાવ્રતધારી મુનિઓને તથા પ્રતિમાધારી શ્રાવકોને દાન આપવું સુપાત્રદાન કહેવાય છે. આ કથન ઉપલક્ષણ માત્ર છે આથી ચતુર્વિધ સંઘને સુખશાતા ઉપજાવવી એ જ સુપાત્રદાન સમજવું જોઈએ.

(૧૬) વૈયાવૃત્ય-આચાર્ય, ઉપાધ્યાય વગેરેની નિર્મળ ભાવથી સેવા ચાકરી કરવી વૈયાવૃત્ય છે

(૧૭) સમાધિ—બધાં જીવોને સુખ ઉપજાવવું તથા સંઘ અને શ્રમણોની સમાધિ અને વૈયાવૃત્ય કરવાથી પણ તીર્થંકરનામ કર્મ બંધાય છે. સંઘનો અર્થ છે સમ્યક્ દર્શન જ્ઞાન અને

ચારિત્રનો સમૂહ. શ્રમણ, શ્રમણી શ્રાવક અને શ્રાવિકામાં આ સમ્યક્દર્શન વગેરે મળી આવે છે આથી એમનો સમૂહ પણ સંઘ કહેવાય છે. એમને શાતા પમાડવી અર્થાત્ કોઇ પ્રકારનો ઉપદ્રવ થવા ન દેવો, શાન્તિ પ્રદાન કરવી સંઘસમાધિ છે.

(૧૮) અપૂર્વજ્ઞાનગ્રહણ—હમેશ નવું નવું જ્ઞાન સંપાદન કરવું.

(૧૯) શ્રુતભક્તિ—જીનેન્દ્ર ભગવંત દ્વારા ભાખેલા આગમોમાં પરમ સદ્ભાવ હોવો. સુરેન્દ્રો, અસુરેન્દ્રો તથા નરેન્દ્રો વગેરેને પ્રભાવિત કરનાર, મહામહિમાશાળી અને અચિન્તનીય સામર્થ્યથી સમ્પન્ન, સન્માર્ગનો ઉપદેશ કરવાના કારણે, પરોપકાર કરવામાં તત્પર, પરમ યોગ્ય આચાર્યોની ઉત્કૃષ્ટ માનસિક શુદ્ધિપૂર્વક ઉપાસના કરવી એ શ્રુતભકિત છે. ભકિતનો આશય છે—તેમાં રહેલાં ગુણોનું કીર્ત્તન કરવુ વંદન કરવું, ઉપાસના કરવી આ શ્રુતભક્તિ પણ તીર્થંકર નામકર્મ બાંધવાનું કારણ છે.

(૨૦) પ્રવચનપ્રભાવના—ઘણાબધાં-ભવ્ય જીવોને દીક્ષા આપવી—સંસાર રૂપી કુવામાં પડતા પ્રાણીઓને તારનારા તેમજ તેમને આશ્વાસન આપનારા, જિનશાસનનો મહિમાં વધારનારા, સમસ્ત સંસારને જિનશાસનના રસીયા બનાવનારા, મિથ્યાત્ત્વરૂપી અંધકારનું અપહરણું કરવું તથા ચરણ અને કરણને શરણ કરવા અર્થાત્ એમનું નિર્દોષ પાલન કરવું, આ બધાં પ્રવચન-પ્રભાવનાના અન્તર્ગત છે.

તીર્થંકરત્વની પ્રાપ્તિના આ વીસ કારણો છે અર્થાત્ આ સઘળાનો અથવા એ પૈકી કોઈ એક બે અથવા અધિકનું ઉત્કૃષ્ટ રૂપથી સેવન કરવાથી જીવ તીર્થંકરનામકર્મ બાંધે છે ॥ ૮ ॥

'आयणिंदा परप्पसंसाइहिं उच्चगोए'

સૂત્રાર્થ—આત્મનિંદા અને પરપ્રાશંસા આદિ—કારણોથી ઉચ્ચગોત્ર કર્મ બંધાય છે ॥ ૯ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં દર્શન વિશુદ્ધિ આદિ આત્માની પરિણતિવિશેષોને તીર્થંકર નામ કર્મ બાંધવાના કારણ ગણ્યા છે હવે ઉચ્ચગોત્ર કર્મબાંધવાના કારણોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

પોતાની નિન્દા અને બીજાની પ્રશંસા કરવાથી ઉચ્ચગોત્ર કર્મ બંધાય છે.

પોતાની નિન્દા કરવી આત્મનિન્દા છે અને બીજાની પ્રશંસા કરવી પરપ્રશંસા છે. આદિ શબ્દથી બીજાનાસદ્ગુણોને પ્રકાશિત કરવા અને દોષોનું આવરણ કરવું તથા પોતાના સદ્ગુણો ઢાંકવા અને દોષો પ્રકટ કરવા, નમ્રતા ધારણ કરવી, નિરભિમાન થવું, આ છ કારણોથી ઉચ્ચગોત્ર કર્મ બંધાય છે ॥ ૯ ॥

**તત્ત્વાર્થનિર્યુકિત**—પૂર્વસૂત્રમા દર્શનવિશુદ્ધિ આદિ વીસ આત્મપરિણામોને તીર્થંકર નામ કર્મ બાંધવાના કારણ કહ્યા હવે ઉચ્ચગોત્રકર્મ બાંધવાના કારણોની પ્રરૂપણા કરીએ છીએ,

આત્મનિન્દા અને પરપ્રશંસા આદિ—કારણોથી ઉચ્ચગોત્ર કર્મ બંધાય છે

જાતિ, કુળ, રૂપ, બળ, શ્રુત, આજ્ઞા, ઐશ્વર્ય વગેરેનું અભિમાન ન કરતા થકા પોતાના દોષોની નિન્દા કરવી આત્મનિન્દા છે અને બીજાના સદ્ગુણોની પ્રશંસા કરવી પરપ્રશંસા છે સૂત્રમાં ગ્રહણ કરેલ આદિ શબ્દથી એવું સમજવું જોઈએ—પોતાના સદ્ગુણોને ઢાંકવા અને દોષોને જાહેર કરવા નમ્રતા ધારણ કરવી અને નિરભિમાન થવું, આ છ કારણોથી ઉચ્ચગોત્ર કર્મ

બંધાય છે. ઉચ્ચગોત્ર કર્મના ઉદયથી ઇક્ષ્વાકુવંશ, હરીવંશ ભોજરાજવંશ આદિ જેવા ઉચ્ચગોત્રોમાં જન્મ પ્રાપ્ત થાય છે વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ અર્થાત્ ભગવતીસૂત્રના શતક ૮, ઉદ્દેશક ૯મા કહ્યું છે-

જાતિનો મદ ન કરવાથી, કુળનું અભિમાન ન કરવાથી, બળનો મદ ન કરવાથી, રૂપનું અભિમાન ન કરવાથી, તપ, શ્રુત, લાભ તથા ઐશ્વર્યનું અભિમાન ન કરવાથી ઉચ્ચગોત્ર કર્મ બંધાય છે ॥ ૯ ॥

**સૂત્રાર્થ**—પ્રાણાતિપાત આદિથી પૂર્ણરૂપમાં નિવૃત્ત થવું પાંચમહાવ્રત છે ॥૧૦॥

**'पाणाइवायाइ हिंतो'** ઇત્યાદિ

**તત્ત્વાર્થદીપિકા**—પ્રાણાતિપાતની સાથે સંકળાયેલા આદિ શબ્દથી મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મચર્ય અને પરિગ્રહનું ગ્રહણ થાય છે. તાત્પર્ય એ છે કે પ્રાણાતિપાદ આદિ પાચ પાપોથી, ત્રણ કરણ અને ત્રણયોગથી નિવૃત્ત થઇ જવું પાંચ મહાવ્રત છે પ્રાણાતિપાત અર્થાત્ જીવોની હિંસા, મૃષાવાદ અર્થાત્ અસત્યભાષણ, અદત્તાદાન અર્થાત્ સ્તેય (ચોરી) અબ્રહ્મચર્ય અર્થાત્ મૈથુન અને પરિગ્રહ અર્થાત્ મોહ—મમતા, આ બધાંથી પૂર્ણરૂપથી વિરત થવું મહાવ્રત છે. ॥૧૦॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—બેંતાળીશ પ્રકારની પુણ્યપ્રકૃતિના બંધાવાથી સદ્‌ગતિની પ્રાપ્તિ થાય છે તથા સદ્ ધર્મ થાય છે આ પ્રસંગથી અત્રે પાંચ મહાવ્રતોનું કથન કરીએ, છીએ,—

પ્રાણાતિપાત અને 'આદિ' શબ્દથી મૃષાવાદ, અદત્તાદાન, અબ્રહ્મચર્ય અને પરિગ્રહથી, પૂર્ણરૂપમા અર્થાત્ સંપૂર્ણ દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવની અપેક્ષાથી, ત્રણ કરણો અને ત્રણ યોગોથી—નિવૃત્ત થવું પાંચ મહાવ્રત છે

કષાય અને પ્રમાદ રૂપ પરિણત આત્મા દ્વારા મન વચન અને કાયા રૂપ યોગના વ્યાપારથી તથા કરવું કરાવવું અને અનુમોદન રૂપ ત્રણ કરણો દ્વારા દ્રવ્ય અને ભાવ પ્રાણોનું વ્યપરોપણ અર્થાત્ હિંસા કરવી પ્રાણાતિપાત કહેવાય છે. અસત્ય ભાષણ કરવું અસત્ય વચન કહેવું અથવા જુઠું બોલવું સાવદ્ય વચન બોલવું મૃષાવાદ કહેવાય છે માલિકના આપ્યા વગર કોઈ વસ્તુ લઇ લેવી અદત્તાદાન છે. સ્ત્રીગમન અથવા મૈથુનને અબ્રહ્મચર્ય કહે છે. સચેત્ત અચેત્ત અને મિશ્ર દ્રવ્યોમાં મોહ રાખવો તેનું નામ પરિગ્રહ છે મમત્વ રાખવું પરિગ્રહ છે આ પાંચે પાપોથી પૂર્ણરૂપથી અર્થાત્ ત્રણ કરણ અને ત્રણ યોગથી નિવૃત્ત થવું પાચ મહાવ્રત છે.

પ્રાણિહિંસા આદિથી નિવૃત્તિ વ્રત છે. એનો આશય એ છે કે અમુક પુરુષ હિંસા આદિ ક્રિયાઓનું આચરણ કરતો નથી પરંતુ અહિંસાદિ ક્રિયાઓનું આ આચરણ કરે છે. જે પ્રાણાતિપાત આદિથી વિરત થઈ જાય છે તે શાસ્ત્રમાં પ્રરૂપેલી સત્ ક્રિયાઓમાં—પ્રવૃત્તિ કરે છે અને અસત્ ક્રિયાથી નિવૃત્ત થાય છે આથી તેના કર્મોનો ક્ષય થાય છે અને કર્મક્ષયથી મોક્ષની પ્રાપ્તિ થાય છે.

અહીં એ સ્મરણમાં રાખવું જોઈએ કે પ્રાણાતિપાતનો અર્થ છે પ્રાણિઓને પ્રાણથી જુદાં પાડવા. પ્રાણ ઇન્દ્રિય વગેરેને કહે છે. પ્રાણ જેમાં હોય તે પ્રાણી અર્થાત્ જીવ કહેવાય છે પ્રાણી ઘણી જાતના હોય છે. પૃથ્વીકાય આદિ એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય આ જીવોના સ્વરૂપને સમજીને અને તેના પર શ્રદ્ધા રાખીને તેમના પ્રાણોનો વિયોગ ન કરવો એ જ્ઞાન શ્રદ્ધાનપૂર્વક ચારિત્ર કહેવાય છે સત્‌માં પ્રવૃત્તિ કરવી અને અસત્‌થી નિવૃત્તિ

કરવી ચારિત્રનું લક્ષણ છે. મન, વચન કાયા દ્વારા કરેલું, કરાવેલું અને અનુમોદન—આપવાના ભેદથી તે અનેક પ્રકારના છે.

સ્થાનાંગ સૂત્રના પાંચમા સ્થાનના પ્રથમ ઉદ્દેશકમાં કહ્યું છે—મહાવ્રત પાંચ કહેવામાં આવ્યા છે તે આ મુજબ છે—સમસ્ત—પ્રાણાતિપાતથી વિરત થવું અર્થાત્ સમસ્ત પરિગ્રહથી વિરત થવું.

આવશ્યક અને દશવૈકાલિકસૂત્રમાં પણ મહાવ્રત પાંચ જ કહેવામાં આવ્યા છે ॥૧૦॥

**'पाणाइवायाइहितो देसओ'** ઇત્યાદિ

સૂત્રાર્થ—પ્રાણાતિપાત આદિ એકદેશથી વિરત થવું પંચ અણુવ્રત છે ॥૧૧॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં પ્રાણાતિપાત આદિથી પૂર્ણ રૂપથી વિરત થવા રૂપ પાંચ મહાવ્રતોનું પ્રરૂપણ કરવામાં આવ્યું હવે એ બતાવવા માગીએ છીએ કે તે જ પ્રાણાતિપાત આદિથી આંશિક રૂપથી વિરત થવું પાંચ અણુવ્રત છે—

પ્રાણાતિપાત આદિ પાંચ પાપોથી દેશથી વિરત થવું પાંચ અણુવ્રત છે પ્રાણવ્યપરોપણ—અથવા જીવહિંસાને પ્રાણાતિપાત કહે છે. સૂત્રમાં વાપરેલ 'આદિ' શબ્દથી અસત્યભાષણ, સ્તેય, મૈથુન અને પરિગ્રહ સમજવાના છે આ પાંચમાંથી એક દેશથી વિરત થવું પાંચે અણુવ્રત છે અર્થાત્ સ્થૂળ પ્રાણાતિપાત વિરમણ અને સ્થૂળ પરિગ્રહવિરમણ અર્થાત્ પરિગ્રહ પરિમાણ આ પાંચ અણુવ્રત છે ॥૧૧॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ સંપૂર્ણ પ્રાણિઓની જીવહિંસાથી નિવૃત્તિ સંપૂર્ણ મૃષાવાદથી, સંપૂર્ણ અદત્તાદાનથી, સંપૂર્ણ અબ્રહ્મચર્યથી તથા સંપૂર્ણ પરિગ્રહથી નિવૃત્તિ રૂપ પાંચ મહાવ્રતોનું–નિરૂપણ કરવામાં આવ્યું હવે સ્થૂળ પ્રાણાતિપાત આદિથી નિવૃત્તિ રૂપ પાંચ અણુવ્રતોનું કથન કરીએ છીએ.

પ્રાણાતિપાત આદિનો આંશિક રૂપથી ત્યાગ કરવો પાંચ અણુવ્રત કહેવાય છે. હિંસા બે પ્રકારની છે સંકલ્પની અને આરમ્ભની અથવા સૂક્ષ્મ અને સ્થૂળના ભેદથી પણ હિંસાના બે ભેદ છે. સંપૂર્ણ પ્રાણાતિપાતથી વિરત ન થવું પરંતુ એકદેશથી જ વિરત થવું કેવળ સ્થૂળ રૂપ સંકલ્પની હિંસાનો ત્યાગ કરવો સ્થૂળપ્રાણાતિપાત વિરતિ નામનું અણુવ્રત છે.

આવી જ રીતે બધાં પ્રકારના મૃષાવાદનો ત્યાગ ન કરતાં માત્ર એકદેશથી અર્થાત્ જુઠી સાક્ષી આપવી વગેરે રૂપ અસત્યભાષણથી નિવૃત્ત થવું સ્થૂળ મૃષાવાદવિરતિ અણુવ્રત છે આ અણુવ્રતમાં સ્થૂળ અસત્યનો જ ત્યાગ કરવામાં આવે છે, સૂક્ષ્મ મૃષાવાદનો નહીં. એ જ પ્રમાણે સ્થૂળ અદત્તાદાનનો ત્યાગ કરવો અદત્તાદાન વિરમણ અણુવ્રત કહેવાય છે. આ અણુવ્રતમાં બધાં પ્રકારના અદત્તાદાનનો ત્યાગ થતો નથી પરંતુ સ્થૂળ અદત્તાદાનનો જ ત્યાગ કરવામાં આવે છે. જે અદત્તાદાનથી આ લોક તથા પરલોકમાં ચોરીનો દોષ લાગે છે જેનાથી સામાન્યતયા ચોરી કહી શકાય છે અને જે ચોરી રાજ્ય દ્વારા દણ્ડનીય હોય છે જે કારણથી કારાગૃહ અને નરકના પાત્ર બનવું પડે છે તેને સ્થૂળ ચોરી સમજવી. ઠઠ્ઠા—મશ્કરીમાં કોઈની ચીજ લઈ લેવી અથવા સંતાડી દેવી સ્થૂળ ચોરી નહીં પણ સૂક્ષ્મ ચોરી છે. ગૃહસ્થો આવી ચોરીનો ત્યાગ કરતા હોતાં નથી.

આવી જ રીતે એક દેશથી મૈથુનનો ત્યાગ કરવો બ્રહ્મચર્યાણુવ્રત કહેવાય છે. એક દેશથી મૈથુનના ત્યાગનું તાત્પર્ય છે પરસ્ત્રીસંયોગનો ત્યાગ કરવો. જે પોતાની સ્ત્રીમાં સંતુષ્ટ રહીને પરસ્ત્રીને માતા સમાન લેખે છે તે સ્વદાર સંતોષવ્રતી કહેવાય છે.

પરિગ્રહનો અર્થ છે-મોહ, લોભ અથવા મમત્વ પરિગ્રહના બે ભેદ છે—બાહ્ય અને આન્તરિક શરીર વગેરે પ્રત્યે મમતા હોવી આન્તરિક પરિગ્રહ છે. ક્ષેત્ર, વાસ્તુ (મહેલ–મકાન) સોનું, ધન, ધાન્ય વગેરે બાહ્ય વસ્તુઓ પર મમતા હોવી બાહ્ય પરિગ્રહ છે. પરિગ્રહ પરિમાણુ નામક અણુવ્રતમાં સમસ્ત--વસ્તુઓનો ત્યાગ કરવામાં આવતો નથી પરંતુ તેમની મર્યાદા કરી લેવામાં આવે છે. આને સ્થૂળપરિગ્રહ ત્યાગ પણ કહે છે.

આમ સ્થૂળપ્રાણાતિપાતવિરમણ, સ્થૂળમૃષાવાદવિરમણ, સ્થૂળઅદત્તાદાનવિરમણ, સ્થૂળમૈથુનવિરમણ અને પરિગ્રહપરિમાણ નામના પાંચ અણુવ્રત હોય છે.

સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનકના પ્રથમ ઉદ્દેશકમાં કહ્યું છે---અણુવ્રત પાંચ કહેવામાં આવ્યા છે-સ્થૂળપ્રાણાતિપાતવિરમણ સ્થૂળમૃષાવાદવિરમણ, સ્થૂળઅદત્તાદાનવિરમણ સ્થૂળમૈથુનવિરમણ, (સ્વદારસંતોષ) અને ઇચ્છાપરિમાણ ॥૧૧॥

**'तत्थेज्जट्ठं इरियाइया पणवीसं भावणाओ'**

**મૂળ સૂત્રાર્થ**—વ્રતોની સ્થિરતા અર્થે પચ્ચીશ ભાવનાઓ હોય છે ॥૧૨॥

**તત્ત્વાર્થદીપિકા**—આની અગાઉ સ્થૂળ રૂપથી હિંસાનો ત્યાગ કરવો વગેરે પાંચ અણુવ્રતોનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે તે વ્રતોમાં સ્થિરતા લાવવા માટે ઈર્યા આદિ પચ્ચીશ ભાવનાઓનું કથન કરીએ છીએ–પૂર્વોક્ત

(૧) પ્રાણાતિપાતવિરમણ મહાવ્રતની પાંચ ભાવનાઓ—(૧) ઈર્યા–સંભાળીને ચાલવું (૨) (૨) મનની પ્રશસ્તતા (૩) વચનની પ્રશસ્તતા (૪) એષણા અને (૫) આદાન નિક્ષેપ.

(૨) સત્યમહાવ્રતની પાંચ ભાવનાઓ—(૧)સમજી વિચારીને બોલવું (૨) ક્રોધનો ત્યાગ (૩) લોભનો ત્યાગ (૪) ભયનો ત્યાગ (૫) હાસ્યનો ત્યાગ કરવો

(૩) અદત્તાદાનવિરમણવ્રતની પાંચ ભાવનાઓ—(૧)અઢાર પ્રકારથી વિશુદ્ધ વસતી (ઉપાશ્રય–સ્થાન)ની યાચના કરીને સેવન કરવું (૨) વિશુદ્ધ પીઠ–ફલક આદિની યાચના કરવી વૃક્ષ વગેરેનું છેદન ન કરવુ (૪) સાધારણ પિણ્ડ (ભોજન)નું અધિક સેવન કરવું અને (૪) સાધુઓની વૈયાવચ્ચ કરવી.

બ્રહ્મચર્યવ્રતની પાંચ ભાવનાઓ—(૧) સ્ત્રી, પશુ અને પંડક (નપુંસક) વગરની જગ્યાએ વાસ કરવો (૨) સ્ત્રીઓ સબંધી કથા ન કરવી (૩) સ્ત્રીના અંગોપાંગોનું અવલોકન ન કરવું (૪) પૂર્વાવસ્થામાં અર્થાત્ ગૃહસ્થાવસ્થામાં ભોગવેલાં કામભોગોનું સ્મરણ ન કરવું અને (૫) દરરોજ મિષ્ટ–ઉન્માદક ભોજનનો પરિત્યાગ કરવો.

(૫) પરિગ્રહત્યાગમહાવ્રતની પાંચ ભાવનાઓ—(૧) મનોજ્ઞ શબ્દોમાં રાગ અને અમનોજ્ઞ શબ્દોમાં દ્વેષ ન કરવો (૨) મનોજ્ઞ તથા અમનોજ્ઞ રૂપમાં રાગ–દ્વેષ ન કરવા (૩) મનોજ્ઞ અમનોજ્ઞ રસમાં રાગ-દ્વેષ ન કરવો (૪) મનોજ્ઞ–અમનોજ્ઞ ગંધમાં રાગ–દ્વેષ ન કરવો અને (૫) મનોજ્ઞ–અમનોજ્ઞ સ્પર્શમાં રાગદ્વેષ ન કરવો.

પાંચ વ્રતોની કુલ આ પચ્ચીશ પ્રકારની ભાવનાઓ છે ॥૧૨॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલાં પ્રાણાતિપાતવિરમણ આદિ પાંચ મહાવ્રતોનું પ્રરૂપણ કરવામાં આવ્યું, તે વ્રતોને દૃઢ કરવા કાજે પ્રત્યેક વ્રતની પાંચ-પાંચ ભાવનાઓ કહીએ છીએ—

તે પૂર્વોક્ત વ્રતોને સ્થિર રાખવા માટે ઈર્યા વગેરે પચ્ચીશ ભાવનાઓ કરવી જોઈએ.

સર્વથા પ્રાણાતિપાતવિરમણ આદિ પાંચ મહાવ્રતોની તથા એકદેશ પ્રાણાતિપાતવિરમણ રૂપ અણુવ્રતોની સ્થિરતા-દૃઢતા માટે નીચે લખેલી ભાવનાઓનું સેવન કરવું જોઈએ.

(૧) ઈર્યાસમિતિ (૨) મનોગુપ્તિ (૩) વચનગુપ્તિ (૪) એષણા (૫) આદાન નિક્ષેપણ (૬) આલોચ્યસંભાષણ-સમજી વિચારીને બોલવું (૭) ક્રોધનો ત્યાગ (૮) લોભનો ત્યાગ (૯) ભયનો ત્યાગ (૧૦) હાસ્યનો ત્યાગ (૧૧) અઢાર પ્રકારથી વિશુદ્ધ વસતી (સ્થાન)નું સેવન (૧૨) દરરોજ અવગ્રહની યાચના કરીને ઘાસ લાકડાં વગેરે એકઠા કરવા (૧૩) પીઠ-ફલક વગેરે માટે વૃક્ષ વગેરે કાપવા નહીં (૧૪) સાધારણ ભોજનનું વધારે પ્રમાણમાં સેવન ન કરવું (૧૫) સાધુઓની સેવા કરવી (૧૬) સ્ત્રી, પશુ અને પંડક (નપુંસક-ફાતડા)ના સંસર્ગવાળા શયન આસન સ્થાનનું સેવન ન કરવું (૧૭) રાગપૂર્વક સ્ત્રિઓની કથા ન કરવી (૧૮) સ્ત્રીઓની મનોહર ઈન્દ્રિયોનું અવલોકન ન કરવું (૧૯) ભૂતકાળમાં ભોગવેલા ભોગો યાદ ન કરવા (૨૦) દરરોજ ભારે ભોજનનો ત્યાગ કરવો (૨૧-૨૫) મનોજ્ઞ સ્પર્શ-રસ-ગન્ધ-વર્ણ અને શબ્દમાં રાગ અને અમનોજ્ઞ સ્પર્શ આદિમાં દ્વેષ ન કરવો. આ પચ્ચીશ ભાવનાઓ છે આમાંથી પ્રારંભની પાંચ પ્રાણાતિપાતવિરતિની છે. બીજી પાંચ અસત્યવિરમણમહાવ્રતની, ત્રીજી પાંચ અદત્તાદાન મહાવ્રતની ચોથી પાંચ બ્રહ્મચર્યમહાવ્રતની અને છેલ્લી પાંચ પરિગ્રહપરિત્યાગમહાવ્રતની છે એનું સ્પષ્ટીકરણ આ રીતે છે—(૧) ઈર્યાસમિતિ-ઈર્યાનો અર્થ છે ગતિ કરવી ગમનમાં સમિતિ અર્થાત્ સંગતતા અથવા શાસ્ત્રોક્ત પ્રવૃત્તિ હોવી ઈર્યાસમિતિ છે, તાત્પર્ય એ છે કે ઉપયોગ સાથે ચાર હાથ જમીનને જોતા થકા, સ્થાવર અને ત્રસ જીવોને બચાવતા થકા અપ્રમત્ત થઈને ચાલવું જોઈએ.

મનોગુપ્તિ-મનની રક્ષા કરવી આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન ન થવા દેવું, ધર્મધ્યાનમાં મનને લગાવવું.

(૩) વચનગુપ્તિ-વચનનો નિરોધ કરીને મૌનવ્રત ધારણ કરવું અથવા જરૂરત પડયે સમજી વિચારી હિત-મિત ભાષણ કરવું.

(૪) એષણાસમિતિ-શુદ્ધ આહાર આદિની ગવેષણા કરવી. એષણા ત્રણ પ્રકારની છે ગવેષણા, ગ્રહણૈષણા, ગ્રાસૈષણા. જે એષણામાં જતના રાખતો નથી તે છ કાયના જીવોનો ઘાત કરે છે આથી તેનાથી બચવા માટે સર્વે ઈન્દ્રિયોથી ઉપયોગ લગાવીને એષણાસમિતિનું પાલન કરવું જોઈએ.

(૫) આદાનનિક્ષેપણાસમિતિ-સાધુવેશ ઔઘિક અને ઔપગ્રાહિક કારણ પડવાથી જે લેવામાં આવે બંને પ્રકારની ઉપધિને રાખવા તથા ઉઠાવવામાં જતના કરવી અર્થાત્ આગમોક્ત વિધિથી તેમનું પ્રતિલેખન કરીને અને પ્રમાર્જન કરીને રાખવી તથા ઉપાડવી જોઈએ.

આલોક્તિપાન ભોજન—દરેક ઘરમાં વાસણોમાં પડેલા આહારને આંખો વડે જોઈ-તપાસી

લેવો જોઈએ. જેથી તેમાં ઉત્પન્ન થયેલ અથવા આમતેમથી આવી પડેલાં જીવોની રક્ષા થાય. ઉપાશ્રયમાં આવીને અજવાળાવાળી જગ્યાએ બેસીને ફરીવાર ભોજન-પાણીને સારી પેઠે જોઈ જવા જોઈએ તેમજ ઉજાશવાળી જગ્યાએ જ તેમનું સેવન કરવું જોઈએ. આ પાંચ ભાવનાઓને પુનઃ પુનઃ ભાવનારા અહિંસાવ્રતની રક્ષા કરવામાં સમર્થ થાય છે.

અસત્યવિરમણ વ્રતની દૃઢતા માટે કહેવામાં આવેલી પાંચ ભાવનાઓમાંથી પહેલી અનુવીચિભાષણનું કથન કરીએ છીએ—

(૧) અનુવીચિભાષણ-અહીં 'અનુવીચિ' શબ્દ દેશ્ય છે અને તેનો અર્થ છે-આલોચના-અર્થાત્ સમજી-વિચારીને વચનોનો પ્રયોગ કરવો અનુવીચિભાષણ કરવું એમ કહેવાય છે. વગર સમજ્યે-વિચાર્યે બોલનાર વક્તા કદાચિત્ મિથ્યા (અસત્ય) ભાષણ પણ કરી બેસે છે તેથી પોતાની લઘુતા થાય છે તથા વૈર, પીડા વગેરે આલોક સંબંધી-અનર્થ ઉત્પન્ન થાય છે. તેનાથી બીજા પ્રાણોનો ઘાત પણ થાય છે આથી અનુવીચિભાષણથી જે પોતે-પોતાને જ ભાવિત કરે છે તે મૃષાભાષણના દોષનો ભાગીદાર બનતો નથી.

(૨) ક્રોધપ્રત્યાખ્યાન—મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થનારા દ્વેષરૂપ ક્રોધ કષાયનો ત્યાગ કરવો જોઈએ અને પોતાના આત્માને ક્રોધપ્રત્યાખ્યાનથી ભાવિત કરવો જોઈએ જે ક્રોધા-ત્યાગની ભાવના ભાવે છે, તે મોટાભાગે સત્યનું ઉલ્લંઘન ન કરીને તેનું પાલન કરવામાં સમર્થ થાય છે.

(૩) લોભપ્રત્યાખ્યાન—લોભનો અર્થ છે તૃષ્ણા તેનો ત્યાગ કરવો લોભપ્રત્યાખ્યાન કહેવાય છે જે લોભનો ત્યાગ કરી દે છે તેને અસત્યભાષણ કરવાની જરૂર પડતી નથી.

(૪) ભયપ્રત્યાખ્યાન—ભય, અસત્ય ભાષણનું કારણ છે. જે વ્યક્તિ પોતાના આત્માને નિડરતાથી ભાવિત કરે છે, તે અસત્ય ભાષણ કરતો નથી. ભયશીલ મનુષ્ય મિથ્યાભાષણ પણ કરે છે દા. ત. આજે રાત્રે મને ચોર દેખાયો, પિશાચ જોયો વગેરે. આથી અસત્યથી બચવા માટે પોતાના આત્મામાં નિર્ભયતાની ભાવના જાગૃત કરવી જોઈએ.

(૫) મોહના ઉદયથી ઉત્પન્ન થનારા પરિહાસથી યુક્ત વ્યક્તિ ઠઠ્ઠા-મશ્કરીમાં અસત્ય-ભાષણ કરે છે. આથી ઠઠ્ઠા-મશ્કરીને ત્યાગની ભાવનાથી ભાવિત કરવી જોઈએ. જે પરિહાસનો ત્યાગ કરી દે છે તે સત્યવ્રતનું પાલન કરવામાં સમર્થ થાય છે (૧૦)

(૧૧) એવી જ રીતે સમજી-વિચારીને અવગ્રહની યાચના કરવી જોઈએ એ અનુવીચિ અવગ્રહયાચના નામની ભાવના છે. અવગ્રહ-(આજ્ઞા) પાંચ પ્રકારની છે-(૧) દેવની (૨) રાજાની (૩) ઘરના માલિકની (૪) શય્યાતરની અને (૫) સાધર્મિકની જે જેનો માલિક હોય તેના માટે તેની જ રજા લેવી જોઈએ જે સ્વામી ન હોય-તેનાથી અગર યાચના કરવામાં આવે તો અનેક પ્રકારના દોષોની ઉત્પત્તિ થાય છે આથી સમજી—વિચારીને જ આજ્ઞાની યાચના કરવી જોઈએ જે આ ભાવનાથી યુક્ત હોય છે તે અદત્તાદાનની કોઈ પ્રવૃત્તિ કરતો નથી.

(૧૨) અભીક્ષ્ણ અવગ્રહયાચના—માલિકે એકવાર કોઈ વસ્તુ પ્રદાન કરી દીધી હોય તો પણ વારંવાર તેની યાચના કરવી અભીક્ષ્ણ અવગ્રહયાચના છે પૂર્વ પ્રાપ્ત વસ્તુ માટે—અર્થાત્

માંદગી અવસ્થા આદિમાં મળ-મૂત્ર એકઠો કરવા માટેના પાત્રો રાખવા માટે, હાથ વગેરે ધોવાના સ્થાન આદિ માટે ફરીવાર યાચના કરવી જોઈએ જેથી તેના સ્વામીના મનમાં કોઈ દુઃખ ન ઉપજે. આવી જ રીતે બધી બાજુએથી આટલી—આટલી જગ્યા અમો વાપરીશું એવું નક્કી કરીને તેની આજ્ઞા લેવી જોઈએ.

(૧૩) પીઠ-ફલક અર્થાત્ પાટો તથા ઓઠીંગણ વગેરે માટે પણ વૃક્ષ વગેરેનું છેદન ન કરવું અદત્તાદાનવ્રતની ત્રીજી ભાવના છે.

(૧૪) જે આહાર સાધારણ હોય અર્થાત્ અનેક સાધુઓ માટેનો હોય, તેમાંથી લઈને વધારે ખાવું ન જોઈએ. જે અને જેટલા આહારને લેવાની ગુરુની આજ્ઞા હોય તેટલું જ ગ્રહણ કરવું જોઈએ. ગુરુની આજ્ઞાથી ગ્રહણ કરવામાં આવેલા આહારપાણીનો સૂત્રોક્ત વિધિ અનુસાર ઉપભોગ કરવો જોઈએ. આવી જ રીતે ઔધિક અને ઔપગ્રાહિક ઉપધિ-વસ્ત્ર વગેરે બધું જ ગુરુની આજ્ઞાથી, વન્દનપૂર્વક, ગુરુના કહેવા મુજબ જ કામમાં લેવા જોઈએ. આ પ્રકારની ભાવનાવાળા અદત્તાદાનવિરમણ વ્રતનું ઉલ્લંઘન કરતા નથી.

(૧૫) હમેશાં સાધુની વૈયાવચ્ચ કરવી જોઈએ.

(૧૬) બ્રહ્મચર્યવ્રતની પૂર્વોક્ત પાંચ ભાવનાઓમાંથી સ્ત્રી--પશુ-નપુંસક (ફાતડા)થી રહિત સ્થાનનો ઉપયોગ કરવાનો આશય છે દેવ-મનુષ્ય સ્ત્રી, તિર્યંચજાતિ—ઘોડી, ગાય, ભેંસ, બકરી, ઘેટાં વગેરેના સંપર્કવાળા આસન—શયન વગેરેનો ત્યાગ કરવો. જે સ્થાનમાં આ બધાં હોય તેમાં નિવાસ કરવાથી અનેક હાનિઓ થાય છે. આથી બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવા માટે આ ભાવનાથી આત્માને વાસિત કરવો જોઈએ

(૧૭) સ્ત્રી, પશુ, નપુંસકનો સદ્ભાવ ન હોય તો પણ રાગયુક્ત થઈને સ્ત્રીકથા અર્થાત્ સ્ત્રીઓ સંબંધી વાર્તાલાપનો ત્યાગ કરવો જોઈએ. મોહજનિત રાગ રૂપ પરિણતિથી યુક્ત સ્ત્રીકથા જેમાં દેશ, જાતિ, કુળ, વેશભૂષા બોલ ચાલ, ગતિ, વિલાસ, વિભ્રમ, ભ્રમરો મટકાવવી, કટાક્ષ, હાસ્ય, લીલા, પ્રણયકલહ આદિ શૃંગાર રસ સમ્મિલિત છે તેનાથી પરિપૂર્ણ હોવાના કારણે વંટોળીઆ જેવા ચિત્તરૂપી સમુદ્રને ક્ષુબ્ધ કરી નાખે છે આથી રાગ સંબંધિત સ્ત્રીકથાનો ત્યાગ કરવો જ શ્રેયસ્કર છે.

(૧૮) સ્ત્રીઓની મનોહર ઇન્દ્રિયોના અવલોકનથી પણ બચવું જોઈએ. તેમના મનોરમ સ્તન આદિના-અવલોકનથી વિરત થવું જ શ્રેયસ્કર છે એવી ભાવના ભાવવી જોઈએ.

(૧૯) પૂર્વકાળમાં ભોગવેલા ભોગોનું સ્મરણ ન કરવું જોઈએ સાધુ-અવસ્થામાં ગૃહદશામાં ભોગવેલા ભોગોનુ સ્મરણ કરવાથી કામાગ્નિ પ્રજ્વલિત થાય છે આથી તેમનુ સ્મરણ છોડી દેવામાં જ કલ્યાણ છે.

(૨૦) પ્રતિદિન કારણ વગરપૌષ્ટિક ભોજન પણ ન કરવું જોઈએ. બળ-વીર્યવર્ધક સ્નિગ્ધ મધુર આદિ રસોનું સેવન કરવાથી તથા દૂધ, દહીં, ઘી, ગોળ તેલ વગેરેના સેવનથી મેદ, મજ્જા તથા વીર્ય વગેરે ધાતુઓનો સંગ્રહ થાય છે અને એનાથી મોહની ઉત્પત્તિ થાય છે

આથી હમેશા અભ્યાસ રૂપમાં પૌષ્ટિક રસોના સેવનનો ત્યાગ કરવો જોઈએ. બ્રહ્મચર્યની રક્ષા માટે આ બધાનો ત્યાગ આવશ્યક છે.

(૨૧-૨૫) આવી જ રીતે બાહ્ય તથા આભ્યંતર પરિગ્રહથી રહિત શ્રમણે મનોજ્ઞ રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દની પ્રાપ્તિ થવાથી રાગ અને અમનોજ્ઞ રૂપ આદિની પ્રાપ્તિ થવાથી દ્વેષ કરવો જોઈએ નહીં. આ ભાવનાઓથી અપરિગ્રહમહાવ્રતમાં દઢતા આવે છે.

સમવાયાંગસૂત્રના પચીસમાં સમવાયમાં કહે છે—પાંચ મહાવ્રતોની પચ્ચીસ ભાવનાઓ કહી છે તે આ પ્રમાણે છે—(૧) ઈર્યાસમિતિ (૨) મનોગુપ્તિ (૩) વચનગુપ્તિ (૪) આલોકિત-પાનભોજન (૫) આદાનભાણ્ડમાત્રનિક્ષેપણા સમિતિ (૬) અનુવીચિભાષણ (૭) ક્રોધવિવેક (૮) લોભવિવેક (૯) ભયવિવેક (૧૦) હાસ્યવિવેક (૧૧) અવગ્રહાનુજ્ઞાપનતા (૧૨) અવગ્રહસીમાજ્ઞાનતા (૧૩) સ્વયમેવાવગ્રહાનુગ્રહણતા (૧૪) સાધાર્મિકોની અનુમતિ લઈને આહાર વગેરે ભોગવવો (૧૫) સામાન્ય આહાર પાણીની અનુમતિ લઈને ભોગવવા (૧૬) સ્ત્રી-પશુ-પંડકરહિત શયનાસનનો ત્યાગ કરવો (૧૭) સ્ત્રીકથાનો ત્યાગ (૧૮) પૂર્વે ભોગવેલા ભોગોનું સ્મરણ ન કરવું (૧૯) સ્ત્રીઓની ઈન્દ્રિયોના અવલોકનનો ત્યાગ કરવો (૨૦) પ્રણીતાહારવર્જન (૨૧) શ્રોત્રેન્દ્રિયરાગોપરિત-શબ્દના વિષયમાં રાગ ન કરવો (૨૨) ચક્ષુરિન્દ્રિયના વિષયમાં રાગ ન કરવો (૨૩) ઘ્રાણેન્દ્રિયના વિષયમાં રાગ ન કરવો (૨૪) જીભઈન્દ્રિયના વિષયમાં રાગ ન કરવો અને (૨૫) સ્પર્શનેન્દ્રિયના વિષયમાં રાગ ન કરવો. ॥૧૨॥

**'हिंसादिसु उभयलोगे घोरदुहं चउग्गइभमणं च'**

**સૂત્રાર્થ**—હિંસાદિ પાપ કરવાથી આ લોકમાં અને પરલોકમાં ઘોર દુઃખ થાય છે અને ચારે ગતિમાં પરિભ્રમણ કરવું પડે છે ॥૧૩॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં પ્રાણાતિપાતવિરમણ આદિ પાંચ મહાવ્રતોમાંથી દરેકની પાંચ-પાંચ ભાવનાઓની પ્રરૂપણા કરવામાં આવી હવે—આવી ભાવનાઓનું નિરૂપણ કરીએ છીએ જે બધાં જ વ્રતોની સ્થિરતા માટે સમાન છે—

પ્રાણાતિપાત મૃષાવાદ, સ્તેય, અબ્રહ્મચર્ય, અને પરિગ્રહ એ પાંચ આસ્રવોનું સેવન કરવાથી બંને લોકોમાં અર્થાત્ આ લોકમાં અને નરક આદિ પરલોકમાં ભયંકર પરિતાપના ભોગવવી પડે છે. આ આસ્રવના ફલ સ્વરૂપ નરક આદિમાં ભયંકર યાતનાઓ ભોગવવી પડે છે એ પ્રકારની ભાવના ભાવવી જોઈએ અર્થાત્ વારવાર એવો વિચાર કરવો જોઇએ.

આશય એ છે કે જે જીવ જ્ઞાનપૂર્વક ક્રિયાનું અનુષ્ઠાન કરે છે અને હિંસા આદિ પાપોના આચરણથી આ લોક અને પરલોક સંબંધી અનર્થો થવાનું ચિંતન કરે છે નરક વગેરેમાં થનારા અત્યંત તીવ્ર યાતનાઓનો વિચાર કરે છે તેની હિંસા આદિ કાર્યોમાં પ્રવૃત્તિ થતી નથી આથી એવી ભાવના કરવી જોઈએ કે હિંસા આદિ પાપોમાં સર્વત્ર દુઃખ જ દુઃખ છે. આ પાપોનું સેવન કરવાવાળા નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા—આ ચાર ગતિઓમાં ભ્રમણ કર્યા કરે છે. ॥૧૩॥

**તત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલાં પૂર્ણરૂપથી હિંસા આદિથી વિરમવા રૂપ પાંચ મહાવ્રતો અને દેશવિરતિ રૂપ પાંચ અણુવ્રતોમાંથી દરેકની સ્થિરતા માટે પાંચ-પાંચ ભાવનાઓનું

કથન કરવામાં આવ્યું. હવે એવી કેટલીક ભાવનાઓનું પ્રરૂપણ કરવામાં આવી રહ્યું છે જે બધાં વ્રતો માટે સમાન છે.

હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહ. એ પાંચ આસ્રવોનું સેવન કરનારને આ લોકમાં અને નરક વગેરે પરલોકમાં તીવ્ર દુઃખોનો અનુભવ કરવો પડે છે. હિંસા—વગેરેના ફળસ્વરૂપ ઘોર યાતનાઓ સહન કરવી પડે છે. કદી એવું ન થાય કે મારે પણ આ દુઃખોને સહન કરવા પડે એ પ્રકારે વારંવાર વિચાર કરનાર વ્રતી પુરુષ હિંસા આદિ થાય તેવી પ્રવૃત્તિ કરતો નથી.

જેવી રીતે પ્રાણાતિપાત, અસત્યભાષણ અને ચોરી કરનારાઓને સંખ્યાબંધ અનર્થોનો સામનો કરવો પડે છે, તેવી જ રીતે અબ્રહ્મનું સેવન કરવાવાળાઓને પણ જુદા જુદા પ્રકારનાં દુઃખો ભોગવવા પડે છે. સ્ત્રીના હાવ ભાવને જોઈને જેમનું મન પાગલ થઈ જાય છે, જેમની ઇન્દ્રિઓ કાબૂમાં રહેતી નથી અને હલકા વિષયોમાં પ્રવૃત્ત થાય છે જે મનોજ્ઞ શબ્દ રૂપ ગંધ રસ અને સ્પર્શમાં જે રાગના કારણો છે, અનુરકત થઈને મદોન્મત્ત હાથીની જેમ નિરંકુશ થઈ જાય છે, ઇષ્ટ પ્રવૃત્તિ અને અનિષ્ટ નિવૃત્તિના વિચારથી શૂન્ય છે તેમને કશે પણ ઠેકાણે સુખ શાન્તિ પ્રાપ્ત થતી નથી. તેઓ મોહથી પીડાઈને કૃત્ય-અકૃત્યના વિવેકથી રહિત હોવાના કારણે પોતાના દરેક કાર્યને સારૂં જ સમજતા હોય છે એમની દશા એવી થઈ જાય છે માનો તેમને ભૂત ન વળગ્યું હોય ।

જે પુરુષો પરસ્ત્રીલંપટ હોય છે તેઓ આ લોકમાં ઘણા માણસોની સાથે દુશ્મનાવટ બાંધે છે અને ઇન્દ્રિય છેદન, વધ-બન્ધન, સર્વસ્વ લુંટાઈ જવા વગેરે અનર્થોને વહોરે છે.

હિંસા આદિ પાપોનું આચરણ કરનારને પ્રથમ તો આ લોકમાં અનેક પ્રકારની મુશ્કેલીઓ સહન કરવી પડે છે અને આગામી જન્મોમાં જઈને ભયાનક કષ્ટો સહેવા પડે છે આ જાતનું પુન પુનઃ ચિન્તવન કરવું જોઈએ. હિંસા કરવાથી કઈ રીતે ઘોર દુઃખો સહન કરવા પડે છે એનું દિગ્દર્શન અહીં કરાવાય છે—

હિંસક જન હમેશાં ત્રાસદાયક અને ભયંકર હોય છે તે ભયાનક વેષ પરિધાન કરે છે, પોતાની ભ્રમરો કપાળ ઉપર ચઢાવે છે, તેના ચિત્તપ્રદેશમાં ઈર્ષ્યા અને દ્વેષનો વાસ હોય છે આથી તેની આકૃતિ ભીષણ હોય છે. તે દાંત પીસે છે, હોઠ બીડે છે અને તેની આંખોમાંથી ક્રૂરતા વરસતી હોય છે. પ્રાણીઓ માટે તે ઘણો જ ત્રાસજનક હોય છે. હમેશા તેમની સાથે દુશ્મનાવટ બાંધેલી રાખે છે તેને આ જન્મમાં જ લાઠીઓ તથા કોરડાઓ વડે ફટકારવામાં આવે છે, હાથકડી અને જંજીરોથી બાંધવામાં આવે છે અને વિવિધ પ્રકારની લાકડીઓ તથા ઈંટો વગેરે દ્વારા તેને કષ્ટો અપવામાં આવે છે.

પરલોકમાં તેને નરક વગેરે દુર્ગતિ પ્રાપ્ત થાય છે. તે લોકમાં ગર્હિત અને નિન્દાને પાત્ર બને છે. આ વખતે તેને આ સત્યનું ભાન થાય છે કે—મને પાપીને પૂર્વજન્મમાં કરેલાં પાપોનું જ ફળ ભોગવવું પડે છે. આ જાતની ભાવના કરતો થકો તે વિચારે છે કે હિંસાથી વિરત થવું એ જ મારા માટે શ્રેયસ્કર છે.

આવી જ રીતે હિંસા આદિ કુકૃત્યોના આચારથી નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ અને દેવગતિ રૂપ સંસારમાં પરિભ્રમણ કરવુ પડે છે. નરક અને નિગોદ આદિમાં અનન્ત–અનન્ત જન્મ–મરણ કરીને ઘોરાતિઘોર દુઃખ સહન કરવા પડે છે.

જેમ હિંસકને અનેક અનર્થોનો સામનો કરવો પડે છે તેવી જ રીતે અસત્યવાદી જન પણ દુઃખોનો ભાગી થાય છે. લોકમાં તેના વચન પર કોઇ વિશ્વાસ કરતો નથી અસત્ય ભાષણ કરનારની જીભ કાપી લેવામાં આવે છે, કાન અને નાકનું છેદન કરવામાં આવે છે. આ રીતે અસત્યવાદી અસત્યથી નિન્દનીય ફળ ભોગવે છે. પરલોકમાં તેને નરક આદિની તીવ્ર યાતનાઓ અને દુઃખ સહન કરવા પડે છે, આ રીતે અસત્ય ભાષણથી જીવ જુદા જુદા પ્રકારના દુઃખોથી યુક્ત થાય છે. બીજાની સાથે તેને વેર બંધાય છે. જીભ–છેદન વગેરેના કષ્ટ તેને પ્રાપ્ત થાય છે. આ બધાં પૂર્વોક્ત દોષોની અપેક્ષાએ પણ તેને વધ–બન્ધન આદિ દુઃખોના વિશેષ કારણ પ્રાપ્ત થાય છે જેનો અધ્યવસાય તીવ્ર હોય છે તે દીર્ઘસ્થિતિ અને તીવ્ર અનુભાવ (રસ)વાળા કર્મો બાંધે છે ફળસ્વરૂપ પરલોકમાં તીવ્ર અશુભ વેદના સહન કરે છે. અસત્યભાષણના આ પ્રકારના ફળ–વિપાકની વિચારણા કરનારના ચિત્તમાં તેનાથી અરુચિ ઉત્પન્ન થઈ જાય છે અને તે વિચારે છે કે અસત્યભાષણથી વિરત થવામાં જ શ્રેય છે. આ જાતના વિચારના ફળસ્વરૂપ તે અસત્યભાષણથી વિરત થઈ જાય છે.

જેવી રીતે પ્રાણાતિપાત અને અસત્ય ભાષણ કરનારને અનર્થોનો સામનો કરવો પડે છે તેવી જ રીતે પારકાની માલિકીનું દ્રવ્ય અપહરણ કરવામાં આસક્ત ચોરને પણ અનર્થ ભોગવવા પડે છે તે બધાંને માટે ત્રાસદાયક હોય છે તે જેના ધનને ચોરે છે તેને ઘણો જ ઉદ્‌વેગ ઉત્પન્ન થાય છે આ પાપકૃત્યનું સેવન કરવાથી ચોરને તાડન, પીડન ચાબુકોનો માર, હાથકડી–જંજીરોનું બન્ધન હાથ–પગ કાન નાક હોઠ આદિ અવયવોનું છેદન–ભેદન, સર્વસ્વહરણ વગેરે વગેરે દુષ્પરિણામ ભોગવવા પડે છે. પરલોકમાં પણ તેને નરક વગેરેની તીવ્ર યાતનાઓ ભોગ-વવી પડે છે આથી ચોરીથી વિરત થઈ જવું એ જ કલ્યાણકારક છે. આ જાતની ભાવના ભાવનાર ચોરીથી નિવૃત્ત થઈ જાય છે. પરલોકમાં નરક આદિ ગતિમાં જઈને દુઃખ ભોગવે છે આથી મૈથુનથી નિવૃત્તિ લઇ લેવી શ્રેયસ્કર છે આ પ્રકારની ભાવના ભાવનાર પુરુષ મૈથુનથી–વિરક્ત થઈ જાય છે

આ જ પ્રમાણે પરિગ્રહવાળા મનુષ્ય પર ચોર લુંટારા આક્રમણ કરે છે. જેવી રીતે કોઈ પક્ષી માંસનો કકડો ચાંચમાં પકડીને ઉડી રહ્યું હોય તો માંસ ભક્ષણ કરવાવાળા બાજ વગેરે બીજા પક્ષીઓ તેના પર ત્રાટકે છે તેવી જ રીતે પરિગ્રહી પુરુષને ચોર વગેરે સતાવે છે. તેમને પ્રથમ તો ધન આદિ પરિગ્રહના ઉપાર્જન માટે દુઃખો સહન કરવા પડે છે પછીથી તે ધનની રક્ષા માટે પરિશ્રમ કરવો પડે છે; આ બધું કરવા છતાં પણ અન્તમાં જ્યારે તેનો વિનાશ થઈ જાય છે ત્યારે અપાર–શોકનો અનુભવ કરવો પડે છે.

જેવી રીતે સૂકાં ઇંધણથી અગ્નિને તૃપ્તિ થતી નથી તેવી જ રીતે લાલચુ પરિગ્રહીને ધનથી સંતોષ થતો નથી, પછી ભલે ગમે તેટલું જ કેમ પ્રાપ્ત ન થઈ જાય ! જે લોભથી અભિભૂત હોય છે, તે કર્તવ્ય–અકર્તવ્યના વિવેકથી રહિત થઈ જાય છે અને એ કારણે મહાન અનિષ્ટને

નોતરે છે. પરલોકમાં નારકી સંબંધી તીવ્ર યાતનાઓ તેને ભોગવવી પડે છે. દુનિયા લાલચુ કહીને તેની નિન્દા કરે છે આથી પરિગ્રહથી ફારેગ થઈ જવું જ કલ્યાણકારી છે. આ જાતની ભાવના કરવાથી જીવ પરિગ્રહથી નિવૃત્ત થઈ જાય છે.

લોભના અંગ જેવી આ જે તૃષ્ણા રૂપી ડાકણ છે, એને તાબે થઈ જનારા પુરુષો કોઈ પ્રકારના અનર્થોની ફિકર કરતાં નથી ! તેમને આમાં કોઈ અનર્થ જ દેખાતો નથી. લોભગ્રસ્ત માનવી ધન કાજે પોતાના પિતાના પણ પ્રાણ હરી લેવાથી ખચકાતો નથી અરે તે પોતાની જનેતાને પણ મારે છે અરે મારી નાખે છે પોતાના દિકરાનો વધ કરવા પણ તત્પર થઇ જાય છે. એક માતાના ખોળિએ જન્મેલા સગા ભાઈનો પણ નાશ કરવાનો વિચાર કરે છે. આ માટે વિશેષ શું કહી શકાય; પોતાની પ્રાણવલ્લભા પત્નીના પ્રાણો પણ હરી લેવાની હદ સુધી જાય છે અને આવી જ જાતના અન્યાય અનર્થો પણ કરવામાં સંકોચ અનુભવતો નથી. લોભી મનુષ્ય કાર્ય અને અકાર્યને કશું જ ગણતો નથી.

આ રીતે જે પુરુષો લોભજન્ય અનર્થોનું ચિંતન કરે છે તે પરિગ્રહથી વિરત થઈ જાય છે.

આ સિવાય એવી ભાવના પણ ભાવવી જોઈએ કે આ હિંસા આદિ પાંચે પાપો દુઃખ સ્વરૂપ જ છે.

જેમ હિંસા આદિ પાંચે દુઃખજનક હોવાના કારણે મને અપ્રિય છે તેવી જ રીતે અન્ય સઘળાં પ્રાણિઓને પણ વધ, બન્ધન છેદન ભેદન આદિથી થનારી હિંસા આદિ અપ્રિય છે. આવી રીતે પોતાના સ્વાનુભવથી જે હિંસાને દુઃખમય વિચારે છે, તે પ્રાણાતિપાત આદિથી નિવૃત્ત થઈ જાય છે.

એવી જ રીતે જેમ અસત્યભાષણથી મને મહાન દુઃખ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે સમસ્ત પ્રાણિઓને અસત્યભાષણથી તથા મિથ્યાદોષારોપણ આદિથી ઘોર કષ્ટ પહોંચે છે. આ જાતનો વિચાર આ જ લોકને ધ્યાનમાં રાખીને કરવો જોઈએ.

અસત્યભાષી પુરુષ મૃત્યુની પછી જ્યાં જન્મ ધારણ કરે છે ત્યાં તેને અસત્ય ભાષણ, મિથ્યા દોષારોપણ વગેરેનો એવી જ રીતે પ્રતિકાર કરવો પડે છે જેવો તેને પૂર્વે જાતે કર્યો હતો: આથી તેને મહાન દુઃખનો અનુભવ કરવો પડે છે.

આવી જાતની ભાવના સેવનાર મિથ્યાભાષણથી નિવૃત્ત થઇ જાય છે જેવી રીતે ચોર-લુંટારાઓ દ્વારા અગાઉ મારા ધનના અપહરણથી મને દુઃખ થયું હતું તેવી રીતે જ અન્ય જીવોને પણ તેમના ધનનું અપહરણ થવાથી દુઃખ થાય છે આ જાતના આત્માનુભવના આધારે જે પુરુષ ભાવના ભાવે છે તે અદત્તાદાનથી નિવૃત્ત થઈ જાય છે.

આવી જ રીતે જે વ્યક્તિ મૈથુનને રાગ-દ્વેષના મૂળ તરીકે, હિંસા વગેરેની દુઃખજનક તથા લોક અને સમાજમાં ધિક્કાર-પાત્ર હોવાના કારણોને દુઃખજનક રૂપે હોવાની ચિંતવણા કરે છે તે મૈથુનથી વિમુખ થઇ જાય છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની અપેક્ષા રાખનારા કર્મોના ક્ષયોપશમ આદિ આત્યન્તિક સુખ ઉત્પન્ન કરવામાં સમર્થ થતાં નથી તે તો થોડા સમય માટે દુઃખનો પ્રતિકાર માત્ર કરે છે આથી મૂઢ જનો તે અવસ્થા-વિશેષને, દુઃખરૂપ હોવા છતાંપણ સુખમય માને છે.

જેવી રીતે ખરજવું થયું હોય તે પુરુષ અજ્ઞાનવશ, ખજવાળવાથી થતાં દુઃખને પણ તે સમયે સુખ માની લે છે તેવી જ રીતે મૈથુન સેવન કરનારા પણ મોક્ષના વિરોધી તેમજ અનન્તાનન્ત સંસાર પરિભ્રમણનાકારણે, આપાતરમણીય ભોગો–દુઃખને પણ સ્પર્શસુખ સમજી બેસે છે. આમ મૈથુનમાં દુઃખની ભાવનાથી જેનું ચિત્ત ભાવિત થાય છે તે મૈથુનથી મુક્ત થાય છે.

આ પ્રકારે જ દ્રવ્ય વગેરે પર મમત્વ ધારણ કરનાર મનુષ્ય ધન પ્રાપ્ત ન થાય તો તે મેળવવાની લાલસા કરે છે, પ્રાપ્ત થઇ જાય તો તેના રક્ષણ કરવાનું દુઃખ ભોગવે છે અને નષ્ટ થઈ જાય તો શોકજનિત દુઃખનો ભાગી થાય છે વસ્ત્ર આદિ વસ્તુઓને મેળવવાની અભિલાષા થાય અને તે પ્રાપ્ત ન થઈ શકે તો દુઃખનો અનુભવ થાય છે કદાચીત્ તેની પ્રાપ્તિ થઈ જાય તો રાજા, ચોર, અગ્નિ, ભાગીદાર અને ઉંદરો વગેરેથી તેને બચાવવા માટે હમેશાં સજાગ રહેવું પડે છે. આ રીતે ઉદ્વેગજન્ય દુઃખનો અનુભવ કરવો પડે છે જ્યારે રક્ષણ કરતાં કરતાં પણ તે પરિગ્રહ ચાલ્યો જાય છે તો તેના વિયોગથી ઉત્પન્ન થનાર અસહ્ય શોકરૂપી અગ્નિ તેને અત્યન્ત સન્તપ્ત બનાવે છે આમ પરિગ્રહ પ્રત્યેક અવસ્થામાં દુઃખરૂપ જ છે જે આવી ભાવના ભાવે છે તે પરિગ્રહથી વિમુખ થાય છે.

પૂર્વોક્ત પ્રકારથી પ્રાણાતિપાત, અસત્યભાષણ, સ્તેય, અબ્રહ્મચર્ય અને પરિગ્રહમાં દુઃખ જ દુઃખ છે એવી ભાવના ભાવનાર વ્રતીને પાંચે વ્રતોમાં દૃઢતા ઉત્પન્ન થાય છે.

સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનના બીજા ઉદ્દેશકના સૂત્ર ૨૮૨ માં કહ્યું છે—

સંવેગિની અર્થાત્ વૈરાગ્યવર્ધક કથા ચાર પ્રકારની કહેવામાં આવી છે તે આ પ્રમાણે છે—(૧) ઇહલોકસંવેગિનિ (૨) પરલોકસંવેગિની (૩) આત્મશરીરસંવેગિની અને (૪) પરશરીરસંવેગિની નિર્વેદિની કથા ચાર પ્રકારની કહેવામાં આવી છે તે આ પ્રમાણે છે : (૧) આ લોકમાં દુશ્ચીર્ણ કર્મ આ લોકમાં દુઃખરૂપ ફળ–વિપાકથી સંયુક્ત હોય છે. (૨) આ લોકમાં દુશ્ચીર્ણ કર્મ પરલોકમાં દુઃખરૂપ ફળ–વિપાકથી સંયુક્ત હોય છે (૩) પરલોકમાં દુશ્ચીર્ણ કર્મ આ લોકમાં દુઃખરૂપ ફળવિપાકથી સંયુક્ત હોય છે (૪) પરલોકમાં દુશ્ચીર્ણ કર્મ પરલોકમાં દુઃખરૂપ ફળવિપાકથી સંયુક્ત હોય છે.

(૧) આ લોકમાં સુચીર્ણ કર્મ આ લોકમાં સુખરૂપ ફળવિપાકથી સંયુક્ત હોય છે અર્થાત્ સુખરૂપ ફળ પ્રદાન કરે છે. (૨) આ લોકમાં સુચીર્ણ કર્મ પરલોકમાં સુખરૂપ ફળ પ્રદાન કરે છે વગેરે ચારેય ભંગ પૂર્વવત્ સમજવા, અર્થાત્ પરલોકમાં સુચીર્ણ કર્મ આ લોકમાં સુખરૂપ વિપાકથી સંયુક્ત હોય છે અને પરલોકમાં સુચીર્ણ કર્મ પરલોકમાં સુખરૂપ ફળવિપાકથી સંયુક્ત હોય છે આ બંને ભંગ પણ સમજી લેવાની જરૂર છે.

જે કથા સંવિદ્રને અર્થાત્ સંસારની અસારતા પ્રદર્શિત કરીને મોક્ષની અભિલાષા ઉત્પન્ન કરે તે સંવેગની અથવા સંવેદિની કથા કહેવાય છે જેવી રીતે રાજકુમારી મલ્લીએ પોતાની ઉપર અનુરાગી છ રાજાઓને સંસારની અસારતા બતાવીને તેમનામાં મોક્ષની અભિલાષા ઉત્પન્ન કરી દીધી હતી–વળી કહ્યું પણ છે—

જે કથાના સાંભળવા માત્રથી મોક્ષની અભિલાષા ઉત્પન્ન થઈ જાય છે તે સંવેદિની કથા કહેવાય છે જેમ મલ્લીકુમારીએ છ રાજાઓને પ્રતિબોધ આપ્યો તેમ ॥૧॥

જે કથા દ્વારા શ્રોતા વિષયભોગોથી વિરક્ત થાય છે તે નિર્વેદની કથા કહેવાય છે. કહ્યું પણ છે—

જે કથાના શ્રવણથી વૈરાગ્ય જન્મે તે નિર્વેદિની કથા છે જેમ ભગવાન મહાવીરે શાલિભદ્રને પ્રતિબોધ આપ્યો હતો. ॥૧૩॥

**'सव्वभूए गुणाहिय'** ઇત્યાદિ

સૂત્રાર્થ—સમસ્ત પ્રાણીઓ પર મૈત્રીભાવના, અધિક ગુણવાનોના પ્રત્યે પ્રમોદ ભાવના, દુઃખી પ્રાણીઓ પરત્વે કરુણાભાવના અને અવિનીતો પર માધ્યસ્થભાવના રાખવી જોઈએ ॥૧૪॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં હિંસા આદિ પાંચે પાપોની નિવૃત્તિરૂપ પાંચ મહાવ્રતોની સામાન્ય પ્રાણાતિપાત આદિમાં આલોક-પરલોકમાં અપાર દુ ખભાવનાનું નિરૂપણ કરવામાં આવ્યું; હવે તેજ મહાવ્રતોની દઢતા માટે સર્વ પ્રાણિઓ પર મૈત્રી આદિ ભાવનાઓની પ્રરૂપણા કાજે કહીએ છીએ—

સર્વ પ્રાણિઓ, ગુણાધિકો, કિલશ્યમાન જીવો અને અવિનીતો પર ક્રમશઃ મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને મધ્યસ્થ ભાવના હોવી જોઈએ અર્થાત્ બધાં પ્રાણિઓ પર મૈત્રી ભાવના ધારણ કરે, જે પોતાની અપેક્ષા અધિક ગુણવાન છે તેમના પ્રત્યે પ્રમોદ-હર્ષાતિશયની ભાવના ધારણ કરે જે જીવ દુઃખનો અનુભવ કરી રહ્યાં છે તેમના પર કરૂણા ભાવના રાખે અને જે અવિનીત કહેતાં શઠ છે, પોતાનાથી વિરુદ્ધ વિચાર તેમજ વ્યવહાર કરે છે તેમના પ્રતિ મધ્યસ્થ ભાવ ધારણ કરે. તાત્પર્ય એ છે કે આ રીતે મૈત્રી વગેરે—ભાવનાઓથી બધાની તરફ વેર-વિરોધ નષ્ટ થઈ જાય છે કહ્યું પણ છે—**सत्वेषु मैत्रीं गुणीषु प्रमोदः** ઇત્યાદિ'

હે દેવ ! મારો આત્મા પ્રાણિમાત્ર પર મૈત્રીભાવ ધારણ કરે, ગુણીજનોને જોઈને પ્રમોદનો અનુભાવ કરે, દુઃખી જનો પર કરુણાભાવ ધારણ કરે અને વિપરીત વ્યવહાર કરનારા પ્રત્યે મધ્યસ્થભાવ ધારણ કરે. ॥૧૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ પ્રાણાતિપાત—વિરતિ આદિ પાંચ વ્રતોની સ્થિરતાને માટે સામાન્ય રૂપથી બધાં વ્રતોથી સંબંધ રાખનારી દુઃખભાવનાનું નિરૂપણ કરવામાં આવ્યું જેમાં એ બતાવવામાં આવ્યું કે હિંસા વગેરેનું આચરણ કરવાથી આ લોક તેમજ પરલોકમાં દુઃખની પ્રાપ્તિ થાય છે હવે તે જ વ્રતોની પરંપરાથી સ્થિરતા માટે મૈત્રી આદિ ભાવનાઓનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

બધાં પ્રાણિઓ પર મૈત્રી, અધિક ગુણવાનો પર પ્રમોદ, દુઃખી જનો પર દયા અને અવિનીતો પર માધ્યસ્થભાવ ધારણ કરવો જોઈએ.

જે **मेद्यति–स्निह्यति** અર્થાત્ સ્નેહ કરે છે તે મિત્ર કહેવાય છે. મિત્રના ભાવને મૈત્રી કહે છે. બીજાનાં હિતનો વિચાર કરવો મૈત્રી છે. પ્રત્યેક પ્રાણી પર મૈત્રીભાવ હોવો જોઈએ. પ્રમાદથી અથવા અન્ય કોઈ કારણથી કોઈએ કદાચ અપકાર કર્યો હોય તો તેના તરફ પણ મૈત્રીભાવ ધારણ કરીને એવો વિચાર કરવો જોઈએ—"હું તેનો મિત્ર છું, આ મારા મિત્રો છે, હું મારા મિત્ર સાથે દ્રોહ કરીશ નહી, મિત્રથી દ્રોહ—વિશ્વાસઘાત કરવો એ તો દુર્જનોનું કામ છે—સત્પુરુષોનું નહીં. આ કારણથી હું સમસ્ત પ્રાણિસૃષ્ટિ પર ક્ષમાભાવ ધારણ કરું છું. આ

પ્રકારની ભાવના નિરન્તર ધારણ કરવાથી વાસ્તવિક મૈત્રીભાવની પ્રાપ્તિ થાય છે. જેઓએ મારા ઉપર ઉપકાર કર્યો છે તેઓ પણ મારા મિત્ર છે તેમના તરફ પણ મારા મનમાં ક્ષમાભાવ છે. બધાં પ્રાણિઓ સાથે મારી મૈત્રી છે. કોઈની પણ સાથે મારે વેર અથવા વિરોધ નથી.

વૈરાનુબન્ધ ઘણો જ વિષમ છે. તેનાથી અનેક પ્રકારના અનર્થોની સેંકડો શાખાઓ ફૂટી નિકળે છે. ઈર્ષ્યા--અદેખાઈ વગેરેની ઉત્પત્તિ થાય છે. વારંવાર કાપવા છતાં પણ તેની જડ વળી પાછી લીલી છમ થઇ જાય છે. બીજાંકુરની માફક તેની પરંપરા ચાલતી રહે છે આથી તેને જડમૂળ સાથે ઉખેડવા માટે તીવ્ર પ્રજ્ઞા અને વિવેકરૂપી તલવારની ધારનો ઉપયોગ કરવો જોઇએ મૈત્રીભાવનાથી જ વિરોધનો સમૂળગોનાશ થઈ શકે છે.

જે જીવ સમ્યક્ત્વ વગેરે ગુણોમાં પોતાનાથી વધારે ચઢિયાતો છે, વિશિષ્ટ વ્રતી છે તેમના પર પ્રમોદ અર્થાત્ હર્ષની અધિકતાની ભાવના રાખવી જોઈએ.

સમ્યક્ત્વ, જ્ઞાન, ચારિત્ર અથવા તપની અપેક્ષાથી જે પોતાનાથી વિશેષ છે તેમને વંદન કરવું; તેમના ગુણો ગાવા, તેમની પ્રશંસા કરવી, વૈયાવૃત્ય વગેરે કરવી; સન્માન કરવું; અને સમસ્ત ઇન્દ્રિયોથી આનંદના અતિરેકને પ્રકટ કરવો પ્રમોદ કહેવાય છે.

આમાંથી તત્ત્વાર્થની શ્રદ્ધાને સમ્યક્ત્વ કહે છે. ઇષ્ટમાં પ્રવૃત્તિ અને અનિષ્ટથી નિવૃત્તિ વિષયક બોધ જ્ઞાન કહેવાઈ છે. મૂળગુણોને તથા ઉત્તરગુણોને ચારિત્ર કહે છે બાહ્ય અને આભ્યંતરના ભેદથી તપ બે પ્રકારના કહેવામાં આવ્યા છે--

આ સમ્યક્ત્વ આદિ શ્રાવકોની અપેક્ષા શ્રમણોમાં વિશિષ્ટ રૂપથી જોવામાં આવે છે આથી તેમને જોઇને વંદન વગેરે કરવું, તેમના ગુણોનું ઉત્કીર્તન કરવું, એકાગ્ર થઇને તેમના પ્રવચનો સાંભળવા, આંખોનું નાચી ઉઠવું, હર્ષથી રોમાચ ઉત્પન્ન થઇ જવો વગેરે ચિહ્નોથી પ્રકટ થનાર હર્ષ પ્રમોદ કહેવાય છે. તેની ભાવના કરવી જોઇએ.

આવી જ રીતે જે જીવો ક્લેશના પાત્ર બનેલાં છે, ગરીબ છે, અનાથ છે, બાળક અથવા સ્થવિર છે તેમના ઉપર કરુણાભાવ ધારણ કરવો જોઈએ. કરુણાનો અર્થ છે અનુકમ્પા. દીન-દુઃખીઓ પર અનુગ્રહ અર્થાત્ દયાની દૃષ્ટિ રાખવી જોઈએ.

જે પ્રાણીઓ માનસિક અથવા શારીરિક બાધાઓથી પીડિત છે તેમને દીન કહે છે

જેઓ દયાને પાત્ર છે, મિથ્યાદર્શન અને અનન્તાનુબન્ધી આદિ ત્રણ મોહથી પીડિત છે, કુબુદ્ધિ, કુશ્રુત અને વિભંગ જ્ઞાનથી યુક્ત છે, જેઓ ઇષ્ટ પ્રાપ્તિ અને અનિષ્ટ પરિહરથી રહિત છે, અનેક વ્યાધિઓથી ગ્રસ્ત છે, દીન, દરિદ્ર, અનાથ, બાળ-વૃદ્ધ છે તેમના પ્રતિ અવિચ્છિન્ન કરુણાભાવના ધારણ કરવી જોઈએ. કરુણાભાવના ધારણ કરીને તેમને મોક્ષનો ઉપદેશ આપવો જોઈએ તથા દેશ અને કાળ અનુસાર કપડાં, અનાજ પાણી, આશ્રય ઔષધ વગેરે આપીને તેમનો અનુગ્રહ કરવો જોઈએ

જેઓ અવિનીત છે-લુચ્ચા છે એવા લોકો તરફ ઉદાસીનતાનો ભાવ રાખવો જોઈએ જેમને શિક્ષણ આપી શકાતું હોય, જેઓ તેને પાત્ર હોય, તેઓ વિનીત કહેવાય છે. જેઓ શિક્ષણને પણ લાયક ન હોય તેઓ અવિનીત છે તેઓ ચેતન હોવા છતાં પણ લાકડા અથવા

દિવાલની જેમ જડ હોય છે. ગ્રહણ, ધારણ, ઈહા, અપોહથી શૂન્ય, મિથ્યાત્વથી ગ્રુપ્ત અને દુષ્ટો દ્વારા છકેલા હોય છે. આવા લોકો પ્રતિ પણ દ્વેષ ન ધારણ કરતા ઔદાસીન્ય રાખવું જોઈએ.

જમીનની ઉપર વાવેલું શુદ્ધ બીજ પણ જેમ ફળદાયી નીવડતું નથી તે જ પ્રમાણે આવા લોકોને આપવામાં આવેલો સદુપદેશ સફળ થતો નથી આથી તેમના પ્રતિ ઉપેક્ષા રાખવી જ ઉચિત છે., કહ્યું પણ છે—**परहित चिन्तामैत्री** ઈત્યાદિ.

બીજાના હિતનું ચિંતન કરવું મૈત્રી છે, બીજાના દુઃખોનુ નિવારણ કરવું એ કરુણા છે બીજાનાં સુખે સુખી થવું પ્રમોદ છે અને બીજાનાં દોષોની ઉપેક્ષા કરવી મધ્યસ્થતા છે.

સૂત્રકૃતાંગસૂત્રનાં પ્રથમ શ્રુતસ્કંધના ૧૫માં અધ્યયનમાં, બીજી ગાથામાં કહ્યું છે-'પ્રાણીમાત્ર પર મૈત્રીભાવ ધારણ કરવો જોઈએ.'

ઔપપાતિકસૂત્રના પ્રથમ સૂત્રના ૨૦માં પ્રકરણમાં કહ્યું છે-**'सुप्पडियाणंदा'** અર્થાત્ બીજાનાં સુખ જોઈને આનંદનો અનુભવ કરવો જોઈએ.' આજ સૂત્રમાં ભગવાનના ઉપદેશના પ્રકરણમાં કહ્યું છે—**'साणुक्कोसयाए'** અર્થાત્ દયા યુક્ત થઈ ને—

આચારાંગસૂત્રના. પ્રથમ શ્રુતસ્કંધમાં, આઠમાં અધ્યયનના સાતમાં ઉદ્દેશકની પાંચમી ગાથામાં કહ્યું છે-'અનગાર-મધ્યસ્થ-સમભાવી થઈ ને કેવળ કર્મનિર્જરાની જ ઈચ્છા કરતો થકો સમાધિનું પાલન કરે.' ॥૧૪॥

**'संवेगणिव्वेयणट्ठं जगकायसभावा य' ॥सू. १५॥**

સૂત્રાર્થ—સંવેગ અને નિર્વેદની વૃદ્ધિ માટે જગતના અને શરીરના સ્વભાવનું ચિંતન કરવું જોઈએ. ॥૧૫॥

**તત્ત્વાર્થદીપિકા**—આની પહેલાના સૂત્રમાં અહિંસા આદિ વ્રતોની સ્થિરતા માટે સામાન્ય રૂપથી અર્થાત્ બધાં વ્રતો માટે સમાન રૂપથી ઉપયોગી મૈત્રી, પ્રમોદ, કરુણા તથા માધ્યસ્થ ભાવનાઓનું કથન કરવામાં આવ્યું. હવે તેના તે જ પાંચ મહાવ્રતાદિની દૃઢતા માટે સમાન રૂપથી ઉપયોગી અન્ય ભાવનાઓનું નિરૂપણ કરીએ છીએ.

સંવેગ અને નિર્વેદ માટે સંસારના તેમજ શરીરના સ્વાભાવનું ચિંતન વારંવાર કરવું જોઈએ. સંસારથી ભયભીત થવું સંવેગ છે અને વિષયોથી વિરક્તિ થવી નિર્વેદ છે આ બંનેની વૃદ્ધિ અને પુષ્ટિ માટે અનુક્રમથી સંસાર અને શરીરના સ્વભાવનો વિચાર કરવો જોઈએ. અર્થાત્ જગતના સ્વભાવનું પુનઃ પુનઃ ચિંતન કરવાથી સંવેગની વૃદ્ધિ થાય છે અને કાયાના સ્વરૂપનો વિચાર કરવાથી વૈરાગ્યની વૃદ્ધિ થાય છે.

વિભિન્ન મનુષ્ય, તિર્યંચ, નારકી અને દેવતા પર્યાયોને જે પ્રાપ્ત થતા રહે છે તેને જગત કહે છે. આ વ્યુત્પત્તિ મુજબ જગતનો અર્થ થાય છે-જીવસમૂહ અથવા ધર્મ, અધર્મ, આકાશ કાળ અને પુદ્ગલ-આદિને રહેવાનું જે ક્ષેત્ર-સ્થાન-છે તે પણ જગત્ કહેવાય છે જેને સંસાર કહે છે.

જેનો ઉપચય થાય છે તે 'કાય' કહેવાય છે. અથવા જેમાં વ્યવસ્થા આદિનો ઉપચય

થાય છે તેને કાય કહે છે. કાયનો અર્થ 'શરીર' છે. સંવેગ અને નિર્વેદને વધારવા માટે જગત્ અને શરીરના સ્વરૂપનું વારંવાર ચિંતન કરવું જરૂરી છે. ॥ ૧૫ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલાં હિંસાપરિત્યાગ આદિ પાંચે વ્રતોની દૃઢતા માટે પાંચે મહાવ્રત આદિ માટે સાધારણ મૈત્રી વગેરે ભાવનાઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે હિંસા આદિ અશુભ નવીન કર્મબંધનની નિવૃત્તિમાં તત્પર પંચમહાવ્રતધારી સાધુઓની ક્રિયાવિશેષના પ્રણિધાનના હેતુ માટે અન્ય ભાવનાઓનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

પંચમહાવ્રતાદિના ધારણ કરનારા જીવ સંવેગ તથા નિર્વેદ માટે જગતના અને શરીરના સ્વરૂપનું ચિન્તન કરે, અર્થાત્ સંવેગને માટે જગત્‌ના સ્વભાવનું અને નિર્વેદન માટે શરીરના સ્વભાવનું ચિંતન કરે.

સંસારની પ્રતિ કાયરતા હોવી સંવેગ છે અર્થાત્ જુદા જુદા પ્રકારના ઉચ્ચ તથા નીચ પ્રાણીઓના જન્મ, મરણ ઘડપણ દુઃખ કલેશ અને કર્મવિપાકથી પરિપૂર્ણ સંસારના ત્રાસનો વિપાક કરવો તે જ સંવેગ છે.

વૈરાગ્યને નિર્વેદ કહે છે. એનો આશય છે શરીરની સજાવટ-શૃંગાર વગેરે ન કરવા. આગળ પર કહેવામાં આવનારા ક્ષેત્ર વાસ્તુ આદિ દશ પ્રકારની બાહ્ય ઉપધિમાં અને રાગ દ્વેષ વગેરે ચૌદ પ્રકારની આન્તરિક ઉપધિમાં આસક્તિ મમતા ન હોવી કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે નિર્લોભતારૂપ આત્માનું પરિણામ નિર્વેદ કહેવાય છે.

વહાલી વસ્તુનો વિયોગ થઈ જવો, ન ગમતી વસ્તુનો સંયોગ થવો મનગમતી વસ્તુ ન મળવી, ગરીબાઈ હોવી, કમનસીબી હોવી, દુર્મનસ્કતા હોવી, વધ, બન્ધન, આરોપ, અસમાધિ તથા દુઃખનો અનુભવ થવો એવો જગતનો સ્વભાવ છે. સંસારના સર્વ સ્થાન નાશવંત છે. કોઈ પણ જીવ અથવા અજીવનો એવો કોઈ જ પર્યાય નથી જે કાયમી હોય. ધર્મ અને અધર્મ આદિ સઘળાં દ્રવ્ય પરિણમનશીલ છે. તેમનામાં નિરન્તર પરિવર્તન થતાં રહે છે. ભૂતકાળમાં એકે-એક દ્રવ્યની અનન્ત અવસ્થાઓ થઈ ચુકી છે અને આ ક્રમ એક પળવાર પણ કયારેય અટકતો નથી આવી રીતે ધર્મ આદિ છ એ દ્રવ્યોમાં પરિણતિ નિત્યતાની ભાવના કરે, અર્થાત્ એવો વિચાર કરે કે આત્મદ્રવ્ય અજર અમર અવિનાશી અને નિત્ય હોવા છતાં પણ પર્યાયો ની અપેક્ષાથી ક્ષણે ક્ષણે રૂપાન્તરિત થતાં રહે છે કોઈવાર દેવતા કોઈવાર મનુષ્ય તો વળી કોઈવાર તિર્યંચ અને નારકીના પર્યાયોને ધારણ કરે છે અને ત્યાં વિવિધ પ્રકારની આધિ વ્યાધિ એ ઉપાધિઓ-ત્રિવિધ તાપોને-ભોગવે છે. આ જ પ્રમાણે અન્ય દ્રવ્યોની નિત્યાનિત્યતાનું પણ ચિન્તન કરે.

કાયાના સ્વભાવનો આ પ્રકારે વિચાર કરે-માતા અને પિતાના રજ અને વીર્ય જયારે મિશ્રિત થાય છે ત્યારે તે ગર્ભજ પ્રાણિઓના રૂપમાં પરિણત થઈ જાય છે. સંમૂર્ચ્છિમ અને ઉપપાત જન્મવાળા જીવોના શરીર ઉત્પત્તિક્ષેત્રમાં રહેલા પુદ્‌ગલસ્કન્ધોને ગ્રહણ કરવાથી નિર્મિત થાય છે તે શરીર વિવિધ આકારો તેમજ અશુભ પરિણમનવાળા હોય છે તેમનામાં અપચય અને ઉપચય અર્થાત વિયોગ અને મિલન થતાં રહે છે અને તે સઘળાં વિનશ્વર હોય છે.

હકીકતમાં તો જગત્ શબ્દ જીવ અને અજીવ દ્રવ્યોનો અભિપ્રેત થાય છે તે પુદ્ગલ આદિ દ્રવ્યોના સ્વભાવ અનાદિ-સાદિ યુક્ત હોય છે. પ્રાદુર્ભાવ (પ્રગટ) થવું અને તિરોભાવ (સંતાઈ જવું) થવા છતાં દ્રવ્ય રૂપથી સ્થિતિ રહેવી, અન્યનો અનુગ્રહ કરવો અને પર્યાયથી વિનષ્ટ થવું, આ બધાં દ્રવ્યોના સ્વભાવ છે.

અસંખ્યાતપ્રદેશત્વ, જ્ઞાનવત્ત્વ આદિ જીવના અનાદિ પરિણામ છે, તેમાં કોઈ-કોઈ પરિણામ, જેમ કે દેવત્વ, મનુષ્યત્વ આદિ, સાદિ પણ હોય છે.

આ જ પ્રકારે પુદ્ગલદ્રવ્યનું મૂર્ત્તત્વ રૂપ, રસ, ગંધ અને સ્પર્શવત્ત્વ પરિણામ અનાદિ છે, ઘટ-પટ આદિ પર્યાય રૂપ પરિણામ સાદિ છે ધર્મ અને અધર્મ દ્રવ્યના લોકાકાશવ્યાપકત્વ આદિ પરિણામ અનાદિ છે. આ દ્રવ્ય જીવો અને પુદ્ગલોની ગતિ અને સ્થિતિના નિયામક છે, આથી ગતિશીલ અને સ્થિતિશીલ જીવ-પુદ્ગલોના પરિણમનથી ઉત્પન્ન થનારા ધર્મદ્રવ્ય અને અધર્મદ્રવ્યનું તે પરિણામ સાદિ છે.

એ જ રીતે લોકાકાશનું અમૂર્ત્તત્વ અને અસંખ્યાતપ્રદેશવત્વપરિણામ અનાદિ છે, પરંતુ અવગ્રાહક દ્રવ્યોના નિમિત્તથી ઉત્પન્ન થનારા અવગાહ પરિણામ સાદિ છે.

દ્રવ્યોમાં પૂર્વપર્યાયોનો વિનાશ અને ઉત્તર પર્યાયના ઉત્પાદ રૂપ સાદિ પરિણામ થવો એ જ પ્રાદુર્ભાવ અને તિરોભાવ છે અર્થાત્ નવીન પર્યાયની ઉત્પત્તિને પ્રાદુર્ભાવ કહે છે અને પૂર્વ-પર્યાયના વિનાશને તિરોભાવ કહે છે. આ પ્રમાણે બધાં દ્રવ્યોમાં નિરંતર થતું રહે છે. વસ્તુ સંતાન (દ્રવ્ય) રૂપથી અવસ્થિત રહે છે તો પણ તેમનામાં સ્વાભાવિક અને કારણજન્ય વિનાશ થતો રહે છે.

સ્થિતિ અથવા ધ્રૌવ્ય બધાં દ્રવ્યોનું અનાદિ પરિણામ છે આવી જ રીતે છએ દ્રવ્યોમાં પરસ્પર અનેકતા રૂપ જે પરિણામ છે તે પણ અનાદિ છે અર્થાત્ અનાદિ કાળથી પ્રત્યેક દ્રવ્યને એવું સ્વરૂપ છે કે તે અન્ય કોઇ દ્રવ્યના રૂપમાં પરિણત થતું નથી. પરસ્પરમાં ઉપકાર કરવો, આ જ જીવ દ્રવ્યનુ પરિણામ છે, તે પણ અનાદિ કાલીન છે જીવનુ સાદિ પરિણામ તો પર્યાયોના રૂપમાં સ્પષ્ટ જ છે.

આ પ્રકારે વારંવાર-નિરન્તર-જગતના સ્વભાવને ચિંતન કરવામાં આવે તો તેથી સંવેગની પ્રાપ્તિ થાય છે તાત્પર્ય એ છે કે અજ્ઞાન અને હિંસા આદિ કૃત્યોના અનન્ત સંસાર રૂપ ફળ-દોષ જોવામાં આવતા હોવાથી તેમના ત્યાગને માટે રાત-દિવસ સંવેગની જ ભાવના થાય છે. સંવેગવાન્ વ્યક્તિ જ્યારે એવો અનુભવ કરે છે કે અચેતન પદાર્થોની પણ નિત્ય-અનિત્ય, મૂર્ત-અમૂર્ત, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દ સંસ્થાન આદિ પરિણામની શુભ-અશુભ પરિણતિ થાય છે.

રાગ-દ્વેષથી વિમુખ થઇને અન્યાયપૂર્ણ ચેષ્ટાઓ ભયયુક્ત છે અને ન્યાયસન્મુખ ચેષ્ટાઓ અભય રૂપ છે, એ જાતની ભાવનાવાળો સવેગવાન્ હોય છે--

કાયના સ્વભાવનો વિચાર આ રીતે કરવો જોઇએ---આ શરીર અનિત્ય છે જન્મકાળથી લઇને જ વિનાશશીલ છે. આમાં કદી બાલ્યાવસ્થા, કયારેક કુમારાવસ્થા, કયારેક યુવાવસ્થા, કદી પ્રૌઢાવસ્થા અને કોઇવાર વૃદ્ધાવસ્થા ઉદ્ભવે છે પૂર્વ-પૂર્વ અવસ્થાનો વિનાશ કરીને ઉત્તર-ઉત્તર

અવસ્થાઓ ઉત્પન્ન થાય છે. આવી રીતે આ શરીર આયુષ્યની સમાપ્તિ પર્યન્ત અનિત્ય છે ત્યાર પછી ક્રોધથી, અગ્નિથી કુતરા અથવા ગીધડાં વગેરે પક્ષીઓના નિમિત્તથી, પવન તથા તાપથી સુકાઈ જઈને શરીરના આકારમાં પરિણત થયેલા પુદ્ગલસ્કન્ધો છિન્ન ભિન્ન થઈ જાય છે. અને છિન્ન-ભિન્ન દ્વયણુક આદિ રૂપ ધારણ કરતા થકાં છેવટે પરમાણુઓના રૂપમાં વિભક્ત થઈ જાય છે આ રીતે આ શરીર અનિત્ય છે.

દીર્ઘકાળ સુધી આ શરીરનું કુંકુમ, અગર, કપૂર કસ્તુરી વગેરેનું લેપન કરીને, મિષ્ટાન્ન, પાન, વસ્ત્રાચ્છાદન વગેરેથી લાલન-પાલન કરવામાં આવે છે તો પણ અકાળે જ તે વિનાશને પ્રાપ્ત થઈ જાય છે.

આવી રીતનું ચિંતન કરવાથી શરીરની પ્રતિ જે મમત્વ થાય છે તે ચાલ્યું જાય છે આથી સંવેગ અને વૈરાગ્યની ઉત્પત્તિ થાય છે.

આના સિવાય આ શરીર દુઃખોનું કારણ છે પીડારૂપ બાધાને દુખ કહે છે. આ બાધા બે પ્રકારની હોય છે--શરીરના આશ્રયથી અને મનના આશ્રયથી આ શરીરનું જ્યાં સુધી અસ્તિત્વ રહે છે ત્યાં સુધી દુઃખમાંથી મુક્તિ મળી શકતી નથી કર્મના પુદ્ગલ અને આત્માના પ્રદેશો જ્યારે એકત્ર થાય છે અને દૂધ અને પાણીની જેમ એકાકાર થઈને રહે છે ત્યારે કર્મ-પુદ્ગલોના નિમિત્તથી દુખનો અનુભવ થાય છે. આમ આ શરીર દુખનું કરણ છે એવી ભાવના કરતો થકો ભવ્ય જીવ શરીરના અત્યન્ત વિનાશ માટે પ્રયત્ન કરે છે અર્થાત્ એવી સાધના કરે છે. જેથી શરીરની સાથેનો સંબન્ધ હમેશના માટે નષ્ટ થઈ જાય.

વળી આ શરીર અસાર પણ છે ત્વચા (ચામડી) માંસ, મજ્જા આદિથી વિંટાયેલુ આ શરીરકે જેમાં મેદ, હાડપિંજર, આંતરડા, પાણી, મળ, મૂત્ર, કફ પિત્ત, મજ્જા વગેરેનો સમુદાય છે, કદલી સ્તંભની જેમ નિઃસાર છે, એમાં કોઈ જ સાર નથી.

માટે અકાળમાં જ આ શરીર કે જેનો નાશ અચૂક થવાનો છે જ તે નિઃસાર ભાસે છે. એવી ભાવના ભાવનારના મનમા શરીર પ્રત્યે આસક્તિ રહેતી નથી.

આ શરીર અશુચિ અર્થાત્ અપવિત્ર પણ છે લોકમાં તે અશુચિના રૂપથી પ્રસિદ્ધ છે, શરીરની અંદર જ તેની વિવિધતા જોવામાં આવે છે. ગર્ભજ મનુષ્યના શરીરનું મૂળ કારણ શુક્ર તથા શોણિત છે. ત્યારબાદ તે જ શુક્ર અને શોણિતના કલકલ, બુદ બુદ માંસ પેસી આદિના રૂપમાં પરિણમન થાય છે. કેટલાંક મહિનાઓ બાદ શરીર, હાથ, પગ વગેરે અવયવ પ્રગટ થાય છે ગર્ભમાં રહેલો જીવ માતા દ્વારા આરોગેલા ભોજનના રસને રસહરણી નાડી મારફતે ગ્રહણ કરે છે અને તેનાથી પોતાનું પોષણ કરે છે. તે ગંદકીમાં નિવાસ કરે છે. જ્યારે અવયવો પરિપૂર્ણ થઈ જાય છે ત્યારે પરિપકવ થઈને માતાના ગર્ભમાંથી બહાર નિકળે છે. પછી માતાના દૂધનું પાન કરીને તેમાં લોહી માંસ આદિ ધાતુઓનો સંચય થાય છે. મળમૂત્રથી યુક્ત થાય છે. અરે! પિત્ત અને વાયુરુપ ધાતુઓની વિષમતાના પ્રકોપથી તેમાં સૂજન ઉત્પન્ન થઈ જાય છે?

ગંડ, હોઠ, તાળવા વગેરેના સ્પર્શથી લોહી વહેવા માંડે છે, પરુ નીકળે છે. આ રીતે શરીર બધી અવસ્થાઓમાં અપવિત્ર જ બન્યું રહે છે એવી ભાવના કરવી જોઈએ આનાથી

સંવેગ-વૈરાગ્યની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે તાત્પર્ય એ છે કે આરંભ પરિગ્રહ વગેરેમાં દોષ જોવાથી તેમના પ્રતિ અરુચિ અને ધર્મમાં બહુમાન ઉત્પન્ન થાય છે. શરીર-ભોગ અને સંસારથી વિરક્તિ થાય છે, વિમુખતા થાય છે અને ઉદ્વેગ ઉત્પન્ન થાય છે ॥૧૫॥

**'देवा चउव्विहा, भवणवई'** ઇત્યાદિ ॥સૂ. ૧૬॥

**સૂત્રાર્થ**—દેવ ચાર પ્રકારના છે-ભવનપતિ, વાણવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક ॥૧૬॥

**તત્ત્વાર્થદીપિકા**—જીવ વગેરે નવ તત્ત્વોમાંથી ક્રમપ્રાપ્ત ચોથા પુણ્યતત્ત્વની પ્રરૂપણા કરીને પુણ્યના ફળથી પ્રાપ્ત થનારી દેવગતિની પ્રરૂપણા કરવાના આશયથી સર્વપ્રથમ દેવોના ભેદ કહીએ છીએ—

દેવ ચાર પ્રકારના છે—ભવનપતિ વાણવ્યંતર જ્યોતિષ્ક અને વૈમાનિક આભ્યન્તર કારણે દેવગતિ નામ કર્મનો ઉદય થવાથી બાહ્ય વિભૂતિઓથી દ્વીપ પર્વત સમુદ્ર આદિ પ્રદેશોમાં ઇચ્છાનુસાર જે ક્રીડા કરે છે તેઓ દેવ કહેવાય છે (પચાદિ ગણ)માં પાઠ હોવાથી દેવ શબ્દમાં અમ્ પ્રત્યય થયો છે. દેવોના પૂર્વોક્ત ચારે પ્રકાર છે.

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ વિસ્તારપૂર્વક પુણ્યતત્ત્વની પ્રરૂપણા કરવામાં આવી. હવે પુણ્યકર્મના ફળ દેવગતિની પ્રરૂપણા કરવા માટે સર્વપ્રથમ દેવોના ભેદ કહેવામાં આવે છે.

દેવગતિ નામક પુણ્ય નામકર્મના ઉદયની દ્વીપ પર્વત વગેરે પ્રદેશોમાં જેઓ ક્રીડા કરે છે તેઓ દેવ કહેવાય છે. સ્વૈરવિહારી સ્વભાવવાળા હોવાથી તેમનું મન હમેશા ક્રીડામાં આસક્ત રહેલું હોય છે.

અથવા **दीव्यन्ति**નો અર્થ છે-**द्योतन्ते**. અત્યન્ત તેજવાન હોવાથી અને હાડકાં, માંસ, લોહી, મજ્જા આદિથી રહિત હોવાના કારણે જેમના બધાં અંગોપાંગ અત્યન્ત નયનરમ્ય હોય છે તેઓ દેવ કહેવાય છે. અથવા વિદ્યા, મંત્ર અને વશીકરણ વગર જ પૂર્વે કરેલાં તપનો પ્રભાવથી તેઓ જન્મકાળથી જ વગર આધારે આકાશમાં વિચરે છે તેઓ દેવ કહેવાય છે. વ્યાકરણશાસ્ત્ર અનુસાનુર 'દિવુ' ધાતુના અનેક અર્થ થાય છે જેવાં કે-ક્રીડા, વિજિગીષા (વિજયની આકાંક્ષા), વ્યવહાર, દ્યુતિ, સ્તુતિ, મોદ, મદ, સ્વપ્ન, કાન્તિ અને ગતિ.

દેવોની વિશિષ્ટ ગતિનું વર્ણન આગમોમાં કરવામાં આવ્યુ છે. વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ-ભગવતી-સૂત્રના અગીયારમાં શતકના દશમાં ઉદ્દેશકમાં કહેવામાં આવ્યું છે—

પ્રશ્ન—ભગવાન્ ! લોક કેટલો મોટો છે ?

ઉત્તમ—ગૌતમ ! આ જંબૂદ્વીપ નામનો દ્વીપ સંમસ્ત દ્વીપો અને સમૂદ્રોની અંદર છે અને બધાથી નાનો છે. કોઈ કાળ અને કોઈ સમયમાં છ મહાન રિદ્ધિના ધારક દેવ જમ્બૂદ્વીપમાં, મેરૂપર્વતના શિખરને ચારે બાજુથી ઘેરીને ઉભા હોય આ બાજુ ચાર મોટી દિક્કુમારિઓ ચાર બાલિપિણ્ડો ને પકડીને જમ્બૂદ્વીપના ચારે દ્વારોએ બહારની બાજુએ મુખ રાખીને ઉભી થઈને તે ચારેય બલિપિણ્ડોનો એકી સાથે છોડી દે ત્યારે હે ગૌતમ ! તે છ દેવમાંથી એક-એક દેવ તે ચારે બલિપિણ્ડોને ધરતી પર પડતાં પહેલા જ શીઘ્રતાપૂર્વક ઝીલી શકે છે,

પકડી શકે છે. દેવોની ગતિ એટલી તીવ્ર હોય છે. આવી ઝડપી ગતિથી એક દેવ પૂર્વ દિશા ભણી ચાલ્યો અને એ જ રીતે છએ દેવો છએ દિશાઓ તરફ રવાના થયા.

તે કાળ અને તે સમયમાં એક હજાર વર્ષની આયુષ્યવાળો એક બાળક જન્મ્યો. તેના માતા-પિતા મૃત્યુ પામ્યા તો પણ તે ઉત્કૃષ્ટ ગતિથી જતા થકાં તેઓ દેવલોકના સીમાડા સુધી પહોંચી શકયા નહીં ત્યારબાદ તે બાળકનું આયુષ્ય પૂર્ણ થઈ ગયું ત્યાસુધી દેવ તે જ તીવ્ર ગતિથી ચાલતા જ ગયા પરંતુ તેઓ લોકના છેડા સુધી પહોંચી શકયા નહીં.

ત્યારપછી સમય વીતવાની સાથે તે બાળકના નામ-ગોત્ર પણ ભુંસાઈ ગયા ત્યાંસુધી સતત ચાલવા છતાં પણ તે દેવ, લોકનો અન્ત પામી ન શકયા.

પ્રશ્ન—ભગવંત ! તે દેવોએ જે અંતર કાપ્યું તે અધિક છે કે જે અંતર હજુ કાપવાનું બાકી રહ્યું તે વધારે છે ?

ઉત્તર—હે ગૌતમ ! કાપેલું અંતર વધુ છે, નહીં કાપેલું (બાકી રહેલું) અંતર વધુ નથી. કાપેલા અંતરથી ન કાપેલું અંતર અસંખ્યાતમો ભાગ છે. ન કાપેલા અંતરથી કાપેલું અંતર અસંખ્યાતગણું છે. હે ગૌતમ ! લોક એટલો બધો વિશાળ છે; અર્થાત્ આનાથી કલ્પના કરી શકાય કે લોક કેટલો મહાન છે.

આવું જ પ્રજ્ઞાપનાસૂત્રનાં બીજા પદમાં દેવોના વિમાનોની વિશાળતા પ્રદર્શિત કરવા માટે કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! વિમાન કેટલા મોટા કહેવાયા છે ?

ઉત્તર—હે ગૌતમ ! આ જમ્બૂદ્વીપ નામક દ્વીપ સર્વ દ્વીપો તથા સમુદ્રોની વચ્ચે છે અને સૌથી નાનો (એક લાખ યોજન વિસ્તારવાળો) છે. કોઈ મહાન રિદ્ધિના ધારક અર્થાત્ મહાન પ્રભાવવાળા દેવ "આ લ્યો" એ પ્રમાણે કહીને ફક્ત ત્રણ તાળીઓમાં અર્થાત્ ત્રણવાર તાળી વગાડવામાં જેટલો સમય લાગે છે એટલા સ્વલ્પકાળમાં એકવીસ વાર સંપૂર્ણ જમ્બૂદ્વીપની પ્રદક્ષિણા કરીને એકદમ પાછા આવી ગયા, આવા અતિશય વેગવાન ઝડપવાળા હોય તે દેવ પોતાની તે જ ઉત્કૃષ્ટ, ત્વરાયુક્ત, પ્રચંડ, ચપળ, શીઘ્ર, ઉદ્ધત, વેગયુક્ત (અથવા યાતનામય) અને દિવ્યગતિથી, એક દિવસ, બે દિવસ, ત્રણ ચાર અને વધારેમાં વધારે છ માસ સુધી વણ-થંભે ચાલતા રહે તો કોઈ એકાદ વિમાનને પાર કરી લે અને કોઈ વિમાનને છ માસમાં પણ પાર ન કરી શકે. હે ગૌતમ ! દેવવિમાન એટલા વિશાળ હોય છે ! તાત્પર્ય એ છે કે જે દેવ ત્રણ તાળીના સમયમાં એકવીસ વખત સમગ્ર જમ્બૂદ્વીપનો ફેરો કરી શકે છે તે જ દેવ છ માસ સુધી નિરન્તર ચાલીને પણ કોઈ-કોઈ વિમાન સુધી પહોંચી શકતા નથી આના ઉપરથી જ દેવવિમાનોની વિશાળતાની કલ્પના થઈ શકે છે.

આ તો દેવોની મધ્યમ ગતિઓ છે. બીજા દેવોની ગતિ તેથી પણ વધારે હોય છે. આમ દેવગતિઓ પુણ્ય નામકર્મના ઉદયથી જન્મે છે. દેવ વિશિષ્ટ ક્રીડા, ગતિ અને દ્યુતિ સ્વભાવ વાળા વિશિષ્ટ-વિશિષ્ટ સ્થાનોમાં રહેવાવાળા તથા સુખની વિપુલતાવાળા હોય છે. આ દેવ ચાર પ્રકારના છે—ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક. ઉક્ત ચાર પ્રકારના દેવો-માંથી ભવનપતિ અધોલોકમાં નિવાસ કરે છે, વાનવ્યંતર અને જ્યોતિષ્ક મધ્યલોકમાં (તીર્છા લોકમાં) રહે છે અને વૈમાનિક ઉર્ધ્વલોકમાં નિવાસ કરે છે.

ભવનપતિ દેવ રત્નપ્રભા પૃથ્વીમાં ઉપર અને નીચેના એક એક હજાર યોજન ક્ષેત્રને છોડીને જન્મ લે છે. વાનવ્યંતર આ જે રત્નપ્રભાપૃથ્વીની ઉપર છોડી દીધેલા એક એક હજાર યોજન ક્ષેત્રમાંથી ઉપર–નીચે એક–એક સો યોજન છોડીને મધ્યના આઠસો યોજનોમાં ઉત્પન્ન થાય છે. જ્યોતિષ્ક દેવ આ સમતલ ભૂમિભાગથી સાતસો નેવુ યોજન ઉપરથી લઇને એકસો દશ યોજનમાં અર્થાત્ સાતસો નેવું યોજનની ઉંચાઇથી લઇને નવસો સુધીના એકસો દશ યોજનોમાં ઉત્પન્ન થાય છે.

વૈમાનિક દેવ જ્યોતિષ્ક દેવોથી દોઢ રજ્જુ ઉપર સૌધર્મ દેવલોકથી લઇને સર્વાર્થ સિદ્ધ વિમાન પર્યન્તમાં જન્મ ધારણ કરે છે.

આ પ્રકારે ઉત્પાદ અને નિવાસ સ્થાનના ભેદથી દેવ ચાર પ્રકારના કહેવામાં આવે છે. ભવનપતિ આદિ દેવ પોત–પોતાના સ્થાનોમાં ઉત્પન્ન થઈ અન્યત્ર લવણસમુદ્ર, મન્દરાચલ, હિમવાન્, પર્વત તથા તરૂગહન આદિમાં પણ પૂર્વોક્ત સ્થાનોને છોડીને નિવાસ કરે છે. 'હા, આ સ્થાનોમાં તેમનો જન્મ થતો નથી—

અત્રે શંકા કરી શકાય કે ભગવતી સૂત્રના બારમાં શતકના નવમાં ઉદ્દેશકમાં, પાંચ પ્રકારના દેવ કહેવામાં આવ્યા છે. ભગવતી સૂત્રનું તે કથન નીચે લખ્યા મુજબનું છે—

પ્રશ્ન—ભગવંત ! દેવ કેટલા પ્રકારના કહ્યા છે. ?

ઉત્તર—ગૌતમ ! પાંચ પ્રકારના દેવ કહેવામાં આવ્યા છે; જેમ કે (૧) ભવ્યદ્રવ્યદેવ (૨) નરદેવ (૩) ધર્મદેવ (૪) દેવાધિદેવ અને (૫) ભાવદેવ

(૧) ભવ્યદ્રવ્યદેવ—જે પંચેન્દ્રિય તિર્યંચ અથવા મનુષ્યે દેવાયુષ્ય કર્મ બાંધવું હોય તેમજ જે ઉત્તર જન્મમાં દેવના રૂપમાં ઉત્પન્ન થવાના હોય,તે આગામી દેવપર્યાયની અપેક્ષાથી ભવ્ય-દ્રવ્યદેવ કહેવાય છે. આ કથન લાકડા કાપવાના ઉદાહરણથી નૈગમનયની અપેક્ષા સમજવું જોઇએ.

(૨) નરદેવ—ચૌદ રત્નોના અધિપતિ ચક્રવર્તી નરદેવ કહેવાય છે કારણ કે અન્ય મનુષ્યોની અપેક્ષા તેઓ ઉત્કૃષ્ટ હોય છે.

(૩) ધર્મદેવ—સાધુ ધર્મદેવ છે કારણ કે તેઓ પ્રવચનમાં પ્રતિપાદિત અર્થનું અનુષ્ઠાન કરે છે અને તેમના વ્યવહારમાં સમીચીન ધર્મનું પ્રાધાન્ય હોય છે

(૪) દેવાધિદેવ—જેમને તીર્થંકર નામકર્મનો ઉદય છે જેઓ કૃતાર્થ થઈ ચુકયા છે અને અર્હન્ત છે તેઓ દેવાધિદેવ કહેવાય છે કારણ કે તેઓ ધર્મોપદેશ દ્વારા ભવ્ય જીવો પર અનુગ્રહ કરે છે અને અન્ય દેવો દ્વારા પણ પૂજનીય હોય છે.

(૫) ભાવદેવ—ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવ જેમને દેવગતિ નામકર્મનો ઉદય છે, ભાવદેવ કહેવાય છે કારણ કે તેઓ અતિશય ક્રીડામાં રચ્યાપચ્યા રહે છે.

આ રીતે જો દેવ પાંચ પ્રકારના છે તો આપે ચાર પ્રકારના કેમ કહ્યાં ?

આ પ્રશ્નનો ઉત્તર આ છે—અહીં માત્ર ભાવદેવોની જ વિવક્ષા–વિવરણ–કરવામાં આવ્યું છે આથી જ દેવોના ચાર ભેદ કહેવામાં આવ્યા છે આ સિવાય પૂર્વોક્ત પાંચ પ્રકારના દેવોમાં

શરૂઆતના ત્રણ વાસ્તવમાં મનુષ્ય છે અને ભવ્યદ્રવ્યદેવ મનુષ્ય અથવા તિર્યંચ છે—કેટલીક વિશેષતાઓના કારણે જ તેમને દેવ કહેવામાં આવ્યા છે આથી ભાવદેવોના ભેદ ચાર જ સમજવા જોઈએ.

ભગવતી સૂત્રના પ્રથમ શતકના સાતમાં ઉદ્દેશકમાં કહ્યું છે—દેવ ચાર પ્રકારના કહેવામાં આવ્યા છે—ભવનપતિ, વાણવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક ॥ ૧૬ ॥

**'तत्थ भवणवइ दसविहा'** ઈત્યાદિ ॥ ૧૭ ॥

**સૂત્રાર્થ**—ભવનપતિદેવ દશ પ્રકારના છે—અસુરકુમાર નાગકુમાર, સુવર્ણકુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર. ઉદધિકુમાર. દિશાકુમાર, વાયુ—પવનકુમાર અને સ્તનિતકુમાર ॥ ૧૭ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક, અને વૈમાનિકના ભેદથી ચાર પ્રકારના દેવોનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે; હવે તેમાં સૌથી પહેલા ગણવામાં આવેલા ભવનપતિના દશ અવાન્તર ભેદોનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

તેમાંથી અર્થાત્ ચાર પ્રકારના ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોમાંથી ભવનપતિ દશ પ્રકારના હોય છે—(૧) અસુરકુમાર (૨) નાગકુમાર (૩) સુવર્ણકુમાર (૪) વિદ્યુત્કુમાર (૫) અગ્નિકુમાર (૬) દ્વીપકુમાર (૭) ઉદધિકુમાર (૮) દિશાકુમાર (૯) પવનકુમાર અને (૧૦) સ્તનિતકુમાર દ્વન્દ્વ સમાસને છેડે જોડાયેલ પદ બધાની સાથે લગાવી શકાય છે એ નિયમાનુસાની 'કુમાર' શબ્દ અહીં બધાની સાથે જોડવામાં આવે છે આ ભવનપતિ દેવ 'ભવનવાસી' પણ કહેવાય છે ॥ ૧૭ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલા ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકના ભેદથી ચાર પ્રકારના દેવોનું પ્રતિપાદન કરવામા આવ્યું છે. હવે તેમાંથી સૌ પ્રથમ ગણાવેલા ભવનવાસિઓના દશ વિશેષ ભેદ બતાવીએ છીએ—

પર્વોક્ત ભવનવાસી, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક આ ચાર પ્રકારના દેવોમાંથી—ભવનપતિ દેવ દશ પ્રકારના છે. તેમના નામ આ છે–(૧) અસુરકુમાર (૨) નાગકુમાર (૩) સુવર્ણકુમાર (૪) વિદ્યુત્ કુમાર (૫) અગ્નિકુમાર (૬) દ્વીપકુમાર (૭) ઉદધિકુમાર (૮) દિશાકુમાર (૯) પવનકુમાર અને (૧૦) સ્તનિતકુમાર

અસુર—નાગ આદિમાં મૂળસૂત્રમાં દ્વન્દ્વ સમાસ છે અને દ્વન્દ્વ સમાસને છેડે જોડેલું પદ દરેક શબ્દની સાથે જોડી શકાય છે એ નિયમના અનુસાર અહીં દશે ભેદોની સાથે કુમાર શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ દશે ભવનોમાં નિવાસ કરવાના સ્વભાવવાળા છે આથી તેઓ ભવનવાસી પણ કહેવાય છે તેમના નિવાસ ભૂમિમાં હોવાથી ભવન કહેવામાં આવે છે તે ભવનોમાં જે વાસ કરે છે તેઓ ભવનવાસી કહેવાય છે.

આ બધાં કુમારની જેમ જોવામાં કમનીય હોય છે. સુકુમાર હોય છે. તેમની ગતિ ઘણી લલિત, કલિત, કોમળ અને મધુર હોય છે સુંદર શૃંગાર રૂપ અને વિક્રિયાથી યુક્ત હોય છે કુમારોના જેવું રૂપ, વેશભૂષા, ભાષા આયુધ, યાન, વાહન અને ચરણન્યાસવાળા, કુમારોની માફક જ રાગવાન્ તથા ક્રીડાપરાયણ હોય છે આ કારણે જ એમને કુમાર કહે છે.

અસુરકુમાર અસુરકુમારાવાસમાં નિવાસ કરે છે. તેમના આ વાસ વિશાળ મંડળોવાળા અને વિવિધ પ્રકારના રત્નોના તેજથી ચમકીલા હોય છે. પ્રાયઃ અસુરકુમાર આવા આ વાસોમાં રહે છે અને કદાચિત્ ભવનોમાં પણ નિવાસ કરે છે.

નાગકુમાર આદિ પ્રાયઃ ભવનોમાં જ રહે છે અને જુદા જુદા વાસોમાં રહે છે. આ ભવનો બહાર ગોળાકાર અને અંદર ચોરસ હોય છે. હેઠળથી કમળની પાંદડી જેવા હોય છે આ આવાસ અને ભવન ક્યાં હોય છે એવી જિજ્ઞાસાં થવા પર કહીએ છીએ—

એક હજાર યોજન અવગાહવાળા મહામન્દર પર્વતથી દક્ષિણ દિશામાં મધ્યે ઘણી બધી ક્રોડાક્રોડી લાખ યોજનોમાં આવાસ હોય છે. ભવન દક્ષિણાર્ધના અધિપતિ ચમરઇન્દ્ર આદિના તથા ઉત્તરાર્ધના અધિપતિ બલિ વગેરે અસુરોને લાયક હોય છે. હકીકતમાં તો એક લાખ એંશી હજાર યોજન મોટી રત્નપ્રભા પૃથ્વીના એક-એક હજાર ઉપરના તથા નીચેના ભાગને છોડી દઈને એકલાખ ઇઠ્યોતેર હજાર યોજનોમાં ફૂલોની માફક પથરાયેલાં આવાસ હોય છે. ભવન સમતલ ભૂમિભાગથી ચાલીશ હજાર યોજન નીચે ગયા પાછી શરૂ થાય છે

આ અસુરકુમાર આદિના નામકર્મના નિયમ અનુસાર અને ભવનોના કારણથી પોતપોતાની જાતિમાં નિયતવિક્રિયા થાય છે. અંગોપાંગ નામકર્મના ઉદયથી, અને નિર્માણ નામકર્મના ઉદયથી, પ્રત્યેક જાતિમાં અલગ અલગ વિક્રિયાઓ થાય છે.

અસુરકુમાર ગંભીર આશયવાળા, હૃષ્ટપુષ્ટ શરીરવાળા, શ્રીમન્ત, સુન્દર સમસ્ત અંગોપાંગવાળાં, પીળા રંગવાળા, સ્થૂળ શરીરવાળા, રત્નજડિત મુગુટથી શોભાયમાન અને રાખડીના ચિહ્નથી યુક્ત હોય છે. અસુરકુમારોને આ બધાં નામકર્મના ઉદયથી સાંપડે છે.

નાગકુમારોના માથા અને મોઢાં અધિક સુન્દર હોય છે. તેઓ પાન્ડુવર્ણી કોમળ તથા લલિત ગતિવાળા અને માથા ઉપર સર્પના ચિહ્નથી યુક્ત હોય છે.

સુવર્ણકુમારોની ડોક અને વક્ષઃસ્થળ વધારે સુન્દર હોય છે. સોનેરી રંગવાળા સુન્દર હોય છે તેમના મુગટ પર ગરૂડનું ચિહ્ન હોય છે.

વિદ્યુત્કુમાર સ્નિગ્ધ (ચિકણા) દેદીપ્યમાન રક્તવર્ણવાળા, સુન્દર અને વજ્રના ચિહ્નયુક્ત હોય છે.

અગ્નિકુમાર માન, ઉન્માન અને પ્રમાણથી યુક્ત ભાસ્વર, સુન્દર, રક્તવર્ણ અને પૂર્ણ કલશના ચિહ્નથી યુક્ત હોય છે.

દ્વીપકુમાર વક્ષ, ખભે, હાથ અને ભુજાના અગ્ર ભાગમાં અધિક સુન્દર હોય છે, રક્ત વર્ણ, સલૌના હોય છે અને સિંહના ચિહ્નથી યુક્ત હોય છે.

ઉદ્દધિકુમારોની જાંઘ અને કમરનો ભાગ ઘણો સુન્દર હોય છે. પાન્ડુવર્ણી હોય છે. ઘોડો તેમનુ ચિહ્ન છે.

દિશાકુમારોની જાંઘો તથા પગોનો અગ્રભાગ અધિક સુન્દર હોય છે. તેઓ સોનેરી વર્ણવાળા અને હાથીના ચિહ્નવાળા હોય છે. વાયુકુમાર સ્થિર, સ્થૂળ અને ગોળ ગાત્રોવાળા, આગળ

નીકળેલા પેટવાળા, નીલવર્ણ, સુન્દર અને માછલીના ચિહ્નવાળા હોય છે. સ્તનિતકુમાર સ્નિગ્ધ અને ગંભીર તથા મોટા અવાજવાળા, સોનેરી વર્ણ તથા મોટાચાપવાળા, દારૂપાત્રના ચિહ્નવાળા હોય છે. આ બધાં જુદા જુદા પ્રકારના વસ્ત્રો અને આભૂષણોવાળા હોય છે જે નારકીના જીવોના અસુ–પ્રાણોનું હરણ કરે છે અર્થાત્ તેમને અંદરો અંદર લડાવીને દુઃખ ઉત્પન્ન કરે છે તેઓ અસુર કહેવાય છે અસુર મોટા ભાગે સંક્લિષ્ટ પરિણામવાળા હોય છે. અસુર રૂપ કુમારોને અસુરકુમાર કહે છે. જે ગતિ ન કરે તેમને નગ કહે છે અર્થાત્ પર્વત અથવા ચન્દન વગેરે વૃક્ષો. તે નગોમાં થનારા કુમારોને નગકુમાર કહે છે. જેમના પગ અર્થાત્ પાંખો સુન્દર હોય તે સુપર્ણ જેઓ વિદ્યોતિત–દીપ્ત હોય તે વિદ્યુત જે પોતાના અંગોને પાતાળલોકમાં છોડીને ક્રીડા કરવા માટે ઉપર આવે તે અગ્નિ. ઉદક (જળ) એકઠું થાય છે જેમાં તે ઉદધિ અર્થાત્ સમુદ્ર અને ઉદધિમાં ક્રીડા કરનારા દેવ પણ ઉદધિ કહેવાય છે. પાણી (અપ્) જેમની બે તરફ હોય તે દ્વીપ અને દ્વીપમાં ક્રીડા કરનારા દેવ પણ દ્વીપ કહેવાય છે. જે અવકાશ આપે છે તે દિશાઓ કહેવાય છે દિશાઓમાં ક્રીડા કરવાવાળા દેવ પણ દિશા કહેવાય છે. જે વાય છે— ચાલે છે અર્થાત્ તીર્થંકરના વિહાર માર્ગને સ્વચ્છ કરે છે તે વાયુ. જેઓ સ્તનન્તિ અર્થાત્ શબ્દ કરે છે તે સ્તનિત અથવા જેઓએ સ્તન અર્થાત શબ્દ કર્યો હોય તે સ્તનિત આવા કુમારો અસુર કુમાર આદિ કહેવાય છે.

અસુરકુમાર આદિના ભવનોની સંખ્યા સામાન્ય રૂપથી સાત કરોડ, બોંતેર લાખ (૭, ૭૨,૦૦૦૦૦) છે. વિશેષ રૂપથી દક્ષિણ દિશાના અસુરકુમારોના ભવન ચોત્રીશ લાખ અને ઉત્તર દિશાવાળાના ત્રીસ લાખ છે. બંને દિશાઓના મળીને ચોસઠ લાખ ભવન છે.

દક્ષિણ દિશાના નાગકુમારોના ભવન ચુંમાળીશ લાખ અને ઉત્તરદિશાના નાગકુમારોના ભવન ચાળીશ લાખ છે. બનેના મળીને ચોરાસી લાખ છે

દક્ષિણ દિશાના દ્વીપકુમારો દિશાકુમારો, ઉદધિકુમારો વિદ્યુત્કુમારો સ્તનિતકુમારો અને અગ્નિકુમારો એ છના પ્રત્યેકના ચાળીશ–ચાળીશ લાખ ભવન છે અને ઉત્તર દિશામાં રહેનારાં દ્વીપકુમારો, દિશાકુમારો, ઉદધિકુમારો, વિદ્યુત્કુમારો સ્તનિતકુમારો અગ્નિકુમારો એ છએના પ્રત્યેકના છત્રીસ છત્રીશ લાખ છે. બંને દિશાઓના મળીને પ્રત્યેકના છોંતેર–છોંતેર લાખ ભવન છે.

દક્ષિણ દિશાના સુવર્ણકુમારોના આડત્રીશ લાખ ભવન છે, ઉત્તરદિશાના સુપર્ણકુમારોના ચોત્રીશ લાખ છે બંનેના મળીને બોંતેર લાખ છે.

દક્ષિણ દિશામાં નિવાસ કરનારા વાયુકુમારોના, પચાસ અને ઉત્તરદિશાના વાયુકુમારોના છેંતાળીશ લાખ; બંનેના મળીને છન્નું લાખ ભવન છે.

પ્રજ્ઞાપના સૂત્રના પ્રથમ પદમાં દેવોના પ્રકરણમાં કહ્યું છે—

ભવનપતિદેવ દશ પ્રકારના છે જેમકે—(૧) અસુરકુમાર (૨) નાગકુમાર (૩) સુવર્ણકુમાર (૪) વિદ્યુત્કુમાર (૫) અગ્નિકુમાર (૬) દ્વીપકુમાર (૭) ઉદધિકુમાર (૮) દિશાકુમાર (૯) વાયુકુમાર અને (૧૦) સ્તનિતકુમાર ॥ ૧૭ ॥

**'वाणमंतरा अट्ठविहा** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—વાણવ્યંતર દેવ આઠ પ્રકારના છે ॥ ૧૮ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ભવનપતિ-દેવોના દસ ભેદોની પ્રરૂપણા કરવામાં આવી હવે ક્રમપ્રાપ્ત વાનવ્યંતર દેવોના આઠ વિશેષ ભેદોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

વાનવ્યન્તર દેવ આઠ પ્રકારના છે—(૧) કિન્નર (૨) કિમ્પુરૂષ (૩) મહોરગ (૪) ગંધર્વ (૫) યક્ષ (૬) રાક્ષસ (૭) ભૂત અને, (૮) પિશાચ

જે વનમાં હોય તે 'વાન' કહેવાય છે અને જે વિવિધ દેશાન્તરોમાં નિવાસ કરતા હોય તે વ્યન્તર કહેવાય છે. વાન જે વ્યન્તર છે તેમને વાનવ્યન્તર કહે છે. આ એક પ્રકારની દેવયોનિ છે. તેઓ આઠ પ્રકારના હોય છે—કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ, અહીં જે ક્રમનો ઉલ્લેખ કરવામા આવ્યો છે તે પ્રજ્ઞાપનાસૂત્ર અનુસાર છે. ઉત્તરાધ્યયન સૂત્રનો ક્રમ આ પ્રકારે છે—વાનવ્યન્તર દેવ આઠ પ્રકારનાં છે—પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ, મહોરગ અને ગંધર્વ.

આ આઠે પ્રકારના દેવોની જે પિશાચ આદિ સંજ્ઞાઓ છે તે પોતપોતાના નામકર્મના ઉદય વિશેષથી સમજવી જોઈએ.

વાનવ્યન્તરોના આવાસ—આ રત્નપ્રભા પૃથ્વીના એક હજાર યોજન મોટા રત્નમય કાણ્ડની ઉપર સો યોજન અવગાહન કરીને અને નીચે પણ એકસો યોજન છોડી દઈને વચ્ચેના આઠસો યોજનમાં તિર્છા અસંખ્યાત હજાર ભૌમેય નગરાવાસ છે, આ નગરાવાસ બહારથી ગોળ, અંદરથી ચતુષ્કોણ અને નીચેથી ભમરાના કાનના આકારના છે. આ નગરાવાસોમા વાનવ્યંતર દેવ નિવાસ કરે છે ॥૧૮॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં ભવનપતિ દેવોના દસ વિશેષ ભેદ કહેવામાં આવ્યા હવે ક્રમ પ્રાપ્ત વાનવ્યન્તર દેવોના આઠ વિશેષ ભેદોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—વાનવ્યન્તર દેવ આઠ પ્રકારના છે—કિન્નર, કિંપુરુષ, મહોરગ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ,

વનમાં રહેનારા વાન કહેવાય છે અને વિવિધ દેશાન્તરોમાં રહેનારા વ્યન્તર કહેવાય છે વાનવ્યન્તર યોનિના આ દેવો આઠ પ્રકારના છે-કિન્નર, કિંપુરુષ, મહોરગ, ગંધર્વ, યક્ષ; રાક્ષસ, ભૂત અને પિશાચ.

આ દેવ અધોલોક, મધ્યલોક, (तिरछालोक) ઉર્ધ્વલોકમાં-ત્રણે લોકમાં-સ્વતંત્રતાપૂર્વક ઈચ્છાનુસાર વિચરણ કરે છે અને દેવેન્દ્રશક્ર તથા ચક્રવર્તીની આજ્ઞા અનુસાર પણ વિચરણ કરે છે.

એમનો ગતિપ્રચાર અનિયત હોય છે કોઈ—વ્યન્તર સેવકની જેમ માણુસની પણ સેવા કરે છે. તિર્છાલોકમાં અનેક પ્રકારની ટેકરી, ગુફા, જંગલ અને દર વગેરે સ્થાનોમાં નિવાસ કરે છે, આ કારણથી જ તેમની સંજ્ઞા વાનવ્યન્તર છે.

ઉત્તરાધ્યયનસૂત્ર અનુસાર આ આઠ ભેદોનો ક્રમ આ મુજબ છે—પિશાચ ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરુષ મહોરગ અને ગન્ધર્વ

પ્રજ્ઞાપના સૂત્રના પ્રથમ પદમાં દેવાધિકારમાં કહ્યું છે.

વાનવ્યન્તર દેવ આઠ પ્રકારના કહેવામાંઆવ્યા છે જેવા કે—કિન્નર, કિંપુરુષ, મહોરગ, ગન્ધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ ॥ ૧૮ ॥

'**जोइसिया पंचविहा चंदसूरगहनक्खत्तमेयओ** १९ ॥

**સૂત્રાર્થ**—જ્યોતિષ્ક દેવ પાંચ પ્રકારના છે ॥ ૧૯ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પ્રથમ સામાન્ય રૂપથી—ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિકના ભેદથી ચાર પ્રકારના દેવોની—પ્રરૂપણા કરવામાં આવી હતી એ પૈકી ભવનપતિ અને વાનવ્યંતર દેવોની વિશેષ રૂપથી પ્રરૂપણા કરવામાં આવી. હવે ક્રમથી પ્રાપ્ત જ્યોતિષ્ક દેવોની વિશેષ પ્રરૂપણા કરવામાં આવે છે—

તેજોમય જ્યોતિષ્ક નામક દેવ પાંચ પ્રકારના કહેવામાં આવ્યા છે-(૧) ચન્દ્ર (૨) સૂર્ય (૩) ગ્રહ (૪) નક્ષત્ર અને (૫) તારા ચન્દ્ર-સૂર્યાદિ નામકર્મના ઉદયથી ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા નામક જ્યોતિષ્ક દેવ હોય છે આ બધાનો પ્રભાવ ભિન્ન-ભિન્ન પ્રકારનો હોય છે.

આ ભૂમિના સમતલ ભાગથી સાતસો નેવું યોજનની ઊંચાઈ પર બધાં જ્યોતિષ્ક દેવોની નીચે તારક દેવ બીરાજે છે. એમનાથી દશ યોજન ઉપર અર્થાત્ આઠસો યોજનની ઉંચાઇએ સૂર્ય દેવ હોય છે. સૂર્યથી એંશી યોજન ઉપર ચન્દ્ર દેવ વિચરે છે અર્થાત્ ૮૮૦ યોજન ઉપર ચન્દ્ર છે. ચન્દ્રથી ચાર યોજન ઉપર નક્ષત્રોનો વાસ હોય છે અને એનાથી પણ ચાર યોજનની ઉંચાઈ પર બુધ હોય છે. બુધથી ત્રણ યોજન ઉપર શુક્રનું વિમાન છે, તેનાથી ત્રણ યોજન ઉપર બૃહસ્પતિનું વિમાન છે અને એથી પણ ત્રણ યોજન ઉપર મંગળ હોય છે એનાથી પણ ત્રણ યોજન ઉપર શનિશ્ચરનું વિમાન છે. આ રીતે સમસ્ત જ્યોતિષ્ક દેવોનો સંપૂર્ણ વિસ્તાર ક્ષેત્ર એકસો દશ યોજનનો છે. તિર્છામાં અસંખ્યાત દ્વીપસમુદ્ર પ્રમાણ ઘનોદધિ પર્યંત સમજવો જોઇએ ॥ ૧૯ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ સામાન્ય રૂપથી ભવનપતિ, વાનવ્યંતર જ્યોતિષ્ક અને વૈમાનિક આ ચાર પ્રકારના દેવોનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ત્યારબાદ ભવનપતિ અને વાનવ્યન્તર દેવોના ભેદોની પ્રરૂપણા કરવામાં આવી છે હવે અનુક્રમથી આવતા જ્યોતિષ્ક દેવોની વિશેષ રૂપથી પ્રરૂપણા કરીએ છીએ—

જે દ્યોતિત હોય તેને જ્યોતિ કહે છે અર્થાત્, વિમાન, પૃષોદરાદિ, ગણમાં પાઠ હોવાથી 'દ' ની જગ્યાએ 'જ' આદેશ થાય છે આથી જ્યોતિ શબ્દ નિષ્પન્ન થાય છે. તે જ્યોતિ અર્થાત્ વિમાનમાં જે ઉત્પન્ન થાય તે જ્યોતિષ્ક દેવ કહેવાય છે અથવા જે દેવ જ્યોતિસ્વરૂપ હોય તે જ્યોતિષ્ક કહેવાય છે. આ જ્યોતિષ્ક દેવ મસ્તક પર મૌલિ-મુગટ ધારણ કરે છે, પ્રભામંડળની જેમ ઉજ્જવલ ચન્દ્ર, સૂર્ય અને તારામંડળના ચિહ્નોથી યથાયોગ્ય સુશોભિત હોય છે કાંતિમાન હોય છે એમના પાંચ પ્રકાર છે (૧) ચન્દ્ર (૨) સૂર્ય (૩) ગ્રહ (૪) નક્ષત્ર અને (૫) તારા.

આ જ્યોતિષ્ક દેવોમાં ચન્દ્ર દેવોની પ્રધાનતા છે એથી તેમની ગણત્રી શરૂઆતમાં કરવામાં આવી છે.

આ સમતલ ભૂમિભાગથી સાતસો નેવું યોજન ઉપર સર્વપ્રથમ તારાવિમાનોનો પ્રદેશ છે. તેનાથી દશ યોજન ઉપર સૂર્યવિમાન આવે છે-તેનાથી એંશી યોજનની ઉંચાઈ પર ચન્દ્ર વિમાન આવે છે તેનાથી વીસ યોજન તારા, નક્ષત્ર, બુધ, શુક્ર બૃહસ્પતિ, મંગળ અને શનિશ્ચરના વિમાન આવે છે.

સૂર્યથી થોડા યોજન નીચે કેતુના વિમાન છે અને ચન્દ્રથી થોડા યોજન નીચે રાહુનું વિમાન છે. ચન્દ્ર સૂર્ય અને ગ્રહો સિવાય બાકીના નક્ષત્ર અને પ્રકીર્ણક તારા પોત-પોતાના એક જ માર્ગમાં વિચરણ કરે છે. તારા અને ગ્રહ અનિયત રૂપથી ચાલે છે આથી કોઈ વખતે ચન્દ્ર અને સૂર્યથી ઉપર અને કોઇ વાર નીચે ચાલે છે. આ પ્રમાણે સહુથી નીચે સૂર્ય, સૂર્યની ઉપર ચન્દ્રમા, ચન્દ્રમાથી ઉપર ગ્રહ ગ્રહોની ઉપર નક્ષત્ર અને નક્ષત્રોની ઉપર પ્રકીર્ણક તારા ચાલે છે પરંતુ તારા અને ગ્રહ અનિયત રૂપથી ગતિ કરવાના કારણે સૂર્યથી નીચે પણ ગતિ કરે છે. સંપૂર્ણ જ્યોતિર્લોક એકસોદસ યોજનના વિસ્તારમાં છે. એક હજાર એકસો એકવીસ યોજનોમાં, જમ્બૂદ્વીપના મેરૂપર્વતનો સ્પર્શ ન કરતા થકા બધી દિશાઓમાં ગોળાકાર રૂપથી સ્થિત છે. એકહજાર એકસો અગીયાર યોજનથી સ્પર્શ ન કરતો થકો બધી બાજુએ લોકાન્ત સમજવો જોઈએ.

મંગલ આદિ તારા, ગ્રહ, ઉપર નીચે અને મધ્યમાં ચાલે છે આથી અનિયત રૂપથી ચાલે છે આ કારણે નીચે લંબાયેલા હોય છે એવી રીતે સૂર્યથી દશ યોજનોમાં મળી આવે છે.

જ્યોતિષ્કોમાં સહુથી ઉપર સ્વાતિ નક્ષત્ર છે અને નક્ષત્ર મંડળની સહુથી નીચે ભરણી નક્ષત્ર છે. બધાથી દક્ષિણમાં મૂળનક્ષત્ર છે અને બધાથી ઉત્તરમાં અભિજિત નક્ષત્ર. છે.

ઘણો જ પ્રકાશ કરનારા હોવાના કારણે જ્યોતિ નામક વિમાનોમાં જે દેવ છે તેઓ જ્યોતિષ્ક કહેવાય છે. અથવા વિમાનો સંબંધી જ્યોતિના કારણે તે દેવ જ્યોતિષ્ક કહેવાય છે. આ દેવો ક્રીડા કરતા નથી, ફક્ત દ્યોતિત-પ્રકાશમાન હોય છે અથવા આમ પણ કહી શકાય કે તેઓ શરીર સંબન્ધી જ્યોતિ દ્વારા પ્રકાશમાન થાય છે કારણ કે એમના શરીર જ્યોતિપુંજની જેમ ઝગઝગાટવાળા અત્યન્ત દેદીપ્યમાન હોય છે, અથવા તે દેવોને સમસ્ત દિશામંડળ પ્રકાશિત કરવાના કારણે જ્યોતિષ્ક કહે છે. 'જ્યોતિષ્ક' શબ્દમાં સ્વાર્થમાં 'કન્' પ્રત્યય થયો છે અર્થાત્ 'જ્યોતિષ્' શબ્દમાં 'કન્' પ્રત્યય કરવા છતાં પણ તેના અર્થમાં કોઈ પરિવર્તન થતું નથી—જે અર્થ 'જ્યોતિષ્' શબ્દનો છે તે જ 'જ્યોતિષ્ક' શબ્દનો પણ છે.

તે દેવોના મુગટોમાં પ્રભામંડળસ્થાનીય ચન્દ્ર-સૂર્ય આદિના ચિહ્ન જ હોય છે ચન્દ્રદેવના મુગટમાં ચન્દ્રાકારનું અને સૂર્યદેવના મુકુટમાં સૂર્યાકારના ચિહ્ન હોય છે આ જ હકીકત ગ્રહો અને નક્ષત્રો સંબંધી પણ લાગુ પડેલી સમજવી.

પ્રજ્ઞાપનાસૂત્રના પ્રથમ પદમાં દેવોના પ્રકરણમાં કહ્યું છે—જ્યોતિષ્ક દેવ પાંચ પ્રકારના છે—ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા ॥૧૯॥

**कप्पोववण्णगा वेमाणिया** ઈત્યાદિ ॥ ૨૦ ॥

**સૂત્રાર્થ**—કલ્પોપપન્ન વૈમાનિક દેવ બાર પ્રકારના છે—(૧) સૌધર્મ (૨) ઈશાન (૩)

સનત્કુમાર (૪) માહેન્દ્ર (૫) બ્રહ્મલોક (૬) લાન્તક (૭) મહાશુક્ર (૮) સહસ્રાર (૯) આનત (૧૦) પ્રાણત (૧૧) આરણ અને (૧૨) અચ્યુત ॥૨૦॥

**તત્ત્વાર્થદીપિકા**—ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક આ ચાર પ્રકારના દેવો પૈકી પહેલા ભવનપતિ, વાનવ્યન્તર અને જ્યોતિષ્ક દેવોની પ્રરૂપણા કરવામાં આવી હવે બાર પ્રકારના કલ્પોપપન્ન દેવોનું કથન કરવા માટે કહીએ છીએ—

કલ્પોમાં અર્થાત્ બાર દેવલોકમાં જે ઉત્પન્ન થયા હોય તે દેવો કલ્પોપપન્નક કહેવાય છે. જે પોતાની અંદર રહેનારાઓને જેઓએ વિશેષ રૂપથી દાન, શિયળ, તપ અને ભાવનાનું આસેવન કરીને પૂર્વભવમાં પુણ્યરાશિ પ્રાપ્ત કરી છે તેમને સુકૃતી-પુણ્યાત્મા માને છે તેમનો આદર કરે છે તથા તેમને આલંબન પ્રદાન કરે તેમને વિમાન કહે છે. વિમાનોમાં ઉત્પન્ન થનારા વૈમાનિક કહેવાયા છે અને તેઓ બાર પ્રકારના છે—(૧) સૌધર્મ (૨) ઈશાન (૩) સનત્કુમાર (૪) માહેન્દ્ર (૫) બ્રહ્મલોક (૬) લાન્તક (૭) મહાશુક્ર (૮) સહસ્રાર (૯) આનત (૧૦) પ્રાણત (૧૧) આરણ અને (૧૨) અચ્યુત આ કલ્પો વક્ષ્યમાણ પ્રકારથી વ્યવસ્થિત છે જેમ કે—જ્યોતિષ્ચક્રની ઉપર અસંખ્યાત કરોડાકરોડ યોજન જઈએ ત્યારે સૌધર્મ અને ઈશાન દેવલોક આવે છે. જે પ્રદેશમાં સૌધર્મ કલ્પ દક્ષિણદિગ્વર્તી છે તે જ પ્રદેશની નજીક ઉત્તરદિગવર્તી ઈશાન કલ્પ પણ છે. આ બંને જ કલ્પ પ્રત્યેક અર્ધચન્દ્રાકારે સમશ્રેણીમાં આવેલા છે. એમની ઉપર અસંખ્યાતા કરોડાકરોડ યોજન જવાથી એવી જ રીતે સનત્કુમાર કલ્પ અને માહેન્દ્ર કલ્પ-એ બંને પણ અર્ધચન્દ્રાકારથી સમશ્રેણિમાં સ્થિત છે એમની ઉપર બ્રહ્મ, લાન્તક, મહાશુક્ર અને સહસ્રાર એ ચાર કલ્પ એક એકના પ્રત્યેક અસંખ્યાત અસંખ્યાત યોજન જવાથી આવે છે અને સહસ્રાર કલ્પની ઉપર આનત-પ્રાણત એ બે દેવલોક તથા એમની ઉપર આરણ અને અચ્યુત એ ચારે કલ્પો—બે-બે યુગલ રૂપથી સૌધર્મ અને ઈશાન દેવલોકની જેમ અર્ધચન્દ્રાકારથી સમશ્રેણિમાં સ્થિત છે. આ પ્રમાણે બારે દેવલોક વ્યવસ્થિત છે ॥૨૦॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ સામાન્યથી પ્રતિપાદિત ચાર પ્રકારના જે ભવનપતિ, વાનવ્યન્તર-જ્યોતિષ્ક અને વૈમાનિક છે તેમાં વિશેષતઃ ક્રમથી ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક દેવોની પ્રરૂપણા કરી દેવામાં આવી છે. હવે વૈમાનિક દેવોની વિશેષ રૂપથી પ્રરૂપણા કરવા માટે કલ્પોપપન્ન અને કલ્પાતીતના ભેદોને લઈને બે પ્રકારના વૈમાનિકોમાં પ્રથમ ગ્રહણ કરેલા કલ્પોપપન્ન વૈમાનિક દેવોનું પ્રરૂપણ કરીએ છીએ—

કલ્પોપપન્ન દેવ-સૌધર્મ-ઈશાન-સનત્કુમાર-માહેન્દ્ર-બ્રહ્મ-લાન્તક-મહાશુક્ર-સહસ્રાર-આનત-પ્રાણત-આરણ-અચ્યુતના ભેદથી બાર પ્રકારના હોય છે. કલ્પોમાં અર્થાત્ બાર પ્રકારના દેવલોકોમાં જે ઉત્પન્ન થાય છે તેઓ કલ્પોપપન્ન વૈમાનિક દેવ કહેવાય છે, વૈમાનિકનો અર્થ થાય છે વિમાનોમાં રહેનારા દેવ, વિશેષ રૂપથી પોતાનામાં રહેલાં પૂર્વોપાર્જિત પુણ્યશાળી પ્રાણિઓને માને છે અર્થાત્ આદર-સન્માન કરે છે, ધારણ કરે છે તેમને વિમાન કહે છે અને વિમાનોમાં થનારા દેવ વૈમાનિક કહેવાય છે. આ વૈમાનિક દેવ સૌધર્મ આદિ બાર કલ્પોમાં હોવાથી દેવ પણ બાર પ્રકારના કહેવામાં આવે છે. બાર કલ્પ આગળ ઉપર કહેવામાં આવનારા પ્રકારથી વ્યવસ્થિત છે—

જ્યોતિશ્ચક્રની ઉપર અસંખ્યાત કરોડાકરોડ યોજનો પાર કરવાથી અહીં મેરુ પર્વતને આશ્રય બનાવીને દક્ષિણાર્ધ તથા ઉત્તરાર્ધ ભાગમાં વ્યવસ્થિત, પૂર્વપશ્ચિમથી લાંબા અને દક્ષિણઉત્તરથી પહોળા ઉગતા સૂર્યની જેમ - દેદીપ્યમાન અસંખ્યાત યોજન આયામ વિષ્કંભ-પરિક્ષેપવાળા-સર્વ રત્નમય મધ્યસ્થિત સર્વરત્નવાળા અશોક સપ્તપર્ણ ચમ્પક, સહકાર સુશોભિત શક્રેન્દ્ર અને ઇશાનેન્દ્રના આવાસથી યુક્ત બે પ્રથમ અને બીજા અનુક્રમે સૌધર્મ અને ઇશાન દેવલોક એક એક અર્ધ ચન્દ્રાકાર યુગલ રૂપ દક્ષિણોત્તર ભાગને લઈને સમશ્રેણિમાં વ્યવસ્થિત છે (૧-૨) તેમની ઉપર અસંખ્યાત યોજન જવાથી અહીં ત્રીજો તથા ચોથો સનત્કુમાર અને માહેન્દ્ર આ બે દેવલોક પણ પ્રત્યેક અર્ધચન્દ્રાકાર યુગલ રૂપથી દક્ષિણોત્તર ભાગને લઈને સમશ્રેણિમાં વ્યવસ્થિત છે (૩-૪) એમની ઉપર અસખ્યાત યોજન જવાથી અહીં બ્રહ્મ દેવલોક છે. આ બ્રહ્મ દેવલોકમાં લોકાન્તક દેવ રહે છે જેઓ જિનેન્દ્ર જન્માદિના મહોત્સવને નિરખવા માટે ઉત્સુક શુભ અધ્યવસાયવાળા ભક્તિભાવમાં વશીકૃતચિત્તવાળા હોય છે હવે બ્રહ્મલોકથી લઈને આઠમાં સહસ્રાર દેવલોક પર્યન્ત ચાર દેવલોક એક એકની ઉપર અસંખ્યાત અસંખ્યાત યોજનોના અન્તરથી વ્યવસ્થિત છે જેમ સનત્કુમાર અને માહેન્દ્ર આ દેવયુગલ લોકથી ઉપર અસંખ્યાત યોજન જવાથી પાંચમું બ્રહ્મ દેવલોક છે. (૫) તેની ઉપર અસંખ્યાત યોજન જવાથી છઠ્ઠું લાન્તક દેવલોક છે. (૬) તેના ઉપર અસંખ્યાત યોજન જવાથી સાતમું મહાશુક્ર દેવલોક આવે છે. (૭) તેની ઉપર અસંખ્યાત યોજન જવાથી આઠમું સહસ્રાર દેવલોક છે. (૮) એની ઉપર અસંખ્યાત યોજર જવાથી નવમા અને દશમા આનત અને પ્રાણુત દેવલોક પણ પહેલા અને બીજા સૌધર્મ ઇશાનની જેમ પ્રત્યેક અર્ધચન્દ્રાકાર યુગલ રૂપથી દક્ષિણોત્તર ભાગને લઈને સમશ્રેણિમાં સ્થિત છે (૯-૧૦) આવી જ રીતે એમનાથી ઉપર અસંખ્યાત યોજન જવાથી અગીયારમું તથા બારમુ આરણ અને અચ્યુત દેવલોક, એ બંને દેવલોક પણ પૂર્વના આનત-પ્રાણતની માફક પ્રત્યેક અર્ધ ચન્દ્રાકાર યુગલ રૂપથી દક્ષિણોત્તર ભાગને લઈને સમશ્રેણિમાં સ્થિત છે (૧૧-૧૨) આ બાર દેવલોકની સ્થિતિનું સ્વરૂપ છે.

બારમા કલ્પની ઉપર નવ ગ્રૈવેયક વિમાન છે જે એક બીજાની ઉપર અવસ્થિત છે તેમની ઉપર પાંચ અનુત્તર નામના મહાન વિમાન છે આ વૈમાનિક દેવોની-અવસ્થિતિનો ક્રમ છે.

સૌધર્મ કલ્પના કારણે ત્યાંનો ઇન્દ્ર પણ સૌધર્મ કહેવાય છે. ઇશાન નામનો દેવ સ્વભાવતઃ નિવાસ કરે છે તેનો નિવાસ હોવાથી તે કલ્પ ઐશાન કહેવાય છે અને ઐશાન કલ્પના સહચર્યથી ત્યાંના ઇન્દ્ર ઐશાન ઇન્દ્રના નામથી પ્રસિદ્ધ છે. આવી જ રીતે પછીના કલ્પો અને ઇન્દ્રોની બાબતમાં સમજવું જોઈએ. સૌધર્મ આદિ કલ્પોમાં નિવાસ કરનારા દેવોના દસ ઇન્દ્ર હોય છે કારણ કે નવમાં અને દશમાં આ બે દેવલોકોના પણ એક જ ઇન્દ્ર હોય છે.

હવે અત્રે સૌધર્માદિ દેવલોક—સમતલ ભૂમિથી કેટલા ઉંચા છે એ બતાવવામાં આવે છે-પહેલું અને બીજું જે સૌધર્મ અને ઇશાન કલ્પ છે તેઓ યુગલરૂપથી સ્થિત બંને કલ્પ સમતલ ભૂમિથી દોઢ રાજુ. ત્રીજું અને ચોથુ જે સનત્કુમાર અને માહેન્દ્ર એ યુગલ રૂપથી સ્થિત બંને કલ્પ સમતલ ભૂમિથી અઢી રાજુ ઉપર છે આવી જ રીતે પાંચમો કલ્પ સવા ત્રણ રાજુ ઉપર છે છઠ્ઠો કલ્પ સાડા ત્રણ રાજુ ઉંચો છે સાતમો કલ્પ પોણ્યાર રાજુ ઉંચો છે અને આઠમો

સહસ્રાર કલ્પ ચાર રાજુ સમતલ ભૂમિથી ઉંચો છે એવી જ રીતે નવમાં અને દશમાં યુગલ રૂપથી સ્થિત આ બંને કલ્પ સમતલ ભૂમિથી સાડાચાર રાજુ ઉપર છે. ત્યાર પછી અગ્યારમો અને બારમાં યુગલ રૂપથી સ્થિત બન્ને કલ્પ સમતલ ભૂમીથી પાંચ રાજુ ઉંચા છે. આ કલ્પોપપન્ન બાર દેવલોકનું સમતલ ભૂમિથી ઉપર હોવાનું પ્રમાણ જાણવું જોઈએ.

એમની આગળ ત્રણ ત્રણ કરીને ત્રણ ત્રિકોમાં કલ્પાતીત નવ ગ્રૈવેયક દેવ છે. એ ત્રણ ત્રિકોમાંથી પહેલું ત્રિક સમતલ ભૂમિથી પાંચ રાજુ અને એક રાજુના ત્રણ ભાગોમાંના એક ભાગ જેટલું ઉંચું છે. બીજુ ત્રિક પાંચ રાજુ અને એક રાજુના ત્રણભાગોમાંના બે ભાગ જેટલું ઉંચું છે અને ત્રીજુ ત્રિક પૂરા છ રાજુ સમતલ ભૂમિથી ઉંચું છે. આ નવ પુરુષાકાર લોકની ડોક-સ્થળે હોવાથી ગ્રૈવેયક કહેવાય છે.

એમની આગળ પાંચ અનુત્તર વિમાન છે જેમની પછી અર્થાત્ આગળ કોઈ વિમાન ન હોવાથી એ અનુત્તર વિમાન કહેવાય છે. આ પાંચ પ્રત્યેક ચારે દિશાઓમાં સમશ્રેણિથી સ્થિત છે. એ સમીપ ભૂમિથી થોડા ઓછાં સાત રાજુ ઉંચે છે. આ પાંચે અનુત્તર વિમાન એક રાજુના થોડા ઓછા પાંચ ભાગ કરવામાં આવે તેમાંથી એક-એક ભાગના અન્તરથી સ્થિત છે. આ પાંચ અનુત્તર વિમાનોનું વર્ણન થયું. આવાં, આ નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાનવાસી આ રીતે ચૌદ કલ્પાતીત દેવ કહેવાય છે આ ચૌદ પ્રકારના કલ્પાતીત દેવોનું વર્ણન આગળના સૂત્રમાં કરવામાં આવશે

જમ્બૂદ્વીપનો મહામન્દર પર્વત એક હજાર યોજન પૃથ્વીની અંદર છે. નવ્વાણુ હજાર યોજનની એની ઉંચાઈ છે, એની નીચેના ભાગમાં અધોલોક છે. તિર્યક્ અર્થાત્ વાંકો ફેલાયેલો તિર્યગ્ લોક છે-એની ઉપર ઉર્ધ્વલોક છે. આ મેરૂની ચૂલિકા ચાલીસ યોજનની ઉંચાઈવાળી છે.

પ્રજ્ઞાપના સૂત્રના પ્રથમ પદમાં દેવાધિકારમાં કહ્યું છે—વૈમાનિક દેવ બે પ્રકારના કહેવામાં આવ્યા છે જેમકે—કલ્પોપપન્નક અને કલ્પાતીત કલ્પોપપન્નક કેટલા પ્રકારના છે ? તેઓ બાર પ્રકારના હોય છે—સૌધર્મ, ઈશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત.

પ્રજ્ઞાપના સૂત્રનાં છઠાં પદમાં તથા અનુયોગદ્વારમાં અને ઔપપાતિક સૂત્રના સિદ્ધાધિકારમાં કહ્યું છે—

સૌધર્મ ઈશાન, સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત આરણ અને અચ્યુત ॥ ૨૦ ॥

**'कप्पाइयात वेमाणिया'** ઇત્યાદિ ॥ **सू. २१** ॥

સૂત્રાર્થ—કલ્પાતીત વૈમાનિક દેવ ચૌદ પ્રકારના છે—નવગ્રૈવેયક દેવ અને પાંચ અનુત્તરોપપાતિક દેવ ॥ ૨૧ ॥

**તત્ત્વાર્થદીપિકા**—અગાઉ કલ્પોપપન્ન વૈમાનિક દેવોના સૌધર્મ આદિ બાર વિશેષ ભેદોનું નિરૂપણ કરી ગયા હવે કલ્પાતીત વૈમાનિક દેવોના ચૌદ પ્રકારના અવાન્તર ભેદોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—કલ્પાતીત વૈમાનિક દેવ ચૌદ પ્રકારના છે—નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરોપપાતિક,

જે દેવ બાર કલ્પોથી અતીત–બહાર છે તે કલ્પાતીત કહેવાય છે. અથવા જે દેવોમાં ઇન્દ્ર, સામાનિક આદિની કલ્પના થતી નથી–જેમાં સ્વામી–સેવક ભાવ હોતો નથી, જેઓ સઘળાં અહમિન્દ્ર છે, તે દેવોને કલ્પાતીત કહે છે. આ દેવ બાર દેવલોકથી ઉપર રહે છે. વિમાનોમાં ઉત્પન્ન થવાના કારણે તેમની વૈમાનિક સંજ્ઞા છે. તેઓ ચૌદ પ્રકારના છે–નવગ્રૈવેયક વિમાનોમાં ઉત્પન્ન થનારા અને પાંચ અનુત્તર વિમાનોમાં ઉત્પન્ન થનારા ॥ ૨૧ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલા સૌધર્મ, ઇશાન આદિ બાર પ્રકારના કલ્પોપપન્ન વૈમાનિક દેવોની પ્રરૂપણા કરવામાં આવી હવે ચૌદ પ્રકારના કલ્પાતીત વૈમાનિકોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ––

કલ્પાતીત વૈમાનિક દેવ ચૌદ પ્રકારના છે–નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરૌપપાતિક

સૌધર્મ આદિ પૂર્વોક્ત બાર કલ્પોથી જે અતીત હોય અર્થાત્ તેનાથી પણ ઉપરના ક્ષેત્રમાં જે હોય તે કલ્પાતીત કહેવાય છે અથવા જે ઈન્દ્ર સામાનિકના ભેદ કલ્પનાથી અતીત હોય–બધા સરખી શ્રેણીના હોય, તે કલ્પાતીત કહેવાય છે–કલ્પાતીત દેવોના પૂર્વોક્ત ચૌદ ભેદ છે–

ગ્રૈવેયક વિમાન નવ છે. પ્રરૂપણાની અનુકૂળતાની દૃષ્ટિએ તેમનું ત્રણ ભાગોમાં વિભાજન કરવામાં આવ્યું છે–ત્રણ અધસ્તન અર્થાત્ નીચેના, ત્રણ મધ્યમ અર્થાત્ વચ્ચેના અને ત્રણ ઉપરિતન અર્થાત્ ઉપરના જે વિમાન સર્વોત્કૃષ્ટ છે, જેમનાથી ઉત્તમ કોઈ વિમાન નથી તે અનુત્તર વિમાન કહેવાય છે. ને પાંચ છે–વિજય વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ.

નવ ગ્રૈવેયકવાસી અને પાંચ અનુત્તર વિમાનવાસી, આ બંને મળીને કલ્પાતીત દેવો ચૌદ પ્રકારના છે.

આ લોક પુરુષાકાર છે. લોક–પુરુષની ડોકના સ્થાને જે વિમાનો આવેલા છે તે ગ્રૈવેયક કહેવાય છે તે વિમાનોમાં રહેનારા દેવો પણ ગ્રૈવેયક કહેવાય છે.

પાંચ અનુત્તર વિમાન બધા વિમાનોની ઉપર અવસ્થિત છે આથી તેમને અનુત્તર કહેવામાં આવ્યા છે. જેનાથી બીજું કશું જ તેમજ શ્રેષ્ઠ નથી તે અનુત્તર કહેવાય છે. વિજય વૈજયન્ત આદિ દેવોના નામ છે અને દેવોના નામથી વિમાનોના પણ એ જ નામ છે.

જેઓએ સ્વર્ગ સંબંધી અભ્યુદયની પ્રાપ્તિમાં વિઘ્ન નાખનારા બધાં કારણોને વિજિત કરી લીધા છે અર્થાત્ તેમના પર વિજય પ્રાપ્ત કરી લીધો છે તે ત્રણ દેવો વિજય, વૈજયન્ત અને જયન્ત કહેવાય છે તે દેવો અભ્યુદયનો નાશ કરનારા કારણોને દૂર કરીને અમન્દ (તીવ્ર) આનંદ રૂપ સ્વર્ગસુખના સમૂહને આત્મસાત્ કરીને ભોગવે છે આવી જ રીતે સ્વર્ગીય સુખમાં અડચણો ઉભી કરનારા કારણોથી જેઓ પરાજિત ન થયા હોય તેઓ અપરાજિત કહેવાય છે. જે દેવ અભ્યુદય સંબંધી સમસ્ત અર્થોમાં સિદ્ધ (સફળ) હોય તેઓ સર્વાર્થસિદ્ધ દેવ સ્વર્ગના સુખોની ચરમ સીમા સુધી પહોંચી ચૂકયા છે આથી સર્વ પ્રયોજનોમાં તેમની શક્તિ અવ્યાહત હોય છે.

અથવા જે દેવ સર્વ અર્થો અર્થાત પ્રયોજનોથી સિદ્ધ છે તેઓ સર્વાર્થસિદ્ધ કહેવાય છે. સમસ્ત અતિશયશાળી અને અત્યન્ત રમણીય શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિથી જે સિદ્ધ અર્થાત્ પ્રખ્યાત છે તેનો સર્વાર્થસિદ્ધ સમજવા જોઈએ.

અથવા જ્યાં સર્વ અર્થ સિદ્ધ થઈ જાય છે તેઓ સર્વાર્થસિદ્ધ આનો અર્થ એ થયો કે ત્યાં (સર્વાર્થસિદ્ધ વિમાન)ના દેવ એક મનુષ્યભવ કરીને મોક્ષ પ્રાપ્ત કરી લે છે અને સિદ્ધ થઈ જાય છે વિજય આદિ ચાર વિમાનોના કોઈ-કોઈ દેવ બે મનુષ્યભવ કરીને પણ સિદ્ધ થાય છે જ્યારે સર્વાર્થસિદ્ધ વિમાનના દેવ નિયમથી એક જ ભવ ધારણ કરીને-સિદ્ધિ પ્રાપ્ત કરી લે છે. આ સર્વાર્થસિદ્ધ વિમાનની અન્ય ચાર વિમાનોથી વિશેષતા છે.

વિજય આદિ દેવોના નામનો બીજા પ્રકારથી પણ અર્થ કરી શકાય છે. જેઓએ કર્મોને લગભગ જીતી લીધા છે તે વિજય આદિ દેવ કહી શકાય છે તેમના કર્મ ઘણા હળવાં થઈ જાય છે એ કારણે સિદ્ધિ-મુક્તિની નિરવદ્ય સુખમય વિભૂતિ તેમની સમીપ આવી જાય છે આથી તેઓ પરમકલ્યાણને પ્રાપ્ત કરી ચૂકયા છે ભૂખ તરસ વગેરે બાવીસ પરિષહોથી પોતાના પૂર્વ મુનિજીવનમાં પરાજિત ન થઈને; મૃત્યુના અનન્તર પણ તેઓ અપરાજિત દેવોના રૂપમાં ઉત્પન્ન થાય છે.

અથવા હમેશાં તૃપ્ત રહેતા હોવાના કારણે તે દેવ ભૂખ વગેરેથી પરાજિત થતાં નથી એ કારણે તેમને અપરાજિત કહ્યાં છે. આવી જ રીતે સંસાર સંબંધી સમસ્ત કર્તવ્યોને પરિપૂર્ણ કરવાના કારણે તેમને સર્વાર્થસિદ્ધ કહેવામાં આવે છે. અથવા સમસ્ત કર્મોના ક્ષય સ્વરૂપ મોક્ષ રૂપ ઉત્તમ અર્થ લગભગ સિદ્ધ થઈ ચૂકયો હોય તેઓ સવાર્થસિદ્ધ કહેવાય છે કારણ કે હવે પછીના બીજા જ ભવમાં તેમને મોક્ષની પ્રાપ્તિ થવાની છે.

આ પ્રકારની વ્યુત્પત્તિઓ અનુસાર જો કે વિજય આદિ ચાર અનુત્તર વિમાનોના દેવ પણ સર્વાર્થસિદ્ધ કહી શકાય છે, પરંતુ 'ગો' પદની જેમ સર્વાર્થસિદ્ધ પદ પણ સર્વાર્થસિદ્ધ નામક વિમાનના નિવાસી દેવોને માટે રૂઢ છે. તાત્પર્ય એ છે કે "ગૌ" શબ્દનો અર્થ થાય છે-ગમન કરવાવાળો આ વ્યુત્પત્તિ અનુસાર જે કોઈ ગમન કરે છે તે મનુષ્ય, અશ્વ આદિ બધાંને "ગૌ" કહી શકાય છે. પરંતુ "ગૌ" શબ્દ ગાય નામના પશુના અર્થમાં રૂઢ થઈ ગયો છે આથી બધાં ચાલતા-ફરતાનો વાચક માનવામાં આવતો નથી એવી જ રીતે સર્વાર્થસિદ્ધ પદથી જો કે વિજય આદિ દેવોને પણ કહી શકાય છે પરન્તુ કહેવામાં આવતો નથી કારણ કે તે પાંચમાં અનુત્તર વિમાનના દેવો માટે રૂઢ છે.

પ્રજ્ઞાપનાસૂત્રનાં છઠાં પદમાં, અનુયોગદ્વારમાં અને ઔપપાતિકસૂત્રના સિદ્ધાધિકારમાં કહ્યું છે—

અધસ્તન ગ્રૈવેયક, મધ્યમ ગ્રૈવેયક, ઉપરિતન ગ્રૈવેયક, વિજય, વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ દેવ. ॥૨૧॥

**'भवणवइ वाणमंतरा णं' ઈત્યાદિ ॥ સૂ. ૨૨ ॥**

**સૂત્રાર્થ**—ભવનપતિ અને વાનવ્યન્તર દેવોમાં પ્રારંભની ચાર લેશ્યાઓ, જ્યોતિષ્કોમાં તેજોલેશ્યા અને વૈમાનિકોમાં અન્તની ત્રણ લેશ્યાઓ હોય છે ॥૨૨॥

**તત્ત્વાર્થદીપિકા**—આની પહેલાં ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે એ બતાવીએ છીએ કે તે દેવોમાં કેટલી અને કયી કયી લેશ્યાઓ હોય છે—

અસુરકુમાર આદિ દસ ભવનપતિ દેવોમાં તથા કિન્નર આદિ આઠ પ્રકારના વાનવ્યન્તર દેવોમાં પ્રારંભની ચાર લેશ્યાઓ-કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો હોય છે ચન્દ્ર સૂર્ય વગેરે જ્યોતિષ્ક દેવોમાં એક માત્ર તેજોલેશ્યા—હોય છે અને બાર કલ્પોપપન્ન નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરૌપપાતિક દેવોમાં અન્તિમ ત્રણ લેશ્યાઓ—તેજ, પદ્મ અને શુક્લ જોવામાં આવે છે ॥ ૨૨ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા દેવોના સામાન્ય રૂપથી ચાર ભેદ કહેવામાં આવ્યા—ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક ત્યારબાદ ભવનપતિઓના અસુરકુમાર આદિ દસ ભેદ, વાનવ્યન્તરોના કિન્નર આદિ આઠ ભેદ, જ્યોતિષ્કોના ચન્દ્ર-સૂર્ય આદિ પાંચ ભેદ અને કલ્પોપપન્ન વૈમાનિકોના બાર ભેદ, ગ્રૈવેયકોના નવ ભેદ અને અનુત્તરૌપપાતિકોના પાચ ભેદ દર્શાવી દેવામાં આવ્યા છે હવે એવું પ્રતિપાદન કરીએ છીએ કે તે દેવોમાં કેટલી-કેટલી ભાવ લેશ્યાઓ હોય છે. ?

ભવનપતિઓ અને વાનવ્યન્તરોમાં શરૂઆતની ચાર લેશ્યાઓ જ્યોતિષ્કોમાં તેજોલેશ્યા અને વૈમાનિકોમાં છેવટની ત્રણ લેશ્યાઓ હોય છે ભવનપતિઓ અને વાનવ્યન્તરોમાં કૃષ્ણ, નીલ, કાપોત અને તેજોલેશ્યા—એ ચાર લેશ્યાઓ છે.

સૌધર્મ આદિ બાર પ્રકારનાં કલ્પોપપન્નક અને કાલ્પાતીત નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરૌપપાતિક વૈમાનિક દેવોમાં છેવટની ત્રણ અર્થાત્ તેજ, પદ્મ અને શુકલ નામની લેશ્યાઓ હોય છે.

વૈમાનિકોમાં સૌધર્મ અને ઈશાનમાં તેજોલેશ્યા જોવામાં આવે છે સનત્કુમાર, માહેન્દ્ર અને બ્રહ્મલોકમા પદ્મ લેશ્યા, લાન્તક, મહાશુક્ર સહસ્રાર આનત, પ્રાણત, આરણ અને અચ્યુતમાં તથા નવ ગ્રૈવેયકો અને પાંચ અનુત્તરૌપપાતિકમાં શુકલ—લેશ્યા હોય છે આ શુકલ લેશ્યા ઉપર-ઉપર વધારે વિશુદ્ધ હોય છે.

સ્થાનાંગસૂત્રના પ્રથમ સ્થાનમાં કહ્યું છે—ભવનપતિ અને વાનવ્યન્તરોમાં ચાર લેશ્યાઓ હોય છે, જ્યોતિષ્કોમાં એક તેજોલેશ્યા હોય છે. અને વૈમાનિકોમાં અન્તની ત્રણ લેશ્યાઓ હોય છે.

આ પૈકી પ્રારંભની ચાર, કૃષ્ણ નીલ, કાપોત અને તેજોલેશ્યા ભવનપતિ અને વાનવ્યન્તરોમાં હોય છે. ચન્દ્ર સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા નામના પાંચ જ્યોતિષ્કોમાં એક તેજોલેશ્યા હોય છે સૌધર્મ તથા ઈશાનમા તેજોલેશ્યા, સનત્કુમાર, માહેન્દ્ર અને બ્રહ્મલોકમાં પદ્મલેશ્યા અને શેષ વૈમાનિકોમાં ઉત્તરોત્તર વિશુદ્ધ શુકલલેશ્યા હોય છે.

જીવાભિગમની ત્રીજી પ્રતિપત્તિના પ્રથમ ઉદ્દેશકમાં તથા પ્રજ્ઞાપનાસૂત્રના ૧૭માં પદના પ્રથમ ઉદ્દેશકમાં કહ્યુ છે—સૌધર્મ અને ઈશાન દેવોમાં કેટલી લેશ્યાઓ હોય છે ? ગૌતમ ! એક તેજોલેશ્યા હોય છે સનત્કુમાર અને માહેન્દ્રમાં પદ્મલેશ્યા, બ્રહ્મલોકમાં પણ પદ્મલેશ્યા અને શેષ વૈમાનિકોમાં શુક્લલેશ્યા તથા અનુત્તરોપપાતિકોમાં પરમ શુકલલેશ્યા હોય છે. ॥ ૨૨ ॥

**'कप्पोववन्नगदेवाणं'** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—કલ્પોપપન્નક વૈમાનિક દેવોમાં ઇન્દ્ર સામાનિક ત્રાયસ્ત્રિંશ આત્મરક્ષક લોકપાલ, પારિષદ્ અનીકાધિપતિ, પ્રકીર્ણક, આભિયોગ્ય અને કિલ્બિષક એ દશ ભેદ હોય છે ॥ ૨૩ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પહેલાં ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોના સામાન્ય અને વિશેષ રૂપે સ્વરૂપ બતાવ્યા, ત્યાર બાદ ચારે પ્રકારના દેવોમાં જોવાતી કૃષ્ણ નીલ વગેરે લેશ્યાઓનું નિરૂપણ કીધું હવે એ બતાવીએ છીએ કે ચારે નિકાયોમાંથી કોનામાં ઈન્દ્ર, સામાનિક આદિ કેટલાં ભેદ હોય છે ? આ પ્રશ્નનું સમાધાન કરવા માટે સૌ પ્રથમ કલ્પોપપન્નક વૈમાનિક દેવોના ઈન્દ્રાદિ દશ ભેદોનું પ્રતિપાદનક કરીશું—

સૌધર્મથી લઈને અચ્યુત પર્યન્ત બાર કલ્પોપપન્નક વૈમાનિક દેવોમાં આજ્ઞા ઐશ્વર્ય આદિ તથા ભોગોપભોગ વગેરેના સમ્પાદક રૂપથી ઈન્દ્ર આદિ દસ પરિવાર હોય છે.

(૧) ઈન્દ્ર—અન્ય દેવોને પ્રાપ્ત ન થઈ શકનારા અણિમા આદિ ગુણોના યોગથી જે સંસ્કૃત અર્થાત્ પરમ ઐશ્વર્યને પ્રાપ્ત હોય છે તે ઇન્દ્ર કહેવાય છે. તે રાજાના જેવો હોય છે

(૨) સામાનિક—જે ઇન્દ્ર તો ન હોય પરન્તુ ઇન્દ્રના જેવો હોય અર્થાત ઇન્દ્રના જેવા જ જેમના મનુષ્ય, વીર્ય, પરિવાર ભોગ અને ઉપભોગ હોય પરન્તુ ઈન્દ્રની માફક આજ્ઞા અને ઐશ્વર્ય ન હોય, તે, સામાનિક દેવ કહેવાય છે. તેમને 'મહત્તર' પણ કહે છે. આ દેવ રાજાના પિતા ગુરૂ અથવા ઉપાધ્યાય જેવા હોય છે.

(૩) ત્રાયસ્ત્રિંશ—આ મંત્રી અને પુરોહિત સ્થાનીય છે. મિત્ર, પીઠ મર્દ વગેરે સમજવા

(૪) આત્મરક્ષક—આ ઇન્દ્રની રક્ષા કરનારા અંગરક્ષક જેવા છે.

(૫) લોકપાલ—લોક-જનતાની રક્ષા કરવાવાળા, ખજાનચીની માફક અર્થચર, કોટવાલની જેમ દેશરક્ષક, દુર્ગપાળની જેમ મહાતલવર દેવ લોકપાળ કહેવાય છે.

(૬) પારિષદ- સદસ્યો (સભ્યો) જેવાં.

(૭) અનીકાધિપતિ—પાયદલ, ગજદળ, હયદળ. રથદળ વગેરે સાત પ્રકારની સેનાઓનાં અધિપતિ-એમને દણ્ડસ્થાનીય પણ કહી શકાય.

(૮) પ્રકીર્ણક—નાગરિક-જનતા જેવા.

(૯) આભિયોગિક—સેવકની જેવા જે વાહન વગેરેના કામમાં આવે છે.

(૧૦) કિલ્બિષિક—દિવાકીર્ત્તિ નાપિતની જેવા ચાણ્ડાળની જેવા ભિન્ન કોટિના દેવ.

ઈન્દ્ર આદિ આ દસ ભેદ સૌધર્મ આદિ અચ્યુત દેવલોક સુધી બાર વૈમાનિકોમાં આ દસે ભેદો જોવામાં આવે છે-કોઈ, કોઈ સ્થળે—બબ્બે દેવલોકોમાં આ ભેદ હોય છે ॥ ૨૩ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોની કૃષ્ણ, નીલ વગેરે છ લેશ્યાઓનું યથાયોગ્ય પ્રતિપાદન કરવામાં આવ્યું; હવે તેજ દેવોના આજ્ઞા, ઐશ્વર્ય, ભોગ, ઉપભોગ આદિના સમ્પાદન માટે ઈન્દ્ર આદિ દસ ભેદ હોય છે તેમનું પ્રતિપાદન કરવા માટે પ્રથમ ભવનપતિ અને કલ્પોપપન્ન—વૈમાનિક દેવોમાં થનારા દશ ભેદોનું પ્રતિપાદન કરીએ છીએ—કલ્પોપપન્નક દેવોના ઈન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશક, આત્મરક્ષક, લોકપાલ, પરિષદુપપન્નક (પારિષદ), અનીકાધિપતિ, પ્રકીર્ણક આભિયોગિક અને કિલ્બિષિક આ દસ-દસ દેવ હોય છે. એમનું સ્વરૂપ આ પ્રકારે છે-

(૧) ઈન્દ્ર : જે પરમ ઐશ્વર્યથી યુક્ત હોય તેમજ સામાનિક વગેરે દેવના અધિપતિ હોય.

(૨) સામાનિક : જેમના આજ્ઞા-ઐશ્વર્ય ઈન્દ્રની જેવા ન હોય પરન્તુ આયુ, વીર્ય(પરાક્રમ) ભોગ, ઉપભોગ આદિ તેના જેવા જ હોય. તાત્પર્ય એ છે કે ઈન્દ્ર શાસક હોય છે—તેની આજ્ઞા ચાલે છે, તે સમ્પૂર્ણ કલ્પનો અધિપતિ હોય છે, આ વિશેષતા સામાન્ય દેવોમાં જોવામાં આવતી નથી પરંતુ આયુષ્ય વગેરેમાં તેઓ ઈન્દ્ર સમાન જ હોય છે, ઇન્દ્ર રાજા જેવો છે તો આ બધાં તેના પ્રધાન, પિતા, ગુરૂ, ઉપાધ્યાય અથવા મહત્તર જેવાં છે.

(૩) ત્રાયસ્ત્રિંશ—આ મંત્રી તથા પુરોહિત જેવા છે. જે રાજ્યના કારભારની ચિન્તા કરે છે—શાસન સૂત્રનું સંચાલન કરે છે તેઓ મંત્રી કહેવાય છે. શાન્તિ કર્મ પુષ્ટિ કર્મ વગેરે કરનારા પુરોહિત કહેવાય છે.

(૪) આત્મરક્ષક—જે ઇન્દ્રના રક્ષક હોય, હથિયારથી સજ્જ થઈ પાછળ ઉભા રહેતા હોય અને રૌદ્ર હોય

(૫) લોકપાલ—જે લોકોનું પાલન કરે તે લોકપાલ. આ વ્યુત્પત્તિ અનુસાર એ આત્મ-રક્ષક સ્થાનીય હોય છે. આત્મરક્ષક તે કહેવાય જે દેશના સીમાડાઓનું રક્ષણ કરે છે.

(૬) પારિષદ-મિત્રો જેવા સભાસદો જેવાં.

(૭) અનીકાધિપતિ—સેનાપતિ અથવા દણ્ડનાયક જેવા સેનાઓ અનેક પ્રકારની હોય છે. ગજસેના, અશ્વસેના, રથસેના પાયદળ વગેરે.

(૮) પ્રકીર્ણક—પ્રજા જેવા.

(૯) આભિયોગિક—ભૃત્યો-નોકરોની જેવા. જે બીજાનાં કામ કરવા માટે તૈયાર રહે તે.

(૧૦) કિલ્બિષિક—કિલ્બિષનો અર્થ છે. પાપ જે દેવને ચાન્ડાલો જેવા હડધૂત સમજ-વામાં આવે છે તેઓ કિલ્બિષિક કહેવાય છે. ॥૨૩॥

'**वाणमंतरजोइसियाण**' ઈત્યાદિ

**સૂત્રાર્થ**—વાનવ્યંતર અને જ્યોતિષ્કોમાં (૧) ઈન્દ્ર (૨) સામાનિક (૩) પારિષદુપપન્નક (૪) આત્મરક્ષક (૫) અનીકાધિપતિ આ પાંચ દેવ હોય છે. કલ્પાતીત દેવ બધા અહમિન્દ્ર હોય છે. ॥૨૪॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં બાર કલ્પોપપન્નક વૈમાનિક દેવોના ઈન્દ્ર આદિ દસ-દસ ભેદ, આજ્ઞા, ઐશ્વર્ય ભોગ ઉપભોગ આદિના સમ્પાદક રૂપમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે હવે એ દર્શાવીએ છીએ કે વાનવ્યન્તરો અને જ્યોતિષ્કોમાં ઈન્દ્રાદિ પાંચ હોય છે. નવ ગ્રૈવે-યક દેવ તથા પાંચ અનુત્તરૌપપાતિક દેવ સઘળાં અહમિન્દ્ર હોય છે. તેમનામાં ઇન્દ્ર વગેરેનો કોઈ ભેદ હોતો નથી. વાનવ્યંતર અને જ્યોતિષ્ક દેવોમાં આ પાંચ-પાંચ ભેદવાળા દેવ હોય છે. (૧) ઈન્દ્ર (૨) સામાનિક (૩) પારિષદ (૪) આત્મરક્ષક (૫) અનીકાધિપતિ કલ્પાતીત દેવ અહમિન્દ્ર હોય છે.

કિન્નર, કિંપુરૂષ આદિ આઠ વાનવ્યન્તરો તથા ચન્દ્ર સૂર્ય આદિ પાચ જ્યોતિષ્કોમાં (૧) ઇન્દ્ર (૨) સામાનિક (૩) પારિષદુપપન્નક (૪) આત્મરક્ષક (૫) અનીકાધિપતિ (૬) પ્રકીર્ણક (૭) આભિયોગિક અને (૮) કિલ્બિષિક એ આઠ ભેદ હોય છે.

કલ્પાતીત દેવ અર્થાત્ નવ ગ્રૈવેયક તથા પાંચ અનુત્તરૌપપાતિક અહમિન્દ્ર હોય છે. તેમનામાં શાસ્ય–શાસકભાવ નથી, સ્વામિ–સેવકનો ભેદ નથી, તેઓ સ્વયં જ પોતાના સ્વામિ ભર્ત્તા અગર પોષક છે. તેઓ કોઇની આજ્ઞા હેઠળ હોતાં નથી, કોઇના ઐશ્વર્યના વિધાયક હોતા નથી એ કારણે જ તેમને અહમિન્દ્ર કહે છે. ॥૨૪॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા સૌધર્મ ઈશાન વગેરે બાર પ્રકારના વૈમાનિકોના આજ્ઞા ઐશ્વર્ય ભોગ ઉપભોગોના વિધાયક રૂપથી ઈન્દ્ર આદિ દસ દસ ભેદ પ્રતિપાદન કરવામાં આવ્યા હવે કિન્નર આદિ વાનવ્યંતરો અને ચન્દ્ર–સૂર્ય આદિ પાંચ જ્યોતિષ્કોમાં ઈન્દ્રાદિ દેવોના ભેદ બતાવીએ છીએ. અહીં ઈન્દ્ર વગેરે પાંચ ભેદવાળા દેવ હોય છે.

કિન્નર કિંપુરૂષ આદિ આઠ પ્રકારના—વાનવ્યંતરોમાં તથા ચન્દ્ર–સૂર્ય ગ્રહ, નક્ષત્ર અને તારા આ પાંચ જ્યોતિષ્ક વિમાનોમાં ઈન્દ્ર સામાનિક પારિષદ્ય આત્મરક્ષક અનીકાધિપતિ આ પાંચ પ્રકારની આજ્ઞા–ઐશ્વર્ય ભોગોપભોગના વિધાયક રૂપમાં જ હોય છે—

આ રીતે વાનવ્યન્તરો અને જ્યોતિષ્કોમાં આ પાંચ પ્રકારોમાંથી.

(૧) ઈન્દ્ર તે કહેવાય જે બાકી ચારના અધિપતિ છે અને પરમ ઐશ્વર્યથી સમ્પન્ન હોય છે.

(૨) સામાનિક—જે ઈન્દ્રની જેવા સ્થાને હોય તે સામાનિક આયુ વીર્ય પરિવાર ભોગ અને ઉપભોગ આદિની અપેક્ષા તેઓ ઈન્દ્રની બરાબર હોય છે. તેમને મહત્તર, ગુરૂ, પિતા અગર ઉપાધ્યાયની માફક સમજવા જોઈએ.

(૩) પારિષદ્ય—જે મિત્રો જેવા હોય.

(૪) આત્મરક્ષક—જે પોતાના શસ્ત્ર, અસ્ત્રોમે તૈયાર રાખે છે, રૌદ્ર હોય છે અને ઈન્દ્રની રક્ષા માટે તેમની પાછળ ઉભા રહે છે.

(૫) અનીકાધિપતિ—આ સેનાપતિએ જેવા હોય છે.

ભવનપતિ દેવોના ઈન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશક, લોકપાલ પારિષદ્ય, અનીકાધિપતિ અને આત્મરક્ષક એ સાત આજ્ઞા ઐશ્વર્ય ભોગોપભોગના વિધાયક હોય છે.

કલ્પાતીત દેવ કોણ છે ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જે દેવ પહેલાં કહેવાયેલા સૌધર્મ આદિ બાર કલ્પોથી દૂર છે ઉપર છે તે નવ પ્રકારના ગ્રૈવેયક દેવ અને પાંચ પ્રકારના અનુત્તરૌપપાતિક દેવ કલ્પાતીત કહેવાય છે—પોતે જ પોતાના ઈન્દ્ર છે તેમનો બીજો કોઈ ઈન્દ્ર હોતો નથી એ કારણે જ તેઓ અહમિન્દ્ર કહેવાય છે તેમનામાં સામાનિક આદિ–વિભાગ હોતા નથી એવા કલ્પાતીત દેવોમાં નવ ગ્રૈવેયક દેવ નીચે મધ્ય અને ઉપર એવી ત્રણ ત્રિકોમાં ત્રણ ત્રણ સંખ્યાથી રહે છે અનુત્તરૌપપાતિક દેવ વિજય–વૈજયન્ત, જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ નામક પાંચ અનુત્તર વિમાનોમાં રહે છે. તેઓ સ્વયં પોતાના આજ્ઞા, ઐશ્વર્ય, અધિપતિત્વ ભર્તૃત્વ, પોષકત્વના વિધાયક હોય છે. ભવનપતિ દેવોના ઈન્દ્ર સામાનિક, ત્રાયસ્ત્રિંશક, લોકપાલ પારિષદ્ય—અનીકાધિપતિ અને આત્મરક્ષક એ સાત આજ્ઞા ઐશ્વર્યના વિધાયક હોય છે.

પ્રજ્ઞાપનાના બીજા સ્થાનપદના ૩૮ માં સૂત્રમા "**कहि णं भंते वाणमंतराणं**" એ સૂત્રમાં કહ્યું છે કે—પોત-પોતાના સહસ્રો સામાનિક દેવોનો પોત-પોતાની અગ્રમહિષિઓનું પોત-પોતાના પારિષદ્ય દેવોનું પોત-પોતાનાં અનીક દેવોનું પોત-પોતાના અનીકાધિપતિઓનું, પોત-પોતાના આત્મરક્ષક સેનાના દેવોનુ અને બીજા ઘણા બધા વાનવ્યન્તર દેવોનું અધિપતિત્વ, પૌરપત્ય, સ્વામિત્વ, ભર્તૃત્વ મહત્તરત્વ, આજ્ઞા-ઐશ્વર્ય સેનાપતિત્વ કરતા થકા વિચરે છે.

પ્રજ્ઞાપના સૂત્રમાં આ જ સ્થાન પદના ૪૨ માં સૂત્રમાં "**कहि णं भंते जोइसियाणं**" આ સૂત્રમા કહેવામાં આવ્યું છે—તેઓ પોત-પોતાના હજારો વિમાનાવાસોનું પોત-પોતાના હજારો સામાનિક દેવોનું પોત-પોતાની સપરિવાર પટ્ટરાણીઓનુ પોત-પોતાની પરિષદોનું પોત-પોતાના અનીકોનું પોત-પોતાના અનીકાધિપતિઓનુ પોત-પોતાના હજારો આત્મરક્ષક દેવોનું તથા દેવીઓનું અધિપતિત્વ કરતાં થકાં આ પ્રમાણે વિચરે છે.

ભવનપતિ દેવોની બાબતમાં આ જ પ્રજ્ઞાપના સૂત્રના બીજા પદમાં "**कहि णं भंते भवणवासीणं**" એ ૨૮માં સૂત્રમાં કહ્યું છે—પોત-પોતાના લાખો ભવનાવાસોમા, પોત-પોતાના હજારો સામાનિક દેવોનું, પોત-પોતાના ત્રાયસ્ત્રિંશક દેવોનું પોત-પોતાના લોકપાલોનું, પોત-પોતાની પટ્ટરાણીઓનું પોત-પોતાના પારિષદ્ય દેવોનું, પોત-પોતાની સેનાઓનુ પોત-પોતાના અનીકાધિપતિઓનું પોત-પોતાના આત્મ-રક્ષક દેવોનું તથા બીજા પણ ઘણાં દેવોનું આધિપત્ય કરતાં થકા રહે છે ા૨૪ા

'**भवणवइ वाणमंतराणं पाडिएक्कं**' ઇત્યાદિ

**સૂત્રાર્થ**—ભવનપતિઓ અને વાનવ્યન્તરોની પ્રત્યેક જાતિમાં બબ્બે ઈન્દ્ર છે, જ્યોતિષ્કોમાં કુલ બે ઈન્દ્ર છે અને વૈમાનિકોમાં (એક-એક કલ્પમાં) એક એક ઇન્દ્ર છે ા૨૫ા

**તત્ત્વાર્થદીપિકા**—ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિકોમાં ઈન્દ્ર વગેરે કેટલા કેટલા પ્રકારના હોય છે એ બતાવી દેવામાં આવેલ છે હવે અસુરકુમાર આદિ દસ પ્રકારના ભવનપતિઓમાં તથા કિન્નર, કિંપુરૂષ આદિ આઠ પ્રકારના વાનવ્યન્તરોમાં પ્રત્યેક જાતિમાં બબ્બે—ઈન્દ્ર હોય છે, જ્યોતિષ્કોમાં જાતિવાચક કુલ બે ઈન્દ્ર છે અને વૈમાનિકોમાં એક-એક ઇન્દ્ર છે એ પ્રતિપાદન કરીએ છીએ

અસુરકુમાર આદિ દસ પ્રકારના ભવનવાસિઓમાં અને કિન્નર આદિ આઠ પ્રકારના વાનવ્યન્તરોમાં પ્રત્યેક જાતિમાં બે-બે ઈન્દ્ર હોય છે. ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાંચ પ્રકારના જ્યોતિષ્કોમાં માત્ર જાતિવાચક બે ઈન્દ્ર—ચન્દ્ર તથા સૂર્ય હોય છે. સૌધર્મ આદિ પ્રત્યેક વૈમાનિક દેવોમા એક-એક ઈન્દ્ર હોય છે સૌધર્મ કલ્પમાં શક્ર ઇન્દ્ર છે, ઈશાન કલ્પમાં ઈશાન ઇન્દ્ર છે; યાવત્ આનત-પ્રાણતમાં પ્રાણતર ઈન્દ્ર છે, આરણ-અચ્યુત કલ્પોમાં અચ્યુત નામક ઈન્દ્ર છે ા૨૫ા

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—ભવનપતિ વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક આ પૂર્વોક્ત ચાર પ્રકારના દેવોમાંથી કોના એક-એક ઈન્દ્ર છે અને કોના બે-બે ઈન્દ્ર છે એ પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ કે ભવનવાસી અને વાનવ્યંતરોમાં પ્રત્યેક જાતિના બે-બે ઈન્દ્ર હોય છે, જ્યોતિષ્કોમાં જાતિવાચક બે જ ઈન્દ્ર છે અને વૈમાનિકોમાં પ્રત્યેક કલ્પમાં એક-એક ઇન્દ્ર છે.

અસુરકુમાર આદિ દસ પ્રકારના ભવનવાસીઓમાં બે-બે ઇન્દ્ર છે, કિન્નર આદિ આઠ પ્રકારના વાનવ્યન્તરોમાં પણ બે-બે ઈન્દ્ર છે

અસુરકુમારોમા ચમર અને બલિ નામના બે ઇન્દ્ર છે નાગકુમારોમાં ધરણ અને ભૂતાનંદ નામક બે ઈન્દ્ર છે વિદ્યુત્કુમારોમાં હરિ અને હરિસહ સુવર્ણકુમારોમાં વેણુદેવ અને વેણુદાલી, અગ્નિકુમારોમાં અગ્નિશિખ અને અગ્નિમાણવ. વાયુકુમારોમાં વેલમ્બ અને પ્રભંજન, દ્વીપકુમારોમા પૂર્ણ અને વિશિષ્ટ, ઉદધિકુમારોમાં જલકાન્ત અને જલપ્રભ, દિક્કુમારોમાં અમિતગતિ અને અમિતવાહન નામના ઈન્દ્ર છે. સ્તનિતકુમારોમાં ઘોષ અને મહાઘોષ નામક બે ઇન્દ્ર છે.

વાનવ્યન્તરોમાં—કિન્નરોમા કિન્નર અને કિંપુરૂષ, કિંપુરૂષોમાં સત્પુરૂષ અને મહાપુરુષ મહોરગોમાં અતિકાય અને મહાકાય ગન્ધર્વોમાં ગીતરતિ અને ગીતયશ, યક્ષોમાં પૂર્ણભદ્ર અને મણિભદ્ર રાક્ષસોમાં ભીમ અને મહાભીમ ભૂતોમાં પ્રતિરૂપ અને અતિરૂપ તથા પિશાચોમાં કાળ અને મહાકાળ નામના બે ઇન્દ્ર છે.

જ્યોતિષ્કોમાં—ચન્દ્ર, સૂર્ય અને ગ્રહ આદિમાં ચન્દ્ર અને સૂર્ય નામના બે ઇન્દ્ર છે અને સૂર્ય ઘણા જ છે આથી જાતિવાચક બે ઈન્દ્ર છે

કલ્પોપપન્નક વૈમાનિકોમા પ્રત્યેક કલ્પમાં એક-એક ઈન્દ્ર છે. સૌધર્મ શક્ર, ઐશાનમાં ઈશાન સનત્કુમારમાં સનત્કુમાર, માહેન્દ્રમાં માહેન્દ્ર, બ્રહ્મલોકમાં 'બ્રહ્મ' લાન્તકમાં લાન્તક, મહાશુક્રમાં મહાશુક્ર, સહસ્રારમા સહસ્રાર આનત—પ્રાણુત નામક બંને કલ્પોમાં એક પ્રાણુત આરણ અને અચ્યુત કલ્પોમાં એક અચ્યુત નામક ઈન્દ્ર છે.

અચ્યુતકલ્પથી આગળ નવ ગ્રૈવેયકોમા અને પાંચ અનુત્તર-વિમાનોમાં ઈન્દ્ર આદિના ભેદ નથી, તેઓ કલ્પાતીત છે. ત્યાંના બધા દેવ સ્વતંત્ર હોવાથી અહમિંદ્ર છે અને પ્રાયઃગમન-આગમનથી રહિત છે. આમતેમ આવાગમન કરતાં નથી.

સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનના ત્રીજા ઉદ્દેશકમા કહ્યું છે—

બે અસુરકુમારેન્દ્ર કહેવામાં આવ્યા છે ચમર અને બલિ. બે નાગકુમાર કહેવાયા છે. ધરણ અને ભૂતાનન્દ બે સુવર્ણકુમારેન્દ્ર કહેવામાં આવ્યા છે—વેણુદેવ અને વેણુદાલી બે વિદ્યુત્કુમારેન્દ્ર કહેવામાં આવ્યા છે—હરિ અને હરિસહ બે અગ્નિકુમારેન્દ્ર કહેવામા આવ્યા છે. અગ્નિશિખ અને અગ્નિમાણવ. બે દ્વીપકુમારેન્દ્ર પૂર્ણ અને વિશિષ્ટ. બે ઉદધિકુમારો છે—જલકાન્ત અને જલપ્રભ બે દિશાકુમારેન્દ્ર અમિતગતિ અને અમિતવાહન. વાયુકુમારોના બે ઇન્દ્ર કહેવામાં આવ્યા છે—વેલમ્બ અને પ્રભંજન સ્તનિતકુમારોના બે ઇન્દ્ર કહેવામાં આવ્યા છે. ઘોષ તથા મહાઘોષ વાનવ્યંતરોમા પિશાચોના બે ઈન્દ્ર છે કાળ અને મહાકાળ; ભૂતોના બે ઈન્દ્ર છે સુરૂપ અને પ્રતિરૂપ, યક્ષોના બે ઇન્દ્ર છે. પૂર્ણભદ્ર અને માણિભદ્ર, રાક્ષસોના બે ઈન્દ્ર છે ભીમ અને મહાભીમ; કિન્નરોના બે ઈન્દ્ર છે. કિન્નર અને કિંપુરૂષ, કિંપુરૂષોના બે ઈન્દ્ર છે સત્પુરૂષ અને મહાપુરૂષ, મહોરગોના બે ઈન્દ્ર છે. ગીતરતિ અને ગીતયશ. ॥૨૫॥

**'ईसाणंता देवा कायपरियाणा'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—ઈશાનકલ્પ સુધીના દેવ કાયાથી પરિચારણા કરે છે, અચ્યુતકલ્પ સુધીના દેવ સ્પર્શ, રૂપ, શબ્દ અને મનથી પરિચારણા કરે છે, કલ્પાતીત દેવ પરિચારણા રહિત હોય છે. ॥ ૨૬ ॥

**તત્ત્વાર્થદીપિકા** પૂર્વસૂત્રમાં ભવનપતિથી લઈને સર્વાર્થસિદ્ધ પર્યન્તના દેવોમા યથા યોગ્ય ઈન્દ્રોની પ્રરૂપણા કરવામાં આવી છે. હવે દેવોમાં વિષયસુખને ભોગવવાનો પ્રકાર બતાવીએ છીએ—

અસુરકુમાર આદિ દસ ભવનપતિ, કિન્નર આદિ આઠ વાનવ્યંતર, ચન્દ્ર–સૂર્ય વગેરે પાંચ જ્યોતિષ્ક તથા સૌધર્મ અને ઇશાન દેવલોકના દેવો કાયાથી મનુષ્યોની માફક પ્રવિચાર અર્થાત્ મૈથુનસેવન કરે છે. સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત પર્યન્ત દસ દેવલોકોનાં વૈમાનિકો સ્પર્શ, રૂપ, શબ્દ અને મનથી મૈથુન સેવે છે—અર્થાત્ સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પના દેવ–દેવાંગનાઓનાં સ્પર્શમાત્રથી વિષયભોગના સુખનો અનુભવ કરીને પરમ પ્રીતી પ્રાપ્ત કરે છે એવી જ રીતે આ બંને કલ્પોમાં આવનારી દેવીઓ દેવોના સ્પર્શથી જ વિષય–સુખનો અનુભવ કરે છે. બ્રહ્મલોક અને લાન્તક કલ્પના દેવ દેવાંગનાઓના શૃંગાર–પરિપૂર્ણ વિલાસને, મનોજ્ઞ વેષભૂષાને તથા રૂપને નિરખવા માત્રથી રતિજન્ય સુખની અનુભૂતિ કરે છે મહાશુક્ર અને સહસ્રાર કલ્પમાં સ્થિત દેવ–દેવિઓના મનોહર તથા મધુર સંગીત, મૃદુ મંદ મુસ્કરાહટથી યુક્ત આભૂષણોનો અવાજ તથા વાણિનોઆલાપ સાંભળીને જ કામની તૃપ્તિ પ્રાપ્ત કરી લે છે.

આનત, પ્રાણત, આરણ અને અચ્યુત કલ્પોના દેવ પોત–પોતાની દેવિઓના મનના સંકલ્પ માત્રથી જ કામભોગ–સંબંધી પરમ સુખનો અનુભવ કરે છે.

નવ ગ્રૈવેયકો તથા પાંચ અનુત્તર વિમોનાના કલ્પાતીત દેવ મૈથુન રહિત હોય છે અર્થાત્ તેઓ મનથી પણ મૈથુન સેવન કરતાં નથી.

તે કલ્પાતીત દેવોને કલ્પોપપન્નક દેવોની અપેક્ષાએ પણ પરમોત્કૃષ્ટ હર્ષ રૂપ સુખ પ્રાપ્ત રહે છે જે વિષયજનિત સુખથી પણ ઉત્તમકોટિનુ અને વિલક્ષણ હોય છે. તેમનું વેદમોહનીય એટલા ઉપશાન્ત રહે છે કે તેમનામાં કામવાસના ઉત્પન્ન જ થતી નથી અને જ્યારે કામવાસના જ ઉત્પન્ન થતી નથી તો કામવેદનાનો પ્રતિકાર કરવા માટે મૈથુનનો વિચાર પણ કઈ રીતે ઉદ્ભવી શકે ? એ અહમિન્દ્ર દેવોને સદા સંતોષમય સુખ જ થતું રહે છે ॥ ૨૬ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલાં ભવનપતિઓથી લઈને સર્વાર્થસિદ્ધ સુધીના ચાર પ્રકારના દેવોના યથાયોગ્ય ઈન્દ્ર આદિનો વિચાર કરવામાં આવ્યો છે. હવે એ પ્રતિપાદન કરીએ છીએ કે બધાં દેવ ત્રણ પ્રકારના હોય છે. કોઈ–કોઈ દેવિઓવાળા અને મૈથુનસેવનારા કોઈ અદેવિક અને મૈથુનસેવનારા અને કોઈ–કોઇ અદેવિક અને અપ્રવીચાર—(મૈથુન ન સેવનારા). આ ત્રણ પ્રકારના દેવોની ક્રમશઃ પ્રરૂપણા કરીએ છીએ—

અસુરકુમાર આદિ દસ ભવનપતિઓથી લઈને ઈશાન સુધીના પચ્ચીસ પ્રકારના દેવો કાયાની પ્રવીચાર કરે છે અર્થાત્ શરીરથી મૈથુનક્રિયા કરે છે. તેઓ સંક્લિષ્ટ કર્મોવાળા હોય છે આથી મનુષ્યની જેમ મૈથુનસુખનો અનુભવ કરતા થકા, તીવ્ર આશયવાળા થઈને શારીરિક સંક્લેષથી ઉત્પન્ન સ્પર્શસુખને પ્રાપ્ત કરીને પ્રીતિ પ્રાપ્ત કરે છે. આજ ભવનવાસિઓ, વાનવ્યતરો જ્યોતિષ્કો અને સૌધર્મ તથા ઇશાન કલ્પમા જ દેવિઓ ઉત્પન્ન થાય છે. બીજા કલ્પથી ઉપર દેવિઓ ઉત્પન્ન થતી નથી આથી આ દેવલોકોને સદેવિક અને સપ્રવીચાર કહે છે.

સનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ, અચ્યુત—આ દસ કલ્પોપપન્ન વૈમાનિક દેવ સ્પર્શ, રૂપ, શબ્દ અને મનથી પ્રવીચાર અર્થાત્ મૈથુનસેવન કરે છે.

સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પમાં દેવિઓ પોતાના દેવોને–મૈથુન–સુખના અભિલાષી જાણીને તથા પોતાના તરફ આદર ઉત્પન્ન થયો સમજીને વગર બોલાવ્યે જ સ્વયં ઉપસ્થિત થઇ જાય છે.

બ્રહ્મલોક અને લાન્તક કલ્પમાં દેવિઓ જ્યારે પોતાના દેવોને મૈથુનસુખના ઇચ્છુક જાણે છે ત્યારે તેઓ જાતે હાજર થઇને પોતાના દિવ્ય સર્વાંગસુન્દર હાવ-ભાવ-વિલાસ-ઉલ્લાસથી પૂર્ણ પરમ મનોહર વેષ–પરિધાન તથા સૌન્દર્યને પ્રદર્શિત કરે છે. તેને જોઇને દેવોની કામ-પિપાસા શાન્ત થઈ જાય છે તેમજ તેઓ ઘણા પ્રેમનો અનુભવ માણે છે.

મહાશુક્ર અને સહસ્રાર કલ્પના દેવોને જ્યારે કામવાસના ઉત્પન્ન થાય છે તો તેમની નિયોગિની દેવિઓ આ જાણીને કાનોને સુખ પહોંચાડનાર એવા મનોહર સંગીતનુ ગાન કરે છે. સંગીતશબ્દ તથા તેમના નુપૂર–મંજરી વગેરે અલંકરોના શબ્દોને સાંભળીને અને મધુર હાસ્ય–ઉલ્લાસથી પરિપૂર્ણ વચનોને સાંભળીને તે દેવ તૃપ્ત થઇ જાય છે. અને તેમની કામેચ્છા શાંત થઇ જાય છે.

આનત, પ્રાણત, આરણ અને અચ્યુત કલ્પોમાં સ્થિત દેવ કામભોગના અભિલાષી થઇને પોતાની દેવિઓનો સંકલ્પ–ચિન્તન કરે છે. દેવિઓના સંકલ્પ કરવા માત્રથી જ તેઓ પરમ પ્રીતિ પ્રાપ્ત કરી લે છે અને કામતૃપ્તિનો અનુભવ કરે છે. આ દેવ અદેવિક અને સપ્રવીચાર કહેવાય છે.

આનાથી ઉપર—ગ્રૈવેયકો અને અનુત્તર વિમાનોના દેવ કામભોગની ઇચ્છાથી પર હોય છે. તેમના ચિત્તમાં દેવિઓનો સંકલ્પ પણ ઉદ્ભવતો નથી તો પછી કામ વગેરેથી પ્રવીચાર કરવાનો તો પ્રશ્ન જ ક્યાં રહે છે ? વેદમોહનીયનું ઉપશમન થઈ જવાથી તેઓ એટલા તો સુખીયા હોય છે કે કામસેવનની ઇચ્છા જ તેમના મનમાં ઉઠતી નથી.

રૂપ, રસ, સ્પર્શાદિ પાંચ પ્રકારના વિષયનું સેવન કરવાથી જે સુખ ઉત્પન્ન થાય છે તેની અપેક્ષા તેમને અસંખ્યગણા સુખનો અનુભવ થાય છે તે પરમસુખમાં તેઓ સંતુષ્ટ રહે છે આ રીતે તે કલ્પાતીત દેવ આત્મસમાધિજનિત સુખનો ઉપભોગ કરતા રહે છે તેમને જે સુખાનુભવ થાય છે તે આ સંસારમાં અન્યત્ર અત્યન્ત દુર્લભ છે આ કારણથી તેઓ ઇન્દ્રિય-જનિત સ્પર્શ શબ્દ આદિ વિષયોના સુખની અપેક્ષા કરતા નથી અને હમેશા તૃપ્ત રહે છે.

પ્રજ્ઞાપના સૂત્રના ૩૪મા પદમાં પ્રવીચારણાના વિષયમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! પ્રવીચારણા (કામસેવન) કેટલા પ્રકારની કહેવામાં આવી છે ?

ઉત્તર—ગૌતમ ! પાંચ પ્રકારની કહેવામાં આવી છે—કાયપરિચારણા, સ્પર્શપરિચારણા, રૂપપરિચારણા, શબ્દપરિચારણા અને મન પરિચારણા. "ભવનવાસિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક સૌધર્મ તથા ઈશાન કલ્પમાં દેવ કાયાથી પરિચારણા કરે છે; સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પોનાં દેવ સ્પર્શથી પરિચારણા કરે છે, બ્રહ્મલોક અને લાન્તક કલ્પોમાં રૂપથી પરિચારણા થાય છે,

મહાશુક્ર અને સહસ્રાર કલ્પોમાં દેવ શબ્દથી પરિચારણા કરે છે, આનત, પ્રાણુત, આરણ અને અચ્યુત કલ્પોમા દેવ મનથી પરિચારણા કરે છે, ગ્રૈવેયક અને અનુત્તરૌપપાતિક દેવ પરિચારણા રહિત હોય છે"—

કલ્પોપપન્ન અને કલ્પાતીત દેવોના પ્રવીચારના વિષયમાં કહ્યું છે કે—

બે દેવલોકોમાં કાયાથી, બેમાં સ્પર્શથી, બેમાં રૂપથી અને બેમાં શબ્દથી અને ચારમાં મનના સંકલ્પથી પ્રવીચાર થાય છે બાકીનાં દેવ પરિચારણા રહિત હોય છે ॥ ૧ ॥

દેવોના શરીર સાત ધાતુઓથી રહિત હોય છે આથી તેમનું વીર્ય સ્ખલિત થતું નથી જ્યારે વેદની ઉદીરણા હઠી જાય છે ત્યારે તેમને સંકલ્પ–સુખ ઉત્પન્ન થાય છે ॥ ૨૬ ॥

**'जोइसिआ मेरुपयाहिणा'** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—જ્યોતિષ્ક દેવ મેરૂ પર્વતની પ્રદક્ષિણા કરે છે, દિવસ રાત્રી વગેરે કાળના વિભાગના કારણ છે, મનુષ્યક્ષેત્રમાં અર્થાત્ અઢી દ્વીપમાં નિરન્તર ગમન કરે છે અને મનુષ્યથી બહાર સ્થિત છે. ॥ ૨૭ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પ્રથમ બતાવી દેવામાં આવ્યું છે કે ભવનવાસિઓથી લઇને સર્વાર્થસિદ્ધ સુધીના દેવ કાયાથી સ્પર્શથી રૂપથી શબ્દથી અને મનથી મૈથુન સેવે છે અને કોઈ–કોઈ દેવ પ્રવીચાર રહિત પણ હોય છે હવે જ્યોતિષ્ક દેવોની ગતિ તેમજ કાળ વિભાજનકત્વ વગેરેની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાંચ પ્રકારના જ્યોતિષ્ક મેરૂ પર્વતની પરિક્રમા કરે છે આ જ કાળના વિભાજનના કારણો છે અર્થાત્ તેમની ગતિના કારણે જ સમય, આવલિકા આદિ કાળના ભેદ થાય છે તેઓ નિત્ય અર્થાત્ અનવરત ગતિશીલ રહે છે—એક ક્ષણ માટે પણ તેમની ગતિને કોઈ રોકી શકતું નથી–પરન્તુ મનુષ્ય ક્ષેત્રથી બહાર અર્થાત્ માનુષોત્તર પર્વતથી આગળ તેઓ ભ્રમણ કરતાં નથી—સ્થિર રહે છે ॥ ૨૭ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમા ભવનપતિઓથી લઇને સર્વાર્થસિદ્ધ પર્યન્તના દેવોના વિષયભોગ વગેરેનું યથાયોગ્ય વિવેચન કરવામાં આવ્યું છે હવે જ્યોતિષ્ક દેવોની ગતિ આદિના વિષયમાં કહીએ છીએ—

ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાંચ પ્રકારના જ્યોતિષ્ક દેવ મનુષ્ય–ક્ષેત્રમાં અર્થાત્ માનુષોત્તર પર્વત પર્યન્તના પીસ્તાળીશ લાખ યોજન લંબાઈ, પહોળાઈવાળા અઢી દ્વીપોમાં મેરૂ પર્વતની પ્રદક્ષિણ કરતા થકા નિરન્તર ગતિ કરતા રહે છે. આ જ જ્યોતિષ્ક દેવો કાળના વિભાગના કારણ છે અર્થાત્ સમય આવલિકા, શ્વાસોચ્છવાસ, સ્તોક લવ અને મુહૂર્ત્ત આદિ કાળના ભેદોના કારણ હોય છે ચન્દ્ર, સૂર્ય આદિના સંચારથી જ ઘડી, પળ, ક્ષણ, પ્રહર, દિવસ, રાત, પક્ષ માસ, અયન, વર્ષ, કલ્પ વગેરેનો વ્યવહાર થાય છે અન્યથા વ્યવહાર થઈ શકતો નથી. આ રીતે ચન્દ્ર, સૂર્ય આદિ જ્યોતિષ્ક દેવ કાળવિભાગના કારણરૂપ છે.

એટલું ચોક્કસ છે કે આ જ્યોતિષ્કદેવ મનુષ્ય–ક્ષેત્રથી બહાર સંચાર કરતા નથી પરન્તુ સ્થિર રહે છે.

આ પ્રકારે જમ્બૂદ્વીપમાં ધાતકીખન્ડ દ્વીપમાં તથા અર્ધા પુષ્કરદ્વીપમાં, એમ અઢી દ્વીપ પરિમિત મનુષ્ય–ક્ષેત્રમાં, માનુષોત્તર પર્વતની અંદર–અંદરના વિસ્તારમાં જ ચન્દ્ર સૂર્ય વગેરે ચાલે છે તેનાથી આગળ ભ્રમણ કરતા નથી–અવસ્થિત રહે છે.

ધ્રુવ નામનો તારો અવિચળ છે. તે મેરૂની પ્રદક્ષિણા કરતો થકો સંચાર કરતો નથી પરન્તુ તેના સિવાયના બીજા બધાં તારા અને ચન્દ્ર સૂર્ય આદિ મેરૂની પરિક્રમા કરતા થકા જ સંચાર કરે છે, તેમને જ કેન્દ્રમાં રાખીને ગતિની પ્રરૂપણા કરી છે.

અથવા—ચન્દ્ર સૂર્ય આદિ કોઈ–કોઈ જ્યોતિષ્ક મેરૂની પ્રદક્ષિણા કરતા થકાં નિરન્તર ગતિશીલ છે તથા કોઈ–કોઈ ધ્રુવતારા વગેરે જ્યોતિષ્ક મેરૂની પ્રદક્ષિણા ન કરતા થકા જ નિત્ય ગતિશીલ છે કારણ કે તે પણ પોતાની પરિધિમાં સંચાર કરતા રહે છે.

જમ્બૂદ્વીપમાં બે સૂર્ય છે, લવણસમુદ્રમાં ચાર સૂર્ય છે, ધાતકીખંડ દ્વીપમાં બાર સૂર્ય છે અને કાલોદધિ સમુદ્રમાં બેતાળીસ, સૂર્ય છે. અર્ધપુષ્કર દ્વીપમાં બોંતેર સૂર્ય છે આમ બધાં મળીને મનુષ્યલોકમાં ૧૩૨ સૂર્ય છે મનુષ્યલોકમાં ચન્દ્રમાઓની પણ એટલી જ સંખ્યા છે. ભસ્મરાશિ આદિ ગ્રહ ૮૮ છે નક્ષત્ર ૨૮ છે. એક એક ચન્દ્રમાના–પરિવાર રૂપ તારા (૬૬૯૭૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦) છાસઠ હજાર નવસો પંચોતેર કોડાકોડી છે.

સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા આ બધાં જ્યોતિષ્ક તિર્છાલોકમાં જ રહેલાં છે. સૂર્ય પોતાના તાપથી પ્રકાશિત થતો તેમજ મેરૂની પ્રદક્ષિણા કરતો થકો સંચાર કરે છે. પ્રત્યેક સૂર્યનું તાપક્ષેત્ર અન્દરની બાજુ સંકોચાયેલું અને બહારની તરફ વિશાળ કલંબુ નામના ફુલના આકારનું હોય છે. જમ્બૂદ્વીપમાં સૂર્યનું વધુમાં વધુ તાપક્ષેત્ર પરિમાણ સુડતાળીશ હજાર બસો તેંસઠ યોજન—અને યોજનનો એકવીસ સાઇઠાશ ભાગ (૪૭૨૬૩$\frac{૨૧}{૬૦}$) હોય છે.

સૂર્યના એકસોચોરાશી મંડળ છે. સૂર્યનો સર્વ ઉત્તરમા અને સર્વ દક્ષિણમા ઉદય થવાથી પાંચસોદશ (૫૧૦) યોજનનું અંતર થાય છે. આ અંતર એકસો એંશી (૧૮૦) યોજન જમ્બૂદ્વીપમા અને ૩૩૦ યોજન લવણસમુદ્રમાં દેખી શકાય છે.

ચન્દ્રમાના મંડળ પંદર (૧૫) છે જમ્બૂદ્વીપમાં સૂર્ય અને ચન્દ્ર જ્યારે સૌથી અંદરના મંડળમાં હોય છે ત્યારે તેમનામા નવ્વાણુ હજાર છસો ચાળીશ (૯૯,૬૪૦) યોજનનું અંતર હોય છે સૂર્યના મંડળની લંબાઈ–પહોળાઈ એક યોજનના એકસઠ ભાગમાંથી અડતાળીશ ભાગ છે. ($\frac{૪૮}{૬૧}$) મનુષ્યલોકની બહારના સૂર્યના વિમાન–મંડળનો વિસ્તાર ચોવીસ યોજન અને એકસઠ ભાગ ($\frac{૨૪}{૬૧}$) છે મનુષ્યલોકની બહાર સૂર્યના વિમાન મંડળનો વિસ્તાર બાર યોજન અને એક યોજનનો એકસઠ ભાગ (૧૨$\frac{૧}{૬૧}$) છે.

ચન્દ્રમાના વિમાનમંડળનો વિસ્તાર $\frac{૫૬}{૬૧}$ છપ્પન્ન એકસાઠાંશ ભાગ છે. ગ્રહોના વિમાન-મંડળનો વિસ્તાર અર્ધા યોજનનો છે. નક્ષત્રોના વિમાનમંડળનો વિસ્તાર એક ગાઉનો હોય છે. સૌથી મોટા તારાના વિમાનમંડળનો વિસ્તાર અર્ધા ગાઉનો છે અને સહુથી નાના તારાના વિમાનમંડળનો વિસ્તાર પાંચસો ધનુષ્ય છે.

પરંતુ મનુષ્ય ક્ષેત્રથી બહાર અર્થાત્ માનુષોત્તર પર્વતના બ્રહદ્ દેશમાં જે સૂર્ય વગેરે જ્યોતિષ્ક છે તેઓ અવસ્થિત હોય છે, ભ્રમણ કરતાં નથી. તેમના વિમાનપ્રદેશ પણ અવસ્થિત

છે અને તેમની લેશ્યા–પ્રકાશ પણ અવસ્થિત જ છે જેવી રીતે મનુષ્યલોકમાં ગ્રહણ વગેરે થાય છે. એવું ત્યાં થતુ નથી. ત્યાં કદી પણ તેમનામા મલિનતા આવતી નથી. ત્યાં ગ્રહણ(ગ્રાસ)નું કોઈ કારણ જ નથી. ત્યાં સૂર્ય અને ચન્દ્રના સુખદાયી શીતોષ્ણ કિરણો હોય છે. ત્યાં ચન્દ્રમાં ન તો અત્યન્ત શીતલ છે. અથવા સૂર્ય ન અતિ ઉષ્ણ છે.

ત્યાં બધાં ચન્દ્રમાં અભિજિત્ નક્ષત્રના યોગથી જોડાયેલા હોય છે અને સૂર્ય પુષ્ય નક્ષત્રનો યોગથી યુક્ત હોય છે અને તેઓ કયારેય પણ રોકાતાં નથી. ॥૧॥

ચન્દ્ર, સૂર્ય અને ગ્રહ વગેરે પાંચે પ્રકારનાં જ્યોતિષ્ક દેવ મનુષ્યલોકની અંદર સંચારશીલ હોય છે નિરન્તર ગતિ કરતાં રહે છે. ॥૨॥

મનુષ્ય ક્ષેત્રની બહાર જે ચન્દ્ર, સૂર્ય, ગ્રહ; તાગ અને નક્ષત્ર છે તેમાં ગતિ થતી નથી, તેઓ સંક્રમણ નહીં કરતા અવસ્થિત જ રહે છે ॥૩॥

ભગવતી સૂત્રના શતક ૧૨, ઉદ્દેશક ૬ મા પણ આ જ કહે છે—

પ્રશ્ન—ભગવન્ ! કયા કારણથી એવું કહેવામાં આવે છે કે સૂર્ય આદિત્ય સૂર્ય છે?

ઉત્તરઃ—ગૌતમ ! સમય આવલિકા—ઉત્સર્પિણી અવસર્પિણી આદિનું વિભાજન સૂર્ય વડે જ થાય છે એ કારણે સૂર્યને આદિત્ય એ પ્રમાણે કહેવાય છે.

આગળ પણ વ્યાખ્યાપ્રજ્ઞપ્તિના અગીયારમાં શતકના બારમાં ઉદ્દેશકમાં કહ્યું છે.

પ્રમાણકાળના કેટલા ભેદ છે ?

જવાબ—પ્રમાણકાળ બે પ્રકારના કહેવામાં આવ્યા છે—દિવસ પ્રમાણકાળ અને રાત્રિપ્રમાણકાળ વગેરે.

એ તો અગાઉ જ કહેવાઈ ગયું છે કે જમ્બૂદ્વીપની ઉપર બે સૂર્ય છે, છપ્પન્ન નક્ષત્ર છે, એકસો છોંત્તેર ગ્રહ છે લવણસમુદ્રની ઉપર ચાર દિનમણિઓ છે, એકસો બાર નક્ષત્ર છે, ત્રણસો બાવન ગ્રહ છે, ધાતકીખંડ દ્વીપની ઉપર બાર સૂર્ય ત્રણસો છત્રીસ નક્ષત્ર અને છપ્પન ગ્રહો છે. કાલોદધિ, સમુદ્રની ઉપર બેંતાળીશ સૂર્ય એક હજાર એકસો છોંતેર નક્ષત્ર અને ત્રણ હજાર છસો છન્નું ગ્રહ છે

પુષ્કરાર્ધ દ્વીપમાં બોંતેર સૂર્ય છે, બે હજાર સોળ નક્ષત્ર છે અને ત્રણ હજાર ત્રણસો છત્રીશ ગ્રહ છે જે જગ્યાએ જેટલા સૂર્ય છે તે જગ્યાએ તેટલી જ સંખ્યામાં ચંદ્રમા પણ સમજી લેવા અને તેના આગળ સ્વયં યથાવત સમજવું. ॥૨૭॥

**'देवाणं उत्तरमुत्तर आउप्पभावसुहज्जुई'** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—દેવોમાં ઉત્તરોત્તર આયુ, પ્રભાવ, સુખ દ્યુતિ લેશ્યાવિશુદ્ધિ ઈન્દ્રિયોના વિષય અને અવધિના વિષયો અધિક છે. પરન્તુ ગતિ, શરીર, પરિગ્રહ અને અભિમાન ઓછા છે. ૨૮

**તત્ત્વાર્થદીપિકા**—અગાઉ ચારેય નિકાયોના દેવોના પ્રવીચારનો તથા ઈન્દ્ર વગેરેના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે ભવનવાસિઓથી લઈને સર્વાર્થસિદ્ધ સુધીના દેવોના આયુષ્ય, પ્રભાવ, સુખ, કાન્તિ, લેશ્યાવિશુદ્ધિ વગેરેના વિષયમા અધિકતા અને ન્યૂનતાનું પ્રરૂપણ કરવા માટે કહીએ છીએ—

વાનવ્યન્તરોની અપેક્ષા જ્યોતિષ્કના, જ્યોતિષ્કની અપેક્ષા ભવનપતિના, ભવનપતિની અપેક્ષા વૈમાનિક આદિના આયુ પ્રભાવ અનુભાવ સુખ, દ્યુતિ, લેશ્યાવિશુદ્ધિ યથા 'યોગ્ય શુદ્ધિ' ઈન્દ્રિયોના 'વિષય અને અવધિ જ્ઞાનના' વિષય અધિક-અધિક છે પરન્તુ ઉપરના દેવોમાં ગતિ અર્થાત્ દેશાન્તરમાં ગમન શરીર પ્રમાણુ અર્થાત્ ઉંચાઈ પરિગ્રહ મૂર્ચ્છા અને અભિમાન અહંકાર આ બધાં ઉત્તરોત્તર અલ્પ હોય છે. ।।૨૮।।

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પ્રથમ ભવનપતિઓથી લઇને સર્વાર્થસિદ્ધ પર્યન્ત બધાં દેવોના યથા યોગ્ય વિષયભોગ, ઉપભોગ, તથા ઇન્દ્ર આદિના સ્વરૂપનું પ્રરૂપણ કરવામાં આવ્યું હવે એ નિરૂપણ કરીએ છીએ કે પૂર્વે કહેલાં બધાં દેવોમાં પહેલાવાળાની અપેક્ષા પછીના દેવોમાં આયુ, પ્રભાવ, સુખ, લેશ્યાવિશુદ્ધિ ઈન્દ્રિય વિષય અને અવધિજ્ઞાનના વિષય અધિક-અધિક હોય છે પરંતુ ગતિ, શરીરપ્રમાણુ પરિગ્રહ અને અભિમાન ઓછા હોય છે—

અસુરકુમાર આદિ ભવનપતિ, કિન્નર આદિ વાનવ્યન્તર, ચન્દ્ર સૂર્ય આદિ જ્યોતિષ્ક અને સૌધર્મ-ઈશાનથી લઈને સર્વાર્થસિદ્ધ સુધીના વૈમાનિક દેવોમાં પૂર્વ-પૂર્વ દેવોની અપેક્ષા ઉત્તરોત્તર અર્થાત્ પછી-પછીના દેવોમા આયુ અર્થાત્ સ્થિતિ, પ્રભાવ અર્થાત્ અનુભાવ, સુખ, દ્યુતિ અર્થાત્ કાન્તિ, લેશ્યાવિશુદ્ધિ અર્થાત્ કાળી, નીલી, કાપોત, પીળી, પદ્મ અને શુક્લ લેશ્યાઓની શુદ્ધિ ઇન્દ્રિયોના વિષય અને અવધિજ્ઞાનના વિષય અધિક-અધિક હોય છે. આ રીતે પહેલા-પહેલાં દેવોની સરખામણીએ પછી-પછીના દેવ આયુમાં અધિક છે.

નિગ્રહ કરવો—અનુગ્રહ કરવો, વિક્રિયા કરવી તથા પરાભિયોગ કરવો, આ બધાં પ્રભાવ' કહેવાય છે. પૂર્વ-પૂર્વના દેવોની અપેક્ષા ઉત્તરોત્તર દેવોમાં પ્રભાવ વધારે હોય છે. આવી જ રીતે સુખ, કાન્તિ, લેશ્યાની વિશુદ્ધતા ઇન્દ્રિયો દ્વારા પોત-પોતાના વિષયોને ગ્રહણ કરવાની શક્તિ અને અવધિજ્ઞાન એ બધાં પણ પહેલા-પહેલાના દેવોની અપેક્ષા પછી-પછીના દેવોમાં વિશેષ હોય છે તાત્પર્ય એ છે કે પૂર્વવર્ત્તી દેવ પોતાની ઇન્દ્રિયો વડે જેટલી દૂરની વસ્તુઓનું ગ્રહણ કરે છે, ઉત્તરોત્તર દેવ તેમની અપેક્ષા અધિક દૂરના પદાર્થો-વિષયોને જાણે છે આનું કારણ એ છ કે ઉત્તરોત્તર દેવ ઉત્કૃષ્ટ ગુણોવાળા અલ્પતર સંક્લેશવાળા હોય છે.

અવધિજ્ઞાન પણ પૂર્વ-પૂર્વ દેવોની અપેક્ષા ઉત્તરોત્તર દેવોમાં વિશેષ જોવા મળે છે. દા.ત. સૌધર્મ અને ઈશાન કલ્પના દેવો અવધિજ્ઞાન દ્વારા નીચે રત્નપ્રભાના ચરમાન્ત—છેવટના ભાગ સુધી જોઈ—જાણી શકે છે. તિર્છી દિશામાં અસંખ્યાત દ્વીપ સમુદ્રો પર્યન્ત જાણે-જુએ છે અને ઉપર પોત-પોતાના વિમાનો સુધી અર્થાત્ વિમાનોની ધજા સુધી જાણે દેખે છે. સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પના દેવ નીચે શર્કરાપ્રભા પૃથ્વીના અન્તિમ ભાગ સુધી જુએ જાણે છે, તિર્છી દિશામાં અસંખ્યાતદ્વીપ સમુદ્રોને જાણે જુવે અને ઉપર ઉપર પોત-પોતાના વિમાનોની ધ્વજા સુધી જાણે-જુવે છે.

આ રીતે અવધિજ્ઞાનના ક્ષેત્ર પછી-પછીના દેવોના અધિક-અધિક હોય છે.

વિજય, વૈજયન્ત આદિ પાંચ અનુત્તર વિમાનોના દેવ પોતાના અવધિજ્ઞાન દ્વારા એક દેશ તે લોકને જાણે—જુવે છે પરંતુ દેશાન્તરમાં ગમન રૂપ ગતિ શરીરની લંબાઈ પરિગ્રહ અને

અભિમાન એ બધાં પૂર્વ-પૂર્વ દેવોની અપેક્ષા ઉત્તરોત્તર દેવોના ઓછા હોય છે જેવી રીતે બે સાગરની જઘન્ય સ્થિતિવાળા દેવ નીચે સાતમી પૃથ્વી સુધી જાય છે અને તિર્છી દિશામાં અસંખ્યાત દ્વીપ સમુદ્રો સુધી જઈ શકે છે. અસુરકુમાર દેવ ત્રીજી પૃથ્વી સુધી જાય છે આ દેવ તેમના પૂર્વભવના સાથી-મિત્રને શાતા ઉપજાવવા માટે અને પૂર્વભવના વૈરીને વંદના પહોંચાડવા આશયથી ત્યાં જાય છે. (ભગ૦ શ૦ ૩ ઉ૦૨ સૂ૦ ૧) તેનાથી આગળ ભૂતકાળમાં ક્યારેય પણ ગયા નથી. વર્તમાનકાળમાં ક્યારેય પણ જતાં નથી અને ભવિષ્યમા ક્યારેય પણ જશે નહીં. ઉપર દેવોમાં મહાનુભાવતા અધિક હોય છે અને માધ્યસ્થ-ભાવ પણ અધિક હોય છે આમ—તેમ જવામાં તેમને રુચિ થતી નથી.

અસુરકુમારોથી લઈને સૌધર્મ-ઈશાન કલ્પ સુધીના દેવોના શરીર સાત હાથ ઉંચા હોય છે એથી આગળના બે-બે કલ્પોમા સહસ્રાર કલ્ય પર્યન્ત, એક-એકની ઉંચાઈ ઓછી થતી જાય છે. સનત્કુમાર અને માહેન્દ્ર કલ્પમા દેવોની ઉંચાઇ છ હાથની હોય છે બ્રહ્મ અને લાન્તક કલ્પમાં દેવોની ઉંચાઈ પાચ હાથની હોય છે. મહાશુક્ર અને સહસ્રાર કલ્પમા દેવોની ઉંચાઈ ચાર હાથની હોય છે.

આનત, પ્રાણુત, આરણ અને અચ્યુત કલ્પોમાં દેવોના શરીર ત્રણ હાથ ઉંચા હોય છે. ગ્રૈવેયક વિમાનોના દેવોના શરીરની ઉંચાઈ બે હાથની છે. પાંચ અનુત્તરોપપાતિક દેવોમાં વિજયાદિ ચાર વિમાનોના દેવોના શરીર એક હાથના હોય છે અને સર્વાર્થસિદ્ધ દેવોના શરીર થોડા ઓછા-એક હાથના જ હોય છે.

હવે વૈમાનિકોના વિમાનોની સંખ્યા બતાવીએ છીએ—

સૌધર્મ દેવલોકમા બત્રીસ લાખ વિમાન છે. ઈશાન દેવલોકમાં અઠયાવીસ લાખ, સનત્કુમારમાં બાર લાખ, માહેન્દ્રમાં આઠ લાખ, બ્રહ્મલોકમા ચાર લાખ, લાન્તકમા પચાસ હજાર, મહાશુક્રમાં ચાળીસ હજાર, સહસ્રારમાં છ હજાર તથા આનત પ્રાણુત આરણ અને અચ્યુત કલ્પોમા સાતસો વિમાન છે તે પૈકી આનત પ્રાણુત, બે દેવલોકોમા ચારસો વિમાન છે અને આરણ અચ્યુત આ બે દેવલોકમાં ત્રણસો વિમાન છે એમ સાતસો વિમાન છે. ગ્રૈવેયક ત્રિકમાં ક્રમશઃ એકસો અગીયાર, એકસો સાત અને એકસો વિમાન હોય છે. પાચ અનુત્તરોમા પાંચ જ વિમાન છે.

એવી જ રીતે સ્થાન, પરિવાર શક્તિ, વિષય સમ્પત્તિ અને સ્થિતિ આદિનું અભિમાન પછી પછીના દેવોનું પહેલાં-પહેલાના દેવોની અપેક્ષાએ ઓછું હોય છે. પછી—પછીના દેવો ઉત્કૃષ્ટ સુખના ભાગી હોય છે.

પ્રજ્ઞાપના સૂત્રના ૨૧માં શરીરપદમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! ભવનવાસિઓમાં જે અસુરકુમાર દેવ છે તેમના વૈક્રિય શરીરની અવગાહના કેટલી મોટી છે ?

ઉત્તર—ગૌતમ ! અસુરકુમાર દેવોની અવગાહના બે પ્રકારની કહેવામાં આવી છે-પહેલી ભવધારણીય શરીરની અર્થાત્ તે ભવમાં હમેશાં રહેનારી મૂળ શરીરની અવગાહના અને બીજી

ઉત્તર વૈક્રિય અર્થાત્ કદી-કદી વિક્રિયા લબ્ધિથી બનાવવામાં આવનારા શરીરની અવગાહના. તેમના ભવધારણીય શરીરની અવગાહના જઘન્ય આંગળીના અસંખ્યાતમાં ભાગની અને ઉત્કૃષ્ટ સાત હાથની હોય છે. ઉત્તર વૈક્રિય શરીરની જઘન્ય અવગાહના આંગળીના સંખ્યાતમાં ભાગની અને ઉત્કૃષ્ટ એક લાખ યોજનની હોય છે.

એવી જ રીતે સ્તનિતકુમારો સુધી સમજવું. સામાન્ય રૂપથી વાનવ્યન્તરોની જ્યોતિષ્કોની તથા સૌધર્મ અને ઇશાન દેવોની અવગાહના પણ પૂર્વોક્ત જ છે. અચ્યુત કલ્પ સુધીના દેવોના ઉત્તર વૈક્રિય શરીરની અવગાહના આવી જ રીતે અર્થાત્ એક લાખ યોજનની છે. સનત્કુમાર કલ્પના દેવોના ભવધારણીય શરીરની અવગાહના જઘન્ય આંગળીના અસંખ્યાતમાં ભાગની અને ઉત્કૃષ્ટ છ હાથની છે. માહેન્દ્ર કલ્પમાં પણ એટલી જ અવગાહના છે. બ્રહ્મલોક અને લાન્તક કલ્પોમાં પાંચ હાથની મહાશુક્ર અને સહસ્રાર કલ્પમાં ચાર હાથની તથા આનત પ્રાણત આરણ અને અચ્યુત કલ્પમાં ત્રણ હાથની અવગાહના હોય છે.

પ્રશ્ન—ગ્રૈવેયક કલ્પાતીત વૈમાનિક પંચેન્દ્રિય દેવોના વૈક્રિય શરીરની અવગાહના કેટલી મોટી છે?

ઉત્તર—ગૌતમ ! ગ્રૈવેયક દેવોમા એક ભવધારણીય શરીરની અવગાહના હોય છે. (ઉત્તર વૈક્રિય શરીરની અવગાહના હોતી નથી કારણ કે તે દેવ ઉત્તર વૈક્રિય શરીર બનાવતાં નથી—તેમનામાં એવી ઉત્સુકતા-ઉત્કંઠા હોતી નથી.) ભવધારણીય શરીરની જઘન્ય અવગાહના આગળીના અસંખ્યાતમાં ભાગની અને ઉત્કૃષ્ટ બે હાથની હોય છે. અનુત્તર વિમાનોના દેવોના વિષયમા પણ આવું જ સમજવાનું છે અર્થાત્ તેમનામાં પણ ભવધારણીય શરીરની જ અવગાહના હોય છે અને તે એક હાથની જ હોય છે. ઉત્તર વૈક્રિય શરીર તેઓ પણ બનાવતા નથી.

પ્રજ્ઞાપના સૂત્રના ૩૩ માં અવધિપદમા કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! અસુરકુમાર અવધિજ્ઞાન દ્વારા કેટલાં ક્ષેત્રને જાણે-દેખે છે?

ઉત્તર—ગૌતમ ! જઘન્ય પચીસ યોજન, ઉત્કૃષ્ટ અસંખ્યાત દ્વીપ-સમુદ્રોને અવધિજ્ઞાનથી જાણે—જુવે છે. નાગકુમાર અવધિજ્ઞાનથી જઘન્ય પચીસ યોજન અને ઉત્કૃષ્ટ-સંખ્યાત દ્વીપ-સમુદ્રોને જાણે-જુવે છે. એજ રીતે સ્તનિતકુમારોની સુધી સમજવું. વાનવ્યન્તર નાગકુમારોની માફક જાણે જુએ છે.

પ્રશ્ન—ભગવન્ ! જ્યોતિષ્ક દેવ અવધિ જ્ઞાનથી કેટલાં ક્ષેત્રને જાણે-જુવે છે?

ઉત્તર—ગૌતમ ! જઘન્યથી સંખ્યાત દ્વીપ સમુદ્રોને અને ઉત્કૃષ્ટથી પણ સંખ્યાત દ્વીપ સમુદ્રોને અવધિજ્ઞાનથી જાણે-દેખે છે.

પ્રશ્ન—સૌધર્મ કલ્પના દેવ અવધિજ્ઞાનથી કેટલા ક્ષેત્રને જાણે-જુવે છે?

ઉત્તર—ગૌતમ ! જઘન્ય આગળીના અસંખ્યાતમા ભાગને ઉત્કૃષ્ટ નીચે આ રત્નપ્રભા પૃથ્વીના નીચલા અંતિમ ભાગ સુધી, તિર્છા અસંખ્યાત દ્વીપ-સમુદ્રો સુધી, ઉપર પોત-પોતાના વિમાનો સુધી અવધિજ્ઞાન દ્વારા જાણે જુવે છે.

ઈશાન કલ્પના દેવ પણ એટલું જ જાણે-જુવે છે. સનત્કુમાર નીચે બીજી શર્કરા પ્રભા પૃથ્વીના નીચલા ચરમાન્ત સુધી જાણે છે. માહેન્દ્ર દેવ પણ એટલું જ જાણે-જુવે છે, બ્રહ્મ-લોક અને લાન્તક કલ્પના દેવ ત્રીજી પૃથ્વીના ચરમાન્ત સુધી જાણે-જુવે છે. મહાશુક્ર અને સહ-સ્રાર કલ્પના દેવ ચોથી પંકપ્રભા પૃથ્વીના નીચલા ચરમાન્ત સુધી જાણેજુવે છે. આનત, પ્રાણુત, આરણુ અને અચ્યુત દેવ નીચે પાંચમી ધૂમપ્રભાના નીચલા ચરમાન્તક સુધી, અધસ્તન અને મધ્યમ ગ્રૈવેયકોના દેવ નીચે છઠ્ઠી તમા નામની પૃથ્વીના નીચલા ચરમાન્ત સુધી જાણે-જુવે છે.

પ્રશ્ન—ઉપરિતન ગ્રૈવેયકોના દેવ અવધિજ્ઞાનથી કેટલા ક્ષેત્રને જાણે-જુવે છે ?

ઉત્તર—ગૌતમ ! જઘન્ય આગળીના અસંખ્યાતમા ભાગને, ઉત્કૃષ્ટ નીચે સાતમી પૃથ્વીના નીચલા ચરમાન્ત સુધી, તિર્છા અસંખ્યાત દ્વીપ-સમુદ્રો સુધી, ઉપર પોતપોતાના વિમાનોની ધજા-પતાકા સુધી અવધિજ્ઞાનથી-જાણે-જુવે છે ?

પ્રશ્ન—ભગવન્ ! અનુત્તરૌપપાતિક દેવ કેટલા ક્ષેત્રને અવધિજ્ઞાનથી જાણે-જુએ છે ?

ઉત્તર—ગૌત્તમ ! સંભિન્ન (થોડાં ઓછા) લોકને જાણે-જુવે છે ॥ ૨૮॥

શ્રી જૈનશાસ્ત્રાચાર્ય જૈનધર્મદિવાકર પૂજ્ય શ્રી ઘાસીલાલજી મહારાજ
વિરચિત તત્ત્વાર્થ-સૂત્રની દીપિકા—અનેનિર્યુક્તિ નામક
વ્યાખ્યાનો ચોથો અધ્યાય સમાપ્ત ॥ ૪ ॥

# પંચમ અધ્યાય

**'असुभकम्मे पावे'**

**સૂત્રાર્થ**—અશુભ કર્મ પાપ કહેવાય છે ॥ ૧ ॥

**તત્ત્વાર્થદીપિકા**—ચતુર્થ અધ્યાયમાં ક્રમપ્રાપ્ત પુણ્યતત્ત્વના સ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. હવે અનુક્રમથી આવતા પાપતત્ત્વનું વિવેચન સદરહુ પાંચમાં અધ્યાયમાં કરવામાં આવશે. સર્વ પ્રથમ પાપતત્ત્વનું લક્ષણ કહીએ છીએ.

અશુભ અર્થાત્ અકુશળ અથવા પીડાકારી કર્મને પાંપ કહે છે. પાપના અઢાર ભેદ છે તે આ મુજબ છે—(૧) પ્રાણાતિપાત (૨) મૃષાવાદ (૩) અદત્તાદાન (૪) મૈથુન (૫) પરિગ્રહ (૬) ક્રોધ (૭) માન (૮) માયા (૯) લોભ (૧૦) રાગ (૧૧) દ્વેષ (૧૨) કલહ (૧૩) અભ્યાખ્યાન (૧૪) પૈશુન્ય (૧૫) પરપરિવાદ (૧૬) રતિ–અરતિ (૧૭) મષામૃષા અને (૧૮) મિથ્યાદર્શન-શલ્ય ॥ ૧ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—જીવ અજીવ આદિ નવ તત્ત્વો પૈકી પહેલાના ચાર અધ્યાયોમાં ક્રમથી જીવ, અજીવ, બન્ધ અને પુણ્ય તત્ત્વનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે ક્રમ પ્રાપ્ત પાંચમાં પાપ તત્ત્વનું વિવેચન કરવા માટે પાચમો અધ્યાય શરૂ કરવામાં આવે છે. તેનું પ્રથમ સૂત્ર આ પ્રમાણે છે—**'असुभकम्मे पावे'**

અશુભ અર્થાત્ અકુશળ કર્મ પાપ કહેવાય છે. પાપ શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે-પં—પંકિલ અર્થાત્ મલિનતાને **आपयति**—જે પ્રાપ્ત કરાવે છે તે પાપ અથવા પં-ક્ષેમને, આ—બધી તરફથી, સંપૂર્ણ રીતે જે, **पिबति**-પી જાય છે-નાશ કરી નાખે છે તે પાપ અથવા પાનં—પા અર્થાત્ પ્રાણિઓના આત્માનન્દરસના પાનને જે **आप्नोति**—ગ્રહણ કરી લે છે અર્થાત જેના કારણે જીવ આત્માનન્દના રસપાનથી વંચિત થઈ જાય છે તેને પાપ કહે છે અથવા નરક આદિ દુર્ગતિઓને જે પ્રાપ્ત કરે છે તે પાપ કહેવાય છે અથવા આત્માને કર્મ-રજથી જે **पांशयति**—મલીન કરે છે તે પાપ છે.

પાપ અઢાર પ્રકારના છે—(૧) પ્રાણાતિપાત (૨) મૃષાવાદ (૩) સ્તેય (૪) અબ્રહ્મચર્ય (૫) પરિગ્રહ (૬) ક્રોધ (૭) માન (૮) માયા (૯) લોભ (૧૦) રાગ (૧૧) દ્વેષ (૧૨) કલહ (૧૩) અભ્યાખ્યાન (૧૪) પૈશૂન્ય (૧૫) પરપરિવાદ (૧૬) રતિ–અરતિ (૧૭) માયામૃષા અને (૧૭) મિથ્યાદર્શનશલ્ય. એમના અર્થ નીચે મુજબ છે.

(૧) પ્રાણાતિપાત :—પ્રાણોનો નાશ કરવો.

(૨) મૃષાવાદ .—અસત્ય ભાષણ કરવું

(૩) સ્તેય—અદત્તાદાન :—ચોરી

(૪) અબ્રહ્મચર્ય .—મૈથુન–કુશીલ

(૫) પરિગ્રહ સમત્વ, તૃષ્ણા

(૬) ક્રોધ ·—મનમાં બળવું

(૭) માન :—અહંકાર—ગર્વ

(૮) માયા :—કપટ

(૯) લોભ :—ગૃદ્ધિ

(૧૦) રાગ :—પ્રેમ

(૧૧) દ્વેષ :—અપ્રીતિ.

(૧૨) કલહ :—પારસ્પરિક વૈમનસ્યજનક શબ્દયુદ્ધ

(૧૩) અભ્યાખ્યાન :—કોઈ પર જુઠું દોષારોપણ કરવું

(૧૪) પૈશૂન્ય :—બીજાની ચાડી ખાવી

(૧૫) પરપરિવાદ .—બીજાની નિન્દા—કુથલી કરવી

(૧૬) રતિ-અરતિ :....સાંસારિક વિષયોમાં રાગ, ધર્મમાં અપ્રીતિ

(૧૭) માયામૃષા :—કપટપૂર્વક મિથ્યા ભાષણ કરવું

(૧૮) મિથ્યાદર્શનશલ્ય :—કુદેવ, કુગુરૂ, કુધર્મ પર શ્રદ્ધા રાખવી એ ત્રણ શલ્ય છે. ॥૧॥

**'तब्भोगो वासीइ भेयणं'**

સૂત્રાર્થ—પાપનું ફળ બ્યાંશી પ્રકારથી ભોગવાય છે ॥ ૨ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં પાપકર્મના સ્વરૂપનું પ્રતિપાદન કરવામા આવ્યું હવે તેના ઉપભોગના બ્યાંશી પ્રકારોનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત સ્વરૂપવાળા, અઢાર પ્રકારથી બાંધેલા પાપ કર્મના ભોગ અર્થાત્ દુઃખ રૂપ ફળનો-અનુભવ બ્યાંશી પ્રકારથી થાય છે અર્થાત્ પાપના ફળભોગ સાધન બ્યાશી પ્રકારના છે. તે આ પ્રમાણે છે—

જ્ઞાનાવરણ (૫) દર્શનાવરણ (૯), આસાતાવેદનીય (૯), મોહનીય (૨૬—મોહનીયની સમ્યકત્વ પ્રકૃતિ અને સમ્યગ્, મિથ્યાત્વ પ્રકૃતિને છોડીને—કારણ કે આ બે પ્રકૃતિઓનો બન્ધ થતો નથી. એક માત્ર મિથ્યાત્વનો બન્ધ થાય છે, તે જ ઉદયના સમયે ત્રણ રૂપમાં પરિણત થઈ જાય છે), નરકાયુ (૧), નીચગોત્ર (૧), અન્તરાય (૫), નરકગતિ (૧), નરકગતિ-આનુપૂર્વી (૧), એકેન્દ્રિય-જાતિ વગેરે જાતિઓ (૪) દસ સંહનન અને સંસ્થાન (૧૦) અપ્રશસ્ત વર્ણ, ગંધ, રસ, સ્પર્શ (૪) ઉપઘાત (૧) અપ્રશસ્ત વિહાયોગતિ સ્થાવર સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અસ્થિર-અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય અને અયશ કીર્તિ નામ કર્મ એ બધા (૧૧) મળીને એંશી ભેદ થયા એમા સમ્યકત્વ મોહનીય અને મિશ્રમોહનીય ભેદોને આમેજ કરવાથી પાપ કર્મના ફલોપભોગના બ્યાંશી પ્રકાર થાય છે ॥ ૨॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પાપકર્મનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે હવે પાપકર્મના દુઃખ રૂપ ફળ ભોગવવાના બ્યાશી પ્રકાર કહીએ છીએ—

પાપકર્મના ફળભોગ બ્યાંશી પ્રકારથી થાય છે આ બ્યાંશી પ્રકાર આ પ્રમાણે છે—પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, અસાતાવેદનીય, મિથ્યાત્વ, સોળ કષાય, નવ નો કષાય નરકાયુ

નરકગતિ તિર્યંચગતિ, એકેન્દ્રિયજાતિ, દ્વીન્દ્રિયજાતિ, ત્રિઈન્દ્રિય જાતિ, ચતુરિન્દ્રિયજાતિ, સમચતુરસ્ર સંસ્થાન સિવાયના પાંચ સંસ્થાન, વજ્રર્ષભનારાચ સંહનન સિવાયના પાંચ સંહનન અપ્રશસ્ત વર્ણ, રસ, ગંધ અને સ્પર્શ, નરકગત્યાનુપૂર્વી, તિર્યંચગત્યાનુપૂર્વી ઉપઘાત, પ્રશસ્ત વિહાયોગતિ, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ શરીર અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અયશ:કીર્તિ, નીચગોત્ર અને પાંચ અન્તરાય.

પાંચ પ્રકારના જ્ઞાનાવરણીય આ છે—(૧) આભિનિબોધિક જ્ઞાનાવરણીય (૨) શ્રુતજ્ઞાનાવરણીય (૩) અવધિ જ્ઞાનાવરણીય (૪) મન.પર્યવજ્ઞાનાવરણીય અને (૫) કેવળ જ્ઞાનાવરણીય.

સ્થાનાંગસૂત્રના પાંચમા સ્થાનના ત્રીજા ઉદ્દેશકમાં કહ્યું છે—પાંચ પ્રકારના જ્ઞાનાવરણીય કર્મ કહેવામાં આવેલ છે—આભિનિબોધક જ્ઞાનાવરણીય, શ્રુત જ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય મન:પર્યવજ્ઞાનાવરણીય, અયશ:કીર્તિ નીચગોત્ર અને પાચ પ્રકારના અન્તરાય અને કેવળજ્ઞાનાવરણીય.

દર્શનાવરણીયના નવ પ્રકાર છે—ચક્ષુદર્શનાવરણ અચક્ષુદર્શનાવરણ અવધિ દર્શનાવરણ, કેવળદર્શનાવરણ નિદ્રા, નિદ્રા--નિદ્રા, પ્રચલા, પ્રચલા–પ્રચલા અને સ્ત્યાનર્ધિ.

સ્થાનાગસૂત્રના નવમાં સ્થાનમા કહ્યું છે—દર્શનાવરણીય કર્મ નવ પ્રકારના કહેવામાં આવ્યા છે—(૧) નિદ્રા (૨) નિદ્રા–નિદ્રા (૩) પ્રચલા (૪) પ્રચલા–પ્રચલા (૫) સ્ત્યાનર્દ્ધિ (૬) ચક્ષુદર્શનાવરણ (૭) અચક્ષુદર્શનાવરણ (૮) અવધિદર્શનાવરણ અને (૯) કેવળદર્શનાવરણ.

પ્રજ્ઞાપના સૂત્રનાં ૨૩ માં પદના બીજા ઉદ્દેશકમાં કહ્યું છે—'અસાતાવેદનીય' સાતાવેદનીય કર્મ પુણ્યપ્રકૃતિમાં પરિગણિત કરવામાં આવ્યા છે. મિથ્યાત્વવેદનીય રૂપ મિથ્યાત્વ એકજ પ્રકારનું છે. પ્રજ્ઞાપનામાં ૨૩માં કર્મબંધપદના બીજા ઉદ્દેશકમાં કહ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! મોહનીય કર્મ કેટલાના પ્રકારના છે ?

ઉત્તર—ગૌતમ ! બે પ્રકારના કહ્યા છે--દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય.

પ્રશ્ન—ભગવન્ ! દર્શનમોહનીય કર્મ કેટલા પ્રકારના છે ?

ઉત્તર--ગૌતમ ! ત્રણ પ્રકારના છે—સમ્યક્ત્વવેદનીય મિથ્યાત્વવેદનીય અને સમ્યગ્મિથ્યાત્વવેદનીય.

અત્રે જો કે દર્શનમોહનીય કર્મ ત્રણ પ્રકારના કહેવામાં આવ્યા છે તો પણ સમ્યક્ત્વવેદનીય અને સમ્યગ્ મિથ્યાત્વવેદનીય પ્રકૃતિઓ પુણ્યરૂપ પરિણત હોય છે, પાપકર્મ રૂપ નહીં. આથી પાપકર્મમા કેવળ મિથ્યાત્વ કર્મની જ ગણતરી કરવામાં આવી છે.

સોળ કષાય આ મુજબ છે – અનન્તાનુબંધી ક્રોધ અનન્તાનુબન્ધી માન, અનન્તાનુબન્ધી માયા, અનન્તાનુબન્ધી લોભ, અપ્રત્યાખ્યાન ક્રોધ, અપ્રત્યાખ્યાન માન, અપ્રત્યાખ્યાન માયા, અપ્રત્યાખ્યાન લોભ, પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, પ્રત્યાખ્યાનાવરણ માન, પ્રત્યાખ્યાનાવરણ માયા, પ્રત્યાખ્યાનાવરણ લોભ, સંજ્વલન ક્રોધ, સંજવલન માના, સંજવલન માયા અને સંજ્વલન લોભ, આ વર્ણનપ્રજ્ઞાપના સૂત્રના ૨૩માં કર્મબન્ધ પદમાં બીજા ઉદ્દેશકમાં આ જ પ્રમાણે કહ્યાં છે—

નવ નોકષાય આ પ્રકારે છે--(૧) સ્ત્રીવેદ (૨) પુરૂષવેદ (૩) નપુંસકવેદ (૪) હાસ્ય (૫) રતિ (૬) અરતિ, (૭) ભય (૮) શોક (૯) જુગુપ્સા.

પ્રજ્ઞાપના સૂત્રના ૨૩ માં કર્મબંધ નામના પદ બીજા ઉદ્દેશકમાંકહ્યું છે.

પ્રશ્ન--ભગવંન્ ! ચારિત્રમોહનીય કેટલાં પ્રકારના કહ્યાં છે ?

ઉત્તર--ગૌતમ ! બે પ્રકારના છે—કષાયવેદનીય તથા નોકષાયવેદનીય.

પ્રશ્ન—ભગવન્ ! નોકષાયવેદનીય કર્મ કેટલાં પ્રકારના છે ?

ઉત્તર--ગૌતમ ! નવ પ્રકારના છે—જે ઉપર બતાવી દેવામાં આવ્યા છે. આયુકર્મની પ્રકૃતિઓમાં એક નરકાયુ જ પાપમાં પરિગણિત છે.

જો કે પ્રજ્ઞાપનાસૂત્રના ૨૩ માં પદના બીજા ઉદ્દેશકમાં આ પ્રમાણે કહ્યું છે—

પ્રશ્ન--ભગવન્ ! આયુષ્યકર્મ કેટલા પ્રકારના છે ?

ઉત્તર--ગૌતમ ! ચાર પ્રકારના છે—નૈરયિકાયુ તિર્યક્આયુ મનુષ્યાયુ અને દેવાયુ અહીં આયુકર્મના ચાર ભેદ બતાવવામાં આવ્યા છે. તોપણ અન્તના ત્રણ આયુ જીવોને પ્રિય હોવાને લીધે પુણ્યકર્મની ગણતરીમાં લેવામાં આવ્યા છે. આથી બાકી રહેલા એક નરકાયુની જ પાપ-કર્મમાં ગણતરી કરવામા આવી છે.

નરકગતિ અને તિર્યંચગતિ આ બંને પાપકર્મની અન્તર્ગત છે.

પૃથ્વીકાયિક આદિની એકેન્દ્રિય જાતિ, શંખ છીપ આદિની દ્વીન્દ્રિય જાતિ, કીડી, માંકણ વગેરેની તેન્દ્રિય, જાતિ, માખી વગેરેની ચૌઇન્દ્રિય જાતિ આ ચાર જાતિઓ પાપકર્મમાં સમ્મિલિત છે. પચેન્દ્રિય જાતિનો પુણ્યકર્મમાં સમાવેશ છે.

વજ્રઋષભ નારાચસંહનનને છોડીને શેષ પાંચ સંહનન કીલિકા સંહનન અને સેવાર્ત્ત સંહનન પાપકર્મના અન્તર્ગત છે.

એવી જ રીતે સમચતુરસ્રસંસ્થાનને બાદ કરતાં શેષ પાંચ સંસ્થાન પાપકર્મમાં અન્તર્ગત છે તે આ રીતે છે. ન્યગ્રોધપરિમંડળ, સાદિ કુબ્જ, વામન અને હુન્ડક

અપ્રશસ્ત રૂપ, રસ, ગંધ અને સ્પર્શ પણ પાપકર્મમાં ગણાય છે એવી જ રીતે નરક ગત્યાનુપૂર્વી અને તિર્યંગ્ગત્યાનુપૂર્વી પણ પાપકર્મમાં સમ્મિલિત છે.

વિગ્રહ---અન્તરાલ ગતિમાં વર્તમાન જીવના ક્ષેત્રસન્નિવેશક્રમને આનુપૂર્વી કહે છે અન્ત-રાલગતિ બે પ્રકારની છે—ઋજવી (સીધી--જેમાં વળવું ન પડે) અને વક્રા (વળાંકવાળી) બંનેમાં આનુપૂર્વી નામકર્મનો ઉદય હોય છે.

ઉપઘાત નામકર્મ પણ પાપપ્રકૃતિ છે કારણ કે તે પોતાના જ શરીરના અંગોપાગોના ઉપઘાતના કારણરૂપ છે. અપ્રશસ્તવિહાયોગતિ પણ પાપકર્મ છે અને સ્થાવર નામકર્મ પણ પાપમાં જ પરિગણિત છે કારણ કે તેના ઉદયથી સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ થાય છે.

અપર્યાપ્ત નામકર્મ પણ પાપપ્રકૃતિ છે કારણ કે તેના ઉદયથી પર્યાપ્તિઓની પૂર્ણ રૂપથી પ્રાપ્તિ થતી નથી. જે કર્મના ઉદયથી યથાયોગ્ય પર્યાપ્તિઓ પૂરી થઈ શકતી નથી અને અપર્યાપ્ત અવસ્થામાં જ મૃત્યુ થઈ જાય છે તે અપર્યાપ્ત નામકર્મ કહેવાય છે.

સાધારણ શરીર નામકર્મ પણ પાપ છે કારણ કે તેના ફળસ્વરૂપ આવા શરીરની પ્રાપ્તિ થાય છે જે અનન્ત જીવો માટે સાધારણ (એક જ શરીર) હોય છે. કિસલય (કુંપળ) નિગોદ અને વજ્રકંદ વગેરેના આવી જ જાતના સાધારણ શરીર હોય છે. ત્યાં જેમ પરિભોગ એક જીવનો હોય છે તેવા જ અનેક જીવોના હોય છે.

અસ્થિર નામકર્મ પણ પાપકર્મ જ છે, કારણ કે તેના ઉદયથી શરીરના અસ્થિર અવયવ ઉત્પન્ન થાય છે જેમને આ કર્મનો ઉદય થાય છે. તેના શરીરના અવયવોમાં સ્થિરતા હોતી નથી.

અશુભ નામકર્મ પણ પાપપ્રકૃતિ છે. કારણ કે એના ઉદયથી શરીરના ચરણ વગેરે અવયવ અશોભિત થાય છે. જે કર્મના ઉદયથી શરીરના મસ્તક વગેરે અવયવ સુશોભિત થાય તે શુભકર્મ પુણ્યમાં પરિગણિત છે. એવી જ રીતે દુર્ભાગ્યનો પિતા દુર્ભગ નામકર્મ પણ પાપકર્મ છે તે મનની અપ્રિયતા જનક છે.

અનાદેય નામકર્મ પણ પાપપ્રકૃતિરૂપ છે એના ઉદયથી મનુષ્યના વચન માન્ય થતાં નથી પૂર્વ યોજિત વ્યવસ્થા મુજબની વાતો કહેવા છતાં પણ લોકો તેની વાત માનતા નથી તેમજ તેના આગમન પ્રસંગે તેનું સન્માન-સત્કાર પણ કરતા નથી કોઈ રુચિ દર્શાવતા નથી.

દુઃસ્વર નામકર્મ પણ પાપપ્રકૃતિ રૂપ છે આના ઉદયથી જીવનો સ્વર કાનનેઅપ્રિય થઈ પડે છે જેવી રીતે ગધેડાનો અવાજ, સાંભળનારાઓને અપ્રિય પ્રતીત થાય છે.

અયશ કીર્ત્તિ નામકર્મ પણ પાપકર્મ કહેવાય છે કારણ કે એના ઉદયથી સત્કૃત્ય કરવા છતાં પણ જગતમાં અપયશ અને અપકીર્ત્તિ ફેલાય છે.

નીચગોત્ર કર્મ પણ પાપરૂપ છે કારણ કે તેના ઉદયથી ચાંડાળ, શિકારી, માછીમાર દાસી વગેરેના રૂપમાં પણ જન્મ ધારણ કરવો પડે છે.

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ—ભગવતી સૂત્રના આઠમાં શતકના નવમાં ઉદ્દેશકમાં કહ્યું છે—જાતિનો ગર્વ કરવાથી, કુળનું અભિમાન રાખવાથી, રૂપમદ, લાભમદ, તપમદ, સૂત્રમદ ઐશ્વર્ય મદ કરનાર નીચ ગોત્ર બાંધે છે.

આવી રીતે પાંચ અન્તરાયકર્મ પણ પાપકર્મ છે. દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય ઉપભોગાન્તરાય તેમજ વીર્યાન્તરાય એ પાંચ પ્રકારના અન્તરાયકર્મ છે.

ભગવતી (વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ) સૂત્રમાં આઠમાં શતકના નવમાં ઉદ્દેશકમાં કહ્યું છે—દાનમાં અન્તરાય (વિઘ્ન-મુશ્કેલી) નાખવાથી લાભમાં અન્તરાય નાખવાથી ભોગમાં અન્તરાય નાખવાથી અને વીર્યમાં અન્તરાય નાખવાથી અન્તરાય કર્મ બંધાય છે. ॥૨॥

**'णाणदंसणाणं पडियाइहिं णाणदंसणावरणं'**

**સૂત્રાર્થ**—જ્ઞાન અને દર્શનની પ્રત્યનીકતા વગેરેથી જ્ઞાનાવરણ અને દર્શનાવારણ કર્મ બંધાય છે. ॥૩॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં પાપકર્મ બ્યાંશી પ્રકારે ભોગવાય છે એ બતાવવામાં આવ્યું હવે જ્ઞાનાવરણ કર્મ બંધાવાનું કારણ દર્શાવીએ છીએ—

**'णाणदंसणाण'**—જ્ઞાન અને દર્શનની પ્રત્યનીકતા વગેરે કરવાથી પંચવિધ જ્ઞાનાવરણ અને નવવિધ દર્શનાવરણ કર્મ બંધાય છે પ્રત્યનીકતા આદિ શબ્દથી ભગવતી સૂત્રના આઠમાં શતકના નવમાં ઉદ્દેશકમાં કહેવામાં આવેલા પદોનું અહીં ગ્રહણ કરવાનું છે તે આ પ્રમાણે છે–જ્ઞાન અને દર્શન પ્રત્યનીકતા (૧) નિહ્નવતા (૨) અન્તરાય (૩) પ્રદ્વેષ (૪) આત્માશાતના (૫) અને વિસંવાદનયોગ (૬) આ છ કારણોથી જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મો બંધાય છે. ॥૩॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં જ્ઞાનાવરણ વગેરે બ્યાંશી પ્રકારના પાપોના સ્વરૂપ કહેવામાં આવ્યા હવે તે પૈકી પ્રથમ પાચ પ્રકારના જ્ઞાનાવરણ અને નવ પ્રકારના દર્શનાવરણ પાપકર્મના બન્ધના કારણો બતાવીએ છીએ—**'णाणदंसणाण'** વગેરે જ્ઞાન અને દર્શનની પ્રત્યનીકતા આદિ કરવાથી જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મો બંધાય છે. જ્ઞાન–મતિ, શ્રુત, અવધિ, મન પર્યવ અને કેવળજ્ઞાનના ભેદથી પાંચ પ્રકારના હોય છે. દર્શન–ચક્ષુ, અચક્ષુ અવધિ અને કેવળદર્શનના ભેદથી ચાર પ્રકારના હોય છે આવી રીતે પાંચ પ્રકારના જ્ઞાનની અને ચાર પ્રકારના દર્શનની પ્રત્યનીકતા આદિ છ ઉપઘાતક હોય છે. એમના આચરણથી જ્ઞાનાવરણ અને દર્શનાવરણ કર્મ બંધાય છે.

જ્ઞાનના પાચ ભેદ હોવાથી જ્ઞાનાવરણ પણ પાંચ પ્રકારના હોય છે, દર્શનાવરણ નવ પ્રકારના હોય છે—ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ, અવધિદર્શનાવરણ અને કેવળદર્શનાવરણ તથા નિદ્રા, નિદ્રા–નિદ્રા, પ્રચલા, પ્રચલા–પ્રચલા અને સ્ત્યાનર્દ્ધિ એમ નવ પ્રકારના છે.

અહીં જ્ઞાનવિષયક પ્રત્યનીકતા આદિ જ્ઞાનાવરણ પાપકર્મના બધના કારણ અને દર્શનવિષયક પ્રત્યનીકતા આદિ દર્શનાવરણ કર્મના બન્ધનરૂપ કારણ હોય છે એવું સમજવું ઘટે. અહીં આદિ શબ્દથી નિહ્નવતા અન્તરાય, પ્રદ્વેષ, અત્યાશાતના અને વિસંવાદનાયોગ, આ પદોને ગ્રહણ કરવા જોઈએ.

અર્થાત્ જ્ઞાન અને દર્શનની પ્રત્યનીકતા વગેરે છ કારણોથી જ્ઞાનાવરણ અને દર્શનાવરણ બંધાય છે એ મુજબ કહેવું જોઈએ જેવી રીતે જ્ઞાન પ્રત્યનીકતા (૧) જ્ઞાન નિહ્નવતા (૨) જ્ઞાનાન્તરાય (૩) જ્ઞાનપ્રદ્વેષ (૪) જ્ઞાનની અત્યાશાતના (૫) અને જ્ઞાનનો વિસંવાદનયોગ (૬) એ મુજબ ...એવી જ રીતે દર્શનવિષય પ્રત્યનીકતા વગેરેને પણ દર્શનની સાથે સાંકળી લેવા જોઈએ. અત્રે પ્રથમ જ્ઞાનાવરણ કર્મ બંધાવાના છ કારણોની વ્યાખ્યા કરવામાં આવે છે, જ્ઞાન–પ્રત્યનીકતા—મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાન આ પાંચ પ્રકારના જ્ઞાનના વિષયમાં અથવા ધર્મ+અધર્મના અભેદથી અર્થાત્ ધર્મથી ધર્મીનુ ગ્રહણ કરવાથી મતિશ્રુતાનિ પાંચ જ્ઞાનવાળાઓની પ્રત્યનીકતા અર્થાત્ શ્રુતજ્ઞાનાદિક વિરુદ્ધ આચરણ કરવાથી અગર શ્રુતજ્ઞાનાદિવાળાઓમાં વિરુદ્ધ આચરણ કરવાની પ્રવૃત્તિ રાખવાથી તથા જ્ઞાનનો નિહ્નવ કરવાથી કોઈ કોઈને પૂછે અથવા શ્રુતજ્ઞાનાદિના સાધન માગે ત્યારે જ્ઞાન અથવા જ્ઞાનના સાધનો પોતાની પાસે હોવા છતાં પણ કલુષિત ભાવે એવું કહેવું કે હું જાણતો નથી અથવા મારી પાસે તે વસ્તુ જ નથી, આ જ્ઞાન નિહ્નવ છે—આ પ્રકારના જ્ઞાન નિહ્નવથી અથવા શ્રુત પ્રદાતા ગુરૂજનોના નિહ્નવથી અપલાપથી તથા જ્ઞાનાન્તરાયથી કલુષિતભાવથી જ્ઞાનપ્રાપ્તિમાં કોઈને અડચણ પહોંચાડવાથી તથા જ્ઞાનપ્રદ્વેષથી શ્રુતાદિકમાં અથવા શ્રુતાદિજ્ઞાનવાળા ગુરુજનોમા

અપ્રીતિ રાખવાથી તથા જ્ઞાનાત્યાશાતનાથી–શ્રુતાદિ જ્ઞાનની અથવા શ્રુતાદિજ્ઞાનશાળી પુરૂષોની અવહેલના કરવાથી તથા 'णाणविसंवायणाजोगेणं' જ્ઞાન અને અજ્ઞાની માણસોને નિષ્ફળ બતાવતી ચેષ્ટા કરતા રહેવાથી, આ છ કારણોથી જ્ઞાનાવરણકર્મ બંધાય છે.

એવી જ રીતે દર્શનના દર્શનવાળાના તથા દર્શનના સાધનોની પણ પ્રત્યનીકતા વગેરે છ, નવ પ્રકારના દર્શનાવરણ કર્મબંધનના કારણ હોય છે. એ જાણી શકાય છે. કારણ કે કારણભૂત અધ્યવસાય વિશેષ અર્થાત્ આત્માનું પરિણામ વિશેષ જે પ્રત્યાનીકતા વગેરે છે. એનાથી નવ પ્રકારના દર્શનાવરણ કર્મ બંધાય છે

અહીં ચક્ષુદર્શનાવરણ (૧) અચક્ષુદર્શનાવરણ (૨) અવધિદર્શનાવરણ (૩) કેવળદર્શનાવરણ (૪) આ ચાર આવરણ તથા નિદ્રા (૧) નિદ્રા–નિદ્રા (૨) પ્રચલા (૩) પ્રચલા–પ્રચલા (૪) અને સ્ત્યાનર્દ્ધિ (૫) એ પાચ પણ ચક્ષુદર્શન આદિ ચાર પ્રકારના દર્શનના વિઘાતક હોવાથી દર્શનાવરણ પદથી કહેવામાં આવે છે.

આ રીતે દર્શનાવરણ કર્મ નવ પ્રકારના કહેવાય છે અત્રે જ્ઞાનાવરણ કર્મ જ્ઞાન સંબંધી પ્રત્યનીકતા આદિ છ કારણોથી બંધાય છે અને તે તે જ્ઞાનના આવરણ રૂપ પાંચ પ્રકારથી ભોગવાય છે. આવી જ રીતે દર્શનાવરણ કર્મ દર્શન સંબંધી પ્રત્યનીકતા વગેરે છ કારણોથી બંધાય છે અને ચક્ષુદર્શનાવરણ વગેરે ચાર અને નિદ્રા વગેરે પાંચ એવા નવ પ્રકારથી ભોગવાય છે.

ભગવતીસૂત્રના ૮ માં શતકના ૯ માં ઉદ્દેશકમાં કહ્યું છે—ભગવન્ ! કયા કર્મના ઉદયથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે ? ગૌતમ ! જ્ઞાન પ્રત્યનીકતા (દુશ્મનાવટ–વિરોધ)થી જ્ઞાનનો અપલાપ કરવાથી જ્ઞાનસંપાદનમાં અન્તરાય નાખવાથી, જ્ઞાન સંબંધી પ્રદ્વેષથી જ્ઞાનની અશાતના કરવાથી અને જ્ઞાન સંબંધી વિસંવાદના કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે જે કારણોથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે તેજ કારણોથી દર્શનાવરણ કર્મ પણ બંધાય છે. તફાવત એટલો જ છે કે જ્ઞાન સંબંધી પ્રત્યનીકતા વગેરેથી જ્ઞાનાવરણ અને દર્શન સંબંધી પ્રત્યનીકતાથી દર્શનાવરણ કર્મ બંધાય છે. ॥૩॥

'असायावेयणिज्जं परदुक्खणयाइहिं'

**સૂત્રાર્થ**—પરપીડન વગેરેથી અશાતા વેદનીય કર્મ બંધાય છે. ॥૪॥

**તત્વાર્થદીપિકા**– પૂર્વસૂત્રમા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય કર્મબન્ધના કારણો વર્ણવવામાં આવ્યા હવે પાપ તત્ત્વના પ્રસંગથી અશાતા વેદનીય કર્મબંધનના કારણો રજુ કરીએ છીએ. "असायावेयणिज्जं' વગેરે...

અશાતા વેદનીય કર્મ પરદુઃખનતા આદિ બાર, કારણોથી બંધાય છે, તેનાથી જીવને શારીરિક અને માનસિક અશાતા ઉપજે છે. આદિ શબ્દ વડે સંગૃહીત બાર કારણો આ રહ્યાં—

(૧) પરદુઃખનતા—બીજાને અશાતા પહોંચાડવી.

(૨) પરશોચનતા—બીજાને શોક પહોંચાડવો.

(૩) પરજૂરણતા—બીજાને શરીરશોષણ જનક શોક. પહોંચાડવો

(૪) પરતેપનતા—બીજાને અશ્રુપાત થાય એવો શોક પહોંચાડવો

(૫) પરપિડનતા—બીજાને લાઠી વગેરેથી માર મારવો

(૬) પરપરિતાપનતા—બીજાને શારીરિક માનસિક વ્યથા કરવી.

આવી જ રીતે પ્રાણભૂત જીવસત્ત્વોના વિષયમાં પણ પૂર્વોક્ત દુ.ખનતા આદિ છએનું સમાચરણ કરવું (૬+૬=૧૨) આ બાર પ્રકારના કારણોથી જીવને અશાતા વેદનીય કર્મ બાંધવું પડે છે. ॥૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં જ્ઞાનાવરણીય દર્શનાવરણીય કર્મની પ્રત્યનીકતા વગેરે છ, બન્ધના કારણ પ્રતિપાદિત કરવામાં આવ્યા છે હવે પાપ તત્ત્વના પ્રસંગથી અશાતા વેદનીય કર્મબન્ધના કારણોનું વિવરણ કરવામાં આવી રહ્યું છે—'**असायावेयणिज्जं**' વગેરે.

જે કર્મના ઉદયથી સુખ દુઃખનો અનુભવ થાય તે વેદનીય કર્મ કહેવાય છે અથવા જે કર્મ સુખઃદુખના રૂપથી વેદન કરવા યોગ્ય હોય તે વેદનીય કહેવાય છે, તે વેદનીય કર્મ શાતાવેદનીય, અશાતા વેદનીયના ભેદથી બે પ્રકારના છે જેમાં શાતા વેદનીય પુણ્યપ્રકૃતિ જન્ય હોવાથી ચતુર્થ પુણ્યતત્ત્વ અધ્યાયમા તેનું વિવેચન થઈ ચુકયું છે અત્રે પાપતત્ત્વનું પ્રકરણ હોવાથી અશાતાવેદનીય કર્મની વ્યાખ્યા કરવામાં આવે છે

જે કર્મના ઉદયથી જીવને અશાતા અર્થાત્ દુઃખ ઉત્પન્ન થાય તો તે કર્મ અશાતા વેદનીય કહેવાય છે. તે અશાતાવેદનીય કર્મનું બન્ધન પરદુઃખનતા આદિ બાર કારણોથી થાય છે જેનાથી જીવ શારીરિક તથા માનસિક અશાતાનો અનુભવ કરે છે આ કારણો આ પ્રમાણે છે—(૧) પરદુઃખનતા—પોતાના સિવાય બીજાને દરેક પ્રકારે દુઃખ ઉપજાવવું (૨) પરશોચનતા બીજાને દીનતાજનક શોકમાં નાખવો (૩) પરજૂરણતા—બીજાને એવો શોક પહોંચાડવો જેનાથી તેનું શરીર શોષાઈ જાય (૪ પરતેપનતા—જેનાથી અશ્રુનો ધોધ વહેવા માંડે લાળ ઝરવા માંડે એ પ્રકારનો દીલદ્રાવક ઉદ્વેગ પહોંચાડવો (૫) પરપિટ્ટનતા—બીજાને લાઠી વગેરે આયુધોથી મારવો (૬) પરપરિતાપનતા—બીજાને શારીરિક તથા માનસિક વ્યથા પહોંચાડવી—આ છ બોલ સમુચ્ચય જીવોને ધ્યાનમા રાખીને કહેવામા આવ્યા છે એવી જ રીતે પ્રાણભૂત જીવ અને સત્વના વિષયમાં પણ આ જ છ બોલોનું આચરણ કરવું એમ ૧૨ બોલ થયા જેનાથી જીવને અશાતા-વેદનીય કર્મ બંધાય છે તે પ્રાણ ભૂત જીવસત્ત્વની વ્યાખ્યા આ પ્રમાણે છે—

વિકલેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય પ્રાણ કહેવાય છે જીવ શબ્દથી પંચેન્દ્રિય ગ્રહણ કરવામા આવે છે. ભૂત શબ્દથી વનસ્પતિકાય અને પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ એ સત્ત્વ કહેવાય છે, વળી કહ્યુ પણ છે—'**प्राणा-द्वि-त्रि-चतुः प्रोक्ताः**" વગેરે

આ ચારેયને સંતાપ પહોંચાડવાથી, શોક પહોંચાડવાથી, જૂરણ-અર્થાત શરીર સુકાઈ જાય એવો શોક પહોંચાડવાથી, તેપન—જેનાથી અશ્રુપાત થાય, બૂમાબૂમ કરવા લાગે એ જાતની ગ્લાની પહોંચાડવાથી, પિટ્ટન—લાઠી વગેરે સાધનોથી માર મારવાથી અને પરિતાપન-શારીરિક માનસિક સન્તાપ પહોંચાડવાથી જીવને અશાતા-વેદનીય કર્મ બાંધવું પડે છે ॥ ૪ ॥

'**तित्थयरायरियोवज्झाय**' ઇત્યાદિ

**સૂત્રાર્થ**—તીર્થંકર, આચાર્ય ઉપાધ્યાય, કુળ, ગણ, સંઘ, શ્રુત, ધર્મ અને દેવોનો અવર્ણવાદ કરવાથી મિથ્યાત્વનો બન્ધ થાય છે ॥ ૫ ॥

**તત્ત્વાર્થદીપિકા**—બ્યાંશી પાપકર્મ પ્રકૃતિઓ-પૈકી પૂર્વસૂત્રમા અશાતાવેદનીય કર્મના

બન્ધના કારણોની પ્રરૂપણા કરવામાં આવી હવે મિથ્યાત્વ મોહનીય કર્મ બાંધવાના હેતુઓનું વિવેચન કરવામા આવે છે -

તીર્થંકરની આચાર્યોની ઉપાધ્યાયોની, કુળની ગણની, સંઘ, અર્થાત્ શ્રમણ શ્રમણી, શ્રાવક અને શ્રાવિકાઓના સમુદાયની, અર્હન્ત ભગવાન દ્વારા પ્રણીત અંગોપાંગ સહિત આગમોની પાંચ મહાવ્રતોના સાધન ભૂત ધર્મની, ચારે પ્રકારના દેવોની અર્થાત્ ભવનવાસિ વાનવ્યન્તર જ્યોતિષ્ક તેમજ વૈમાનિક દેવોની નિન્દા કરવાથી મિથ્યાત્વ કર્મ બંધાય છે ॥૫॥

**તત્વાર્થનિર્યુક્તિ**—અગાઉ જ્ઞાનાવરણીય આદિ જે બ્યાંશી પ્રકારના પાપકર્મ ભોગ કહેવામા આવ્યા હતા તે પૈકી મતિ આદિ પાંચ જ્ઞાનાવરણીયો ચક્ષુ દર્શનાવરણીય આદિ નવ દર્શનાવરણીઓ અને અશાતાવેદનીય પાપકર્મ બાંધવાના કારણોનું પ્રતિપાદન કરવામા આવ્યું છે, હવે ક્રમપ્રાપ્ત મિથ્યાત્ત્વ દર્શનમોહનીય પાપકર્મના બંધ હેતુઓનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

તીર્થંકર આચાર્ય ઉપાધ્યાય, કુળ ગણ, સંઘ, શ્રુત, ધર્મ અને દેવોનો અવર્ણવાદ કરવાથી— મિથ્યાત્વ કર્મ બંધાય છે.

સમ્પૂર્ણ જ્ઞાનાવરણ કર્મના ક્ષયથી ઉત્પન્ન થનારા તેમજ સમસ્ત જ્ઞેય પદાર્થોને જાણવાવાળા કેવળજ્ઞાનથી સમ્પન્ન તીર્થંકરોની અર્થાત્ શ્રી અરિહન્ત ભગવન્તોની, આચાર્યોની ઉપાધ્યાયોની, જેઓ સમ્યગ્જ્ઞાન-દર્શન અને ચારિત્રથી સમ્પન્ન હોય છે, રાગ દ્વેષ અથવા મોહના આવેશથી નિન્દા કરવાના કારણે અર્થાત્ અસત્ ભૂત દોષોને પ્રગટ કરવા રૂપ અવર્ણવાદ કરવાથી

આવી જ રીતે કુળ અને ગણનો અવર્ણવાદ કરવાથી અથવા સમ્યક્ત્વ-જ્ઞાન સંવર અને તપ રૂપ ચાર પ્રકારના સઘનો અવર્ણવાદ કરવાથી,

તે જ રીતે તીર્થંકરો દ્વારા પ્રતિપાદિત આચારાગથી લઈને દષ્ટિવાદ પર્યન્તના, અંગોના અનુવાદ રૂપ ઔપપાતિક વગેરે ઉપાંગો સહિત શ્રુત-પ્રવચન-આગમનો અવર્ણવાદ કરવાથી તથા પંચમહાવ્રતોથી ઉત્પન્ન થનારા ક્ષમા આદિ સ્વરૂપવાળા દશલક્ષણ ક્ષમા આદિ ધર્મનો અવર્ણવાદ કરવાથી,

તપ અને સંયમની આરાધના કરીને દેવગતિ પ્રાપ્ત કરનારા તથા પરિપક્વ તપ અને બ્રહ્મચર્યથી જેઓને દેવાયુની પ્રાપ્તિ થઈ છે એવા ભવનપતિ, વાનવ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોનો અવર્ણવાદ કરવાથી મિથ્યાત્વ રૂપ દર્શન મોહનીય પાપકર્મ બંધાય છે.

આ પૈકી તીર્થંકરોનો અવર્ણવાદ આ રીતે થાય છે—અર્હન્ત નથી-હોતાં નથી તેઓ જાણવા છતાં કેવાં ભોગ ભોગવે છે ! સમવસરણ આદિ રૂપ પ્રાભૃતિનો આશ્રય લે છે ! વગેરે આચાર્યો અને ઉપાધ્યાયો વગેરેનો અવર્ણવાદ જેમકે આ બાળક છે ! વગેરે કહેવું એક જ ગુરૂના શિષ્યો જેઓ સાધુ હોય છે તેમનો સમૂહ કુળ કહેવાય છે અને અનેક ગુરૂઓના શિષ્યોનો સમૂહ ગણ કહેવાય છે તેમનો અવર્ણવાદ કરવાથી પણ મિથ્યાત્વ-મોહનીય બંધાય છે. શ્રમણ આદિના સંઘનો અવર્ણવાદ જેમકે--આ સાધુઓમાં તો માત્ર બાહ્ય શૌચનો જ આચાર છે, પૂર્વજન્મમાં તેઓ પાપ ઉપાર્જન કરીને આવ્યા છે, તેને લીધે જ વાળનો લોંચ, આતાપના

વગેરેના દુ.ખો ભોગવે છે, તેઓ કલહપ્રિય છે, અસહનશીલ છે,તેઓએ પૂર્વભવમાં દાન આપ્યું નથી, પછીના જન્મમાં પણ દુ:ખ જ ભોગવશે, વગેરે આ પ્રકારે જ સાધ્વીઓનો અવર્ણવાદ પણ સમજવો અને શ્રાવક શ્રાવિકાઓનો પણ અવર્ણવાદ આ ધોરણે જ સમજવાનો છે.

અથવા સામાન્ય રૂપથી સંઘનો—અવર્ણવાદ કરવો, જેમ—ગધેડા, શિયાળ, કાગડાં અને કુતરાઓનો સમૂહ પણ સંઘ જ ગણાય છે પછી સંઘમાં કોઈ વિશેષતા જ શું છે ? સંઘમાં કંઈ પણ ગૌરવની વાત નથી.

શ્રુતનો અવર્ણવાદ જેવી રીતે—આગમ મૂર્ખાઓની પ્રાકૃતભાષામાં લખાયુ છે ! વ્રત દેહ-દમન પ્રાયશ્ચિત્ત, અને પ્રમાદના ઉપદેશની પુનરૂક્તિઓ તેમાં ખડકેલી છે, ખોટા-ખોટા અપવાદો બતાવ્યાં છે, વગેરે—

પૂર્ણ રૂપથી હિંસા વગેરેથી વિરતિરૂપ પાંચમહાવ્રત હેતુક તથા ક્ષમા આદિ દસ લક્ષણોવાળા ધર્મનો અવર્ણવાદ આવી રીતે થાય છે—સ્વર્ગ અને મોક્ષના કારણ રૂપ કહેવામાં આવતો ધર્મ પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી જાણી શકાતો નથી ધર્મ અપ્રાણિક છે એવું કહી શકાતું નથી. પુદ્ગલ ધર્મ આ પદના વાચ્ય હોઈ ન શકે કારણ કે ધર્મ પુદ્ગલ હોઈ શકે નહીં ધર્મ આત્માનું પરિણામ પણ થઈ ન શકે કારણ કે તેને જો આત્માનું પરિણામ કહીશું તો ક્રોધાદિ પરિણામ પણ ધર્મ કહેવાશે.

ભવનપતિ વાનવ્યન્તર જ્યોતિષ્ક અને વૈમાનિક દેવોનો અવર્ણવાદ આ રીતે સમજવો જોઈએ—બીજા બળવાન દેવ અલ્પબળવાળા દેવોને દૂર કરી પોતાના કબ્જે કરી લે છે ? તેમની આંખો સ્થિર રહે છે આંખોની પાંપણ ફરકતી નથી તેઓ અત્યંત અસતભૂત દોષોને પ્રગટ કરાવવાળા હોય છે.

આવી જ રીતે તીવ્ર મિથ્યાત્વરૂપ પરિણામથી ખોટા માર્ગનો બોધ આપવો લોકોની બુદ્ધિમા ભેદ ઉત્પન્ન કરવો અર્થાત્ તેમની શ્રદ્ધાને ઢીલી પાડવી, આવેશને વશ થઈ વગર વિચાર્યે અપકૃત્ય કરી બેસવું, અસંયમી પુરૂષોના ગુણગાન ગાવા—આ બધાં સંસાર-વૃદ્ધિના મૂળ કારણ-અનંત સંસારને વધારવાના દર્શનમોહનીય રૂપ મિથ્યાત્વ પાપકર્મ બાંધવાના કારણો ગણાય.

સ્થાનાગસૂત્રના સ્થાન ૫ ઉદ્દેશક ૨ માં કહ્યુ છે--પાંચ કારણોથી જીવ દુર્લભ બોધિવાળા કર્મોનું ઉપાર્જન કરે છે—(૧) અર્હન્તોનો અવર્ણવાદ કરવાથી (૨) અર્હન્તે ભાખેલા ધર્મનો અવર્ણવાદ કરવાથી (૩) આચાર્ય અને ઉપાધ્યાયોનો અવર્ણવાદ કરવાથી (૪) ચતુર્વિધસઘનો અવર્ણવાદ કરવાથી (૫) પરિપકવ તપ અને બ્રહ્મચર્યનું ફળ ભોગવનારા દેવોનો અવર્ણવાદ કરવાથી ॥૫॥

**'तिव्वकसायजणियत्त परिणामेणं** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—તીવ્ર કષાયના ઉદયથી . ઉત્પન્ન આત્માના પરિણામોથી ચારિત્રમોહનીય કર્મ બંધાય છે ॥૬॥

**તત્ત્વાર્થદીપિકા**--પૂર્વસૂત્રમાં મિથ્યાત્વરૂપ દર્શનમોહનીય પાપકર્મ બાંધવાના કારણોનું સ્વરૂપ વર્ણવવામા આવ્યું હવે અનન્તાનુબન્ધી ક્રોધ આદિ સોળ કષાયો અને હાસ્ય વગેરે નવ અકષાયો બાંધવાના કારણો જોઈશું—

તીવ્ર કષાયના કારણે આત્મામાં જે પરિણામ ઉત્પન્ન થાય છે તેનાથી સોળ પ્રકારના કષાય વેદનીય અને નવ પ્રકારના અકષાય વેદનીય ચારિત્રમોહનીય પાપકર્મ બંધાય છે. તાત્પર્ય એ છે કે ક્રોધ, માન, માયા અને લોભ આદિ કષાયોના ઉદયથી આત્મામાં જે તીવ્ર પરિણામ-વિશેષ ઉત્પન્ન થાય છે તેનાથી સોળ પ્રકારના કષાયવેદનીય અને નવ પ્રકારનાં અકષાયવેદનીય પાપકર્મ બંધાય છે. ॥૬॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—અગાઉ બ્યાંશી પ્રકારનાં પાપકર્મમાંથી પાંચ પ્રકારના જ્ઞાનાવરણીય નવ પ્રકારના દર્શનાવરણીય, સાતા-અસાતા વેદનીય અને મિથ્યાત્વ પાપકર્મોના બન્ધના હેતુઓનું પ્રતિપાદન કરવામાં આવ્યું, હવે ક્રમપ્રાપ્ત સોળ પ્રકારના ચારિત્રમોહનીય પાપકર્મ બંધાવવાના કારણોનું પ્રતિપાદન કરીએ છીએ.

તીવ્ર કષાયથી ઉત્પન્ન આત્માના પરિણામોથી સોળ કષાય તથા નવ અકષાય રૂપ ચારિત્ર મોહનીય પાપકર્મ બંધાય છે.

**कषन्ति** અર્થાત્ જીવને નર્કગતિ વગેરે દુર્ગતિમાં જે નાખે છે તેને કષાય કહે છે અથવા **कष्यते** કહેતા જેમની દ્વારા જીવ સંસાર પ્રતિ આકર્ષિત કરાય છે તે કષાય. અથવા **कषति** જે, વિષય રૂપી તલવારથી પ્રાણિઓનો ઘાત કરે તે કષ અર્થાત્ સંસાર તેનો જેનાથી આય-લાભ, થાય તે કષાય અથવા **कष्यते** કહેતાં સંસારરૂપી અટવી (વન)માં ગમન-આગમન રૂપ કાંટાઓમા પ્રાણી જેના વડે ઘસડાય છે તેમને કષાય કહે છે અથવા **कष्यते** અર્થાત્ જેમની દ્વારા કર્મભૂમિ સુખ-દુઃખ આદિ ધાન્ય-ફળને અનુરૂપ બનાવાય છે તે કષાય છે ક્રોધ, માન, માયા તથા લોભ એ ચાર, કષાયોદયથી ઉત્પન્ન થનારાં આત્માના જે તીવ્ર પરિણામ અર્થાત્ અધ્યવસાય છે, જેવી રીતે રૂપ, રસ, ગન્ધ અને સ્પર્શ આદિ વિષયોમાં લોલુપતા, અદેખાઈ, અસત્યભાષણ, વક્રતા, પરસ્ત્રી તરફ પ્રેમભાવ વગેરે, આવા પરિણમન વિશેષથી સોળ કષાય વેદનીય અને નવ અકષાયવેદનીય રૂપ ચારિત્રમોહનીય કર્મ બંધાય છે આમાંથી સોળ કષાય આ છે—

અનન્તાનુબંધી ક્રોધ, માન, માયા લોભ (૪) અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા લોભ (૪) પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માન, માયા લોભ (૪), સંજ્વલન ક્રોધ, માન, માયા લોભ (૪) આ કષાયોના ઉદય રૂપ તીવ્ર પરિણામ ચારિત્રમોહનીય બંધાવાના કારણો છે.

નવ અકષાય આ છે :-(૧) હાસ્ય (૨) રતિ (૩) અરતિ (૪) ભય (૫) જુગુપ્સા (૬) શોક (૭) સ્ત્રીવેદ (૮) પુરુષવેદ અને (૯) નપુંસકવેદ.

(૧) હાસ્યમોહનીય કર્મના ઉદયથી મોઢું પહોળું કરીને હસવું, દીનાભિલાષિત્વ કન્દર્પ, મશ્કરી, અતિપ્રલાપ, હાસશીલતા આદિ હાસ્ય વેદનીય કર્મ બંધાવવાના કારણો છે,

(૨) મોહનીય કર્મના ઉદયથી વિષયો તરફ ચિત્તની અભિરુચિ થવી, વિવિધ પ્રકારથી ક્રીડા કરવી, બીજાના મનને આકર્ષિત કરવું,'અનેકરીતે રમણ કરવું, દુઃખનો અભાવ—દેશાદિનાં વિષયમા ઉત્સુકતા-પ્રીતિ—ઉત્પન્ન કરવી . વગેરે કારણોથી રતિવેદનીય કર્મ બંધાય છે.

(૩) મોહનીય કર્મના ઉદયથી પોતાની જ તરફ ભયના પરિણામનું ઉત્પન્ન થવું, અન્યને ભય ઉપજાવવો, ઉપજવો, હીનતા થવી, ત્રાસ પામવો અગર, પમાડવો વગેરે ભય કર્મ

બાંધવાના કારણ રૂપ હોય છે.

(૪) મોહનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થનારા મનોવિકાર, પરરાજ, પ્રાદુર્ભાવ, રતિવિધ્વંસ પાપશીલતા, અશુભ કૃત્યોમાં પ્રોત્સાહન, ચૌર્ય આદિ અરતિવેદનીય પાપ કર્મ બાંધવાના કારણો છે.

(૫) ધર્મનું આચરણ કરવામાં તત્પર શ્રમણ, શ્રમણી, શ્રાવક શ્રાવિકાના કુશળ ક્રિયાના આચરણ તરફ નફરત રાખવી, તેમની કુથળી કરવી વગેરે કારણોથી જુગુપ્સા કર્મ બંધાય છે.

(૬) ઇચ્છિત વસ્તુનો વિયોગ અને અણગમતી વસ્તુની પ્રાપ્તિ થવાથી મનમાં શોકનો ઉદ્વેગ થયો, શોકમાં ડૂબેલાં રહેવું બીજાને દુઃખ પહોંચાડવું, વગર કારણે શોકાતુર બન્યા રહેવું, વગેરે કારણોથી શોકવેદનીય કર્મ બંધાય છે.

(૭) અદેખાઈ અસત્યભાષણ, વક્રતા, પરસ્ત્રી લંપટતા વગેરેથી સ્ત્રીવેદ બંધાય છે.

(૮) સીધો-સરળ વ્યવહાર કરવાથી, પોતાની સ્ત્રીમાં રતિપ્રિયતા હોવાથી, અદેખાઈનો અભાવ થવાથી પુરૂષ વેદ કર્મ બંધાય છે.

(૯) તીવ્ર ક્રોધ વગેરેથી પશુઓના મુંડનમાં રતિ થવી, સ્ત્રી અને પુરુષ-બંનેની સાથે કામભોગ સેવન કરવાની ઇચ્છા અથવા કુટેવ હોવી, શીલવ્રત તથા ગુણવાળાના તીવ્ર વિષયો પ્રતિ તીવ્ર અભિલાષા થવી આ બધાં નપુંસકવેદ બંધાવાના કારણરૂપ છે.

તાત્પર્ય એ છે કે પરમ ધર્મનિષ્ઠ શ્રમણોની નિન્દા કરવાથી, જેઓ ધર્માચરણ કરવામાં તત્પર છે તેમના ધર્માચરણમાં બાધાઓ નાખવાથી, દેશવિરત જનોના ધર્મકૃત્યમા અન્તરાય નાખવાથી, દારુ, માસ તથા મધના ભાગમા ગુણ સમજવાથી, ચારિત્રગુણને દૂષિત કરવાથી, કુત્સિત-ચારિત્રને સચ્ચરિત્ર સમજવાથી અને બીજાનાં કષાયો તથા અકષાયોની ઉદીરણા કરવાથી મોહનીય કર્મ બંધાય છે

ભગવતીસૂત્રમાં કહ્યું છે—મોહનીય કર્મ—શરીરપ્રયોગની બાબતમા પ્રશ્નોત્તરી હે, ગૌતમ ! તીવ્ર ક્રોધ કરવાથી, તીવ્ર માન કરવાથી. તીવ્ર માયાના સેવનથી, તીવ્ર લોભથી, તીવ્ર દર્શન-મોહનીયથી અને તીવ્ર ચારિત્ર મોહનીયથી મોહનીય કર્મ બધાય છે ॥ ૬ ॥

'महारंभ महापरिग्गहा' ઇત્યાદિ

**સૂત્રાર્થ**—મહારંભ, મહાપરિગ્રહ. પંચેન્દ્રિયવધ અને માંસભક્ષણથી નરકાયુ બંધાય છે ॥ ૭ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં સોળ કષાયવેદનીય અને નવ અકષાયવેદનીય પાપકર્મોના બન્ધહેતુ પ્રતિપાદન કરવામા આવ્યા હવે નરકાયુ કર્મના બંધાવાના કારણોની પ્રરૂપણા કરીએ છીએ—મહાન્ આરંભ, મહાન્ પરિગ્રહ, પંચેન્દ્રિય જીવોનો વધ અને માંસાહાર કરવાથી નરકાયુ બંધાય છે.

પ્રાણિઓને દુ ખ ઉપજાવનારી પ્રવૃત્તિ આરંભ કહેવાય છે. ક્ષેત્ર, વાસ્તુ (મકાન) હીરણ્ય (ચાંદી) સોના વગેરે પરપદાર્થમાં મમત્ત્વ હોવો એ પરિગ્રહ છે. પચેન્દ્રિય-જીવોની હિંસા તથા માંસાહાર પ્રસિદ્ધ જ છે. આ ચાર કારણોથી નરકાયુ કર્મ બધાય છે. ॥ ૭ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વોક્ત કહેલી પાપકર્મ-પ્રકૃતિઓમાંથી પાચ જ્ઞાનાવરણ નવ દર્શનાવરણ, અસાતાવેદનીય, મિથ્યાત્વ, સોળ કષાયવેદનીય અને નવ અકષાય-વેદનીય પાપ-

કર્મોનાં બન્ધના કારણો બતાવવામાં આવ્યા છે. હવે ક્રમપ્રાપ્ત નરકાયુ પાપકર્મના બંધહેતુઓનું કથન કરવામા આવે છે—

મહારંભ, મહાપરિગ્રહ, પંચેન્દ્રિયવધ અને માંસાહારથી નરકાયુ કર્મ બંધાય છે. પ્રાણાતિપાત જનક વ્યાપારને આરંભ કહે છે. ધન-ધાન્ય-ક્ષેત્ર-વાસ્તુ વગેરે બાહ્ય પદાર્થોમાં મમતા રાખવી પરિગ્રહ છે મહાન્ આરંભ અને મહાન પરિગ્રહ મહારંભ તથા મહાપરિગ્રહ કહેવાય છે. આનાથી તેમજ પંચેન્દ્રિય જીવોનો વધ અને માંસ ભક્ષણ કરવાથી નરકાયુ કર્મ બંધાય છે.

આ કથનનો સારાંશ એ છે કે હિંસા આદિ ઘાતકી કર્મોથી સદા પ્રવૃત્ત રહેવાથી પારકી થાપણ ઓળવવાથી, ઇન્દ્રિય-વિષયોમાં અત્યન્ત રચ્યાપચ્યા રહેવાથી કૃષ્ણલેશ્યાના કારણે ઉત્પન્ન થનાર રૌદ્ર-ધ્યાનથી, પંચેન્દ્રિય પ્રાણીના વધથી અને માંસાહાર આદિથી નરકાયુ પાપકર્મ બંધાય છે.

સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનના ઉદ્દેશક ચોથામાં કહ્યું છે—'ચાર કારણોથી નરકાયુ કર્મનું ઉપાર્જન થાય છે—મહાઆરંભ-કરવાથી, પંચેન્દ્રિયના વધથી, મહાપરિગ્રહથી અને માંસ-ભક્ષણ કરવાથી. ॥૭॥

'जोगवक्कत्तविसंवायणेहिय' ઇત્યાદિ

**સૂત્રાર્થ**—યોગોની વક્રતા અને વિસંવાદથી અશુભ નામ કર્મ બંધાય છે ॥૮॥

**તત્ત્વાર્થદીપિકા**—આગળના સૂત્રમાં નરકાયુ પાપ કર્મ બાંધવાના કારણોની પ્રરૂપણા કરવામાં આવી, હવે ક્રમાનુસાર ચોત્રીશ પ્રકારનાં અશુભ નામ કર્મ બંધાવાના કારણોની ચર્ચા કરીએ છીએ—

યોગની વક્રતા અને વિસંવાદથી અશુભ નામકર્મ બંધાય છે

યોગનો અર્થ થાય છે આત્માની એક વિશેષ શક્તિ જે કરણરૂપ હોય છે તેના ત્રણ પ્રકાર છે—મન, વચન અને કાયા તેની વક્રતાનો અર્થ છે કુટિલતાપૂર્વક પ્રવૃત્તિ જેમકે મનથી કંઈક વિચારવું વચનથી કંઈ બીજું જ કહેવું તથા કાયાથી અન્ય પ્રકારની જ પ્રવૃત્તિ કરવી એને યોગવક્રતા કહે છે.

વિસંવાદનો આશય છે—અન્યથા પ્રવૃત્તિ, કરવી, બીજાને છેતરવા સૂત્રમા—ચ પદનો જે પ્રયોગ કરવામાં આવ્યો છે તેનાથી મિથ્યાદર્શન, પૈશુન્ય, ચંચલ-ચિત્તતા, ખોટું જોખવું-માપવું અને બીજાની નિન્દા કરવી વગેરે અર્થ લેવામાં આવ્યા છે. આ યોગવક્રતા અને વિસંવાદ આદિ કારણોથી—નરકગતિ આદિ ચોત્રીશ પ્રકારના અશુભ નામ કર્મ બંધાય છે ॥૮॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—અગાઉ બતાવી દેવામાં આવ્યું છે કે મહાઆરંભ, મહાપરિગ્રહ, પંચેન્દ્રિય વધ અને માંસાહારથી નરકની આયુ બંધાય છે હવે અનુક્રમથી પ્રાપ્ત નરકગતિ આદિ ચોત્રીશ પ્રકારના નામ કર્મ બંધાવા રૂપ કારણો રજુ કરીએ છીએ—

યોગોની વક્રતા અને વિસંવાદ કરવાથી અશુભ નામ કર્મ બંધાય છે.

કાયા વચન અને મન આ ત્રણ યોગ છે તેમની વક્રતા કહેતાં કુટિલતા પૂર્ણ પ્રવૃત્તિને યોગવક્રતા કહેવામાં આવેલ છે. અન્યથા પ્રવૃત્તિને વિસંવાદ કહે છે યોગ વક્રતા સ્વગત હોય છે જ્યારે વિસંવાદન પરગત હોય છે.

કાયાની વક્રતા કુબ્જ (કુબડો) વામન (ઠીંગણો નિકૃષ્ટ અંગ-પ્રત્યંગ આંખોનું સંકોચન, મટકા, મળ, વ્યાધિ, વિદૂષક સ્ત્રી-પુરૂષ, મડદાં વગેરેના આકારો દ્વારા અયથાર્થને પ્રકટ કરવું એવો અર્થ થાય છે. કપટયુક્ત બોલવું એ વચનની વક્રતા છે. મનમાં બીજી વાત વિચારીને લોક અથવા સમાજમાં પૂજા-પ્રતિષ્ઠા અથવા આદર-સન્માન વગેરે મેળવવાની અભિલાષાથી વચન વડે કંઈક બીજું જ કહેવું અને શરીરથી બીજા જ પ્રકારનું આચરણ કરવું એ મનની વક્રતા છે આમ કાય યોગ આદિની વક્રતા સ્વવિષયક જ હોય છે.

વિસંવાદનનો સમ્બન્ધ બીજાની સાથે હોય છે. તેનો અર્થ છે અન્યથા પ્રવૃત્તિ જે વાત સાચી છે તેને ખોટી સાબીત કરવી વિસંવાદ છે અથવા અત્યન્ત પ્રેમાળ બાપ અને બેટાની વચ્ચે મનદુઃખ ઉભુ કરવું—તેમનો પ્રેમ નાશ કરી દેવો વિસંવાદ કહેવાય છે.

સૂત્રમાં ગ્રહણ કરવામાં આવેલ 'ચ' પદથી મિથ્યાદર્શન, માયિક પ્રયોગ, પૈશુન્ય, ચંચલ-મનોવૃત્તિ, ખોટાં માપ-તોલ અર્થાત્ ઓછુ-વધારે માપવું-જોખવું, કોઈપણ એક વસ્તુમાં બીજી વસ્તુની ભેળસેળ કરવી અને જુઠી સાક્ષી પુરવી વગેરે સમજવાના છે. આ કારણોથી ચોંત્રીશ પ્રકારના અશુભ નામકર્મ, બંધાય છે. તે આ રીતે ચોંત્રીશ પ્રકાર છે—(૧) નરક-ગતિ (૨) તિર્યંચગતિ (૩) એકેન્દ્રિયજાતિ (૪) દ્વીન્દ્રિયજાતિ (૫) ત્રીન્દ્રિયજાતિ (૬) ચતુરિન્દ્રિયજાતિ, (૭) ન્યગ્રોધપરિમંડળ (૮) સાદિ (૯) કુબ્જ (૧૦) વામન અને (૧૧) હુન્ડ સંસ્થાન (૧૨) અર્ધવજ્રર્ષભનારાચસંહનન (૧૩) નારાચ સંહનન (૧૪) અર્ધનારાચસંહનન (૧૫) કીલિકાસંહનન (૧૬) સૃપાટિકાસંહનન (૧૭) અપ્રશસ્ત રૂપ (૧૮) અપ્રશસ્ત રસ (૧૯) અપ્રશસ્ત ગન્ધ (૨૦) અપ્રશસ્ત સ્પર્શ (૨૧) નરકગત્યાનુપૂર્વી (૨૨) તિર્યગ્ગત્યાનુપૂર્વી (૨૩) ઉપઘાત નામ (૨૪) અપ્રશસ્ત વિહાયોગતિ (૨૫) સ્થાવર નામ (૨૬) સૂક્ષ્મનામ (૨૭) અપર્યાપ્તક નામ (૨૮) સાધારણ નામ (૨૯) (અસ્થિર નામ) (૩૦) અશુભ નામ (૩૧) દુર્ભગનામ (૩૨) અનાદેયનામ (૩૩) દુઃસ્વરનામ અને (૩૪) અયશઃ કીર્તિનામ.

શ્રી ભગવતિ સૂત્રમાં શતક ૮ ઉદ્દેશક ૯માં કહ્યું છે—અશુભનામ કર્મના વિષયમાં પ્રશ્ન ? તેનો જવાબ એ છે કે—"ગૌતમ" ! કાયાની ઋજુતા ન હોવાથી અર્થાત્ વક્રતા હોવાથી..... વિસંવાદતા યોગથી અશુભ નામ કર્મ બંધાય છે.

આ સ્થળે પહેલા જે 'જીવ' શબ્દ આવ્યો છે તેનાથી ભાષાની ઋજુતા ન હોવી. અર્થાત્ મનની ઋજુતા ન હોવી અર્થાત્ મનની વક્રતા સમજવા. તથા બીજા 'જીવ' શબ્દથી શરીર ઈ. સમજવા. ॥ ૮ ॥

'अट्ठहिं मयट्ठाणेहिं नीया गोयकम्मं'

**સૂત્રાર્થ**—આઠ પ્રકારના મદસ્થાનોથી અર્થાત્ મદ કારણોથી નીચગોત્ર બંધાય છે ॥૯॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં ચોંત્રીશ પ્રકારનાં નરકગત્યાદિ અશુભકર્મ બાંધવાના હેતુ રૂપ કાયાદિયોગોની વક્રતા તથા વિસંવાદનાદિની પ્રરૂપણા કરવામા આવી હવે ક્રમપ્રાપ્ત નીચ ગોત્ર કર્મ બાંધવાના કારણોની પ્રરૂપણા કરીએ છીએ—

આઠ પ્રકારના મદસ્થાનોથી અર્થાત્ જાતિ કુળ, બળ, રૂપ, તપ, શ્રુત, લાભ તથા ઐશ્વર્ય આ આઠેનાં વિષયમાં અહંકાર કરવાથી નીચ ગોત્રકર્મ બંધાય છે ॥ ૯ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં બ્યાંશી પ્રકારના પાપકર્મોમાં ક્રમથી પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, મિથ્યાત્વ, સોળ કષાય નવ અકષાય, નરકાયુ નરકગતિ વગેરે ચોત્રીશ પ્રકારના અશુભ નામકર્મ બંધાવાના કારણોનું પ્રતિપાદન કરવામાં આવ્યું હવે અહીં ક્રમાનુસાર નીચ ગોત્ર કર્મ બંધાવાના કારણોનું પ્રતિપાદન કરવામાં આવે છે—

આઠ પ્રકારના જાતિ, મદ આદિ મદસ્થાનોથી અર્થાત્ જાત આદિ આઠેના વિષયમાં અહંકાર કરવાથી નીચ ગોત્રકર્મ બંધાય છે તે આઠ આ પ્રમાણે છે—જાતિ, કુળ, બળ, રૂપ, શ્રુત, લાભ અને ઐશ્વર્ય. દાખલા તરીકે—જાતિ-મદથી—હું સહૂ કરતાં માતૃપક્ષરૂપ જાતિમાં ઉંચો છુ, એવી રીતે જાતિ સમ્બન્ધી અહંકારથી (૧) કુળના મદથી—મારો પિતૃપક્ષ-વંશ સર્વ શ્રેષ્ઠ છે—હું ઉત્તમ વંશજ છું આ જાતના કુળ સમ્બન્ધી અહંકારથી (૨) બળ મદથી—બધા કરતા હું શક્તિશાળી વ્યક્તિ છું એ જાતનો બળનો અહંકાર કરવાથી (૩), રૂપમદથી—મારું રૂપ સૌન્દર્ય દિવ્ય છે એમ રૂપનો અહંકાર કરવાથી (૪) તપ—મદથી . હું ઉગ્રતપસ્વી છું મારા જેવી કઠોર તપસ્યા કોણ કરી શકે છે ? એવો તપનો અહંકાર કરવાથી (૫), શ્રુત મદથી—હું બધાં આગમોનો જાણકાર છું, મારૂં જ્ઞાન વિશાળ છે એ રીતે શ્રુત સમ્બન્ધી અહંકારથી (૬), લાભમદથી ફાયદો જ ફાયદો થાય છે જે વસ્તુની-ઇચ્છા કરૂ છું તે વસ્તુ મને આવી મળે છે એવો લાભનો અહંકાર કરવાથી (૭) આવી જ રીતે ઐશ્વર્યમદથી—અર્થાત્ અધિકાર પદવી પરિવાર, ઋદ્ધિઆદિ સંપત્તિ જે મારી પાસે છે તે અનુપમ અને અઢળક છે એવો ઐશ્વર્ય બાબતનો અહંકાર કરવાથી (૮), અર્થાત્ આ આઠ પ્રકારના મદ—અહંકારથી જીવ નીચ ગોત્રકર્મ બાંધે છે આ જ વિષયમાં ભગવતીસૂત્ર શતક ૮ના ઉદ્દેશક ૯માં ભગવાને આવું જ કહેલ છે ॥૯॥

**'दाणादीणं विग्घकरणेणं अंतराइयकम्मं'**

**સૂત્રાર્થ**—દાન વગેરેમાં હરકત પહોંચાડવાથી અન્તરાય કર્મ બંધાય છે ॥૧૦॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જ્ઞાનાવરણ આદિ બ્યાંશી પ્રકારનાં પાપકર્મોમાંથી ક્રમપ્રાપ્ત-નીચ ગોત્ર કર્મ બંધાવાના કારણોની પ્રરૂપણા કરવામાં આવી હવે અંતિમ કર્મ અન્તરાયકર્મ બાંધવાના કારણોની પ્રરૂપણા કરવામાં આવે છે—

દાન આદિ અર્થાત્ દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યમાં વિઘ્ન નાખવાથી, બાધા પહોંચાડવાથી ...અન્તરાય કર્મ બંધાય છે તાત્પર્ય એ છે કે દાન લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યમાં વિઘ્ન નાંખવું એ અન્તરાય કર્મ બાંધવાના કારણો છે ॥૧૦॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલા જ્ઞાનાવરણીય આદિ બ્યાશી પ્રકારના પાપકર્મ બાંધવાના કારણોનું પ્રતિપાદન કરવામા આવ્યું છે. હવે અન્તમાં બાકી રહેલા અન્તરાય કર્મના બાંધવાના કારણોનું પ્રતિપાદન કરવા માટે કહેવામાં આવ્યું છે—દાન લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યમાં વિઘ્ન નાખવાથી અન્તરાય કર્મ બંધાય છે. પોતાની વસ્તુ—પોતાની સત્તાનો ભાગ કરી અન્યને આપવી તેને દાન કહે છે (૧) કોઈ વસ્તુની પ્રાપ્તિ થવી તેને લાભ કહે છે (૨) જે એકવાર ભોગવવામાં આવે તેને ભોગ કહે છે દા. ત આહાર વગેરે (૩) જે વારંવાર ભોગવવામાં આવે છે તે ઉપભોગ છે દા.ત, વસ્ત્રાદિ (૪) ધર્મ—આરાધના વગેરેમાં ઉજમાળ રહેવું એ વીર્ય છે. (૫) આ દાનાદિ પાંચેમાં વિઘ્ન નાખવું એ અન્તરાય કર્મ બાંધવાના કારણો છે.

જે કર્મના ઉદયથી દાન આપવાં યોગ્ય વસ્તુનું પણ દાન દઈ શકાતું નથી તે દાનાન્તરાય કર્મ કહેવાય છે. જે કર્મના ઉદયથી પ્રાપ્ત કરનાર, પ્રાપ્ય વસ્તુને મેળવવામાં અસમર્થ હોય છે તે લાભાન્તરાય કર્મ છે જે કર્મના ઉદયથી ભોજન વગેરેને ભોગવવા માટે શક્તિમાન હોવા છતાં પણ જીવ તે ભોગવી શકતો નથી તે ભોગાન્તરાય કર્મ છે જે કર્મના ઉદયથી વસ્ત્ર વગેરેનો ઉપભોગ કરવામાં સમર્થ હોવા છતાં જીવ તેનો ઉપભોગ ન કરી શકે તે ઉપભોગાન્તરાય કર્મ કહેવાય છે જે કર્મના ઉદયથી જીવમાં વીર્ય–ઉત્સાહ–પરાક્રમ ન ઉદ્ભવે તેને વીર્યાન્તરાય કર્મ સમજવું જોઈએ.

સારાંશ એ છે કે દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યમાં વિઘ્ન ઉપસ્થિત કરવાથી અનુક્રમથી દાનાન્તરાય વગેરે કર્મ બંધાય છે.

વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ શ્રી ભગવતીસૂત્રના શતક ૮, ઉદ્દેશક ૯માં કહ્યું છે—દાનમાં અન્તરાય નાખવાથી લાભમાં અન્તરાયરૂપ થવાથી, ભોગમાં અન્તરાય કરવાથી ઉપભોગમાં અડચણ રૂપ થવાથી તથા વીર્યમાં અન્તરાય નાખવાથી 'અન્તરાય કર્મ' બંધાય છે.

'અન્તરાય' શબ્દનો અર્થ થાય છે—હરકત પહોંચાડવી આ પ્રકારે દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય આ પાંચ અન્તરાય કર્મ બાંધવાના કારણો છે ॥૧૦॥

**रयणसक्कर–वालुया** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—સાત નરકભૂમિઓ છે—જેમકે (૧) રત્નપ્રભા, (૨) શર્કરાપ્રભા, (૩) વાલુકાપ્રભા (૪) પંકપ્રભા, (૫) ધૂમપ્રભા (૬) તમઃપ્રભા (૭) તમસ્તમઃપ્રભા–આ સાતે ભૂમિઓ ઘનોદધિ ઘનવાત, તનુવાત અને આકાશ પર ટકેલી છે નીચે નીચે ઉત્તરોત્તર પહોળી થતી જાય છે અર્થાત્ તમસ્તમ પ્રભા સાતવી પૃથ્વી ઉપરની છે બાકીની છએ પૃથ્વિથી પહોળી છે. ॥૧૧॥

**તત્ત્વાર્થદીપિકા**—અત્રે પાપતત્ત્વનું પ્રકરણ હોવાથી પાપના ફળ ભોગ દુઃખવિપાકના સ્થાનભૂત હોવાથી રત્નપ્રભા આદિ સાત નરકભૂમિઓની પ્રરૂપણા કરવામા આવી રહી છે: (૧) રત્નપ્રભા (૨) શર્કરાપ્રભા (૩) વાલુકાપ્રભા (૪) પંકપ્રભા (૫) ધૂમપ્રભા (૬) તમઃપ્રભા (૭) તમસ્તમ. પ્રભા આ સાતે નરકભૂમિઓ ઘનોદધિ, ઘનવાત, તનુવાત આકાશ પર પ્રતિષ્ઠિત છે આ સાત પૃથ્વિઓના નામ રત્નપ્રભા વગેરે જે છે તે આ પ્રમાણે સાર્થક છે, જેમ–રત્નોની પ્રભાથી સહચરિત અર્થાત્ યુક્ત હોવાથી પ્રથમ પૃથ્વિનું નામ રત્નપ્રભા છે (૧) શર્કરા અર્થાત્ નાના નાના કાંકરાના જેવી પ્રભાવાળી હોવાથી બીજી પૃથ્વિનું નામ શર્કરાપ્રભા છે (૨) વાલુકા (રેતી)ની પ્રભાથી યુક્ત હોવાથી ત્રીજી પૃથ્વિનું નામ વાલુકાપ્રભા છે (૩) પંક કહેતાં કાદવથી યુકત હોવાથી ચોથી પૃથ્વિનું નામ પંકપ્રભા છે (૪) જ્યાં આગળ ધૂમાડો હોય એને ધૂમપ્રભા કહે છે (૫) જ્યાં અન્ધકાર છવાયેલો રહે છે તે છઠ્ઠી પૃથ્વીનું નામ તમ.પ્રાભા છે (૬) જ્યાં નિબિડ અર્થાત્ ઘટાટોપ–ઘનઘોર અન્ધકાર પથરાયેલો રહે છે તે સાતમી પૃથ્વિનું નામ તમસ્તમઃ-પ્રભા છે (૭) અહીં. ભૂમિ શબ્દ એ માટે લેવામાં આવ્યો છે કે જેવી રીતે દેવલોક ભૂમિના આશ્રય વગર પોતાના સ્વભાવથી જ ટકેલાં છે તેજ રીતે નરકાવાસ ભૂમિના સહારા વગર ટકેલા હોતા નથી આ સાત ભૂમિઓના આધારભૂત ઘનોદધિ ઘનવાત તનુવાત અને આકાશ એ 'ચાર છે' તે સાતે ભૂમિઓ એક એકથી આગળ આગળ પૃથુલ–પહોળી થતી ગઈ છે. અર્થાત્ સાતમી પૃથ્વિ ઉપરની છએ પૃથ્વિથી પહોળી હોય છે. ॥ ૧૧ ॥

**તત્વાર્થનિર્યુક્તિ**—જીવ અજીવ આદિ નવ તત્ત્વોથી ક્રમપ્રાપ્ત પાપતત્ત્વને આ પાંચમાં અધ્યાયમા પ્રરૂપિત હોવાના પ્રસ્તાવથી દુઃખરૂપ તેના ફળભોગના તીવ્ર વિપાક સ્થાન હોવાથી રત્નપ્રભા આદિ સાત—નરકભૂમિઓની પ્રરૂપણા કરવામાં આવે છે—

રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા ધૂમપ્રભા, તમઃપ્રભા, તમસ્તમઃપ્રભા આ સાત નરકભૂમિઓ ઘનોદધિ, ઘનવાત, તનુવાત અને આકાશના આધારે રહેલી છે અને નીચે નીચે, પછી પછીની પૃથ્વિ પહોળી થતી જાય છે. આ સાતે પૃથ્વિઓ પોત-પોતાના નામને સાર્થક કરે છે જેવી રીતે રત્નોની પ્રભાવાળી રત્નપ્રભા (૧) શર્કરા-તીક્ષ્ણ કાંકરાની પ્રભાવાળી શર્કરાપ્રભા (૨) એવી જ રીતે વાલુકા પંક, ધૂમ, તમઃ, તમસ્તમઃ પ્રભા એ પાંચેના સંબંધમાં સમજી લેવું. આ સાતે પૃથ્વિઓ ઘનોદધિ, ઘનવાત, તનુવાત અને આકાશ ઉપર રહેલી છે જેમકે—સૌથી નીચે પ્રથમ આકાશ છે, તેની ઉપર તનુવાત-સૂક્ષ્મ વાયુ છે, તેની ઉપર ઘનવાત કહેતાં ઘનિષ્ઠ વાયુ છે, તેની ઉપર ઘનોદધિ-ઘન-વજ્ર સમાન જામેલું પાણી છે તેની ઉપર સાતમી તમસ્તમ પ્રભા પૃથ્વિ ટકેલી છે. એવી જ રીતે તેની ઉપર પાછા આ ક્રમથી આકાશ તનુવાત, ઘનવાત ઘનોદધિ છે તે ઘનોદધિ પર છઠી તમઃપ્રભા પૃથ્વિ પ્રતિષ્ઠિત છે. આવી જ રીતે દરેક પૃથ્વિના અન્તરાળમાં આકાશ આદિ ચાર બોલ હોય છે, પ્રત્યેક ચાર બોલની ઉપર ૬ઠી, ૫મી, ૪થી, ૩જી, ૨જીઅને ૧લી રત્નપ્રભા પૃથ્વિ પ્રતિષ્ઠિત છે તથા રત્નપ્રભાથી લઇને ઉત્તરોત્તર પૃથ્વિ ઉપર-ઉપરની અપેક્ષાથી નીચે નીચેની પૃથ્વિઓ પહોળી હોય છે આ સાતે પૃથ્વિઓ એક-એકની નીચે-નીચે હોય છે.

જેવી રીતે રત્નપ્રભાની નીચે શર્કરાપ્રભા પૃથ્વિ રત્નપ્રભાની અપેક્ષા પહોળી છે (૨) અને શર્કરાપ્રભાની અપેક્ષા તેની નીચેની વાલુકા પ્રભા પૃથ્વિ પહોળી છે (૩) તેની નીચે પંકપ્રભા પૃથ્વિ વાલુકાપ્રભા પૃથ્વિની અપેક્ષા પહોળી છે (૪) પંકપ્રભા પૃથ્વિની અપેક્ષા એની નીચેની ધૂમપ્રભા પૃથ્વિ પહોળી છે (૫) ધૂમપ્રભાની અપેક્ષા એની નીચેની તમઃપ્રભા પૃથ્વિ પહોળી છે (૬) તમઃપ્રભાની અપેક્ષા તેની નીચેની તમસ્તમઃપ્રભા પૃથ્વિ પહોળી છે. (૭)

આવી રીતે સાતે પૃથ્વિઓ ઘનોદધિ વલય પર પ્રતિષ્ઠિત છે. ઘનોદધિવલય ઘનવાતવલય પર પ્રતિષ્ઠિત છે. ઘનવાતવલય તનુવાતવલય પર પ્રતિષ્ઠિત છે. તનુવાતવલય આકાશ પ્રતિષ્ઠિત છે. આ બધા વલયાકાર હોવાથી વલય શબ્દથી કહેવામાં આવ્યા છે.

આ પૃથ્વિઓનો પરસ્પર કેટલો અન્તરાળ છે તે કહીએ છીએ—રત્નપ્રભાની નીચે અસંખ્યાત કરોડ યોજન જવાથી શર્કરાપ્રભા પૃથ્વિ આવે છે (૨) શર્કરાપ્રભા પૃથ્વિની નીચે અસંખ્યાત કરોડા કરોડ યોજન જઈએ તો વાલુકાપ્રભા પૃથ્વિ આવે છે. આવી જ રીતે બાકીની પંકપ્રભા આદિ પૃથ્વિઓ પણ એક-એકની નીચે અસંખ્યાત કરોડા કરોડ યોજનની અન્તરાળથી આવેલી છે—

અહીં ઘન શબ્દના પ્રયોગથી તે પાણી ઘનીભૂત છે નહીં કે દ્રવીભૂત અર્થાત્ તે પાણી વજ્ર માફક જામી ગયેલ ઘનરૂપ છે પરંતુ દ્રવ માફક પ્રવાહી નથી એવો ભાવ સમજવો. એની હેઠળનો વાયુ બંને પ્રકારનો છે પ્રથમ ઘન અને બીજો તનુની માફક પ્રવાહી છે. ઘનોદધિ અસંખ્યાત હજાર યોજનની પહોળાઈવાળા ઘનવાત પર આવેલ છે, ઘનવાત અસંખ્યાત

હજાર યોજનની પહોળાઈવાળા તનુવાત પર ટકેલું છે, તનુવાત પછી અસંખ્યાત કરોડા-કરોડ યોજનવાળું મહા તમોભૂત આકાશ રહેલું છે તે આકાશ ખરકાન્ડ, પંકબહુલકાંડ અબ્બહુલકાન્ડ એ ત્રણ કાન્ડોવાળી તનુવાત સુધીની રત્નપ્રભા પૃથ્વિના પરસ્પર આધારભૂત છે આ પૃથ્વિ આદિ તનુવાત સુધી બધા પેલા આકાશની ઉપર પ્રતિષ્ઠિત છે આકાશ પોતાના સ્વભાવથી પોતાના રૂપથી પ્રતિષ્ઠિત છે એ કોઈના આધારે ટકેલ નથી આથી જ ઘનોદધિ ઘનવાત અને તનુવાત આકાશ પર પ્રતિષ્ઠિત—રહેલાં છે. તે પ્રત્યેક પ્રથ્વિ અસંખ્યાત કરોડા કરોડ-યોજનના વિસ્તારવાળી લોકસ્થિતિના સ્વભાવથી સ્થિત છે.

હવે આ સાતે પૃથ્વિઓનું પ્રમાણ કહીએ—રત્નપ્રભા નામની પહેલી પૃથ્વિ આયામ-વિષ્કમ્ભ-લંબાઈ પહોળાઈથી એક રજ્જુ પ્રમાણની છે (૧), શર્કરાપ્રભા અઢી રજ્જુપ્રમાણ (૨) વાલુકાપ્રભા ચાર રજ્જુપ્રમાણ (૩) પંકપ્રભા પાંચ રજ્જુપ્રમાણ (૪) ધૂમપ્રભા છ રજ્જુ-પ્રમાણ (૫) તમઃપ્રભા સાડા છ રજ્જુપ્રમાણ (૬) અને તમસ્તમઃપ્રભા સાતમી પૃથ્વિ સાત રજ્જુપ્રમાણની છે (૭) એમનું ઉત્કીર્ત્તન નામ અને ગોત્ર બંને પ્રકારથી થાય છે જેમકે પહેલી પૃથ્વિ નામથી ધર્મા અને ગોત્રથી રત્નપ્રભા કહેવાય છે (૧), બીજી પૃથ્વિ નામથી વંશા અને ગોત્રથી શર્કરાપ્રભા (૨) ત્રીજી પૃથ્વિ નામથી શૈલા અને ગોત્રથી વાલુકાપ્રભા (૩) ચોથી નામથી અંજના અને ગોત્રથી પંકપ્રભા (૪) પાંચમી નામથી રિષ્ટા અને ગોત્રથી ધૂમપ્રભા (૫) છઠ્ઠી નામથી મઘા અને ગોત્રથી તમઃપ્રભા (૬) સાતમી પૃથ્વિ નામથી માઘવતી અને ગોત્રથી તમસ્તમઃપ્રભા કહેવાય છે. (૭)

આ સાતે પૃથ્વિઓમાંથી પ્રથમ રત્નપ્રભાપૃથ્વિ પૂર્વાપર આદિ બધા વિભાગોમાં સર્વત્ર એક સરખા ઘનરૂપથી ઉપરથી નીચે સુધી અર્થાત્ પિન્ડરૂપથી એકલાખ એંશી હજાર યોજન મોટી છે (૧,૮૦,૦૦૦) એવી જ રીતે શર્કરાપ્રભા પૃથ્વિની મોટાઈ એક લાખ બત્રીશ હજાર યોજન (૧,૩૨,૦૦૦) છે (૨) વાલુકાપ્રભા પૃથ્વિની મોટાઈ એક લાખ અઠયાવીશહજાર યોજનની છે (૧,૨૮,૦૦૦) (૩) પંકપ્રભાની મોટાઈ એક લાખ વીસ હજાર યોજનની છે (૧,૨૦,૦૦૦) (૪) ધૂમપ્રભાની મોટાઈ એક લાખ અઢાર યોજનની છે (૧,૧૮,૦૦૦) (૫) તમઃપ્રભા પૃથ્વિની મોટાઈ એક લાખ સોળ હજાર યોજનની છે (૧,૧૬,૦૦૦) (૬) તમસ્તમઃ પ્રભા પૃથ્વિની મોટાઈ એક લાખ આઠ હજાર યોજનની છે (૧,૦૮૦૦૦) (૭) ॥૧૧॥

'नरगा तेसु जहाकमं तीसा पण्णावीसा'

**સૂત્રાર્થ**—રત્નપ્રભા આદિ પૃથ્વિઓમાં યથાક્રમ ત્રીસ લાખ, પચીસ લાખ, પંદરલાખ, દસલાખ, ત્રણલાખ, એકલાખમાં પાંચ ઓછાં અને ફક્ત પાચ નરકાવાસ છે ॥ ૧૨ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં રત્નપ્રભા આદિ સાત નરકભૂમિઓની પ્રરૂપણા કરવામાં આવી હવે તેમનામા પ્રત્યેકની અંદર નારકાવાસોની સંખ્યાની પ્રરૂપણા કરીએ છીએ—

નરકનો અર્થ અહીં નરકાવાસ અર્થાત્ નારકીના જીવોને રહેવાનું સ્થાન સમજવું અગાઉ કહેલી ભૂમિયોમાં તેમની સંખ્યા આ રીતે છે—(૧) રત્નપ્રભા પૃથ્વિમાં ત્રીસ લાખ (૨) શર્કરાપ્રભામા પચીસ લાખ (૩) વાલુકાપ્રભામાં પંદર લાખ (૪) પંકપ્રભામાં દસ લાખ (૫) ધૂમપ્રભામાં ત્રણ લાખ (૬) તમઃપ્રભામાં એક લાખ ઓછા પાંચ અને (૭) તમસ્તમઃપ્રભામાં માત્ર પાંચ નારકાવાસ છે ॥ ૧૨ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલા રત્નપ્રભા આદિ સાતે પૃથ્વિઓના સ્વરૂપનું વિશદ રૂપથી વિવેચન કરવામાં આવ્યું છે. હવે નારક જીવોનો પ્રસંગ હોવાથી સર્વ પ્રથમ તેમના સ્થાનો અર્થાત્ નારકાવાસોનું નિરૂપણુ કરવામાં આવે છે—

રત્નપ્રભા આદિ સાત નરકભૂમિઓમા અનુક્રમથી નારકાવાસોની સંખ્યા આ મુજબ છે- ત્રીસ લાખ, પચ્ચીસ લાખ, પંદર લાખ, દસ લાખ, ત્રણુ લાખ, એક લાખમાં પાચ ઓછા અને ફક્ત પાંચ નારકાવાસ, છે તાત્પર્ય એ છે કે રત્નપ્રભા પૃથ્વિમા ત્રીસ લાખ શર્કરાપ્રભામાં પચ્ચીસ લાખ, વાલુકાપ્રભામાં પંદરલાખ, પંકપ્રભામાં દસલાખ, ધૂમપ્રભામાં ત્રણુલાખ તમઃ પ્રભામા એકલાખમાં પાંચ ઓછા અને તમસ્તમઃ પ્રભામાં પાંચ જ નારકાવાસ છે.

નરક શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે છે—નરાર અર્થાત્ અશુભ કર્મવાળા મનુષ્યોને કાયન્તિ અર્થાત્ જે બોલાવે છે તે 'નરક' કહેવાય છે. મતલબ એ છે કે પાપકર્મવાળા પ્રાણિઓનું અશુભ કર્મનું ફળ ભોગવવાનું સ્થાન નરક કહેવાય છે. તે સીમન્તક આદિ નરક ઉષ્ટ્રિકા, વિષ્ટપચની, લોહી તથા ઘડા વગેરેના આકારના હોય છે. જે જીવ પાપકર્મના ભારથી ભરેલા છે તેઓ ત્યાં ઉત્પન્ન થાય છે.

તમસ્તમ. પ્રભા નામની સાતમી પૃથ્વિની મધ્યમાં રહેલાં પાંચ નારકાવાસોના નામ આ પ્રમાણે છે—કાલ, મહાકાલ રૌરવ મહારૌરવ અને અપ્રતિષ્ઠાન આ પૈકી અપ્રતિષ્ઠાનનામના મુખ્ય નારકાવાસથી પૂર્વ દિશામાં કાલ નામક નારકાવાસ છે, પશ્ચિમમાં મહાકાલ નારકાવાસ છે, દક્ષિણુમાં રૌરવ નામનું અને ઉત્તરમાં મહારૌરવ નામક મુખ્ય નારકાવસ છે ॥૧૨॥

**'णिच्चासुभयर लेस्सा परिणामसरीरवेयणा विक्किया नारगा'**

**સૂત્રાર્થ**—નારકી જીવો હમેશાં અશુભ લેશ્યાવાળા વેદનાવાળા અને વિક્રિયાવાળા હોય છે ॥૧૩॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં રત્નપ્રભા આદિ સાત નરકભૂમિઓમાં અનુક્રમથી નરકાવાસોની પ્રરૂપણા કરવામાં આવી હવે તે નરકોમાં નિવાસ કરવાવાળા 'નારકજીવોના સ્વરૂપનું કથન કરીએ છીએ—

પૂર્વોક્ત નરકોમાં રહેનારા નારકજીવોની લેશ્યા સદૈવ કહેતાં નિરન્તર અશુભતર જ રહે છે અશુભતરનો અર્થ એ થાય છે કે તિર્યંચ ગતિની અપેક્ષા અશુભ હોય છે અને સ્વગતિ અર્થાત્ નરકગતિની અપેક્ષા પણુ ઉપર-ઉપરની અપેક્ષાથી નીચે-નીચે અધિકાધિક શુભ હોય છે

ત્યાં શબ્દ, વર્ણ, રસ ગંધ અને સ્પર્શનું પરિણુમન પણુ તે ક્ષેત્રના નિમિત્તથી અત્યન્ત અશુભ હોય છે અને તેપરિણુમન નારકીના જીવોના અપરંપાર દુઃખનું કારણુ છે.

અશુભ નામકર્મના ઉદયથી નારકોના શરીર અતીવ અશુભ હોય છે, તેમની આકૃતિ ઘણી જ વિકૃત હોય છે, હુંડક સંસ્થાન હોય છે અને જોવામાં અત્યન્ત જુગુપ્સાપ્રેરક હોય છે.

તે જીવોને હમેશાં અશુભતર વેદના થાય છે તે અશુભતર વેદનાનું અન્તરંગ કારણુ તીવ્ર અસાતાવેદનીય કર્મનો ઉદય અને બહિરંગ કારણુ અનાદિ પારિણુામિક શીત અને ઉષ્ણતા વગેરે

છે. નરકભૂમિઓમાં દસ પ્રકારની ક્ષેત્રજનિત વેદના થાય છે. —(૧) અનન્ત ક્ષુધા (૨) અનન્ત તૃષા (૩) અનન્ત શીત (૪) અનન્ત ઉષ્ણ (૫) અનન્ત પરવશતા (૬) અનન્ત દાહ (૭) અનન્ત ખજવાળ (૮) અનન્ત ભય (૯) અનન્ત શોક અને (૧૦) અનન્ત ઘડપણ.

એવી જ રીતે નારક જીવોની વિક્રિયા પણ હમેશાં અશુભતર જ હોય છે તે જીવો પોતાના ઉત્તરવૈક્રિયરૂપ સુંદર રૂપ સમ્પન્ન બનાવવા ઈચ્છે છે ખરાં પરંતુ ક્ષેત્ર અને કર્મના પ્રભાવથી તે વિદૂષક વગેરેની માફક ઘણા જ કદરૂપા બને છે. ॥૧૩॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ રત્નપ્રભા આદિ સાત ભૂમિઓમાં ક્રમશ. ત્રીસ પચીસ લાખ, પંદર લાખ, દસ લાખ, ત્રણ લાખ, એક લાખમાં પાંચ ઓછા તથા પાંચ નરકોની પ્રરૂપણા કરવામાં આવી છે. હવે તે નરકોમાં ઉત્પન્ન થનારાં નારક જીવોના સ્વરૂપ વગેરેની પ્રરૂપણા કરીએ છીએ—

નરકોમાં ઉત્પન્ન થનારાં નારકી જીવો નિરન્તર અશુભતર લેશ્યા, પરિણામ, શરીર, વેદના અને વિક્રિયાવાળા હોય છે, અહીં નિત્યનો અર્થ છે સદૈવ અને અશુભતરનો અભિપ્રાય છે અત્યન્ત અશુભ–અનિષ્ટ કૃષ્ણ આદિ લેશ્યાઓ પ્રસિદ્ધ છે. પરિણામનો અર્થ શબ્દ, વર્ણ, રસ, ગન્ધ તથા સ્પર્શ સમજવા જોઈએ. શરીરનો આશય છે ભવધારણીય વૈક્રિય શરીર વેદનાનો અર્થ થાય છે અસાતાવેદનીય કર્મના ઉદયથી ઉત્પન્ન થનારા તીવ્ર દુ ખ અને વિક્રિયાનો અર્થ છે. વિકૃત ઉત્તરવૈક્રિય શરીરની વિકુર્વણા આ બધાં નારક જીવોમાં સદૈવ અતીવ અશુભ હોય છે.

મૂળ સૂત્રમાં લેશ્યા આદિ પદોમાં દ્વન્દ્વ સમાસ છે. આ સમાસની આદિમાં પ્રયોગ કરવામાં આવેલા 'નિત્યાશુભતર' શબ્દ લેશ્યા આદિ બધાની સાથે સાંકળી શકાય છે. આથી સારાંશ એ તારવી શકાય કે નારકીના જીવો હમેશાં અશુભતર લેશ્યાવાળા, અશુભતર પરિણામ વાળા નિત્ય અશુભતર શરીરવાળા, નિત્ય અશુભતર વેદનાવાળા અને નિત્ય અશુભતર વિક્રિયાવાળા હોય છે. નિત્યપ્રહસિત અથવા નિત્ય પ્રજલિતમાં જેમ નિત્ય શબ્દ સાતત્ય સદાનો વાચક છે તેજ રીતે અહીં પણ સાતત્યનો વાચક છે. તેનો અર્થ હમેશા, સદૈવ, લગાતાર એ પ્રમાણે સમજી લેવો જોઈએ.

રત્નપ્રભા અને શર્કરાપ્રભા પૃથ્વિઓનાં નારક જીવોમાં કાપોત લેશ્યા હોય છે. વાલુકાપ્રભાના ઉપરી ભાગમાંના નારકોમાં કાપોત અને નીચેના ભાગમાં નીલ લેશ્યા હોય છે. પંકપ્રભાના નારકો નીલ લેશ્યાવાળા, ધૂમપ્રભાના ઉપરી ભાગના નારકો નીલ લેશ્યાવાળા અને નીચલા ભાગના કૃષ્ણ લેશ્યાવાળા હોય છે. તમઃપ્રભાના નારક પણ કૃષ્ણ લેશ્યાવાળા હોય છે. તમસ્તમઃ પ્રભાના નારકોમા પરમકૃષ્ણ લેશ્યા હોય છે. આ નારકીના જીવોના આયુષ્યના અન્ત સુધી રહેનારી લેશ્યાનું પ્રતિપાદન થયું.

નરકભૂમિ રૂપ ક્ષેત્રના પ્રભાવથી તેમના પરિણામ અર્થાત્ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ અત્યન્ત અશુભ અને દુ.ખના કારણ હોય છે. અશુભ નામકર્મના ઉદયથી તેમના શરીર પણ અત્યન્ત અશુભ હોય છે. વિકૃત ચહેરાવાળા હુણ્ડ સંસ્થાન વાળા, છેદન–ભેદન કરેલાં પક્ષીના શરીર જેવા જોવા ન ગમે એવા હોય છે. તેમના શરીરની ઉંચાઈ રત્નપ્રભા

પૃથ્વિમાં સાત ધનુષ્ય ત્રણ હાથ અને છ આંગળની હોય છે આ પછીની પ્રત્યેક પૃથ્વિમાં બમણી-બમણી લંબાઈ વધતી જાય છે.

નારક જીવોને અસાતાવેદનીય કર્મનો ઉદય થાય છે. તેમની અશુભતર વેદનાનું અભ્યંતર કારણ આ અસાતાવેદનીય જ છે અને બાહ્ય કારણ અનાદિ પરિણામ ઠંડી, ગરમી વગેરે છે જે ઘણા જ તીવ્ર હોય છે.

પહેલી બીજી અને ત્રીજી નરકમાં ઉષ્ણ વેદના હોય છે. ચોથીમાં ઉષ્ણ વેદના ભોગવનારા ઘણાં અને શીત-વેદનાવાળા થોડા હોય છે. પાંચમીમાં ઉષ્ણવેદનાવાળા થોડા જ્યારે શીત વેદના વાળા ઘણાં હોય છે. છઠીમાં શીતવેદના અને સાતમી નરકમાં પરમશીત વેદના હોય છે. (જીવા૦ ૩ પ્રતિ. ઉદ્દે. ૨ માં)—

નારક જીવોની અશુભતર વિક્રિયા આ પ્રમાણે હોય છે—'સારી વિક્રિયા કરીએ એવી ભાવના છતાં પણ ક્ષેત્ર તથા કર્મના પ્રભાવથી તેઓ અશુભતર વિક્રિયા જ કર્યા કરતાં હોય છે. તેઓ સુખના કારણો ઉત્પન્ન કરવાનું તો બીચારાં ઘણું જ ઈચ્છે છે પરંતુ ક્ષેત્ર અને કર્મના પ્રભાવથી દુઃખના જ હેતુઓ ઉત્પન્ન કરે છે.

સાતે પૃથ્વિઓમાં વિદ્યમાન નરક નીચે-નીચે અનુક્રમથી અધિકાધિક અશુભ હોય છે, ભયંકર હોય છે. દા. ત રત્નપ્રભામા અત્યન્ત અશુભ છે તો શર્કરાપ્રભામાં વળી તેનાથી પણ વધારે અશુભ છે જ્યારે વાલુકાપ્રભામાં તો તેનાથી પણ અધિક અશુભ છે. પંકપ્રભામાં તેનાથી પણ અધિક અને ધૂમપ્રભામાં તેનાથી પણ અધિક અશુભ છે. તમઃપ્રભામાં તેથી વિશેષ અને તમસ્તમઃ પ્રભામાં બધાં કરતાં વધારે અશુભ છે.

સૂત્રમાં નિત્ય શબ્દ જે વાપરેલ છે તેનાથી એ પ્રગટ થાય છે કે નરકગતિમાં ઉપર્યુક્ત લેશ્યા, પરિણામ, શરીર, વેદના અને વિક્રિયા સદૈવ અર્થાત્ નરક ભવની શરૂઆતથી લઈને ભવનો ક્ષય થાય ત્યાં સુધી અશુભતર જ બન્યાં રહે છે. એવું કદી પણ બનતું નથી કે કયારેક તે શુભ થઈ જાય ! પલકારો મારવા જેટલાં અલ્પ સમય માટે પણ નારક જીવોનો અશુભતર લેશ્યા આદિથી વિયોગ થતો નથી.

આવી રીતે રત્નપ્રભા પૃથ્વિમાં નારક જીવોની ઉગ્ર માનસિક પરિણામસ્વરૂપ કાપોત લેશ્યા હોય છે તેની અપેક્ષા અધિક તીવ્ર અધ્યવસાયરૂપ કાપોત લેશ્યા શર્કરાપ્રભામાં હોય છે તેનાથી પણ અધિક તીવ્રતર અધ્યવસાયરૂપ તીવ્રતમ કાપોત લેશ્યા અને તીવ્રનીલલેશ્યા વાલુકાપ્રભામાં હોય છે. વાલુકાપ્રભાની અપેક્ષા તીવ્રતર સંકલેશ સ્વરૂપ નીલલેશ્યા પંકપ્રભામાં જોવા મળે છે. પંકપ્રભાની અપેક્ષા પણ તીવ્રતર સંકલેશમય તીવ્રતમ નીલલેશ્યા અને તીવ્ર કૃષ્ણલેશ્યા તમઃ પ્રભામાં હોય છે અને એથી પણ અધિક તીવ્ર અધ્યવસાયરૂપ તીવ્રતમ કૃષ્ણલેશ્યા તમસ્તમઃ પ્રભામાંના નારકજીવોને હોય છે.

નારકી જીવોમાં દસ પ્રકારના અશુભ પુદ્ગલ પરિણામ જોવામાં આવે છે જે આ પ્રમાણે છે—(૧) અશુભ વર્ણ (૨) અશુભ ગંધ (૩) અશુભ રસ (૪) અશુભ શબ્દ (૫) અશુભ સ્પર્શ (૬) અશુભ સંસ્થાન (૭) અશુભ ભેદ (૮) અશુભ ગતિ (૯) અશુભ બન્ધન અને (૧૦) અશુભ અગુરુલઘુ પરિણામ.

નારકોનાં શબ્દ તીક્ષ્ણ, કઠોર અને નિષ્ઠુર પરિણામવાળા હોય છે. તેમનું રૂપ ભયંકર ગંભીર, રોમાંચજનક અને ત્રાસ તથા દુઃખ ઉત્પન્ન કરે એવું ઘણું જ કાળું હોય છે. નરકના પુદ્‌ગલોના રસ લીમડા જેવો કડવો તથા કડવા તુરીયા જેવો હોય છે. ત્યાંની ગન્ધનું પરિણમન મરી ગયેલાં અને કોહવાઈ ગયેલાં કુતરાં, બીલાડા, શિયાળ, હાથી તેમજ ઘોડાના મડદાં કરતાં પણ અધિક અશુભ હોય છે. સ્પર્શ એવો હોય છે. જાણે વીંછીનો ડંખ, ખરખચડો તથા અંગારા જેવો ધીકતો હોય છે. નરકભૂમિ તથા ત્યાં વસતાં નારકોના ચેહરાં જોતાં જ ગભરાહટ ઉત્પન્ન થાય છે જાણે પિશાચની આકૃતિ હોય, નરકોમાં પુદ્‌ગલોના ભેદ પરિણામ પણ અત્યન્ત અશુભ હોય છે. શરીર અને નરકની દિવાલ આદિથી ભિન્ન થનારા પુદ્‌ગલ સ્પર્શ વર્ણ આદિની અપેક્ષા અશુભ પરિણતિને પ્રાપ્ત થતાં થકાં અત્યન્ત દુઃખજનક હોય છે.

અપ્રશસ્ત વિહાયોગતિ નામકર્મના ઉદયથી નારક જીવોની ગતિ ઉંટ અને પતંગ વગેરેની ગતિની જેમ અતીવ અશુભ હોય છે. શરીર આદિથી સંબદ્ધ પુદ્‌ગલોનું બંધન પણ અશુભતર જ હોય છે. સ્પર્શ, વર્ણ આદિથી અગુરુ લઘુ પરિણમન પણ અશુભતર જ થાય છે. બધાં નારક જીવોના શરીર ન તો મોટા હોય છે અથવા નથી નાના હોતાં.

આવી જ રીતે તેમના અગુરુ લઘુ પરિણામ પણ અનેક પ્રકારના દુઃખોનું આશ્રય હોવાના કારણે ઘણું જ અનિષ્ટ હોય છેઃ

ત્યાં જે નરકાવાસ છે તે તિર્છા ઉપર અને નીચે બધી બાજુથી અત્યન્ત ઘોર અને ભયંકર અન્ધકારથી નિરન્તર અવગાઢિત હોય છે તેમને મોટા ભાગે કફ, મૂત્ર, મળ, લોહી, ચરબી, મજ્જા, મેદ વગેરે લંપટેલાં હોય છે. શ્મશાનભૂમિની માફક દુર્ગન્ધમય માંસ, વાળ, હાડકા, ચામડા દાંત નખ વગેરેથી ત્યાંની ભૂમિ વ્યાપ્ત રહે છે. ત્યાં એવી તો દુર્ગન્ધ આવતી હોય છે કે જાણે મરેલાં કુતરા, શિયાળ, બીલાડાં, નોળિયાં, વીંછી, સાપ, ઉદર, હાથી, ઘોડા, ગાય, ભેંસ અથવા માણસનું સડી ગયેલું મડદું હોય. ત્યાં અત્યન્ત જ હૃદયદ્રાવક, કરૂણાજનક રૂદનના અવાજ સંભળાતાં હોય છે. નારકજીવોની દુઃખમય ધ્વનિ, વિલાપ, આજીજીમય શબ્દો સાંભળવા મળે છે! આંસુઓથી પરિપૂર્ણ, ગાઢી વેદનાથી ઘેરાયલાં, સંતાપપૂર્ણ ઉચ્છ્‌વાસ નિઃશ્વાસના અશાન્ત તથા કોલાહલમય અવાજો ઘણાં ત્રાસ ઉત્પન્ન કરનાર હોય છે.

નારકીય જીવોના શરીર અશુભ નામકર્મના ઉદયથી અત્યન્ત અશુભ હોય છે. તેમના અંગોપાંગોનું નિર્માણ સંસ્થાન, સ્પર્શ. રસ, ગન્ધ, વર્ણ અને સ્વર હુણ્ડ હોય છે, છેદન–ભેદન પક્ષીના શરીરના આકારના બતક પક્ષીના આકારના, અત્યન્ત ઘૃણાજનક તથા બીભત્સ હોય છે. તેમને જોઈને બીજા જીવોને નફરત તથા ભયનો અનુભવ થાય છે. આ કારણે તે શરીરો ક્રૂર, કરૂણા, બીભત્સ તથા અત્યન્ત ભયોત્પાદક જોવામાં આવે છે. તીવ્ર દુઃખો અને યાતનાઓથી પરિપૂર્ણ અને હમેશાં અપવિત્ર હોય છે.

નારકોના શરીર રત્નપ્રભા આદિ સાતે પૃથ્વિઓમાં ક્રમથી નીચે–નીચે અધિકાધિક અશુભ હોય છે. તેમના શરીર બે જાતનાં હોય છે–ભવધારણીય અને ઉત્તરવૈક્રિય આ પૈકી ભવધારણીય શરીર રત્નપ્રભા પૃથ્વિમાં જઘન્ય આંગળીના અસંખ્યાતમા ભાગ પ્રમાણ હોય છે શર્કરાપ્રભા

વગેરેમાં પણ ભવધારણીય શરીરની જઘન્ય અવગાહના એટલી જ હોય છે. ઉત્કૃષ્ટ અવગાહના રત્નપ્રભામાં સાત ધનુષ્ય, ત્રણ હાથ અને છ આંગળની છે. આ પરિમાણ જે બતાવવામાં આવ્યું છે તેને તેનાથી અઠધા આંગળની અપેક્ષાથી સમજવું જોઈએ. પરમાણુ આદિના ક્રમથી આઠ યવમધ્યને એક આંગળ કહે છે. ચોવીસ આંગળનો એક હાથ થાય છે અને ચાર હાથનો એક ધનુષ્ય થાય છે.

રત્નપ્રભા પૃથ્વિમા શરીરની જેટલી ઉત્કૃષ્ટ અવગાહના દર્શાવાઈ છે તેનાથી બમણી શર્કરાપ્રભામાં હોય છે. શર્કરાપ્રભાથી બમણી વાલુકાપ્રભામાં, એવી રીતે સાતમી પૃથ્વિ સુધી બમણી-બમણી અવગાહના થતી જાય છે.

નારકોના ઉત્તર વૈક્રિય શરીર આ રીતના હોય છે—રત્નપ્રભા પૃથ્વિમાં જઘન્ય આંગળના સંખ્યાતમાં ભાગ પ્રમાણ અને શર્કરાપ્રભા વગેરેમા પછીની છએ પૃથ્વિઓમાં પણ આંગળના સંખ્યાતમા ભાગની જઘન્ય અવગાહના હોય છે તાત્પર્ય એ છે કે નારક જીવ અગર નાનામાં નાના શરીરની વિક્રિયા કરે તો તે આગળના સંખ્યાતમાં ભાગની હોય છે ॥ ૧૩ ॥

'अण्णमण्णोदीरियदुक्खाय'

**સૂત્રાર્થ**—નારક જીવો અંદરો અંદર એકબીજાને દુ:ખ ઉત્પન્ન કરતા રહે છે ॥૧૪॥

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમા નારકોના સ્વરૂપનું અને તેમને ઠંઠી, ગરમીથી થતાં દુઃખોનું પ્રરૂપણ કરવામાં આવ્યું. હવે એ પ્રતિપાદિત કરીએ છીએ કે તેમને બીજી રીતે પણ દુઃખનો અનુભવ થાય છે—

નારક જીવ પરસ્પરમાં પણ એક-બીજાને દુઃખ ઉપજાવતાં રહે છે.

નારક જીવ શા માટે અન્યોન્ય દુ ખ ઉત્પન્ન કરે છે ? એવા પ્રશ્નનો જવાબ એ છે કે તેઓ ભવપ્રત્યયિક અવધિજ્ઞાન દ્વારા અને મિથ્યાદર્શનના ઉદયથી વિભંગજ્ઞાન દ્વારા દૂરથી જ દુઃખના કારણોને જાણીને પરસ્પરમાં એક બીજાને દુ:ખ ઉત્પન્ન કરે છે.

આવી જ રીતે જ્યારે એક નારક બીજા નારકની સમીપ આવે છે ત્યારે એકની બીજા ઉપર નજર પડતાંની સાથે જ તેનો ક્રોધાગ્નિ ભડકે બળવા લાગે છે તેમને પૂર્વભવમાં બાંધેલા વેરનું સ્મ-ણ થઈ આવે છે, તેઓ પરસ્પર તીવ્ર વૈરભાવવાળા થઈ જાય છે અને તેઓ કુતરા અને શિયાળની જેમ તથા ઘોડા અને ભેંસની માફક પરસ્પરમાં આઘાત-પ્રત્યાઘાત ક વા લાગે છે. પોતાની વિક્રિયાશક્તિ દ્વારા તેઓ તલવાર, ભાલા, બરછી, શક્તિ, તોમર કુન્ત તથા અયોઘન વગેરે શાસ્ત્રોની વિક્રિયા કરીને એક-બીજાને માંહોમાહે અત્યન્ત તીવ્ર દુ ખની ઉદીરણા કરે છે—દુ:ખ ઉત્પન્ન કરે છે ॥ ૧૪ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલાં ના ક જીવોની પ્રરૂપણા કરવામાં આવી. સાત નરકભૂમિઓમાં કેટ-કેટલા નરકાવાસ છે, તેમનામા ક્યાં અને કઈ જાતની અશુભ લેશ્યા હોય છે, તેમના સ્પર્શાદિ પરિણામ ભવધારણીય અને ઉત્તર વૈક્રિય શરીર, તીવ્ર વેદના વિક્રિયા વગેરેનું નિરૂપણ કરી ગયા હવે એ બતાવીએ છીએ કે નારક જીવ પૂર્વભવમાં બાંધેલા વેરનું સ્મરણ કરીને અંદરોઅદર એકબીજાને દુ:ખ ઉત્પન્ન કરે છે—

નારક જીવ આપસ આપસમાં એક બીજાને દુ ખ ઉત્પન્ન કરે છે. તાત્પર્ય એ છે કે નરકક્ષેત્રના સ્વાભાવિક અનુભાવથી ઉત્પન્ન થનારા અશુભ પુદ્ગલ પરિણામથી તથા પૂર્વભવમાં બાંધેલાં

પારસ્પરિક વેરનું સ્મરણ થઈ જવાથી નરકોમાં નારક જીવ પરસ્પરમા એકબીજાને દુઃખ ઉત્પન્ન કરે છે.

જે નારક જીવ મિથ્યાદષ્ટિ હોય છે તેઓ વિભંગજ્ઞાનથી યુક્ત હોવાના કારણે આપસ આપસમાં એકમેકને જોતાં જ પરસ્પર આઘાત-પ્રત્યાઘાત કરવા લાગે છે અને દુઃખ ઉપજાવે છે પરન્તુ જે નારક સમ્યક્ દષ્ટિ હોય છે તેઓ સંજ્ઞી હોવાથી પૂર્વજન્મમાં અનાચાર કરનારા પોતાના આત્માનું જ ચિંતન કરે છે, તે માટે પશ્ચાત્તાપ કરે છે અને નરકક્ષેત્રના સ્વભાવથી જ ઉત્પન્ન થારા દુઃખોને સહન કરતા રહે છે, તેઓ બીજા નારકોને આઘાત પમાડતાં નથી પરંતુ ફક્ત બીજા વડે ઉત્પાદિત વેદનાને સહન કરે છે અને નિતાન્ત દુઃખી રહેતા થકાં પોતાના નરકાયુ રૂપની રાહ જોતાં હોય છે તેઓ પોતાની તરફથી બીજા નારકોને દુઃખ વેદના ઉત્પન્ન કરતાં નથી કારણ કે તેમને અવધિજ્ઞાન, કુ-અવધિજ્ઞાન (વિભંગજ્ઞાન) હોતું નથી.

નારક જીવોને પરસ્પરમાં ઉદીરિત દુ.ખ જ હોતા નથી પરંતુ થોડું દુઃખ પણ હોય છે કારણ કે નરકભૂમિ સ્વભાવથી જ દુઃખમય હોય છે ત્યાં સુખનો ઈશારો પણ હોતો નથી. ઉપપાત વગેરેના કારણે ત્યા થનારું સુખ પણ બહુતર દુઃખથી મિશ્રિત હોવાના કારણે વિષ-મિશ્રિત મધ અથવા અનાજની જેમ દુઃખરૂપ જ સમજવા જોઈએ.

આ રીતે નરકક્ષેત્રના અનુંભાવથી ઉત્પન્ન પુદ્ગલ પરિણામથી પણ નારક જીવ દુઃખનો અનુભવ કરે છે.

અતિશય શીત, ઉષ્ણ ભૂખ, તરસ વગેરે નરક ક્ષેત્રનાં સ્વભાવથી ઉત્પન્ન થનારાં પરિણમન છે. સૂકાં લાકડાં મળતા રહેવાથી જેમ અગ્નિ શાન્ત થતો નથી બલ્કે વધતો જાય છે તેવી જ રીતે નારકજીવોના શરીર તીવ્ર ભૂખરૂપી અગ્નિથી બળતાં જ રહે છે. દરેક સમયે આહાર કરતાં કરતાં નારક જીવ માની લઈએ કે સમસ્ત પુદ્ગલોનું ભક્ષણ કરી લે અને નિરન્તર બની રહે-નારી તીવ્ર તરસના કારણે સુકા ગળા, હોઠ તાળવા તથા જીભવાળા તે નારક કદાચીત બધાં સમુદ્રોનું પાણી પી જાય તો પણ તેમને સંતોષ થતો નથી ઉલ્ટાનુ આ પ્રમાણે કરવાથી તો તેમની ભૂખ અને તરસમાં વધારો જ થશે ! આવી ઉત્કટ ભૂખ તથા તરસ ત્યા હોય છે, આ બધાં પરિણમન નરકક્ષેત્રના પ્રભાવથી થાય છે ?

આ ક્ષેત્રપ્રભાવ દ્વારા ઉત્પન્ન વેદના ઉપરાંત નારક જીવોને પરસ્પર ઉત્પન્ન થયેલી વેદના પણ થાય છે નારક જીવોને અશુભ ભવપ્રત્યય અવધિજ્ઞાન થાય છે જે મિથ્યાદષ્ટિ નારક છે તેમને વિભંગજ્ઞાન થાય છે જ્યારે જેઓ સમ્યક્ દષ્ટિ હોય છે તેમને અવધિજ્ઞાન થાય છે ભાવદોષના કારણે તેમનું તે જ્ઞાન પણ દુઃખનું જ કારણ થાય છે. તે જ્ઞાનથી નારક જીવ ઉપર નીચે અને મધ્યમાં—બધી બાજુ આઘેથી જ દુઃખના કારણોને હમેશાં જુએ છે. જેવી રીતે સાપ અને નોળિયા, અશ્વ અને ભેંસ તથા કાગડા અને ઘૂવડ જન્મથી જ એક બીજાનાં દુશ્મનો હોય છે તેવી જ રીતે નારક પણ સ્વભાવથી જ એક બીજાનાં દુશ્મન હોય છે જેવી રીતે કોઈ અપરિચિત કુતરાને જોઈને બીજાં કુતરા એકદમ ક્રોધથી ભડકી ઉઠે છે અને ઘુરઘુરાતા થકા તેના પર હુમલો કરી બેસે છે તેવી જ રીતે નારકોને, એક બીજાને જોતાની સાથે જ તીવ્ર ભવહેતુક ક્રોધ ઉત્પન્ન થાય છે, ત્યારે ક્રોધથી પ્રજ્વલિત ચિત્ત થઈને, દુઃખ સમુદ્ઘાતથી આર્ત્ત અચાનક તૂટી પડેલાં કુતરાંની માફક ઉદ્ધત તે નારકો અત્યન્ત ભયાનક વૈક્રિય રૂપ બનાવીને,

તેજ જગાએ પૃથ્વિના–પરિણમનથી બનેલા અને નરકભૂમિના અનુભાવથી ઉત્પન્ન કરવામા આવેલા શૂલ, શિલા, શક્તિ, તોમર મુસલ, મુદ્‌ગલ, કુન્ત, તલવાર, પટ્ટા, લાઠી, ફરસી, વગેરે શસ્ત્ર લઈને તથા હાથ પગ અને દાંતોથી પણ પરસ્પર આક્રમણ કરે છે.

આપસના આઘાત—પ્રત્યાઘાતોથી આહત થયેલાં તેઓ આર્ત્તનાદ કરે છે. તેમના અંગ–અંગ વિકૃત થઈ જાય છે. તેમને એટલી અપાર વેદના થાય છે કે તેઓ કતલખાનામાં લઈ જવામાં આવતાં ભેંસ, સુવર અને ઘેટાની માફક તરફડીઆ મારે છે અને લોહીના—કાદવમાં આળોટે છે તાત્પર્ય એ છે કે આ નારકોને નરકમાં પરસ્પર ઉત્પન્ન થનારા આવાં ઘોર દુઃખ સહન કરવા પડે છે ા ૧૪ ા

**'तच्चं पुढविं जाव संकिलिट्ठासुरोदीरियदुक्खाय'**

**સૂત્રાર્થ**—ત્રીજી પૃથ્વિ સુધી સંકિલષ્ટ અસુર (પરમાધાર્મિક) દેવ પણ દુઃખ ઉપજાવે છે ા ૧૫ ા

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં નિરૂપણ કરવામાં આવ્યું કે નારક જીવો પૂર્વજન્મમાં બાંધેલા વેરનું સ્મરણ કરીને તથા નરકભૂમિઓના પ્રભાવથી પ્રભાવિત થઈને પરસ્પર દુઃખ ઉત્પન્ન કરે છે. અત્રે એ બતાવવામા આવી રહ્યું છે કે વાલુકાપ્રભા પૃથ્વિ સુધી અસુરકુમાર દેવ પણ નારકોને દુઃખ ઉત્પન્ન કરે છે—ત્રીજી પૃથ્વિ પર્યન્ત અર્થાત્ વાલુકા-પ્રભા પૃથ્વિ સુધી પૂર્વજન્મમાં ઉપાર્જિત અત્યન્ત સંકિલષ્ટ પરિણામો દ્વારા ઉત્પન્ન પાપ કર્મના ઉદયથી પરમાધાર્મિક અસુર પણ નારક જીવોને દુઃખ ઉત્પન્ન કરે છે.

સૂત્રમાં સંકિલષ્ટ વિશેષણના પ્રયોગ દ્વારા એ પ્રદર્શિત કરવામાં આવ્યું છે કે બધા અસુર નારકોને પીડા પહોંચાડતાં નથી તો પણ કેટલાક પરમાધાર્મિક નામના અમ્બ અમ્બરીષ આદિ અસુર જ પીડા આપે છે.

સંકિલષ્ટ અસુર રત્નપ્રભા, શર્કરાપ્રભા અને વાલુકાપ્રભા આ ત્રણ ભૂમિઓમાં જ નારક જીવોની બાધાના નિમિત્ત બને છે; આનાથી પછીની પંકપ્રભા આદિ પૃથ્વિઓમાં તેઓ બાધા પહોંચાડતા નથી; કારણ કે ત્રીજી પૃથ્વિથી પછી તેમનું ગમન જ થતું નથી.

આ અસુરકુમાર નારક જીવોને અત્યન્ત તપાવેલા લોહરસનું પાન કરાવે છે; ઘણા જ તપાવેલા લોહસ્તંભોનુ આલિંગન કરાવે છે, કૂટશાલ્મલી વૃક્ષ પર કે જેનાં પાંદડા તલવારની ધાર જેવાં અણિદાર હોય છે તેના ઉપર ચઢાવે–ઉતારે છે, લોખંડના હથોડાથી માર મારે છે, રંધા, છરા વગેરેથી છોલે છે, તેમનાં ઘા ઉપર ગરમ કરેલું કકડતું તેલ છાંટે છે, લોહ-મય ઘડાઓમા તેમને બાફે છે, રેતીમાં શેકે છે, વૈતરણી નામની નદીમાં ડુબાડે છે, યંત્રો (ઘાણી... )માં પીલે છે વગેરે અનેક પ્રકારોથી નારકોને તેઓ દુઃખ ઉત્પન્ન કરે છે.

નારક જીવોના શરીરનું છેદન–ભેદન કરવા છતાં પણ અને શરીરના કકડે–કકડા કરી નાખવા છતાં પણ અકાળે તેમના મરણ થતાં નથી તેઓ અનપવર્ત્ય–આયુષ્યવાળા હોય છે.

અસુર શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાંણે સમજવી જોઈએ–અસુરત્વ ઉત્પન્ન કરનારા દેવગતિ નામ કર્મના એક ભેદના ઉદયથી જે બીજાને **अस्यन्ति–क्षिपन्ति** અર્થાત્ દુઃખમા નાખે છે તે 'અસુર' કહેવાય છે ા ૧૫ ા

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—અગાઉ કહેવાઈ ગયું છે કે નારક જીવ પૂર્વજન્મમાં બાંધેલા વેરથી યુક્ત હોય છે. તે વેરનું સ્મરણ થતા જ તેઓ પરસ્પરમા એક બીજાને દુઃખ ઉત્પન્ન કરે છે અને પરસ્પર દુઃખ ઉત્પન્ન કરવાની તેમની આ પરંપરા નિરન્તર ચાલુ રહે છે હવે એ બતાવીએ છીએ કે વાલુકાપ્રભા પૃથ્વિ સુધી સંક્લિષ્ટ અસુરો પણ નારક જીવોને દુઃખ ઉત્પન્ન કરે છે—

પૂર્વભવમાં સંભાવિત અતિ તીવ્ર સંકલેશ પરિણામો દ્વારા ઉપાર્જિત પાપકર્મના ઉદયથી સંપૂર્ણ રીતે ક્લિષ્ટ અસુર ત્રીજી પૃથ્વિ સુધી અર્થાત્ વાલુકાપ્રભા પૃથ્વિ પર્યન્ત નારક જીવોને દુઃખ ઉત્પન્ન કરે છે. 'ચ' શબ્દના પ્રયોગથી એ સૂચિત કરવામાં આવ્યું છે કે નારકોને નરકભૂમિઓના પ્રભાવથી પરસ્પર જનિત દુઃખ પણ થાય છે તે પરસ્પર જનિત દુ.ખ ઉપરાંત સંક્લેશયુક્ત ચિત્તવાળા અસુરકુમાર પણ જેમને અશુભાનુબન્ધી બાલ તપ તથા અકામનિર્જરાના કારણે દેવગતિ પ્રાપ્ત થઈ ગઈ છે તેમજ જેઓ સ્વલ્પ વિભૂતિ-સમૃદ્ધિની પ્રાપ્તિ થવાથી ગર્વયુક્ત હોય છે જેઓ આગલા ભવ તરફ આંખો ઉઠાવીને પણ જોતાં નથી અર્થાત્ ભવિષ્યમાં અમારી શું દશા થશે—એ અંગે લગીર પણ વિચાર કરતાં નથી—જે પોતાના સુખને ત્રણે લોકના સુખ સમજે છે અને જેઓ ભવનપતિના દસ ભેદોમાંથી પ્રથમ ભેદના અન્તર્ગત છે—બીજી કોઈ નિકાયમાં હોતાં નથી, તેઓ પણ નારકોને દુઃખ ઉત્પન્ન કરે છે. છે અસુર ભયાનક હોય છે. તેમના નામ હૃદયમાં કમકમાટ ઉત્પન્ન કરે છે; જોવાની વાત તો એક બાજુ રહી. તે અસુરોના નામ આ છેઃ—(૧) અમ્બ (૨) અમ્બરીષ (૩) શ્યામ (૪) શબલ (૫) રુદ્ર (૬) ઉપરુદ્ર (૭) કાલ (૮) મહાકાલ (૯) અસિ (૧૦) અસિપત્રવન (૧૧) કુંભી (૧૨) વાલુકા (૧૩) વૈતરણી (૧૪) ખરસ્વર (૧૪) મહાઘોષ.

આ પંદર અસુરનિકાયના અનાગતિ દેવો જ, મિથ્યાદૃષ્ટિ, પૂર્વજન્મમા ક્લિષ્ટ કર્મો કરવાવાળા પાપમાં અભિરુચિ રાખનાર અને અસુરગતિને પ્રાપ્ત પરમાધાર્મિક કહેવાય છે. નારકજીવોને જુદી જુદી રીતે દુઃખ ઉત્પન્ન કરવાના કારણે જ તેઓ 'પરમાધાર્મિક' કહેવાય છે. ક્લિષ્ટ કર્મોને લીધે ઉત્પન્ન આ પંદર પ્રકારના અસુર પોતાની જન્મજાત પ્રકૃતિથી જ નારક જીવોને વિવિધ પ્રકારથી વેદનાઓ ઉત્પન્ન કર્યા કરતા હોય છે. વેદનાઓ ઉત્પન્ન કરવાના કેટલાક પ્રકાર નીચે જણાવ્યા મુજબનાં છે—

લોઢાને ખૂબ તપાવીને ટીપાવવું, અત્યન્ત ગરમ કરાયેલાં લોખંડના થાંભલા સાથે આલિંગન કરાવવું—કુટશાલ્મલી વૃક્ષ પર ચઢ ઉતર કરાવવી—લોઢાના હથોડાથી મારવું—રદો, છરા વગેરે શસ્ત્રોથી ચામડી ઉતારવી, ગરમ કરેલ ઉકળતું તેલ છાંટવું, લોખંડના ઘડામા રાંધવું, ભઠ્ઠીમા ચણાની જેમ શેકવું, યંત્રોમાં પીલવા, લોઢાની શૂળો તથા સળીયાથી ભેદન કરવું, કરવતથી વહેરવું, અંગારાની જ્વાલામાં સળગાવવું, તીક્ષ્ણ અણિઓ ઉપર રગદોળવા, સિંહ, વાઘ, દીપડા, શિકારી કુતરા, શિયાળ, વરુ બિલાડા, સાપ, નોળિયા, કાગડા, ગીધડા ઘુવડ તથા બાજ વગેરે પક્ષિઓ દ્વારા ભક્ષણ કરાવવું, ધખધકતી રેતી ઉપર ચલાવવું, તલવારની ધાર જેવા પાંદડાનાં વનમા ઘસડવા, વૈતરણી નામની નદીમા ડુબાડવા અને આપસમા લઢાઈ કરાવવી વગેરે વિવિધ પ્રકારથી તે પરમાધાર્મિક દેવ નારક જીવોને દુઃખ ઉત્પન્ન કરે છે.

આવી રીતે પૂર્વોક્ત સ્વરૂપવાળા નરકોમાં નારક જીવોનાં દુઃખ પણ ત્રણ પ્રકારનાં હોય છે—નારકો દ્વારા એકબીજાને અપાતાં દુઃખ (૨) નરક ક્ષેત્રના સ્વભાવથી ઉત્પન્ન થનારાં દુઃખ (૩) ત્રીજી પૃથ્વિ સુધી સંકલેશ પરિપૂર્ણ—અસુરો દ્વારા ઉત્પન્ન કરનારા દુઃખ આથી એ પણ સાબિત થયું કે ચોથી વગેરે પછીની પૃથ્વિઓમાં બે જ પ્રકારનાં દુઃખ હોય છે. આપસમાં ઉત્પન્ન કરેલા અને ક્ષેત્રના સ્વભાવથી ઉત્પન્ન થનારા.

પ્રશ્ન થઈ શકે છે કે અમ્બ, અમ્બરીષ આદિ પરમાધાર્મિક દેવ નારકોને જે પૂર્વોક્ત વેદનાઓ ઉત્પન્ન કરે છે તેનું કારણ શું છે ? આનું સમાધાન એ છે કે તે અસુર સ્વભાવગત જ પાપકર્મમાં નિરત હોય છે અને એ કારણે જ તેઓ આ જાતની પ્રવૃત્તિ કર્યા કરે છે જેવી રીતે—ઘોડા, ભેંસ, સુવર, ઘેટાં, કુકડાં, બતક અને લાવક પક્ષિઓને તથા મલ્લોને પરસ્પર લઢતા જોઈને રાગ—દ્વેષથી યુક્ત તથા પાપાનુબંધી પુણ્યવાળા મનુષ્યોને ઘણી ખુશી ઉપજે છે તેવી જ રીતે અમ્બ, અમ્બરીષ આદિ અસુર પરસ્પર યુદ્ધમાં ગરકાવ નારકોને લઢતા જોઈને, તેમના દુઃખો જોઈને, આપસમાં એકબીજા ઉપર હુમલાં કરતાં જોઈને ઘણાં પ્રસન્ન થાય છે. દુષ્ટ મનોભાવનાવાળા તે અસુર તેમને આવી અવસ્થામાં જોઈને અટ્ટહાસ્ય કરે છે અને મોટેથી સિંહનાદ કરે છે. જો કે આ અમ્બ, અમ્બરીષ વગેરે દેવ છે અને તેમની પ્રસન્નતા તથા સન્તુષ્ટિનાં બીજાં અનેક સાધન વિદ્યમાન હોવા છતાં પણ માયાનિમિત્તક મિથ્યાદર્શન શલ્ય અને તીવ્ર કષાયના ઉદયથી પીડિત, ભાવપૂર્વક દોષોની આલોચનાથી રહિત પાપાનુબન્ધી પુણ્યકર્મ બાલતપનું ફળ જ એવું છે કે તેઓ આવી જાતના કૃત્યો કરીને અને જોઈને પ્રસન્નતા સંપાદન કરે છે. પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટેના અન્ય અન્ય સાધન વિદ્યમાન હોવા છતાં પણ અશુભ ભાવ જ તેમની પ્રસન્નતાના કારણ હોય છે.

આવી રીતે અપ્રીતિજનક, અત્યન્ત તીવ્ર દુઃખ નિરન્તર અનુભવ કરતા થકાં પણ અને મૃત્યુની કામના કરતા થકાં પણ કર્મ દ્વારા નિર્ધારિત આયુષ્યવાળા તે નારક જીવોનું અકાળે મૃત્યુ થતું નથી ! તેમના માટે ત્યાં કોઈ આશ્રય પણ નથી અગર ન તો તેઓ નરકમાથી નીકળીને અન્યત્ર કોઈ જગ્યાએ જઈ શકે છે. કર્મના ઉદયથી સળગાવેલાં ફાડી નાખેલા છિન્ન—ભિન્ન કરી નાખેલાં અને ક્ષત—વિક્ષત કરેલાં શરીર પણ ફરીવાર તુરન્ત જ પાણીમાં રહેલાં દણ્ડરાજિની માફક પરિપૂર્ણ થઈ જાય છે.

તાત્પર્ય એ છે કે નારક જીવો નરકોમાં ત્રણ પ્રકારના દુઃખોનો અનુભવ કરે છે. ા૧૫ા

**'ते नरगा अंते वट्टा, बाहिं चउरंसा,** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—તે નરકાવાસ અન્દર ગોળાકાર, બહાર ચોરસ, ખુરપા જેવા આકારવાળા તથા સદૈવ અન્ધકારથી છવાયેલા હોય છે ા૧૬ા

**તત્વાર્થદીપિકા**—અગાઉના સૂત્રોમાં નિરૂપણ કરવામાં આવ્યું કે નરકોમાં નરક જીવોને આપસમાં ઉત્પન્ન કરેલા, ક્ષેત્રના સ્વભાવથી ઉત્પન્ન થનારા અને પરમાધામિક નામના સંકિલષ્ટ અસુરો દ્વારા ઉદીરિત, એમ ત્રણ પ્રકારના દુઃખ થાય છે. હવે નરકાવાસના આકાર આદિ બતાવવા માટે કહીએ છીએ.

તે નરકાવાસ અંદર ગોળ, બહાર ચાર ખુણીઆ અને નીચે ખુરપાં જેવા આકારવાળા હોય છે. ક્ષુર નામનું એક અસ્ત્ર છે જે છેદન કરવાના કામમા આવે છે તેને જે પ્રતિપૂર્ણ કરે તેને 'ક્ષુરપ્ર' કહેવામાં આવે છે. આ નામનુ એક વિશેષ અસ્ત્ર હોય છે. જેનો આકાર ક્ષુરપ્ર જેવો હોય તેને ક્ષુરપ્રસંસ્થાન કહે છે.

બીજા કયા પ્રકારના નરક હોય છે ? તો કહે છે—નરક નિત્ય અન્ધકારમય છે અર્થાત્ ત્યાં ઉપર, નીચે, મધ્યે સર્વત્ર અનન્ત અને અત્યન્ત ભયાનક અન્ધકાર જ અન્ધકાર ફેલાયેલો રહે છે અને તે હમ્મેશને માટે પથરાયેલો જ હોય છે સૂત્રમાં પ્રયુક્ત 'આદિ' શબ્દથી નરકોના અન્ય વિશેષણ પણ ધ્યાનમાં રાખી લેવા. ।।૧૬।।

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા પ્રતિપાદન કરવામાં આવ્યું કે સાતે પૃથ્વિઓની અંદર જે નરક છે તેમાં રહેનારા નારકોને ત્રણ પ્રકારના દુઃખ થાય છે. પરસ્પરમા ઉદીરિત દુઃખ નરકક્ષેત્રના પ્રભાવથી ઉત્પન્ન થનારૂં દુઃખ અને ત્રીજી પૃથ્વિ સુધી પરમાધાર્મિક અસુરો દ્વારા ઉત્પન્ન કરવામાં આવેલા દુઃખ એ પણ પ્રતિપાદન કરવામાં આવ્યું કે ચોથી પૃથ્વિથી લઈને સાતમી પૃથ્વિ સુધી પરસ્પર ઉત્પન્ન કરવામાં આવેલા અને ક્ષેત્ર સ્વભાવથી ઉત્પન્ન દુઃખ જ હોય છે.

હવે નરકોનું સ્વરૂપ પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત રત્નપ્રભા આદિ સાત પૃથ્વિઓમાં સ્થિત નરક અંદરથી ગોળાકાર બહારથી ચૌકોર અર્થાત્ સમચતુષ્કોણ અને નીચેના ભાગમાં ક્ષુરપ્ર અર્થાત્ ખુરપાના જેવા આકારના હોય છે. ક્ષુરપ્ર એક નાનુ અસ્ત્ર છે જે છેદન કરવાના ઉપયોગમા આવે છે. ત્યા નિરન્તર ઘોર અન્ધકાર પથરાયેલો રહે છે.

સૂત્રમા આપવામાં આવેલાં 'આદિ' પદથી નરકોના અન્ય અન્ય વિશેષણ સમજી લેવા જોઈએ. તે પૈકી કેટલાંક આ પ્રકારે છે—નરકો ચન્દ્ર સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારાઓની પ્રભાથી રહિત હોય છે., અર્થાત્ ત્યાં ન તો સૂર્ય—ચન્દ્રમાં છે; નથી ગ્રહ—નક્ષત્ર અથવા તારા આ બધાં જ્યોતિષ્ક મધ્યલોકમાં હોય છે. નરકોમાં એમની ગેરહાજરી હોવાથી સદૈવ ગાઢ અન્ધકાર પ્રસરેલો રહે છે.

આ સિવાય નરક કેવા હોય છે—તેમના તળ ભાગ મેદથી અર્થાત્ ચરબીથી જે શુદ્ધ માસના સ્નેહરૂપ હોય છે. પૂયપટલ અર્થાત્ દૂષિત લોહીનો ગઠ્ઠો જેને મવાદ પણ કહે છે, રુધિર અર્થાત્ લોહી, માંસ, ચિખ્ખલ અર્થાત્ કાદવ તથા વાળ, હાડકા અને ચામડી વગેરે અપવિત્ર પદાર્થોથી વ્યાપ્ત હોય છે. તેઓ અત્યન્ત અશુચિ, ભયાનક, ગંદા, માથું ફાટી જાય એવી દુર્ગન્ધથી વ્યાપ્ત, કાપોત અગ્નિ જેવા રંગવાળા ખરબચડા સ્પર્શ વાળા, દુઃસહ અને અશુભ હોય છે. આવા નરકોમાં વેદનાઓ પણ અશુભ જ હોય છે. પ્રજ્ઞાપના સૂત્રનાં બીજા પદમાં નરકના પ્રકરણમા કહ્યું છે—તે નરક અંદરથી ગોળાકાર બહારથી સમચતુષ્કોણ અને હેઠળથી ખુરપાના આકારના હોય છે તેમા સર્વદા અન્ધકાર છવાયેલો રહે છે. ગ્રહ, સૂર્ય, ચન્દ્ર તથા નક્ષત્ર—એ જ્યોતિષ્કની પ્રભાથી રહિત હોય છે. મેદ, ચરબી, મવાદના સમૂહ, રુધિર માસ તથા કાદવ અથવા રુધિર માંસ આદિના કાદવથી

તેના તલભાગ ખરડાયેલા હોય છે. તે અશુભ અને બીભત્સ, ઘોર દુર્ગન્ધથી ભરેલાં, કાપોત અગ્નિ જેવા વર્ણવાળા, કઠોર સ્પર્શવાળા, દુસ્સહ અમે અશુભ હોય છે નરકોની વેદનાઓ પણ અશુભ જ હોય છે. વગેરે ॥૧૬॥

**'तेसु नारगाणं उक्कोसेणं ठिई'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—તે નરકોમાં નારકજીવોની ઉત્કૃષ્ટ સ્થિતિ યથાક્રમાનુસાર એક, ત્રણ, સાત દસ, સત્તર, બાવીસ અને તેત્રીસ સાગરોપપન્નની હોય છે. ॥૧૭॥

**તત્ત્વાર્થદીપીકા**—પહેલા નારકજીવોના તથા નરકોના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું હવે તે નારક જીવોની ઉત્કૃષ્ટ સ્થિતિનું અર્થાત્ આયુના પરિણામનું નિરૂપણ કરીએ છીએ.

પૂર્વોક્ત સાત રત્નપ્રભા પૃથ્વિ આદિ સ્વરૂપવાળા નરકોમાં નિવાસ કરનારાં નારકજીવોની ઉત્કૃષ્ટ અર્થાત્ વધારેમાં વધારે સ્થિતિ અથવા આયુષ્ય અનુક્રમથી અર્થાત્ રત્નપ્રભા આદિ ભૂમિઓના ક્રમાનુસાર એક, ત્રણ, સાત, દસ, સત્તર, બાવીસ અને તેંત્રીસ સાગરોપમની હોય છે આ અનુક્રમ આ પ્રમાણે છે.–(૧) રત્નપ્રભા નામની ભૂમિમાં જે નરક છે, ત્યાના નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ એક સાગરોપમની છે. અર્થાત્ પહેલી પૃથ્વિના નારક અધિકમાં અધિક એક સાગરોપમ સુધી નારક અવસ્થામાં ત્યાં રહે છે. (૨) શર્કરાપ્રભામાં આ નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ સાગરોપમની હોય છે. (૩) વાલુકાપ્રભામાં નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ સાત સાગરોપમની હોય છે. (૪) પંકપ્રભામાં નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ દસ સાગરોપમની હોય છે. (૫) ધૂમપ્રભામાં નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તર સાગરોપમની હોય છે, (૬) તમઃપ્રભામાં નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ તેંત્રીસ સાગરોપમની હોય છે. ॥૧૭॥

**તત્વાર્થનિર્યુક્તિ**—અત્યન્ત વિષમ દુઃખજનક કર્મો બાંધવાથી અને અનપવર્ત્તનીય આયુષ્ય વાળા હોવાથી જીવ અકાળે જ મૃત્યુની અભિલાષા કરતા હોવા છતાં પણ અકાળે મરણ પામતા નથી. આયુષ્ય પુરૂં થવાથી નિશ્ચિત સમયે જ તેમનું મૃત્યુ થાય છે અત્રે એવી આશંકા ઉદ્ભવે છે કે તેમનું આયુષ્ય કેટલું હોય છે? આ શંકાનું સમાધાન કરવા માટે તેમના આયુષ્યનું ઉત્કૃષ્ટ પ્રમાણ બતાવવામાં આવે છે.

જેમના સ્વરૂપ પ્રથમ બતાવી દેવામાં આવ્યા છે તે રત્નપ્રભા આદિ સાત નરક ભૂમિઓમાં યથાક્રમ ત્રીસ, પચ્ચીસ પંદર, દસ, ત્રસ લાખ, એક લાખમાં પાંચ ઓછા તથા પાંચ નરકાવાસોમાં નારકજીવોની ઉત્કૃષ્ટ સ્થિતિ અર્થાત્ આયુષ્યનું પ્રમાણ રત્નપ્રભા આદિ ભૂમિઓના અનુક્રમથી એક સાગરોપમ, ત્રણ સાગરોપમ સાત સાગરોપમ, દસ સાગરોપમ, સત્તર સાગરોપમ, બાવીસ સાગરોપમ અને તેત્રીસ સાગરોપમનું હોય છે.

આવી રીતે રત્નપ્રભા પૃથ્વિમા નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ એક સાગરોપમની, શર્કરાપ્રભામાં ત્રણ સાગરોપમની, વાલુકાપ્રભામાં સાત સાગરોપમની પંકપ્રભામા દસ સાગરોપમની ધૂમપ્રભામાં સત્તર સાગરોપમની તમઃપ્રભામા બાવીસ સાગરોપમની અને તમસ્તમઃપ્રભામાં તેત્રીસ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે.

ઉપમાન અથવા ઉપમાનો અર્થ થાય છે સાદૃશ્ય સાગર અર્થાત્ સમુદ્રની ઉપમા હોવી સાગરોપમ છે. એક સાગર જે આયુષ્યનું ઉપમાન હોય તે સાગરોપમ કહેવાય છે. ત્રિસાગરોપમ આદિમાં પણ આવી જ રીતે વિગ્રહ કરી લેવો.

તે નરકોમાં દારુ પીનારાં, માંસ ભક્ષણ કરનારા, અસત્યવાદી, પરસ્ત્રી, લમ્પટ મહાન લોભથી ગ્રસ્ત પોતાના સ્ત્રી, બાળક વૃદ્ધ તથા મહર્ષિઓની સાથે વિશ્વાસઘાત કરનારા જૈન ધર્મની કુથળી કરનારા રૌદ્ર ધ્યાન કરવાવાળાં તથા આવા જ અન્ય પાપકર્મો કરવાવાળાં જીવો ઉત્પન્ન થાય છે જ્યારે કોઈ જીવ નરકમાં ઉત્પન્ન થાય છે ત્યારે તેના પગ ઉપરની બાજુ તથા મુખ નીચેની તરફ હોય છે અને નીચે પડે છે. ત્યારબાદ તેઓ અનન્ત સમય સુધી દુઃખોનો અનુભવ કરે છે.

અત્રે એટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે અસંજ્ઞી જીવ પહેલી નરકમા જ ઉત્પન્ન થાય છે, સરિસૃપ બીજી નરક સુધી જ જાય છે, પક્ષી ત્રીજી નરક સુધી જ જાય છે, સિંહ ચોથી નરક સુધી જ ઉત્પન્ન થાય છે, ભુજંગ પાંચમી નરક સુધી જ પહોંચી શકે છે. સ્ત્રિઓ છઠી સુધી જ જાય છે અને મનુષ્ય–પુરુષ તથા માછલાં સાતમી નરક સુધી ઉત્પન્ન થાય છે.

સાતમી નરકથી નીકળેલો જીવ તિર્યંચ ગતિમાં જ ઉત્પન્ન થાય છે ત્યાં સમ્યકત્વનો નિષેધ નથી અર્થાત્ ત્યાં કોઈ જીવ સમ્યકત્વને પ્રાપ્ત કરી શકે છે. છઠી નરકથી નિકળેલો જીવ જો મનુષ્યગતિમાં ઉત્પન્ન થાય તો તે દેશ વિરતિ અંગીકાર કરી શકે છે. પાંચમી નરકથી નિકળેલ પ્રાણી જો મનુષ્યત્વ પ્રાપ્ત કરે છે તો સર્વવિરતિ પણ પ્રાપ્ત કરી શકે છે. ચોથી નરકથી નિકળેલ કોઈ જીવ મનુષ્યગતિ પ્રાપ્ત કરી નિર્વાણ પણ સાધી શકે છે. ત્રીજી બીજી તથા પહેલી નરકથી નીકળેલા જીવો મનુષ્યગતિ પ્રાપ્ત કરીને તીર્થંકર પણ થઈ શકે છે. દેવ અને નારક મરીને નરકગતિમાં ઉત્પન્ન થતાં નથી આવી જ રીતે નારક જીવો નરકથી નિકળીને સીધા દેવગતિમાં ઉત્પન્ન થતાં નથી.

નરકથી નિકળેલા જીવ કાં તો તિર્યંચયોનિમાં ઉત્પન્ન થાય છે અથવા મનુષ્યગતિમાં પ્રથમના ત્રણ નરકોમાંથી નિકળીને કોઈ કોઈ મનુષ્ય થઈને તીર્થંકર પદ પણ પ્રાપ્ત કરી શકે છે. ચોથા નરકથી નિકળીને અને મનુષ્યગતિ પામીને કોઈ કોઈ જીવ નિર્વાણ પણ પ્રાપ્ત કરી શકે છે. શરુઆતની પાંચ પૃથ્વિઓ (નરકો)માંથી નિકળીને કોઈ–કોઈ જીવ મનુષ્ય થઈને સર્વ વિરતિ સંયમની પ્રાપ્તિ પણ કરી શકે છે. છઠી પૃથ્વિથી નિકળીને કોઈ–કોઈ જીવ મનુષ્ય થઈને સંયમાસંયમ (દેશવિરતિ) પણ પ્રાપ્ત કરી શકે છે પરંતુ સાતમી પૃથ્વિથી નિકળીને જીવ નિર્યંચગતિ નેજ પામે છે ત્યાં કોઈ જીવ સમ્યગ-દર્શન પણ પ્રાપ્ત કરી શકે છે. ॥૧૭॥

**'जहण्णेणं नारगाणं ठिई जहाकमं'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—નારકોની જઘન્ય સ્થિતિ અનુક્રમથી દસ હજાર વર્ષ, એક સાગરોપમ અને બાવીસ સાગરોપમ છે, ॥૧૮॥

**તત્વાર્થદીપિકા**—આની પહેલાના સૂત્રમાં રત્નપ્રભા આદિ સાતે નરકભૂમિઓમાં નિવાસ કરનારા નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિનું પ્રરુપણ કરવામાં આવ્યું હવે તેમની જઘન્ય

અર્થાત્ ઓછામાં ઓછી સ્થિતિનું પ્રરૂપણ કરવા માટે કહીએ છીએ. રત્નપ્રભા આદિ ભૂમિઓના ક્રમથી તેમાં રહેનારા નારકોની જઘન્ય સ્થિતિ આ મુજબ છે—દસ હજાર વર્ષ, એક સાગરોગમ, ત્રણ સાગરોપમ, સાત સાગરોપમ દસ સાગરોપમ, સત્તર સાગરોપમ અને બાત્રીસ સાગરોપમ.

રત્નપ્રભા પૃથ્વિના નારકોની જઘન્ય સ્થિતિ અર્થાત્ આયુષ્યનું પ્રમાણ દસ હજાર વર્ષનું છે. શર્કરાપ્રભા પૃથ્વિના નારકોની જઘન્ય સ્થિતિ એક સાગરોપમની છે. વાલુકાપ્રભા પૃથ્વિમાં રહેનારા નારકોની જઘન્ય સ્થિતિ ત્રણ સાપરોપમની છે. પંકપ્રભા પૃથ્વિમાં નિવાસ કરનારાં નારક જીવોની સ્થિતિ સાત સાગરોપમની છે. ધૂમપ્રભા પૃથ્વિના નારકોની જઘન્ય સ્થિતિ દસ સાગરોપમની છે. તમઃપ્રભા પૃથ્વિના નારકોની જઘન્ય સ્થિતિ સત્તર સાગરોપમની છે. તમસ્તમઃ નામની સાતમી પૃથ્વિના નારકોની જઘન્ય સ્થિતિ બાવીસ સાગરોપમની છે. ૧૧૮

**તત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ નારક જીવોની ઉત્કૃષ્ટ અર્થાત્ અધિકમાં અધિક સ્થિતિની પ્રરૂપણા કરવામા આવી હવે તેમની જઘન્ય સ્થિતિ કહીએ છીએ રત્નપ્રભા આદિ પૃથ્વિઓમાં નારક જીવોની જઘન્ય સ્થિતિ અર્થાત્ આયુષ્યનું પ્રમાણ ક્રમાનુસાર આ પ્રમાણે છે—દસ હજાર વર્ષ એક સાગરોપમ ત્રણ સાગરોપમ સાત સાગરોપમ, દસ સાગરોપમ, સત્તર સાગરોપમ અને બાવીસ સાગરોપમ.

આમાં રત્નપ્રભા પૃથ્વિમાં નારકોની જઘન્ય સ્થિતિ દસ હજાર વર્ષની હોય છે. શર્કરાપ્રભા પૃથ્વિમાં નારકોની જઘન્ય સ્થિતિ એક સાગરોપમની હોય છે. વાલુકાપ્રભામાં નારકોની જઘન્યસ્થિતિ ત્રણ સાગરોપમની હોય છે. પંકપ્રભા પૃથ્વિમાં નારકોની જઘન્ય સ્થિતિ સાત સાગરોપમની હોય છે. ધૂમપ્રભામાં નારકોની જઘન્ય સ્થિતિ દસ સાગરોપમની હોય છે. તમઃપ્રભા પૃથ્વિમાં નારકોની જઘન્ય સ્થિતિ સત્તર સાગરોપમની હોય છે. તમસ્તમઃ પ્રભા પૃથ્વિમાં નારકોની જઘન્ય સ્થિતિ બાવીસ સાગારોપમની સમજવી ઉત્તરાધ્યયન સૂત્રના ૩૬ માં અધ્યયનમાં કહ્યું છે—

પ્રથમ ભૂમિ અર્થાત્ રત્નપ્રભામાં ઉત્કૃષ્ટ સ્થિતિ એક સાગરોપમની છે અને જઘન્ય સ્થિતિ દસ હજાર વર્ષની છે. ૧૧૬૦

બીજી પૃથ્વિ અર્થાત્ શર્કરાપ્રભામાં ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ સાગરોપમનું તથા જઘન્ય આયુષ્ય એક સાગરોપમનું છે. ૧૧૬૧

ત્રીજી પૃથ્વિમાં અર્થાત્ વાલુકાપ્રભામાં ઉત્કૃષ્ટ આયુષ્ય સાત સાગરોપમનું તથા જઘન્ય આયુષ્ય ત્રણ સાગરોપમનું છે. ૧૧૬૨

ચોથી પૃથ્વિ પંકપ્રભામાં ઉત્કૃષ્ટ આયુષ્ય દશ સાગરોપમનું છે અને જઘન્ય આયુષ્ય સાત સાગરોપમનું છે. ૧૧૬૩

પાંચમી પૃથ્વિ ધૂમપ્રભામાં ઉત્કૃષ્ટ આયુષ્ય સત્તર સાગરોપમનું અને જઘન્ય આયુષ્ય દશ સાગરોપમનું છે. (૧૬૪)

છઠી અર્થાત્ તમઃપ્રભામાં ઉત્કૃષ્ટ આયુષ્ય બાવીસ સાગરોપમનું અને જઘન્ય આયુષ્ય સત્તર સાગરોપમનું છે ॥૧૬૫॥

સાતમી પૃથ્વિ તમસ્તમઃપ્રભામાં ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીસ સાગરોપમનું અને જઘન્ય આયુષ્ય બાવીસ સાગરોપમનું છે ॥૧૬૬॥

સાતે નરકભૂમિઓના નારકોની ઉપર જે ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ બતાવવામાં આવી છે તેને ધ્યાનપૂર્વક જોવાથી ખાત્રી થશે કે પૂર્વ-પૂર્વના નરકમાં જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ છે, ઉત્તરોત્તરમાં તે જ જઘન્ય બની જાય છે. દા. ત. રત્નપ્રભાપૃથ્વિમા નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ એક સાગરોપમની છે તે જ શર્કરાપ્રભામાં જઘન્ય સ્થિતિ છે. શર્કરાપ્રભામાં ત્રણ સાગરોપમની જે ઉત્કૃષ્ટ સ્થિતિ છે. તે ત્રણ સાગરોપમ વાલુકાપ્રભામા જઘન્ય સમજવી જોઈએ. વાલુકાપ્રભામા જે સાત સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે તેજ પંકપ્રભામાં જઘન્ય છે. પંકપ્રભામાં ઉત્કૃષ્ટ સ્થિતિ દસ સાગરોગમની છે તેજ ધૂમપ્રભામાં જઘન્ય છે. ધૂમપ્રભામા ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તર સાગરોપમની છે તે જ તમઃપ્રભામાં જઘન્ય સ્થિતિ છે તમઃપ્રભામાં નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ બાવીસ સાગરોપમ છે તે જ બાવીસ સાગરોપમ તમસ્તમઃપ્રભામા જઘન્ય છે. રત્નપ્રભામાં જઘન્ય સ્થિતિ દસ હજાર વર્ષની છે ॥૧૮॥

**'जंबुद्दीवलवणसमुद्दाइ नामाओ असंखेज्जा दीवसमुद्दा'**

**સૂત્રાર્થ**—જમ્બૂદ્વીપ આદિ દ્વીપ અને લવણ આદિ સમુદ્ર અસંખ્યાત છે ॥૧૯॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં રત્નપ્રભા આદિ ભૂમિઓના નારકોની જઘન્ય સ્થિતિની પ્રરૂપણા કરવામાં આવી હવે પ્રસંગવશ જમ્બૂદ્વીપ આદિ દ્વીપોની અને લવણ આદિ સમુદ્રોની પ્રરૂપણા કરીએ છીએ—

જમ્બૂદ્વીપ અને લવણસમુદ્ર આદિ દ્વીપ અને સમુદ્ર અસંખ્યાત છે તે આ પ્રમાણે છે—(૧) જમ્બૂદ્વીપ નામક દ્વીપ, લવણોદધિ નામક સમુદ્ર, (૨) ધાતકીખંડ નામક દ્વીપ, કાલોદધિ નામક સમુદ્ર (૩) પુષ્કરવરનામક દ્વીપ, પુષ્કરવરોદ નામક સમુદ્ર, (૪) વારુણીવર નામક દ્વીપ, વારુણીવરોદ નામક સમુદ્ર, (૫) ક્ષીરવર નામક દ્વીપ, ક્ષીરવરોદ નામકસમુદ્ર (૬) ઘૃતવર નામક દ્વીપ, ઘૃતવરોદ નામક સમુદ્ર (૭) ઈક્ષુવર નામક દ્વીપ, ઈક્ષુવર નામક સમુદ્ર (૮) નંદીશ્વર નામક દ્વીપ, નંદીશ્વરવરોદ નામક સમુદ્ર (૯) અરુ વરણનામક દ્વીપ, અરુણવરોદ નામક સમુદ્ર; આ રીતે એક દ્વીપ અને એક સમુદ્ર આ ક્રમથી સ્વયંભૂરમણ દ્વીપ અને સ્વયંભૂરમણ સમુદ્ર સુધી અસંખ્યાત દ્વીપ-સમુદ્ર સમજવા જોઈએ ॥૧૯॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલાં રત્નપ્રભા આદિ પૃથ્વિઓમાં સ્થિત સીમન્તક આદિ નારકાવાસોમાં નિવાસ કરનારા જીવોની સ્થિતિ અર્થાત્ આયુષ્યના પ્રમાણની પ્રરૂપણા કરવામાં આવી. હવે આ ભૂમિનું પ્રકરણ હોવાથી જમ્બૂદ્વીપ આદિ દ્વીપોનું તથા લવણોદધિ આદિ સમુદ્રોનું સ્વરૂપ બતાવવા માટે કહીએ છીએ—

જમ્બૂદ્વીપ અને લવણસમુદ્ર આદિ અસંખ્યાત દ્વીપ અને સમુદ્ર છે. તાત્પર્ય એ છે કે જમ્બૂદ્વીપ આદિ દ્વીપ અસંખ્યાત છે તેમ જ લવણોદધિ સમુદ્ર પણ અસંખ્યાત છે. અસંખ્યાતમા તરતમતાના ભેદથી અસંખ્યાત પ્રકાર થઈ શકે છે અત્રે અસંખ્યાત પદથી

અઢી ઉધ્ધાર સાગરોપમની સમયરાશિની બરાબર અસંખ્યાત સમજવું જોઈએ. આ ઉધ્ધાર સાગરોપમ ઉધ્ધાર પલ્યોપમથી નિષ્પન્ન થાય છે. જેમ કે—એક કોઈ પલ્ય આધાર-પાત્ર—જે એક એક યોજન આયામવિષ્કભવાળું અર્થાત્ એક યોજનનું લાંબુ તથા એક યોજનનું પહોળું તથા એક યોજનનું ઊંડું તથા આ માપથી થોડું વધારે ત્રણ ગણી પરિધિ ગોળાઈવાળું હોય, તે પલ્ય એક બે ત્રણ ઉત્કૃષ્ટથી સાત રાત્રિના ઉગેલા બાલાગ્રોથી એવી રીતે ઠાંસી ઠાંસીને ભરવામાં આવે કે જે બાલાગ્રને ન અગ્નિ બાળી શકે, ન વાયુ ઉડાવી શકે અને ન તો પાણી તેને ભીનું કરી શકે. આવી રીતે ઠાંસીને ભરેલા પાલ્યમાંથી પ્રતિ સમય એક એક બાલાગ્ર કાઢવામાં આવે તો જેટલા સમયમાં તે પલ્ય રિક્ત—ખાલી થાય તેટલા કાલ પ્રમાણનો એક ઉધ્ધાર પલ્યોપમ થાય છે આવા દસ કરોડાકરોડ ઉધ્ધાર પલ્યોપમ થાય છે ત્યારે એક ઉધ્ધાર સાગરોપમ થાય છે. આ પ્રકારના અઢી ઉધ્ધાર સાગરોપમોમાં જેટલા સમય હોય છે તેટલાં જ દ્વીપ અને સમુદ્ર છે.

આ દ્વીપો અને સમુદ્રોની અવસ્થિતિ અનુક્રમથી આ પ્રકારે છે—પહેલા દ્વીપની પછી પહેલો સમુદ્ર છે, બીજા દ્વીપની પછી બીજો સમુદ્ર છે, ત્રીજા દ્વીપની પછી ત્રીજો સમુદ્ર છે ઇત્યાદિ ક્રમથી પહેલા દ્વીપ પછી સમુદ્ર પછી દ્વીપ અને સમુદ્ર એવી રીતે અનુક્રમથી દ્વીપ અને સમુદ્ર છે. દાખલા તરીકે—સર્વપ્રથમ જમ્બૂદ્વીપ નામક દ્વીપ છે તેને ચારે બાજુએથી ઘેરીને લવણોદધિ નામક સમુદ્ર છે; ત્યારબાદ લવણોદધિ સમુદ્રને ચારે તરફથી ઘેરીને ધાતકીખન્ડ નામનો દ્વીપ છે પછી કાલોદધિ નામક સમુદ્ર છે, ત્યાર બાદ પુષ્કરવર નામક દ્વીપ અને પુષ્કરોદધિ સમુદ્ર છે પછી વરૂણવર દ્વીપ અને વરૂણોદધિ સમુદ્ર છે, પછી ક્ષીરવર નામક દ્વીપ અને ક્ષીરોદધિ સમુદ્ર છે પછી ઘૃતવર નામક દ્વીપ અને ઘૃતોદધિ સમુદ્ર છે પછી ઈક્ષુવર નામક દ્વીપ અને ઇક્ષુવરોદધિ સમુદ્ર છે પછી નંદીશ્વર નામક દ્વીપ અને નદીશ્વરોદધિ સમુદ્ર છે પછી અરૂણવર નામક દ્વીપ અને અરૂણવરોદધિ નામક સમુદ્ર છે; આ ક્રમથી સ્વયંભૂરમણ સમુદ્ર પર્યન્ત અસંખ્યાત દ્વીપ અને સમુદ્રો છે.

બધાં જ દ્વીપો અને સમુદ્રોનો નામોલ્લેખ:કરીને ગણતરી કરવાનું શકય નથી કારણ કે તેઓ અસંખ્યેય છે. જમ્બૂદ્વીપ, અનાદિ કાળથી છે અને તેનું જમ્બૂદ્વીપ એ નામ પણ અનાદિ કાળથી છે. જેની ચારે બાજુએ પાણી હોય તે દ્વીપ, આ વ્યુત્પત્તિ મુજબ ચારે તરફ જળથી ઘેરાયેલી જમીનનો જે ભાગ હોય છે તે દ્વીપ કહેવાય છે.

જમ્બૂદ્વીપ તથા લવણસમુદ્ર આદિ અસંખ્યાત દ્વીપ સમુદ્રોનો આ જે સમૂહ છે, બધાં જ આ રત્નપ્રભા પૃથ્વિની ઉપર આવેલા છે. આટલી જ તિર્યક્ લોકની સીમા છે. સ્વયં-ભૂરમણ સમુદ્રથી આગળ તિર્છા લોક નથી.

જીવાભિગમ સૂત્રમાં ત્રીજી પ્રતિપત્તિ, બીજા ઉદ્દેશક સૂત્ર ૧૮૬માં દ્વીપપ્રકરણમાં કહેવામાં આવ્યું છે—

પ્રશ્ન—ભગવન્ ! જમ્બૂદ્વીપ કેટલા કહેવામાં આવ્યા છે ?

ઉત્તર—ગૌતમ ! જમ્બૂદ્વીપ નામથી અસંખ્યાત દ્વીપ કહેવામાં આવ્યા છે.

પ્રશ્ન—ભગવન્ ! લવણસમુદ્ર કેટલાં કહેવામાં આવ્યા છે ?

ઉત્તર—લવણસમુદ્ર નામના અસંખ્ય સમુદ્રો કહેલાં છે. એવી જ રીતે—ધાતકીખન્ડ નામક દ્વીપ પણ અસંખ્યાત સમજવા જોઇએ. એ પ્રમાણે સૂર્યદ્વીપ નામક દ્વીપ પણ અસંખ્યાત છે. દેવદ્વીપ એક છે, દેવોદધિ સમુદ્ર એક છે એ મુજબ નાગ, યક્ષ, ભૂત—સ્વયંભૂરમણ દ્વીપ એક છે, સ્વયંભૂરમણ સમુદ્ર પણ એક છે.

આગળ જતાં જીવાભિગમ સૂત્રની ત્રીજી પ્રતિપત્તિના બીજા ઉદ્દેશકમાં પણ કહ્યું છે—

'લોકમાં જેટલાં શુભ નામ છે, શુભ વર્ણ. શુભ સ્પર્શ છે તેટલા જ નામવાળા દ્વીપ અને સમુદ્ર પણ કહેવામાં આવ્યા છે. ।। ૧૯ ।।

**'ते दीवसमुद्दा दुगुणा' 'दुगुणा'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—તે દ્વીપ અને સમુદ્ર બમણા-બમણા વિસ્તારવાળા, વલયના આકારના તેમજ પહેલા-પહેલા વાળાને ઘેરીને આવેલા છે ।। ૨૦ ।।

**તત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જમ્બૂદ્વીપ આદિ દ્વીપો તથા લવણોદધિ વગેરે સમુદ્રોનું નિરૂપણ કરવામાં આવ્યું હવે તેમની લંબાઈ, પહોળાઈ વગેરેનું પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત જમ્બૂદ્વીપ અને લવણસમુદ્ર આદિ દ્વીપ અને સમુદ્ર બમણા-બમણા વિસ્તારવાળા છે અર્થાત્ પૂર્વ-પૂર્વની અપેક્ષા ઉત્તર-ઉત્તરનો વિસ્તાર બમણો-બમણો છે.

બધાં દ્વીપ અને સમુદ્ર બંગડીના આકાર જેવા વૃત અર્થાત્ ગોળ છે. તે બધા પૂર્વ-પૂર્વવાળાઓને ઘેરીને સ્થિત છે અર્થાત્ ક્રમાનુસાર પહેલા દ્વીપને પછીનો સમુદ્ર ઘેરી વળેલો છે તે સમુદ્રને ત્યાર પછીનો દ્વીપ એ પ્રમાણે યથાવત્ સમજવું

આ રીતે પહેલા દ્વીપ-જમ્બૂદ્વીપનો જેટલો વિસ્તાર છે તેનાથી બમણો વિસ્તાર લવણસમુદ્રનો છે. લવણસમુદ્રનો જેટલો વિસ્તાર છે તેથી બમણો ધાતકીખન્ડદ્વીપનો વિસ્તાર છે. ધાતકીખન્ડદ્વીપથી કાલોદધિ સમુદ્રનો બેવડો-વિસ્તાર છે, કાલોદધિ સમુદ્રથી પુષ્કરવર દ્વીપનો બમણો વિસ્તાર છે અને પુષ્કરવરદ્વીપની અપેક્ષા પુષ્કરવર સમુદ્રનો બેવડો વિસ્તાર છે. આ જ ક્રમ પછી પણ સર્વત્ર ગ્રહણ કરવો ।। ૨૧ ।।

**તત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રમાં જમ્બૂદ્વીપ આદિ દ્વીપોનું તથા લવણોદધિ આદિ સમુદ્રોનું યથાસંભવ નામનિર્દશન કરવામાં આવ્યું હવે તે જ દ્વીપ-સમુદ્રોની લંબાઈ-પહોળાઈ, આકૃતિ આદિ આદિનું પ્રરૂપણ કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત જમ્બૂદ્વીપ આદિ દ્વીપ અને લવણોદધિ આદિ સમુદ્ર બમણા-બમણા છે અર્થાત્ પહેલા-પહેલા વાળાની અપેક્ષા ત્યાર પછીના બમણા-બમણા છે. જમ્બૂદ્વીપનો જેટલો વિસ્તાર છે તેથી બમણો લવણસમુદ્રનો વિસ્તાર છે. એવી જ રીતે લવણસમુદ્રના વિસ્તારની અપેક્ષા ધાતકીખન્ડ દ્વીપનો વિસ્તાર બમણો છે ધાતકીખન્ડના વિસ્તારથી કાલોદધિ સમુદ્રનો વિસ્તાર બમણો છે. કાલોદધિની અપેક્ષા પુષ્કરવર દ્વીપનો અને પુષ્કરવર દ્વીપની અપેક્ષા પુષ્કરવર સમુદ્રનો વિસ્તાર બમણો છે.

આ રીતે જમ્બૂદ્વીપથી લઇને સ્વયંભૂરમણ સમુદ્ર પર્યંત જે ક્રમથી દ્વીપ તથા સમુદ્ર આવેલા છે અને જે ક્રમથી તે પૈકીના થોડાના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેજ ક્રમાનુસાર તેમનો વિસ્તાર બમણો-બમણો સમજવો.

પૂર્વોક્ત નામોના અનુક્રમથી જ તે દ્વીપ અને સમુદ્ર એક-બીજાને વીંટળાયેલાં છે આ વિધાનને વ્યક્ત કરવા માટે તેમને **"पूर्वपूर्वपरिक्षेपेण"** કહેવામાં આવ્યા છે. કહેવાનો આશય એ છે કે જમ્બૂદ્વીપને વીંટળાઇને લવણસમુદ્ર સ્થિત છે. લવણસમુદ્રને ઘેરીને ધાતકીખન્ડ દ્વીપ-રહેલો છે, ધાતકીખન્ડને ઘેરીને કાલોદધિ સમુદ્ર પથરાયેલો છે અને કાલોદધિ સમુદ્રને વીંટળાઇને પુષ્કરવરદ્વીપ આવેલો છે. આજ પ્રમાણે પછીના દ્વીપ-સમુદ્રો માટે ગ્રહણ કરવું. જમ્બૂદ્વીપ અને લવણસમુદ્ર આદિ બધાં દ્વીપ-સમુદ્ર વર્તુળાકાર છે અર્થાત્ હાથમા પહેરવામાં આવતી બગડીની જેમ ગોળાકાર છે. પરંતુ આ બધાં દ્વીપ-સમુદ્રોની મધ્યમાં સ્થિત આ જમ્બૂદ્વીપ કુંભારના ચાકડાની જેમ પ્રતરવૃત્ત અર્થાત્ સપાટ ગોળ છે એ બંગડીની માફક ગોળાકાર નથી.

જીવાભિગમસૂત્રની ત્રીજી પ્રતિપત્તિના બીજા ઉદ્દેશકમા કહેવામાં આવ્યું છે--જમ્બૂદ્વીપ નામક દ્વીપને વૃત્ત વલયાકાર સંસ્થાનવાળો લવણસમુદ્ર, ચારે બાજુએથી વીંટળાઇને આવેલો છે, પછીથી પણ ફરીવાર તેનુ તે જ કહેવામાં આવ્યું છે—જમ્બૂદ્વીપ આદિ દ્વીપ અને લવણ આદિ સમુદ્ર આકારમા એક જ પ્રકારના છે અર્થાત્ બધા ગોળાકાર છે પરંતુ વિસ્તારમા અનેક પ્રકારનાં છે—કોઇનો પણ વિસ્તાર અન્ય કોઇની બરાબર નથી. બધા એક બીજાથી બમણા-બમણા વિસ્તારવાળા છે; પન્નાયમાન છે, વિસ્તૃત છે અને અવભાસમાન વીચિઓવાળા છે ॥ ૨૦ ॥

**सव्वब्भंतरे वट्टे मेरुणाभिए** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—સમસ્ત દ્વીપની અંદર, ગોળાકાર મધ્યમાં મેરુપર્વત વાળો તથા એક લાખ યોજન વિસ્તારવાળો જમ્બૂદ્વીપ છે ॥૨૧॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જો કે સામાન્ય રૂપથી સમસ્ત દ્વીપો અને સમુદ્રોનો વિસ્તાર લંબાઈ, પહોળાઈ વગેરેનું નિરૂપણ કરવામા આવ્યું છે તો પણ બીજા દ્વીપોની અપેક્ષા કિંચિત્ વિશેષ રૂપથી જમ્બૂદ્વીપના સ્વરૂપનું પ્રરૂપણ કરીએ છીએ—

આ રત્નપ્રભા પૃથ્વિ ઉપર પહેલાં જે અસંખ્યાત દ્વીપ સમુદ્ર કહેવામા આવ્યા તે બધાની અંદર જમ્બૂદ્વીપ છે. આ જમ્બૂદ્વીપ કુંભારના ચાકડાની માફક પ્રતરવૃત્ત અર્થાત્ સપાટ ગોળાકાર છે—અથવા પૂનમના ચાંદાની જેમ ગોળ છે; બંગડીના આકારના નથી. જમ્બૂદ્વીપ શિવાય શેષ લવણ સમુદ્ર આદિ સમુદ્ર અને સમસ્ત દ્વીપ વલય અર્થાત બંગડીની માફક ગોળાકાર છે. જમ્બૂદ્વીપની બરાબર મધ્યમાં સુમેરૂ પર્વત છે.

મેરુપર્વતનું બીજું નામ મંદરાચલ પણ છે તે સંપૂર્ણ તિર્છા લોકની મર્યાદા અર્થાત્ હદ બતાવનારો છે એથી મેરુ કહેવાય છે સોનેરી છે. સુમેરુ પર્વત એક હજાર યોજન ભૂમિમાં ઘુસેલો છે અને નવ્વાણુ હજાર યોજન ઉપર છે તેની ઉપર એકની ઉપર એક એવાં ચાર વન છે અને તેની ઉપર પહોળું શિખર છે ચારે વનોનાં નામ આ પ્રમાણે છે-

ભદ્રશાલ વન, નન્દનવન, સૌમનસવન અને પાન્ડુકવન ભદ્રશાલ વનથી પાંચસો યોજનની ઉંચાઈ પર નંદનવન છે નંદનવનથી સાડા બાસઠ હજાર યોજન ઉપર સૌમનસ વન છે અને સૌમનસ વનથી છત્રીસ હજાર યોજન ઉપર પાન્ડુકવન છે. સુમેરૂની ચુલિકા ચાલીશ યોજન ઉચી છે તે ચૂલિકા ચારસો ચોરાણું યોજન મધ્યાન્તર્ગત છે આ રીતે મધ્યમા સુમેરુપર્વતવાળો જમ્બૂદ્વીપ છે. જમ્બૂદ્વીપનો વિસ્તાર કેટલો છે આવી આશંકા થવાથી તેનો જવાબ આપવામાં આવ્યો--તેનો વિસ્તાર એક લાખ યોજનનો છે. જમ્બૂ નામક વૃક્ષથી યુક્ત હોવાના કારણે આ દ્વીપ જમ્બૂદ્વીપ કહેવાય છે. તે જમ્બૂવૃક્ષ ઉત્તર કુરુક્ષેત્રની મધ્યમાં છે અનાદિ-અનંત છે, પાર્થિવ અર્થાત્ પૃથ્વિનું પરિણમન અને સ્વાભાવિક છે. જમ્બૂદ્વીપ આ જ વૃક્ષથી યુક્ત છે. ॥૨૧॥

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા કહેવામાં આવ્યું કે દ્વીપ અને સમુદ્ર વલય બંગડી જેવા ગોળ આકારના છે આ કથનથી જમ્બૂદ્વીપ વલયાકાર હોવાનો પ્રસંગ આવે છે; પણ તે વલયના આકારનો નથી; આથી પૂર્વોક્ત કથનનો અપવાદ અહીં પ્રદર્શિત કરવામાં આવે છે—

જમ્બૂદ્વીપ બધાં દ્વીપ-સમુદ્રોની અંદર છે અર્થાત્ સ્વયંભૂરમણ સમુદ્ર પર્યન્ત જેટલાં પણ દ્વીપ અને સમુદ્ર છે તે બધાંની અંદર છે. તે પ્રતરવૃત્ત અર્થાત્ કુંભારના ચાકડાની જેમ ગોળ જરૂર છે પણ બંગડી જેવો નથી. લવણ સમુદ્ર આદિને વલયના આકારના કહેવામાં આવ્યા છે અને જે વલયાકાર હોય છે તે ત્રિકોણ અને ચતુષ્કોણ પદાર્થોને પણ ઘેરી શકે છે. આવી સ્થિતિમાં જમ્બૂદ્વીપને ત્રિકોણ અગર ચતુષ્કોણ સમજવાની ભૂલ ન થઈ જાય એ હેતુથી સૂત્રમાં 'વૃત્ત' શબ્દ લેવામાં આવ્યો છે આથી સઘળાં દ્વીપો અને સમુદ્રો ગોળાકાર હોવા છતાં પણ જમ્બૂદ્વીપ પ્રતરવૃત્ત છે જેવો કુંભારનો ચાકડો હોય છે. તે હાથમાં પહેરવામાં આવતી બંગડીના જેવો ગોળાકાર નથી જ્યારે તેની પછીના લવણ સમુદ્ર આદિ વલયની જેમ ગોળાકાર છે, પ્રતરવૃત્ત નથી.

જમ્બૂદ્વીપ મેરુનાભિક છે. અર્થાત્ તેની મધ્યભાગમાં મન્દરાચલપર્વત છે. જમ્બૂદ્વીપનો એક લાખ યોજનનો વિસ્તાર છે. ભલે પૂર્વથી પશ્ચિમ સુધી માપવામાં આવે અથવા ઉત્તરથી દક્ષિણ સુધી, તેનું માપ સર્વત્ર એક લાખ યોજનનું જ હોય છે.

મેરુપર્વત સોનાના થાળના મધ્યસ્થાન સમાન ગોળાકાર છે તેનો એક હજાર યોજન પરિમિત ભાગ ભૂમિ હેઠળ આવેલ છે જ્યારે નવ્વાણું હજાર યોજન-પરિમિત ભાગ પૃથ્વિની ઉપર છે જે જોઈ શકાય છે. પૃથ્વિમાં સ્થિત જે એક હજાર યોજન છે તેની લંબાઈ અને પ્રહોળાઈ ૧૦૦૯૦ $\frac{૧૦}{૧૧}$ ભાગ છે. ઉપરના ભાગમા જ્યાથી શિખર શરૂ થાય છે ત્યાં એક હજાર યોજન છે તે પર્વત ત્રણ કાન્ડવાળો, ત્રણે લોકને સ્પર્શ કરનારો તથા ભદ્રશાલ, નન્દન સૌમનસ અને પાન્ડુક નામક ચાર વનોથી ઘેરાયેલો છે.

એક વિશિષ્ટ પ્રમાણથી યુક્ત વિચ્છેદ અથવા રચના વિશેષને કાન્ડ કહેવામા આવે છે ત્રણ કાન્ડોમાંથી પ્રથમ કાણ્ડ તે છે જે ભૂમિની અન્દર છે. શુદ્ધ પૃથ્વિ પાષાણ, વજ્ર તથા શર્કરાની વિપુલતાવાળા છે અને એક હજાર યોજન પરિમાણવાળા છે. બીજો કાણ્ડ પૃથ્વિની ઉપરથી શરૂ થાય છે, તે ત્રેંસઠ હજાર યોજનનો છે અને ચાંદી, સોનું, મોતી તથા સ્ફટિક-

રત્નોથી સભર છે. બીજા કાણ્ડની ઉપર ત્રીજો કાણ્ડ શરૂ થાય છે. તે છત્રીસ હજાર યોજનનો છે અને જમ્બૂનદની બહુલતાથી યુક્ત છે ત્રીજા કાણ્ડની ઉપર ચાળીસ યોજન ઉંચી ચૂલિકા છે જેમાં વૈડૂર્યની બહુલતા છે.

મૂળ અર્થાત્ ઉદ્ગમપ્રદેશમાં ચૂલિકાની પહોળાઈ અને લંબાઈ બાર યોજનની છે. મધ્યભાગમાં આઠ યોજન અને ઉપર ચાર યોજનની છે. ભૂમિની ઉપર રહેલ પ્રથમ ભદ્રશાલવન વલયાકાર છે. ભદ્રશાલવનની ભૂમિથી પાંચસો યોજન ઉપર પ્રથમ મેખલામાં પાંચ સો યોજન પથરાયેલ નન્દન નામક બીજું વન છે નન્દનવનથી સાડા બાંસઠ હજાર યોજનની ઉંચાઈ પર પાંચસો યોજન વિસ્તૃત સૌમનસ નામનું ત્રીજું વન બીજી મેખલામાં છે.

સૌમનસ વનથી છત્રીસ હજાર યોજનની ઉંચાઈ પર ચારસો ચોરાણું યોજન વિસ્તાર વાળું પાણ્ડુક નામનું ચોથું વન મેરુના શિખર પર શોભાયમાન છે. આ મેરુ પર્વત બધી જગ્યાએ એક સરખા પરિમાણવાળો નથી પરન્તુ સમ ભૂમિ ભાગ ઉપર મેરુપર્વતની પહોળાઈ દસ હજાર યોજનની છે ત્યાંથી અગીયાર યોજન ઉપર જઈએ તો એક યોજન અને અગીયારસો યોજન જઈએ તો એક સો તથા અગીયાર હજાર યોજન જઈએ ત્યારે એક હજાર યોજન પહોળાઈમાં ઓછો થતો જાય છે: ગણતરી મુજબ ૯૯ નવ્વાણું હજાર યોજન ઉપર જવાથી એક હજાર યોજનની પહોળાઈ રહી જાય છે.

જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિના ત્રીજા સૂત્રમાં કહ્યું છે—

જમ્બૂદ્વીપ સમસ્તદ્વીપ–સમુદ્રોની અંદર સૌથી નાનો છે. ગોળાકાર છે અને લંબાઈ પહોળાઈમાં એક લાખ યોજન ફેલાયેલો છે.

આ જગ્યાએ જ વળી પાછું સૂત્ર ૧૦૩માં કહેવામાં આવ્યું છે—'જમ્બૂદ્વીપની બરાબર વચ્ચોવચ્ચ મન્દર નામનો પર્વત કહેવામાં આવ્યો છે તે નવ્વાણું હજાર યોજન જમીન ઉપરથી ઉંચો છે અને એક હજાર યોજન જમીનની અંદર પેસેલો છે. ॥૨૧॥

**'तत्थ भरह परवत हेमवत'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—જમ્બૂદ્વીપમાં સાત વર્ષ (ક્ષેત્ર) છે—(૧) ભરત (૨) ઐરવત (૩) હૈમવત (૪) હૈરણ્યવત (૫) હરિ (૬) રમ્યક અને (૭) મહાવિદેહ ॥૨૨॥

**તત્વાર્થદીપિકા**—આની અગાઉના સૂત્રમાં જમ્બૂદ્વીપની લંબાઈ–પહોળાઈ વગેરેની પ્રરૂપણા કરવામાં આવી. હવે તેજ જમ્બૂદ્વીપમાં છ કુલપર્વતોના કારણે જુદાં પડેલાં સાત ક્ષેત્રોની પ્રરૂપણા કરવામાં આવે છે—

જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં (૧) ભારત (૨) ઐરવત (૩) હૈમવત (૪) હૈરણ્યવત (૫) હરિવાસ (૬) રમ્યકવાસ અને (૭) મહાવિદેહ નામના સાત ક્ષેત્ર છે જે 'વર્ષ' કહેવાય છે જેમકે—ભરતવર્ષ, ઐરવત વર્ષ, હૈમવત વર્ષ, હૈરણ્યવત વર્ષ, હરિવર્ષ, રમ્યક વર્ષ, મહાવિદેહવર્ષ, અર્થાત્ જમ્બૂદીપમાં આ સાત ક્ષેત્ર છે. (૧) આ સાત ક્ષેત્રોમાંનું પ્રથમ ભરતવર્ષ હિમવાન્ પર્વતની દક્ષિણમાં છે. વૈતાઢ્ય નામક પર્વત અને ગંગા–સિંધુ નામની બે મહાનદિઓના કારણે વિભક્ત થઈ જવાથી તેના છ વિભાગ થઈ ગયા છે. ભરત વર્ષની ત્રણે બાજુએ લવણ સમુદ્ર છે તે જ્યા (દોરી) સહિત મનુષ્યાકારનું છે.

(૨) ઉપર ઉત્તર દિશામાં શિખરિ, શિખરિ નામક પર્વતથી ઉત્તરમાં અને ત્રણ સમુદ્રોની મધ્યમાં ઐરવત છે તેના પણ વૈતાઢ્ય પર્વત અને રક્તા તથા રક્તોદા નામની નદિઓથી ભાગ પડી જવાના કારણે છ ખન્ડ થઈ ગયા છે.

(૩) ક્ષુદ્રહિમવાન્ પર્વતથી ઉત્તરમાં અને મહાહિમવાન્ પર્વતથી દક્ષિણમાં હૈમવત નામક વર્ષ અવસ્થિત છે. તેની પૂર્વ અને પશ્ચિમમાં લવણસમુદ્ર છે.

(૪) રુક્મિ પર્વતથી ઉત્તરમાં અને શિખરિપર્વતથી દક્ષિણમાં હૈરણ્યવત નામક વર્ષ છે તેની પૂર્વ અને પશ્ચિમમાં લવણસમુદ્ર છે.

(૫) નિષધ પર્વતથી દક્ષિણમાં અને મહાહિમવાન્ પર્વતથી ઉત્તરમાં હરિવર્ષ છે એની પૂર્વ તથા પશ્ચિમમાં પણ લવણસમુદ્ર છે.

(૬) નીલ પર્વતથી ઉત્તરમાં અને રુક્મિ પર્વતથી દક્ષિણમાં પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની મધ્યમાં રમ્યકવર્ષ છે.

(૭) નિષધપર્વતથી ઉત્તરમાં અને નીલ પર્વતથી દક્ષિણમાં પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રની વચ્ચે મહાવિદેહવર્ષ અવસ્થિત છે ॥૨૨॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની પહેલા જમ્બૂદ્વીપના સ્વરૂપની લંબાઇ-પહોળાઈ આદિનું પ્રરૂપણ કરવામાં આવ્યુ હવે તેજ જમ્બૂદ્વીપમાં પછીથી કહેવામાં આવનારા છ વર્ષધર પર્વતોના કારણે વિભાજિત થયેલા સાત ક્ષેત્રોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત સ્વરૂપવાળા જમ્બૂદ્વીપમાં ભરત. હૈમવત, હરિવાસ, મહાવિદેહ, રમ્યક, હૈરણ્યવત અને ઐરવત નામક સાત વર્ષક્ષેત્ર છે. આ રીતે ભરતવર્ષ, હૈમવતવર્ષ, હરિવર્ષ, મહાવિદેહવર્ષ, રમ્યકવર્ષ. હૈરણ્યવતવર્ષ અને ઐરવતર્ષ નામના સાતવર્ષ છે. આ સાતે વર્ષ (ક્ષેત્રો) જમ્બૂદ્વીપના જ એક વિશિષ્ટ સીમાવાળો વિભાગ છે, સ્વતંત્ર દ્વીપ નથી. જગતની સ્થિતિ અનાદિકાલીન છે આથી તેમની સંજ્ઞા પણ અનાદિકાલીન સમજવી ઘટે.

અથવા ભરત નામક દેવના નિવાસના સમ્બન્ધથી તે ક્ષેત્ર પણ ભરત અથવા ભારત કહેવાય છે. જે ક્ષેત્ર હિમવાન્ પર્વતથી દૂર નથી-નજીકમાં છે તે હૈમવત કહેવાય છે. હરિ અને મહાવિદેહ પંચાલની જેમ સમજી લેવા જે ક્ષેત્ર રમ્ય (રમણીય) હોય તે રમ્યક અહીં સ્વાર્થમાં કનિન્ પ્રત્યય લાગ્યો છે. હૈરણ્યવત દેવનું નિવાસ હોવાના કારણે તે ક્ષેત્ર પણ હૈરણ્યવત કહેવાય છે. ઐરવત ક્ષેત્રનું નામ પણ આ પ્રમાણે સમજવું.

આ સાતે વર્ષ ક્ષેત્ર પણ કહેવાય છે. વર્ષધર પર્વતોની નજીક હોવાથી તેમને વર્ષ કહે છે અને મનુષ્યો વગેરેના નિવાસ હોવાથી તેમને ક્ષેત્ર પણ કહે છે **ક્ષિપન્તિ** અર્થાત્ નિવાસ કરે છે પ્રાણી જેમાં-તે ક્ષેત્ર આવી ક્ષેત્ર શબ્દની વ્યુત્પત્તિ છે

આ સાત વર્ષોમાં ભરતથી ઉત્તરમાં હૈમવત છે, હૈમવતથી ઉત્તરમાં હરિવર્ષ છે. હરિવર્ષથી ઉત્તરમાં મહાવિદેહવર્ષ છે, મહાવિદેહથી ઉત્તરમાં રમ્યકવર્ષ છે, રમ્યકવર્ષથી ઉત્તરમા હૈરણ્યવતવર્ષ છે અને હૈરણ્યવતવર્ષથી ઉત્તરમાં અરવતવર્ષ છે.

આ તમામ ભરત-હૈમવત, હરિ, મહાવિદેહ, રમ્યક, હૈરણ્યવત અને ઐરવત વર્ષોથી, વ્યવહારનયની અપેક્ષાથી, સૂર્યના કારણે થનારા દિશાઓના નિયમ અનુસાર, મેરુપર્વત ઉત્તરમાં છે, નિશ્ચયનયથી આ પ્રમાણે નથી. અન્યત્ર પણ કહેવામાં આવ્યું છે-મેરુપર્વત બધાં વર્ષોની ઉત્તરમાં છે'- આ કથનથી એવું સાબિત થયું કે વ્યવહારનયથી, સૂર્યની ગતિના કારણે ઉત્પન્ન દિશાઓના નિયમ અનુસાર મેરુપર્વત બધાંની ઉત્તરમાં છે અને લવણસમુદ્ર બધાંની દક્ષિણમાં છે.

વ્યવહારનયની અપેક્ષા જે ક્ષેત્રમાં જે તરફ સૂર્યોદય થાય છે તે દિશા પૂર્વ દિશા કહેવાય છે અને જે દિશામાં સૂર્યાસ્ત થાય છે તે દિશા પશ્ચિમ દિશા કહેવાય છે. કર્કથી લઈને ધનુષૂરાશિ સુધી જે દિશામાં રહીને ક્રમથી સૂર્ય ચાલે છે તે દક્ષિણ દિશા કહેવાય છે. અને મકરરાશિથી લઈને મિથુન રાશિ સુધી જે દિશામાં રહીને સૂર્ય ક્રમથી ચાલે છે તે ઉત્તરદિશા કહેવાય છે.

આવી જ રીતે ચારે દિશાઓની મધ્યની દિશાઓ અર્થાત્ વિદિશાઓ-ઉર્ધ્વદિશા અને અધોદિશા પણ સૂર્યના સંયોગથી થાય છે. આ રીતે સર્વત્ર સૂર્યની અપેક્ષાથી જ દિશાઓનો વ્યવહાર થાય છે. આશય કહેવાનો એ છે કે બધાંની દિશા વ્યવહારિક છે પરન્તુ નિશ્ચયથી એવું કહી શકાય નહીં. સૂર્યોદયની અપેક્ષાથી આપણા માટે જે પૂર્વ દિશા છે તે જ દિશા પૂર્વવિદેહના નિવાસીઓ માટે પશ્ચિમ દિશા છે કારણ કે તેમની અપેક્ષાથી ત્યાં સૂર્ય અસ્ત થાય છે. આ કારણથી આ વ્યવહાર માત્ર છે, નિશ્ચય નહીં. નિશ્ચયનયની અપેક્ષાથી મધ્યલોકમાં સ્થિત મેરુપર્વતના સમતલ ભૂમિભાગમાં રહેલ, આઠ આકાશપ્રદેશોથી નિર્મિત ચતુષ્કોણ જે રુચક છે, તે દિશાઓના નિયમના કારણ છે. તેને જ કેન્દ્ર ગણીને દિશાઓની વ્યવસ્થા કરવી જોઈએ. તે રુચક જ પૂર્વદિશાઓ અને આગ્નેય આદિ વિદિશાઓનું પ્રભવ-ઉદ્ગમ સ્થાન છે.

દિશાઓ બે પ્રદેશોથી પ્રારંભ થાય છે અને બે પ્રદેશોની વૃદ્ધિથી વધતી થકી વિશાળ શકટોદ્ધિના આકાર હોય છે. તેની આદિ છે પણ અન્ત નથી. વિશિષ્ટ આકારમાં તેમનું અવસ્થાન છે અને અનન્ત (અલોકની અપેક્ષા) આકાશ પ્રદેશોથી તેમનું સ્વરૂપ થાય છે આ દિશાઓ ચાર છે.

વિદિશાઓ મુક્તાવલી જેવી હોય છે. એક-એક આકાશપ્રદેશની રચનાથી તેમનું સ્વરૂપ નિષ્પન્ન થાય છે. તેમની આદિ તો છે પરન્તુ છેડો નથી. વિદિશાઓ ચાર છે અને તે અનન્તપ્રદેશોથી નિર્મિત છે.

ઉર્ધ્વદિશા પણ તે જ ચાર પ્રદેશોથી ઉત્પન્ન થાય છે. તેમની આદિ ઉપર સ્થિત ચાર પ્રદેશોથી થાય છે· તેને અનુત્તરા-વિમલા દિશા પણ કહે છે.

અધોદિશાનું નામ તમસ્ છે તે નીચેના ચાર આકાશપ્રદેશોથી ઉત્પન્ન થઈ છે. આ દસે દિશાઓ અનાદિકાલીન છે અને એમના નામ પણ અનાદિકાળથી પ્રસિદ્ધ છે એ પ્રમાણે નિશ્ચયનયના અભિપ્રાયના આધારે સમજવું જોઈએ.

સ્થાનાંગસૂત્રના સાતમા સ્થાનમાં કહ્યું છે—'જમ્બૂદ્વીપમાં સાત વર્ષ-ક્ષેત્ર કહેવામાં આવ્યા છે તે આ પ્રકારે—ભરત, ઐરવત, હૈમવત, હૈરણ્યવત, હરિવર્ષ, રમ્યકવર્ષ તથા મહાવિદેહ.'

(૧) ભરતવર્ષ હિમવાન્ પર્વની દક્ષિણમાં અવસ્થિત છે તેની દક્ષિણ, પશ્ચિમ અને પૂર્વમાં ત્રણે બાજુ લવણસમુદ્ર છે તે ધનુષ્યના આકારનો છે. વૈતાઢય નામક પર્વત અને ગંગા-સિન્ધુ નામની બે મહાનદિઓથી વિભાજિત હોવાથી તેના છ ટુકડા થઈ ગયા છે.

(૨) હૈમવતવર્ષ-ચુલ્લહિમવાન્ પર્વતથી ઉત્તરમાં અને મહાહિમવાન્ પર્વતથી દક્ષિણમાં હૈમવતવર્ષ છે તેની પૂર્વ તથા પશ્ચિમે લવણસમુદ્ર છે.

(૩) હરિવર્ષ-નિષધ પર્વતથી દક્ષિણમાં અને મહાહિમવાન્ પર્વતથી ઉત્તરમાં સ્થિત છે. એની પૂર્વ તથા પશ્ચિમે લવણ સમુદ્ર છે.

(૪) મહાવિદેહવર્ષ-નિષધ પર્વતથી ઉત્તરમાં અને નીલપર્વતથી દક્ષિણમાં મહાવિદેહ ક્ષેત્ર છે. એની પૂર્વ તથા પશ્ચિમે લવણસમુદ્ર છે.

(૫) રમ્યકવર્ષ-નીલ પર્વતથી ઉત્તરમાં અને રુકિમ પર્વતથી દક્ષિણમાં, પૂર્વ-પશ્ચિમ લવણસમુદ્રની વચમાં છે.

(૬) હૈરણ્યવત-રુકિમ પર્વતથી ઉત્તરમાં અને શિખરીપર્વતથી દક્ષિણમાં; પૂર્વ-પશ્ચિમ લવણસમુદ્રની મધ્યમાં સ્થિત છે.

(૭) ઐરવતવર્ષ-શિખરીપર્વતથી ઉત્તરમાં છે. આ ત્રણ દિશાઓમાં લવણસમુદ્રથી ઘેરાયેલો છે. વિજયાર્ધ પર્વત તથા રક્તા અને રક્તોદા નામની નદિઓથી વિભક્ત થવાના કારણે એના છ ખણ્ડ થઈ ગયા છે.

સારાંશ એ છે કે આગળ ઉપર કહેવામાં આવનારા છ કુલ પર્વતોથી વિભક્ત થવાના કારણે ઉક્ત સ્વરૂપવાળા સાત ક્ષેત્ર જમ્બૂદ્વીપમાં છે. ॥૨૨॥

જમ્બૂદ્વીપનું સ્વરૂપ લંબાઈ-પહોળાઈ આદિ પહેલાં જ વર્ણવવામાં આવી ગયેલ છે તેમાં રહેલાં સાત ક્ષેત્રોના સ્વરૂપનું પ્રતિપાદન કરવા માટે સૂત્ર કહીએ છીએ—

**'તવ્વિભાયગા'** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—ઉક્ત સાત ક્ષેત્રોને વિભાજિત કરનારા, પૂર્વથી પશ્ચિમ સુધી લાંબા ચુલ્લ-હિમવન્ત, મહાહિમવન્ત, નિષધ, નીલવન્ત, રુકિમ અને શિખરિ નામક છ વર્ષધર પર્વત છે. ॥૨૩॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જમ્બૂદ્વીપમાં વિદ્યમાન ભરતવર્ષ આદિ સાત ક્ષેત્રોનું નિરૂપણ કરવામાં આવ્યું હવે તે ક્ષેત્રોને વિભક્ત કરનારા ચુલ્લહિમવન્ત આદિ છ વર્ષધર પર્વતોની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

જમ્બૂદ્વીપમાં સ્થિત ભરતવર્ષ આદિ ક્ષેત્રોનું વિભાજન કરવાવાળા, પૂર્વથી પશ્ચિમ સુધી લાંબા પૂર્વ-પશ્ચિમ લવણસમુદ્ર સુધી ફેલાયેલા, પોતાના પૂર્વ તથા પશ્ચિમ છેડાઓથી લવણસમુદ્રને સ્પર્શ કરવાવાળા ક્ષુદ્રહિમવાન, મહાહિમવાન, નિષધ, નીલ, રુકિમ અને

શિખરી નામક છ વર્ષધર પર્વત છે અર્થાત્ ભરત, હૈમવત, હરિ, મહાવિદેહ, રમ્યક, હૈરણ્યવત અને ઐરવત આ સાત ક્ષેત્રોના ધારક આ છ પર્વત છે :

ભરત આદિ સાત ક્ષેત્રોનું વિભાજન કરવાના કારણે આ છ પર્વતો વર્ષધર પર્વત કહેવાય છે. આ પર્વતોના જે હિમવાન્ વગેરે નામ છે તે અનિમિત્તક છે અર્થાત્ કોઈ વિશેષ કારણથી નથી; આ પર્વત અને તેમના ઉલ્લિખિત નામ પણ અનાદિકાળથી ચાલતાં આવ્યા છે. હા, ભરત વગેરે વર્ષો (ક્ષેત્રો)ના વિભાજક હોવાથી એમને વર્ષધર કહે છે.

ક્ષુદ્રહિમવાન્ પર્વત ભરતવર્ષ અને હૈમવતવર્ષની સીમા ઉપર આવેલો છે. તેની ઉંચાઈ સો યોજનની છે. મહાહિમવાન્ પર્વત હૈમવત અને હરિવર્ષને જુદાં પાડે છે તેની ઉંચાઈ બસો યોજનની છે. નિષધ નામક વર્ષધર પર્વત મહાવિદેહથી દક્ષિણમાં અને હરિવર્ષથી ઉત્તરમાં છે, આ બંનેની મધ્યમાં છે આથી બંનેનો વિભાજક છે એની ઉંચાઈ ચારસો યોજનની છે. નીલવાન્ પર્વત મહાવિદેહથી ઉત્તરમાં અને રમ્યકવર્ષથી દક્ષિણમાં છે. તે આ બંને ક્ષેત્રોની મધ્યમા હોવાથી એમને વિભક્ત કરે છે. આ પર્વત પણ ચારસો યોજન ઉંચો છે. રુક્મિપર્વત રમ્યકવર્ષથી ઉત્તરમાં અને હૈરણ્યવતથી દક્ષિણમાં છે. બસો યોજન ઉંચો છે. શિખરિપર્વત હૈરણ્યવતથી ઉત્તરમાં અને ઐરવતવર્ષથી દક્ષિણમાં છે તેની ઉંચાઈ એકસો યોજનની છે. બધાં પર્વતોની ઉંડાઈ તેમની ઉંચાઈનો ચોથો ભાગ છે. ॥૨૩॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આ પહેલાં ભરત આદિ સાત ક્ષેત્રોનું નિરૂપણ કરવામાં આવ્યું. હવે તે સાત ક્ષેત્રોનું વિભાજન કરનારા હિમવાન્ આદિ છ વર્ષધર પર્વતોની પ્રરૂપણા માટે કહીએ છીએ—

તે ભરત આદિ સાતે ક્ષેત્રોનો પોતાની સ્વાભાવિક રચના દ્વારા વિભાગ કરવાવાળા પૂર્વથી પશ્ચિમ સુધી લાંબા, પોતાના પૂર્વવર્તી અને પશ્ચિમવર્ત્તી છેડાઓથી લવણસમુદ્રને સ્પર્શ કરવાવાળા ક્ષુદ્રહિમવાન્, મહાહિમવાન્, નિષધ, નીલવાન્, રુક્મિ અને શિખરી નામના છ વર્ષધર પર્વત છે. ભરત આદિ સાત વર્ષોના વિભાજક હોવાના કારણે અર્થાત્ તેમને ઈલાયદા કરનારા હોવાથી તે પર્વત કહેવાય છે તેઓ અનાદિકાળથી ચાલ્યા આવે છે.

ભાવાર્થ એ છે કે અગાઉ કહેલાં ભરત આદિ સાતે ક્ષેત્રોનું વિભાજન કરવાવાળા હિમવાન્, મહાહિમવાન્, નિષધ, નીલવાન, રુક્મિ અને શિખરી નામક છ વર્ષધર પર્વત છે. ભરતવર્ષ અનેહૈમવત વર્ષની મધ્યમાં હોવાના કારણે ક્ષુદ્રહિમવાન્ પર્વત ભરત અને હૈમવતવર્ષનું વિભાજન કરે છે. મહાહિમવાન્ પર્વત હૈમવત અને હરિવર્ષના વિભાજક છે. નિષધ પર્વત હરિવર્ષ અને મહાવિદેહની હદ જુદી પાડે છે. નીલવાન્ પર્વત મહાવિદેહ અને રમ્યકવર્ષને વિભક્ત કરે છે. રુક્મિ પર્વત રમ્યકવર્ષ અને હૈરણ્યવત વર્ષને ઈલાયદા કરે છે જ્યારે શિખરીપર્વત હૈરણ્યવત અને ઐરવત ક્ષેત્રની હદોને નોખી પાડે છે આ છ કુલપર્વતોથી જમ્બૂદ્વીપમાં સ્થિત ભરત આદિ સાત વર્ષ વિભક્ત થઈ ગયા છે.

હવે ક્ષુદ્રહિમવાન્ આદિ છએ કુલાચલોની ઉંડાઈ તથા ઉંચાઈનું પ્રતિપાદન કરીએ છીએ-ક્ષુદ્રહિમવાન્ પર્વત સો યોજન ઉંચો છે. બધાં પર્વતોની ઊંડાઈ તેમની ઉંચાઈના ચતુર્થાંશ જેટલી હોય છે આથી ક્ષુદ્રહિમવાનની ઊંડાઈ પચ્ચીસ યોજન છે.

મહાહિમવાન્ પર્વત ક્ષુદ્રહિમવાનથી બમણી ઉંચાઈ અને ઊંડાઈવાળો છે આ રીતે એની ઉંચાઈ બસો યોજનની અને ઉંડાઈ પચાસ યોજનની છે.

નિષધપર્વત તેથી પણ બમણી ઊંડાઈ અને ઉંચાઈ ધરાવે છે આથી તેની ઉંચાઈ ચારસો યોજનની અને ઉંડાઈ સો યોજનની છે.

નીલવાન્ પર્વત પણ ચારસો યોજન ઉંચો છે આથી તેની ઉંડાઈ સો યોજનની છે.

રુકિમપર્વત બસો યોજન ઉંચો છે આથી તેની ઉંડાઈ પચાસ યોજનની છે.

શિખરીપર્વત એકસો યોજન ઉંચો છે તેની ઉંડાઈ પચ્ચીસ યોજનની છે.

વૈતાઢયપર્વત ભરતક્ષેત્રનો મધ્યમા સ્થિત છે એથી ભરતક્ષેત્ર બે ભાગમાં વહેંચાઈ ગયું છે. વૈતાઢયથી ઉત્તર તરફનો ભાગ ઉત્તર ભરત કહેવાય છે અને દક્ષિણ તરફનો ભાગ દક્ષિણ ભરત: વૈતાઢયપર્વત પૂર્વથી પશ્ચિમ સુધી લાંબો છે. બંને તરફથી તેનો થોડો ભાગ લવણસમુદ્રને સ્પર્શ કરે છે તે પર્વત ઉપર વિદ્યાધર નિવાસ કરે છે. દક્ષિણમાં પચાસ અને ઉત્તરમાં સાઇઠ નગરોવાળો, દક્ષિણશ્રેણિ અને ઉત્તરશ્રેણિ નામક બે શ્રેણિઓથી અલંકૃત છે. બે ગુફાઓથી સુશોભિત છે. છ યોજન અને એક ગાઉ સુધી પૃથ્વિમાં તેની ઉંડાઈ છે. પચાસ યોજનનો વિસ્તાર છે અને પચ્ચીસ યોજનની ઉંચાઈ છે.

વિદેહક્ષેત્રમાં મેરુપર્વતથી દક્ષિણમાં અને નિષધ પર્વતથી ઉત્તરમાં દેવકુરુ નામનું ક્ષેત્ર છે તે એકસો કાંચનપર્વતોથી તથા ચિત્ર–વિચિત્ર કૂટોથી વિભૂષિત છે–આ રીતે પાંચ હદોના બંને છેડાના કાંઠે આવેલા દસ–દસ કાંચનપર્વતોથી શોભાયમાન છે. શીતોદા નદીથી પૂર્વ અને પશ્ચિમમાં જનારા, નિષધપર્વતથી આઠસો ચોત્રીસ તથા ચારના સાતમા ભાગ ૮૩૪$\frac{4}{7}$ના અન્તરવાળા ચિત્ર–વિચિત્ર કૂટ છે જે એક હજાર યોજત ઉંચા છે, નીચેની તરફ પ્રસરાયેલા છે જેનો ઉપરનો ભાગ તેનાથી અર્ધો છે. દેવકુરુ તેમનાથી સુશોભિત છે. તેનો વિસ્તાર બે ભાગ અધિક અગીયાર હજાર આઠસો બેંતાળીસ યોજનનો છે. ,

આવી જ રીતે મેરુપર્વતથી ઉત્તરમાં ઉત્તરકુરુક્ષેત્ર છે તે પણ સો કાચનપર્વતોથી શોભાયમાન છે પરન્તુ તેમાં ચિત્ર–વિચિત્ર કૂટ નથી તેની જગ્યાએ તેમના જ જેટલાં પ્રમાણુંવાળા કાંચનમય અને શીતા નદીના કાંઠા પર આવેલા બે યમક પર્વત છે.

મહાવિદેહક્ષેત્ર મેરુપર્વત અને દેવકુરુ તથા ઉત્તરકુરુથી વિભક્ત થઈ જવાના કારણે ચાર ભાગોમાં વહેંચાઈ જવા પામેલ છે. મેરુપર્વતથી પૂર્વદિશામાં સ્થિત વિદેહ નોભાગ પૂર્વવિદેહ કહેવાય છે. પશ્ચિમ દિશામાં સ્થિત ભાગ પશ્ચિમવિદેહ કહેવાય છે, દક્ષિણનો એક ભાગ દેવકુરુ અને ઉત્તરનો ભાગ ઉત્તરકુરુના નામથી પ્રસિદ્ધ છે. આ બધાં જો કે એક જ મહાવિદેહ ક્ષેત્રની અન્તર્ગત છે તો પણ જુદા–જુદા ક્ષેત્ર જેવા છે. ત્યાં જે મનુષ્ય આદિ નિવાસ કરે છે, તેમનું એક ક્ષેત્રમાંથી બીજા ક્ષેત્રમાં આવાગમન થતું નથી.

મેરુ પર્વતથી પૂર્વમાં જે પૂર્વવિદેહ છે અને પશ્ચિમમાં જે પશ્ચિમવિદેહ છે તેમા સોળ–સોળ ચક્રવર્તિવિજય છે. આ વિજય નદિઓ તથા પર્વતોથી વહેંચાયેલા છે. ત્યાંના નિવાસી એક વિજયમાંથી બીજા વિજયમાં આવાગમન કરી શકતાં નથી ચક્રવર્તી તેમના ઉપર વિજય પ્રાપ્ત કરે છે અને રાજ્ય કરે છે. આ રીતે બંને દિશાઓના મળીને બત્રીસ વિજય મહાવિદેહમાં છે.

આ પ્રકારે જ સરખી લંબાઈ, પહોળાઈ, ઉંડાઇ તથા ઉંચાઈવાળા દક્ષિણ અને ઉત્તર વૈતાઢચ છે, હિમવાન્ અને શિખરી પર્વત છે, મહાહિમવાન્ અને રુક્મિપર્વત છે; નિષધ અને નીલ પર્વત છે. ક્ષુદ્રમેરૂ પર્વત ચાર છે તેમાનાં બે ધાતકીખન્ડ દ્વીપમાં અને બે પુષ્કરાર્ધ દ્વીપમાં છે. આ ચારે ક્ષુદ્રમેરૂપર્વત જમ્બૂદ્વીપની મધ્યમાં આવેલા મેરૂપર્વતની અપેક્ષાએ પ્રમાણમાં નાના છે. મહામન્દર પર્વતની અપેક્ષા એમની ઉંચાઈ પંદર હજાર યોજન ઓછી છે આથી એ બધાં ચોરાસી હજાર યોજન ઉંચા છે.

પૂર્વોક્ત ચારક્ષુદ્રમન્દર પર્વત પૃથ્વિમાં નવહજાર પાંચસો યોજન વિષ્કંભવાળા છે. ભૂતળ પર તેમનો વિષ્કમ્ભ (વિસ્તાર) નવ હજાર ચારસો યોજનનો છે. આ ચારે ક્ષુદ્રમન્દર પર્વતોનો પ્રથમ કાન્ડ મહામન્દર પર્વતના પ્રથમ કાન્ડની બરાબર છે અને પૃથ્વિમાં એક હજાર યોજનની ઉંડાઈએ છે. બીજો કાન્ડ મહામન્દર પર્વતના બીજા કાન્ડથી સાત હજાર યોજન ઓછો છે, આથી સાડા પાંચહજાર યોજનનું પ્રમાણ છે. ત્રીજો કાન્ડ મહામન્દર પર્વતના ત્રીજા કાન્ડથી આઠ હજાર યોજન ઓછો હોવાથી અઠયાવીસ હજાર યોજન પ્રમાણ છે.

ચારે ક્ષુદ્રમન્દર પર્વતો પર જે ભદ્રશાલ અને નન્દનવન છે તે બંને મહામન્દર પર્વતના ભદ્રશાલ અને નન્દનવનની બરાબર જ છે. પૃથ્વિતળ ઉપર ભદ્રશાલ વન છે. તેનાથી પાંચસો યોજનની ઉંચાઈ પર નન્દનવન છે તેનાથી સાડા પંચાવન હજાર યોજન ઉપર સૌમનસ વન છે. બીજા કાન્ડના પાંચસો યોજન નન્દનવન વડે ઘેરાયેલા છે આથી સાઢા પંચાવન હજાર યોજન ચાલીને તે પાંચસો યોજન વિસ્તૃત છે તેથી આગળ જઈએ ત્યારે અઠયાવીસ હજાર યોજનની ઉંચાઈએ પાન્ડુકવન આવે જે ચારસો ચોરાણુ યોજન વિસ્તાર વાળું છે આ પ્રકારે ઉપર અને નીચે અવગાહ અને વિસ્તાર મહામન્દર પર્વતની બરાબર જ છે અને તે એકહજાર યોજન પ્રમાણ છે નીચે જે અવગાહ છે તે પણ મહામન્દરની જ બરાબર છે અને તે પણ મહામન્દરની બરાબર એક હજાર યોજન પ્રમાણ જ છે. ચારે ક્ષુદ્રમન્દર પર્વતોની ભૂમિ મહામન્દર પર્વતની ચૂલિકા બરાબર જ થાય છે.

સ્થાનાંગસૂત્રના છઠ્ઠા સ્થાનમાં કહ્યું છે—જમ્બૂદ્વીપમાં છ વર્ષધર પર્વત કહેવામાં આવ્યા છે તે આ પ્રમાણે છે—ચુલ્લ (ક્ષુદ્ર) હિમવન્ત, મહાહિમવન્ત નિષધ, નીલવન્ત રૂક્મિ, શિખરી.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર ૧૫માં કહ્યું છે—વિરાજમાન ત્યાં જ પછીના સૂત્ર ૭૨માં કહ્યું છે—(તે વર્ષધર પર્વત) પૂર્વ–પશ્ચિમમાં લાંબા છે ॥૨૩॥

**'ते कणगरयणतवणिज्ज'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—આ પર્વતો ક્રમશઃ કનક–રત્ન–તપનીય–વૈડૂર્ય–રૂપ્ય–હેમમય આદિ છે ॥ ૨૪ ॥

**તત્ત્વાર્થદીપિકા**—જમ્બૂદ્વીપમાં સ્થિત ભરતવર્ષ આદિ સાત ક્ષેત્રોને વિભક્ત કરનારા ક્ષુદ્રહિમવન્ત આદિ છ વર્ષધર પર્વતોનું પૂર્વસૂત્રમાં પ્રરૂપણ કરવામાં આવ્યું, હવે આ વર્ષધર પર્વતોના રંગ, આકાર, તેમની ઉપર બનેલાં પદ્મસરોવર વગેરે છ સરોવર, તેમની અન્દરના પુષ્કર આદિનો વિસ્તાર વગેરે બતાવવા માટે કહીએ છીએ—

તે ક્ષુદ્રહિમવન્ત, મહાહિમવન્ત, નિષધ, નીલ, રૂકિમ અને શિખરી નામના છ વર્ષધર પર્વતો અનુક્રમથી કનક, રત્ન, તપનીય વૈડૂર્ય રૂપ્ય અને રત્નમય આદિ છે. (૧) ક્ષુદ્રહિમવન્ત પર્વત સ્વર્ણમય છે. ચીનપટ્ટના રંગવાળો છે. (૨) મહાહિમવન્ત પર્વત રત્નમયશુકલવર્ણનો છે (૩) નિષધ પર્વત તપનીયમય મધ્યાહ્નકાલીન સૂર્યના જેવા વર્ણનો છે (૪) નીલવાન્ પર્વત વૈડૂર્યમય–મોરની ડોક જેવો છે (૫) રૂકિમ પર્વત રજતમય–સફેદરંગનો છે અને (૬) શિખરી પર્વત હેમમય–ચીનપટ્ટના રંગનો છે.

કનક–રત્ન–તપનીય–વૈડૂર્ય–રૂપ્ય–હેમમયાઃ અહીં પ્રકૃતિના વિકાર અથવા અવયવ અર્થમાં મયટ્ પ્રત્યય થયો છે. સૂત્રમાં જે 'આદિ' પદનો પ્રયોગ કરવામાં આવ્યો છે તેનાથી આટલુ પણ સમજી લેવું જોઈએ–તે પર્વતોના પાર્શ્વભાગ મણિઓથી ચિત્ર–વિચિત્ર છે અને તેમનો વિસ્તાર ઉપર, મધ્યમાં તથા મૂળમાં છે.

તે છ પર્વતોની ઉપર ક્રમશઃ પદ્મ, મહાપદ્મ તિગિચ્છ કેસરી, પુન્ડરિક અને મહાપુન્ડરિક નામના છ સરોવરો છે.

આ છએ સરોવરોનું તથા તેમાં સ્થિત પુષ્કરોના આયામ (લંબાઈ) વિષ્કંભ (વિસ્તાર) અને અવગાહ આ પ્રમાણે છે–પદ્મ નામક સરોવર એક હજાર યોજન લાંબુ છે, પાંચસો યોજન વિસ્તૃત છે અને દસ યોજન અવગાહ (ઊંડાઈ) વાળું છે. અવગાહનો અર્થ અહીં નિચાઈ લેવાનો છે જેને નિચલો પ્રદેશ પણ કહી શકીએ. મહાપદ્મ તથા તિગિચ્છ સરોવરોનો વિસ્તાર તથા આયામ ઉત્તરોત્તર દ્વિગુણિત છે. અવગાહ તો બધાના દસ યોજન જ છે. બધા સરોવરોની મધ્યમાં સ્થિત પુષ્કરોની લંબાઈ વિસ્તાર એક યોજન આદિ ક્રમથી ઉત્તરોત્તર વધતો થકો સમજવો જોઈએ.

અત્રે એ ધ્યાનમાં રાખવાનું છે કે પદ્મ આદિ સરોવર તથા તેમાં સ્થિત પુષ્કર દક્ષિણ દિશામાં બેગણાં છે અર્થાત્ પદ્મસરોવરથી મહાપદ્મસરોવર બમણા વિસ્તારની લંબાઈવાળો છે અને મહાપદ્મ સરોવરથી તિગિચ્છ સરોવર બમણી લંબાઈ વાળું છે. તેની પછીના ઉત્તર દિશાના ત્રણે સરોવરો તથા પુષ્કરો દક્ષિણજેવાં જ છે અર્થાત્ તિગિચ્છ સરોવરની બરાબર વિસ્તાર આદિવાળા કેસરી સરોવર, મહાપદ્મની બરાબર પુન્ડરિક સરોવર છે અને પદ્મ સરોવરની બરાબર મહાપુંડરિક સરોવર છે ॥૨૪॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ જમ્બૂદ્વીપમાં સ્થિત હિમવન્ત આદિ છ વર્ષધર પર્વતોની પ્રરૂપણા કરવામાં આવી. હવે તે પર્વતોના વર્ણ તથા આકારનું તથા તેમાં જે સરોવર પુષ્કર વગેરે છે તેમનું તથા તેમના પુષ્કરોની લંબાઈ વિસ્તાર વગેરેની પ્રરૂપણા કરીએ છીએ—

તે ક્ષુદ્રહિમવન્ત આદિ છ વર્ષધર કનક, રત્ન, તપનીય, વૈડૂર્ય, રૂપ્યમય અને હેમમય છે તે પૈકી હિમવન્ત પર્વત કનકમય હોવાના કારણે ચીનપટ્ટના વર્ણનો છે મહાહિમવન્ત રત્નમય હોવાના કારણે—શુકલવર્ણનો છે. નિષધ પર્વત તપનીયમય હોવાથી તરુણ સૂર્યના જેવા વર્ણવાળો છે નીલવાન્ પર્વત વૈડૂર્યમય હોવાથી મોરની ડોક જેવા વર્ણનો છે- રૂકિમ પર્વત રૂપ્યમય હોવાથી ચન્દ્રમા જેવા સફેદ વર્ણનો છે. શિખરી પર્વત હેમમય (સ્વર્ણમય) હોવાથી ચીન પટ્ટ (માટીનો) ઘડો) જેવા વર્ણનો છે.

'આદિ' શબ્દથી ક્રમશઃ તેમના વર્ણ આદિ સમજવા જોઈએ. આ છ વર્ષધર પર્વતોનું અર્થાત્ ક્ષુદ્રહિમવાન્, મહાહિમવાન્, નિષધ, નીલવંત, રૂક્મિ અને શિખરી ક્રમશઃ સ્વર્ણવર્ણ રત્નમય તપનીય વૈડૂર્ય, રજત અને હેમના રંગના છે. આ છએ પર્વતોનો પાર્શ્વભાગ મણિઓથી ચિત્ર-વિચિત્ર છે તથા તેમનો વિસ્તાર ઉપર અને નીચે બરાબર-બરાબર છે.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્રમાં ૭૨-૭૯-૮૩-૧૧૦ અને ૧૧૧ માં કહેવામાં આવ્યું છે—જમ્બૂદ્વીપમાં ક્ષુદ્રહિમવાન્ પર્વત પૂર્ણરૂપથી સ્વર્ણમય છે, સ્વચ્છ છે, ચિકણો—અર્થાત્ અતિ સુન્દર છે. મહાહિમવાન્ પર્વત સર્વ રત્નમય છે, નિષધ સર્વ તપનીયમય છે, નીલવાન્ પર્વત સર્વવૈડૂર્યમય છે, રૂક્મિ પર્વત, સર્વરૂપ્યમય છે અને શિખરી પર્વત સર્વ રત્નમય છે.

સ્થાનાંગસૂત્રનાં દ્વિતીય સ્થાન; ત્રીજા ઉદ્દેશક, ૮૭માં સૂત્રમાં કહ્યું છે—'આ છ એ પર્વત આયામ, વિષ્કંભ, અવગાહ સંસ્થાન (આકાર) તથા પરિધિની અપેક્ષા તદ્દન સમાન છે. તેમનામાં કોઈ ભિન્નતા નથી, જુદાપણું નથી, પરસ્પરમાં વિરોધાભાસી નથી.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના સૂત્ર ૭૨માં કહ્યું છે—'આ પર્વત બંને બાજુએ બે પદ્મવર વેદિકાઓથી તથા બે વનખન્ડોથી ઘેરાયેલા છે.'

તે ક્ષુદ્રહિમવન્ત આદિ છએ વર્ષધર પર્વતોની ઉપર ક્રમથી છ મહાહ્રદ છે જેમના નામ આ પ્રમાણે છે—પદ્મહ્રદ મહાપદ્મહ્રદ—તિગિચ્છહ્રદ, કેસરીહ્રદ, પુંડરિકહ્રદ અને મહાપુન્ડરિકહ્રદ.

આમાથી પ્રથમ પદ્મહ્રદ એક હજાર યોજન લાંબો છે, પાંચસો યોજન પહોળો છે અને દસ યોજન અવગાહવાળો (ઉંચાઇ) છે.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં પદ્મહ્રદના પ્રકરણમાં કહ્યું છે—ક્ષુદ્રહિમવાન્ પર્વતના સમતલ ભાગની વચ્ચોવચ્ચ એક વિશાળ પદ્મહ્રદ નામનું સરોવર છે તે પૂર્વ-પશ્ચિમમાં લાંબું છે, ઉત્તરદક્ષિણમાં પહોળુ છે. તેની લંબાઈ એક હજાર યોજનની પહોળાઈ પાંચસો યોજનની અને ઊંડાઈ (નીચાઇ) દસ યોજનની છે તે સ્વચ્છ છે તે પદ્મહ્રદની મધ્યમાં એક યોજન લાંબુ અને પહોળું એક પુષ્કર નામનું કમળ છે.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂત્ર ૭૩ પદ્મહ્રદના પ્રકરણમાં કહ્યું છે— 'તે પદ્મહ્રદની બરાબર મધ્યભાગમાં એક વિશાળ પદ્મ કહેવામા આવ્યું છે. તે એક યોજન લાંબુ-પહોળું છે અડધો યોજન ઉંચું છે અને દસ યોજન ઊંડું છે પાણીથી બે ગાઉ ઉંચું છે તેનું સમગ્ર પરિમાણ થોડું વધારે દસ યોજનનું કહેવામાં આવ્યું છે.

પદ્મહ્રદનું જે પરિમાણ કહેવામાં આવ્યું છે તેની અપેક્ષા મહાપદ્મહ્રદનું અને મહાપદ્મહ્રદની અપેક્ષા તિગિચ્છહ્રદનું પરિમાણ બમણું-બમણું છે એવી જ રીતે તેમાં રહેલાં કમળોનું પરિમાણ પણ બમણુ-બમણુ છે, જે પરિમાણ દક્ષિણ દિશાના આ હ્રદો અને પુષ્કરોનું છે તે જ ઉત્તર દિશાના સરોવરો તથા કમળોનું છે. જેમકે તિગિચ્છની માફક

કેસરીહૃદનું મહાપદ્મની બરાબર પુંડરિકહૃદનું અને પદ્મહૃદની જેમ, મહાપુંડરિકહૃદનું પરિમાણ (આયામ વિષ્કંભ) છે. એમાં રહેલાં કમળોના વિષયમાં પણ આ મુજબ જ સમજવું.

આશય એ છે કે પદ્મહૃદની મધ્યમા સ્થિત પુષ્કરની અપેક્ષા મહાપદ્મહૃદમાં સ્થિત પુષ્કર બમણાં છે, મહાપદ્મહૃદના પુષ્કરની અપેક્ષા તિગિચ્છહૃદ પુષ્કર બમણાં છે ત્યારબાદ ઉત્તરમાં કેસરીહૃદના પુષ્કર તિગિચ્છહૃદના પુષ્કરની બરાબર, પુંડરિકહૃદના પુષ્કર મહાપદ્મહૃદના પુષ્કરની બરાબર અને મહાપુંડરિકહૃદના પુષ્કર પદ્મહૃદના પુષ્કર જેટલાં છે

અવગાહ બધા સરોવરોનો દસ યોજનનો જ છે. જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના મહાપદ્મહૃદના પ્રકરણમાં સૂત્ર ૮૦માં કહ્યું છે—મહાહિમવન્ત પર્વતની ઠીક વચ્ચોવચ્ચ એક મહાપદ્મહૃદ નામનું સરોવર છે તેની લંબાઈ બે હજાર યોજનની છે, અને પહોળાઈ એક હજાર યોજનની અને ઉંડાઈ દસ હજાર યોજનની કહેવામાં આવી છે. તે સ્વચ્છ છે તેના કાંઠાઓ રજતમય છે આ રીતે લંબાઈ-પહોળાઇને છોડીને બાકીનું વર્ણન પદ્મસરોવરની બરાબર સમજી લેવું. તેમાં રહેલા કમળોનુ પ્રમાણ બે યોજન છે અર્થાત્ મહાપદ્મસરોવરના વર્ણની માફક... તે કમળમાં એક પલ્યોપમની સ્થિતિવાળી હ્રી દેવી નિવાસ કરે છે.

પછીથી જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં છ હૃદોનાં પ્રકરણમાં સૂત્ર ૮૩થી ૧૧૦ સુધીમાં કહ્યું છે—તિગિચ્છ હૃદ નામક સરોવર છે જે ચાર હજાર યોજન લાબુ છે બે હજાર યોજન પહોળું છે અને દસ હજાર યોજન ઉંડું છે. અહીં ધૃતિ નામની દેવી નિવાસ કરે છે જેની સ્થિતિ એક પલ્યોપમની છે.

ઉત્તરોત્તર વિશાળ તે છ પુષ્કરોની કર્ણિકાના મધ્યભાગમાં બનેલા, શરદ્પૂર્ણિમાનાં ચન્દ્રમાની જ્યોત્સ્ના-કાન્તિને પણ ઝાખી પાડનાર, એક ગાઉ લાંબા, અર્ધા ગાઉના વિસ્તારવાળા તથા એક ગાઉથી થોડાક ઓછા ઉંચા એવા છ પ્રાસાદ (મહેલો) છે તે પ્રાસાદોમાં છ દેવિઓ નિવાસ કરે છે જેમના નામ આ પ્રકારે છે—શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી. આ બધી દેવિઓની સ્થિતિ પલ્યોપમની છે અને તેઓ સામાનિક તથા પારિષદ્યોની સાથે ત્યાં નિવાસ કરે છે. તે પુષ્કરોનાં પરિવારરૂપ અન્ય પુષ્કરોમાં પ્રાસાદોની ઉપર તે દેવિઓના સામાનિક અને પારિષદ્ય દેવ નિવાસ કરે છે

સ્થાનાંગસૂત્રના છઠા સ્થાનમાં કહ્યું છે—ત્યાં છ મહાન ઋદ્ધિની ધારક યાવત્-પલ્યોપમની સ્થિતિવાળી દેવિઓ રહે છે તેઓના નામ આ પ્રમાણે છે—શ્રી, હ્રી, ધૃતિ, કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી....યાવત્ શબ્દથી મહાન દ્યુતિવાળી, મહાયશવાળી, ઇત્યાદિ અર્થ સમજવો.

આ છ દેવિઓમાથી શ્રી, હ્રી અને ધૃતિ નામની ત્રણ દેવિઓ પોત-પોતાના પરિવાર સહિત સૌધર્મેન્દ્રની સાથે સમ્બન્ધ રાખે છે આથી તે ત્રણે સૌધર્મેન્દ્રની સેવામાં તત્પર રહે છે. કીર્તિ, બુદ્ધિ અને લક્ષ્મી નામની ત્રણ દેવિઓ ઇશાનેન્દ્રથી સમ્બદ્ધ છે આથી તેઓ ઇશાનેન્દ્રની સેવામાં ઉત્સુક રહે છે—

આ રીતે પાંચે મેરુપર્વતોની ઉત્તર અને દક્ષિણમાં જે છ-છ કુલપર્વતો છે તે દરેક ઉપર છ-છ દેવિઓ છે. આ રીતે બધી મળીને કુલ ૭ દેવિઓ હોય છે ॥૨૪॥

'तत्थ गंगाइया सत्त नदीओ' ઈત્યાદિ

**સૂત્રાર્થ**—જમ્બૂદ્વીપમાં ગંગા આદિ સાત નદિઓ પૂર્વ દિશા તરફ વહે છે જ્યારે સિન્ધુ આદિ સાત નદિઓ પશ્ચિમ બાજુએ વહે છે ॥૨૫॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમાં જમ્બૂદ્વીપની અંદર ભરત આદિ ક્ષેત્રોનું વિભાજન કરનારા ક્ષુદ્રહિમવન્ત આદિ છ કુલપર્વતોના વર્ણ, સંસ્થાન, પદ્મહ્રદ આદિના સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું. હવે વિભિન્ન ક્ષેત્રોને વિભક્ત કરનારી ગંગા, સિન્ધુ આદિ ચૌદ નદિઓના સ્વરૂપનું પ્રરૂપણ કરવામાં આવી રહ્યું છે—

જેનું સ્વરૂપ પહેલા કહેવામાં આવી ગયું છે તે જમ્બૂદ્વીપમાં ગંગા આદિ અર્થાત્ (૧) ગંગા (૨) રોહિતા (૩) હરિતા (૪) સીતા (૫) નરકાન્તા (૬) સુવર્ણકૂલા અને (૭) રક્તા આ સાત સરિતાઓ પૂર્વ ભણી વહે છે અને ભરત આદિ ક્ષેત્રોમા વહેતી જતી પૂર્વ-લવણ સમુદ્રને ભેટે છે (ફરીવાર નહીં આવવાના આશયથી પતિ-સાગરના ઘરમાં પોતે પોતાને અર્પણ કરી દે છે.)

સિન્ધુ આદિ અર્થાત્ (૧) સિન્ધુ (૨) રોહિતાંશા (૩) હરિકાન્તા (૪) સીતોદા (૫) નારીકાન્તા (૬) રૂપ્યકૂલા (૭) રક્તવતી આ સાત નદિઓ પશ્ચિમ તરફ વહે છે અને પશ્ચિમ ભરત આદિ સાત ક્ષેત્રોમાં વહેતી જતી પશ્ચિમ લવણસમુદ્રને મળે છે.

ભરત આદિ સાત ક્ષેત્રોમાંથી પ્રત્યેક ક્ષેત્રમાં બે-બે નદિઓ વહે છે આથી એક જ સ્થળે બધી નદિઓનો વહેવાનો કોઇ પ્રસંગ નથી ॥૨૫॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આની અગાઉ ભરતવર્ષ આદિ ક્ષેત્રોને જુદા-જુદા કરનારા ક્ષુદ્રહિમવન્ત આદિ પર્વતોના સ્વરૂપ, વર્ણ, આકાર, લંબાઇ, વિસ્તાર, અવગાહ વગેરેનું તેમની ઉપર બનેલા પદ્મહ્રદ આદિ તથા પદ્મહ્રદ આદિના મધ્યમાં સ્થિત કમળો આદિનું વર્ણન કરવામાં આવ્યું છે હવે પદ્મહ્રદ આદિથી નિકળેલી ગંગા આદિ ચૌદ મહાનદિઓના સ્વરૂપ આદિની પ્રરૂપણા કરવાના આશયથી કહીએ છીએ :—

જમ્બૂદ્વીપમાં ગંગા આદિ અર્થાત્ (૧) ગંગા (૨) રોહિતા (૩) હરિતા (૪) સીતા (૫) નરકાન્તા (૬) સુવર્ણકુલા અને (૭) રક્તા આ સાત મહાનદિઓ પૂર્વદિશા તરફ અભિમુખ થઈને ભરત આદિ ક્ષેત્રોમાં વહેતી વહેતી પૂર્વ લવણસમુદ્રમાં પ્રવેશ કરે છે-સિન્ધુ આદિ અર્થાત (૧) સિન્ધુ (૨) રોહિતાંશા (૩) હરિકાન્તા (૪) સીતોદા (૫) નારિકાન્તા (૬) રુપ્યકૂલા અને (૭) રક્તવતી આ સાત મહાનદિઓ પશ્ચિમની તરફ વહેતી વહેતી પશ્ચિમ લવણ સમુદ્રમાં પ્રવેશ કરે છે એક-એક ક્ષેત્રમાં બે-બે નદિઓ સમજવી જોઇએ. આ પૈકી ગંગા નદિ પદ્મહ્રદથી ઉત્પન્ન થાય છે અને પૂર્વ તોરણ દ્વારથી નીકળે છે. આ જ પદ્મહ્રદથી નિકળવાવાળી અને પશ્ચિમ તોરણદ્વારથી નીકળવાવાળી સિન્ધુ નદી છે આ જ પદ્મહ્રદના ઉત્તરીય તોરણદ્વારથી રોહિતાંશા નદી નીકળે છે. રોહિતા નદી મહાપદ્મહ્રદથી ઉત્પન્ન થાય છે અને દક્ષિણના તોરણદ્વારથી નીકળે છે. મહાપદ્મહ્રદથી, ઉત્તરીય તોરણદ્વારથી હરિકાન્તાનો ઉદ્ગમ થાય છે.

હરિતા નદી તિગિચ્છહ્રદથી દક્ષિણના તોરણદ્વારથી નીકળે છે સીતોદા નદી આ જ ઉત્તરીય તોરણદ્વારથી નીકળે છે સીતા નામક નદી કેસરીહ્રદથી ઉત્પન્ન થઈ, દક્ષિણના તોરણદ્વારથી નીકળે છે. નરકાન્તા પણ કેસરીહ્રદથી નીકળે છે અને ઉત્તરીય તોરણદ્વારે થઈને વહે છે. નારીકાન્તા પુન્ડારિકહ્રદથી ઉદ્ભૂત થઇને દક્ષિણી તોરણદ્વારથી નીકળીને વહે છે આ જ હ્રદ (સરોવર)થી ઉદ્ભૂત થઈને ઉત્તરીય તોરણદ્વારથી રૂપ્યકૂલા નદી વહે છે.

સૂવર્ણકુલા નદી મહાપુંડરિક હ્રદથી ઉદ્ભૂત થઇને દક્ષિણી તોરણદ્વારથી નીકળી વહે છે. રક્તા અને રકતોદા નામની નદીઓ પણ આ જ સરોવરમાંથી નીકળી છે અને તેઓ ક્રમશઃ પૂર્વ તોરણદ્વાર તથા પશ્ચિમ તોરણદ્વારે થઈને આગળ પ્રસ્થાન કરે છે.

સ્થાનાંગ સૂત્રના સાતમાં સ્થાનકમાં કહેવામાં આવ્યું છે—

જમ્બૂદ્વીપમાં સાત મહાનદિઓ પૂર્વની તરફ અભિમુખ થઇને લવણસમુદ્રમાં જઈને મળે છે આ સાત નદીઓના નામ આ પ્રમાણે છે-ગંગા રોહિતા, હરિતા સીતા નરકાંતા, સૂવર્ણકૂલા અને રકતા. જમ્બૂદ્વીપમાં સાત મહાનદિઓ પશ્ચિમ તરફ અભિમુખ થઇને લવણ સમુદ્રમાં મળે છે તેમના નામ આ પ્રમાણે છે-સિન્ધુ રોહિતાંશા હરિકાન્તા સીતોદા, નારીકાન્તા રૂપ્યકૂલા અને રકતવતી

પૂર્વોકત ચૌદ નદિઓમાંથી ગંગા, સિન્ધુ, રકતા અને રકતવતી નામક ચાર મહાનદિઓ ચૌદ-ચૌદ હજાર નદીઓની સાથે મળીને પૂર્વ અને પશ્ચિમના લવણ સમુદ્રમાં મળે છે. આમાંથી ગંગા અને રકતા નામક બે મહાનદીઓ પૂર્વ લવણ સમુદ્રમાં પ્રવેશ કરે છે. સિન્ધુ અને રકતવતી નામક બે મહાનદીઓ પશ્ચિમ લવણ સમુદ્રમાં પ્રવેશ કરે છે. ગંગા અને સિન્ધુ ભરતક્ષેત્રમાં વહે છે અને રકતા તથા રકતવતી ઐરવત ક્ષેત્રમા વહે છે.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના છઠાં વક્ષસ્કારના સૂત્ર. ૧૨૫માં કહ્યું છે-'જમ્બૂદ્વીપની અંદર ભરતવર્ષ અને ઐરવત વર્ષમાં કેટલી મહાનદીઓ કહેવામાં આવી છે.' ? ઉત્તર-ગૌતમ ચાર મહાનદીઓ કહેવામાં આવી છે તે આ પ્રકારે છે-ગંગા, સિન્ધુ, રકતા અને રકતવતી. આમાંથી પ્રત્યેક મહાનદી ચૌદ હજાર નદીઓથી યુકત થઈને પૂર્વ અને પશ્ચિમ લવણસમુદ્રમાં જઈને મળે છે. ॥૨૫॥

'**भरहवासस्स विक्खंभे**' ઈત્યાદિ

**સૂત્રાર્થ**—ભરતવર્ષનો વિસ્તાર પાંચસો છવ્વીસ યોજન અને એક યોજનના ઓગણીસ ભાગમાંથી છ ભાગ છે ( ૫૨૬ $\frac{6}{19}$ ) ॥૨૬॥

**તત્વાર્થદીપિકાઃ**—પૂર્વસૂત્રમાં જમ્બૂદ્વીપના ભરત આદિ ક્ષેત્રોમાં ગંગા આદિ જે મહાનદીઓ પ્રવાહિત થઈ રહી છે તેમના સ્વરૂપનું આપણે નિરૂપણ કરી ગયા હવે ભરતક્ષેત્રનો વિસ્તાર કહીએ છીએ-પાચસો છવ્વીસ યોજન અને એક યોજનના $\frac{6}{19}$ ભાગ છે ॥૨૬॥

**તત્વાર્થનિર્યુકિત**—આની પૂર્વના સૂત્રમાં ગંગા સિન્ધુ આદિ મહાનદીઓનું તથા ભરત આદિ ક્ષેત્રોનું વિભાજન કરનારા હિમવન્ત આદિ વર્ષધર પર્વતોનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. હવે ભરતક્ષેત્રના વિસ્તારની પ્રરૂપણા કરીએ છીએ—

ભરતવર્ષ અર્થાત્ ભરતક્ષેત્રનો વિસ્તાર પાંચસો છવ્વીસ-યોજન અને એક યોજનના ઓગણીસમાં ભાગમાંથી છ ભાગ છે ( ૫૨૬ $\frac{6}{19}$ )

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના બારમાં સૂત્રમાં કહેવામાં આવ્યું છે-'જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં ભરત નામક વર્ષ-ક્ષેત્ર છે...... તેનો-વિસ્તાર ૫૨૬ $\frac{6}{19}$ યોજન છે. આશય એ છે કે એક લાખ યોજન લાંબા-પહોળા જમ્બૂદ્વીપના ૫૨૬ $\frac{6}{19}$નો ભાગ ભરતક્ષેત્રનો વિસ્તાર છે ॥૨૬॥

**'भरहदुगुणविक्खंभा'** ઈત્યાદિ

**સૂત્રાર્થ**:—ક્ષુદ્રહિમવાન્ પર્વતથી લઈને વિદેહક્ષેત્ર પર્યન્ત પર્વતો અને ક્ષેત્રોનો વિસ્તાર ઉત્તરોત્તર બમણો-બમણો છે ॥૨૭॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વસૂત્રમા જમ્બૂદ્વીપના અન્તર્ગત ભરતક્ષેત્રના વિસ્તારનું નિરૂપણ કરવામાં આવ્યું, હવે ચુલ્લ હિમવન્ત પર્વતથી વિદેહ ક્ષેત્ર સુધીના પર્વતો અને ક્ષેત્રોનો વિસ્તાર બતાવીએ છીએ—ભરતક્ષેત્રથી આગળના પર્વતો અને ક્ષેત્રોનો વિસ્તાર ઉત્તરોત્તર બમણો-બમણો છે ભરતક્ષેત્રથી આગળ ક્ષુદ્રહિમવાન્ પર્વત, પછી મહાહિમવાન્ પર્વત, ત્યારબાદ નિષધ પર્વત અને પછી મહાવિદેહ ક્ષેત્ર છે, આમાં પહેલા ત્રીજા અને પાંચમા સ્થાન ઉપર વર્ષધર પર્વત છે અને બીજા, ચોથા તથા છટ્ઠા સ્થાને ક્ષેત્ર છે આ વર્ષધર પર્વત અને વર્ષ ભરતવર્ષની અપેક્ષા બમણા-બમણા વિસ્તારવાળા છે. જેમકે ઉપર ભરતક્ષેત્રનો જે વિસ્તાર કહ્યો છે તેનાથી બમણો વિસ્તાર ક્ષુદ્રહિમવાન્ પર્વતનો જાણવો, ક્ષુદ્રહિમવાન્ પર્વતની અપેક્ષા બમણો વિસ્તાર હૈમવત ક્ષેત્રનો છે, હૈમવત ક્ષેત્રની અપેક્ષા બમણો વિસ્તાર મહાહિમવાન્ પર્વતનો છે, મહાહિમવાન્ પર્વતની અપેક્ષા બમણો વિસ્તાર હરિવર્ષનો છે, હરિવર્ષથી બમણો-વિસ્તાર નિષધ પર્વતનો છે અને નિષધ પર્વતની અપેક્ષા બમણો વિસ્તાર મહાવિદેહક્ષેત્રનો છે ॥૨૭॥

**તત્ત્વાર્થનિર્યુક્ત**—આની અગાઉ જમ્બૂદ્વીપની અંદર સ્થિત ભરતક્ષેત્રના વિસ્તારનું પ્રરૂપણ કરવામાં આવ્યું હોઈ ચુલ્લ હિમવન્તથી લઈને વિદેહ સુધીના-વર્ષધર પર્વતો અને વર્ષોના વિસ્તારનું પરિમાણ બતાવવા માટે કહીએ છીએ—

ક્ષુદ્રહિમવાન્ પર્વતથી લઇને વિદેહક્ષેત્ર પર્યન્ત જે વર્ષધર અને વર્ષ છે તેમનો વિસ્તાર ઉત્તરોત્તર બમણો-બમણો છે. આ વર્ષધર પર્વત આ પ્રમાણે છે-(૧) ચુલ્લહિમવન્ત (૨) હૈમવત વર્ષ (૩) મહાહિમવન્ત પર્વત (૪) હરિવર્ષ (૫) નિષધ પર્વત (૬) મહાવિદેહ ક્ષેત્ર આમાંથી ભરતક્ષેત્રના, પૂર્વલિખિત પરિમાણની અપેક્ષા ચુલ્લહિમવન્ત પર્વતનું પરિમાણ બમણું છે, ચુલ્લહિમવન્ત પર્વતની અપેક્ષા હૈમવતક્ષેત્રનું પરિમાણ બમણું છે હૈમવતક્ષેત્રના પરિમાણથી બમણું પરિમાણ મહાહિમવન્ત પર્વતનું છે—

મહાહિમવાન્ પર્વતના પરિમાણથી બમણો હરિવર્ષનો વિસ્તાર છે. હરિવર્ષથી બમણો નિષધપર્વતનો વિસ્તાર છે અને નિષધપર્વતની અપેક્ષા બમણો વિસ્તાર મહાવિદેહ વર્ષનો છે.

ભરતવર્ષનો વિસ્તાર, જેમકે આગળ (અગાઉ) કહેવામાં આવ્યો છે, પાંચસો છવ્વીસ યોજન અને એક યોજનનો $\frac{6}{19}$ ભાગ છે આનાથી બમણો એક હજાર બાવન યોજન તથા

$\frac{૧૨}{૧૯}$ ભાગ વિસ્તાર ચુલ્લહિમવાન્ પર્વતનો છે. આથી બમણો ૨૧૦૫$\frac{૫}{૧૯}$ યોજનનો વિસ્તાર હૈમવતવર્ષનો છે. મહાહિમવાન્ પર્વત ચાર હજાર બસોદસ યોજન અને દસનો ઓગણીસમો ભાગ છે (૪૨૧૦$\frac{૧૦}{૧૯}$ યોજન) હરિવર્ષનો વિસ્તાર ૮૪૨૧$\frac{૧}{૧૯}$ યોજન છે નિષધપર્વત ૧૬૮૪૨$\frac{૨}{૧૯}$ યોજન વિસ્તૃત છે મહાવિદેહક્ષેત્રનો વિસ્તાર ૩૩૬૮૪$\frac{૪}{૧૯}$ યોજન છે

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રમાં ક્ષુદ્રહિમવન્ત પર્વતના વર્ણનના પ્રકરણમાં કહ્યું છે–જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં ચુલ્લ (ક્ષુદ્ર) હિમવન્ત નામક વર્ષધર પર્વત કહેવામાં આવ્યો છે. આ વર્ષધર પર્વત પૂર્વ અને પશ્ચિમમાં લાંબો છે ઉત્તર દક્ષિણમાં પહોળો છે અને બંને બાજુ લવણ-સમુદ્રથી જોડાયેલો છે—તેનો પૂર્વ કિનારો પૂર્વ લવણ સમુદ્રને સ્પર્શેલ છે. અને પશ્ચિ-મનો કિનારો પશ્ચિમના લવણ સમુદ્રને સ્પર્શેલ છે તે એકસો યોજન ઉંચો છે પચ્ચીસ યોજનની અવગાહના વાળો છે. અને ૧૦૫૨ $\frac{૧૨}{૧૯}$ યોજન વિસ્તાર વાળો છે.

આગળ હૈમવતવર્ષના પ્રકરણમાં જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિમાં જ કહેલ છે–જમ્બૂદ્વીપ નામના દ્વીપમાં હૈમવતનામનું વર્ષ કહેલ છે. તે પૂર્વથી પશ્ચિમમાં લાંબુ છે. અને ઉત્તર દક્ષિણમાં પહોળું છે. પલંગના આકારથી કહેલ છે. અને બન્ને બાજુથી લવણ સમુદ્રને સ્પર્શેલ છે. તે પોતાના પૂર્વિય કિનારાથી પૂર્વ સમુદ્રને અને પશ્ચિમ કિનારેથી પશ્ચિમના સમુદ્રનો સ્પર્શ કરે છે, તેનો વિસ્તાર ૨૧૦૫ $\frac{૫}{૧૯}$ યોજનનો છે તે પછી ત્યાજ મહાહિમવન્તના પ્રકરણમાં કહેલુ છે—જમ્બૂદ્વીપ નામના દ્વીપમા મહાહિમવન્ત નામનો વર્ષધર પર્વત કહેલ છે તે પૂર્વ પશ્ચિમમાં લાંબો ઉત્તર દક્ષિણમાં પહોળો છે, અને બન્ને લવણ સમુદ્રને સ્પર્શેલ છે. તેનો પૂર્વભાગ પૂર્વલવણ સમુદ્રને અને પશ્ચિમ ભાગ પશ્ચિમ લવણ સમુદ્રને સ્પર્શેલ છે. તે બસ્સો યોજન ઉંચો છે. અને પચાસ યોજનની અવગાહના વાળો છે અને તેનો વિસ્તાર ૪૨૧૦ $\frac{૧૦}{૧૯}$ યોજન છે

ફરી હરિવર્ષના વિષયમાં જમ્બૂદ્વીપ પ્રજ્ઞપ્તિમાં કહેલ છે કે—જમ્બૂદ્વીપ નામના દ્વીપમાં હરિવર્ષ નામનું ક્ષેત્ર કહેલ છે. તે પૂર્વ–પશ્ચિમમાં લાંબુ, ઉત્તર–દક્ષિણમાં પહોળુ અને બંને બાજુએ લવણસમુદ્રમાં પ્રવિષ્ટ છે પોતાના પૂર્વીય છેડાથી પૂર્વ લવણસમુદ્રથી અને પશ્ચિમી છેડાથી પશ્ચિમ લવણસમુદ્રથી સ્પર્શેલ છે તેનો વિસ્તાર ૮૪૨૧$\frac{૧}{૧૯}$ યોજનનો છે.

ત્યારબાદ ત્યાં જ જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં નિષધપર્વતના વિષયમા કહ્યું છે—જમ્બૂદ્વીપ નામક વર્ષધર પર્વત કહેલો છે. તે પૂર્વ–પશ્ચિમમાં લાંબો, ઉત્તર–દક્ષિણમા પહોળો અને બંને તરફ લવણ સમુદ્રથી સ્પર્શેલો છે. તેનો પૂર્વ તરફનો છેડો પૂર્વ લવણસમુદ્રને અને પશ્ચિમ છેડો પશ્ચિમ લવણસમુદ્રને સ્પર્શેલો છે તે ચારસો યોજન ઉચો છે તેની ઉંડાઇ ચારસો ગવ્યૂતિની છે અને વિસ્તાર ૧૬૮૪૨$\frac{૨}{૧૯}$ યોજનનો છે.

પછી જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં જ મહાવિદેહના વિષયમા કહ્યું છે—'જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં મહાવિદેહ નામક વર્ષ છે તે પૂર્વ–પશ્ચિમમા લાબુ, ઉત્તર–દક્ષિણમા પહોળુ, પલંગના

આકારનું લંબ-ચોરસ અને બંને બાજુ લવણસમુદ્રથી સ્પર્શાયેલ છે. તેનો પૂર્વી કિનારો પૂર્વના લવણ સમુદ્રથી અને પશ્ચિમી કિનારો પશ્ચિમી લવણસમુદ્રથી સ્પૃષ્ટ છે. તેનો વિસ્તાર ૩૩૬૮૪$\frac{૪}{૧૯}$ યોજનનો છે ॥૨૭॥

'उत्तरा वासाहरवासा' ઈત્યાદિ

**સૂત્રાર્થ**—ઉત્તર દિશાના વર્ષધર પર્વત અને વર્ષ અર્થાત્ ક્ષેત્ર દક્ષિણ દિશાના જ વિષ્કમ્ભની માફક છે ॥૨૮॥

**તત્ત્વાર્થદીપિકા**—પૂર્વ સૂત્રમાં ક્ષુદ્રહિમવાન્ પર્વતથી મહાવિદેહ ક્ષેત્ર સુધીના ક્ષેત્રો અને પર્વતોનો વિસ્તાર બતાવવામાં આવ્યો, હવે નીલ, રૂકિમ અને શિખરી નામક પર્વતોનાં તથા રમ્યક્ હૈરણ્યવત અને ઐરવત ક્ષેત્રોનાં વિસ્તારનું પ્રરૂપણ કરીએ છીએ—

ઉત્તર દિશામાં સ્થિત નીલ પર્વત રમ્યક્ ક્ષેત્ર, રૂકિમપર્વત, હૈરણ્યવત ક્ષેત્ર, શિખરી-પર્વત અને ઐરવત ક્ષેત્ર આ છ ક્ષેત્ર અને પર્વત વિસ્તારમાં દક્ષિણ દિશાના ક્ષુદ્રહિમવાન્ આદિ પર્વતો અને ક્ષેત્રોની બરાબર જ સમજવા જોઈએ.

આ પૈકી નીલ નામક વર્ષધર પર્વત નિષધ પર્વતની બરાબર છે રમ્યક્ ક્ષેત્ર હરિવર્ષ ક્ષેત્રની બરાબર છે અને રૂકિમ નામક વર્ષધર પર્વત મહાહિમવાન્ પર્વત જેટલા વિસ્તા-વાળા છે—

હૈરણ્યવત વર્ષ હૈમન્ત ક્ષેત્રની બરાબર છે અને શિખરી નામક પર્વતનો વિસ્તાર ક્ષુદ્ર-હિમવાન્ પર્વતની બરાબર છે. ઐરવત ક્ષેત્ર ભરતક્ષેત્રની બરાબર વિસ્તારવાળો છે—

આ પ્રકારે જેટલો વિસ્તારભરતક્ષેત્રનો છે. તેટલો જ વિસ્તાર ઐરવતક્ષેત્રનો પણ સમજવો જોઈએ. ક્ષુદ્રહિમવાન્ પર્વતનો જેટલો વિસ્તાર છે તેટલો જ વિસ્તાર શિખરી પર્વતનો છે. હૈમવત ક્ષેત્રનો જેટલો વિસ્તાર છે તેટલો જ વિસ્તાર હૈરણ્યવત ક્ષેત્રનો છે મહાહિમવાન્ પર્વતનો જેટલો વિસ્તાર છે તેટલો જ રમ્યક ક્ષેત્રનો વિસ્તાર છે નિષધ પર્વતનો જેટલો વિસ્તાર છે તેટલો જ નીલ પર્વનો વિસ્તાર સમજવો એવી જ રીતે શિખરી પર્વત આદિની ઉપર હૃદો અને પુષ્કરો આદિના વિસ્તારની બરાબર સમજવા જોઈએ ॥૨૮॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પૂર્વસૂત્રોમાં ક્ષુદ્રહિમવાન્ આદિ નીલ પર્વતોનું તથા ભરત ક્ષેત્ર આદિ ક્ષેત્રોના વિસ્તારની અનુક્રમથી પ્રરૂપણા કરવામાં આવી હવે નીલ રૂકિમ તથા શિખરી નામક ત્રણ વર્ષધર પર્વતોનું તથા રમ્યક, હૈરણ્યવત અને ઐરવત નામક ત્રણ ક્ષેત્રોના વિસ્તારની પ્રરૂપણા કરીએછીએ—

ઉત્તર દિશામાં અવસ્થિત નીલ વગેરે ત્રણ વર્ષધર પર્વત ઐરવત આદિ ત્રણ ક્ષેત્રો એ રીતે છએ વર્ષધર અને વર્ષ દક્ષિણદિશાના પર્વતો અને ક્ષેત્રોના સમાન વિસ્તારવાળા છે તેમાંથી ઐરવત ક્ષેત્ર ભરત ક્ષેત્રની બરાબર વિસ્તારવાળો છે શિખરી પર્વત ક્ષુદ્રહિમવાન્ પર્વતની બરાબર વિસ્તારવાળો છે હૈરણ્યવત ક્ષેત્ર હૈમવત ક્ષેત્રના સમાન વિસ્તારવાળો છે અને રૂકિમ પર્વત મહાહિમવાન્ પર્વતની બરાબર વિસ્તારવાળો છે. રમ્યક ક્ષેત્ર હરિવર્ષની બરાબર વિસ્તારવાળું છે અને નીલ પર્વત નિષધ પર્વતની બરાબર વિસ્તારવાળો છે.

આ રીતે ઐરવત ક્ષેત્રનો વિસ્તાર ૫૨૬ ૧/૧૯ યોજનનો છે, શિખરી પર્વતનો વિસ્તાર ૧૦૫૨ ૧૨/૧૯ યોજનનો છે, હૈરણ્યવત ક્ષેત્રનો વિસ્તાર ૨૧૦૫ ૫/૧૯ યોજનનો છે રૂક્મિ પર્વત ....૪૨૧૦ ૧૦/૧૯ યોજન વિસ્તૃત છે અને રમ્યક ક્ષેત્રનો વિસ્તાર ૮૪૨૧ ૧/૧૯ યોજનનો છે. નીલપર્વતનો વિસ્તાર ૧૬૮૪૨ ૨/૧૯ યોજનનો છે.

આ જ રીતે નીલ પર્વતની ઉપર જે કેસરી નામનું સરોવર છે તેનો વિસ્તાર બે હજાર યોજનનો છે. કેસરી સરોવરમાં ચાર યોજનની લંબાઈ–પહોળાઈવાળું એક પુષ્કર શોભાયમાન છે. રૂક્મિ નામક પર્વતની ઉપર પુંડરીક સરોવર છે જે તેનાથી અડધા વિસ્તાર વાળું છે, વિશાળ છે અને દશ યોજનની ઊંડાઈવાળું છે. પુંડરીક સરોવરની મધ્યભાગમાં પૂર્વોક્ત પુષ્કરની અપેક્ષાથી અડધો લાંબો–પહોળો એક પુષ્કર છે એવી જ રીતે શિખરી પર્વત ઉપર મહાપુંડરીક નામનું સરોવર છે જેનો વિસ્તાર તેનાથી પણ અડધો છે અને અવગાહ દશ યોજનનું છે.

આવી રીતે તેંત્રીસ હજાર છસો ચોરાસી યોજન તથા ચાર ઓગણીશ અંશ મહાવિદેહક્ષેત્રનો વિસ્તાર છે તેનાથી અડધો વિસ્તાર રમ્યક વર્ષનો છે, રમ્યક વર્ષથી અડધો વિસ્તાર રૂક્મિ પર્વતનો છે, રૂક્મિ પર્વતથી અડધો વિસ્તાર હૈરણ્યવત વર્ષનો છે, હૈરણ્યવત વર્ષથી અડધો વિસ્તાર શિખરી પર્વતનો છે અને શિખરી પર્વતથી અડધો વિસ્તાર ઐરવત વર્ષનો છે.

સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનના બીજા ઉદ્દેશકના ૮૭માં સૂત્રમાં કહ્યું છે—જમ્બૂદ્વીપના મન્દર પર્વતથી ઉત્તર અને દક્ષિણમાં બે વર્ષધર પર્વત તદ્દન સરખાં છે તેમનામાં કોઈ વિશેષતા નથી, જુદાંપણું નથી, તેઓ લંબાઈ, પહોળાઈ ઉંચાઈ, અવગાહ આકૃતિ અને પરિધિથી એક બીજાથી ભિન્ન પ્રકારના નથી તે બે પર્વતોના નામ છે—ચુલ્લ હિમવન્ત અને શિખરી આવી જ રીતે મહાહિમવન્ત અને રૂક્મિ પર્વત તથા નિષધ અને નીલવન્ત પર્વત વગેરે ... .....॥ ૨૮॥

'भरहेरवएसु छस्समयाहिं' ઈત્યાદિ

**સૂત્રાર્થ**—ભરત અને ઐરવત ક્ષેત્રોમાં ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળના છ આરાઓમાં મનુષ્યોના આયુષ્ય વગેરેની વૃદ્ધિ–હાનિ થતી રહે છે બાકીના ક્ષેત્રોમાં વધ–ઘટ થતી નથી ॥ ૨૯ ॥

**તત્ત્વાર્થદિપીકા**—આનાથી પહેલાં ભરત આદિ ક્ષેત્રોનું તથા ચુલ્લહિમવન્ત આદિ વર્ષધર પર્વતોના આયામ, વિષ્કંભ આદિનું પ્રરૂપણ કરવામાં આવ્યું હવે તે ભરત આદિ ક્ષેત્રોમાં નિવાસ કરનારા મનુષ્યોના ઉપયોગ, આયુષ્ય શરીરપ્રમાણ આદિની વૃદ્ધિ તથા હ્રાસની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત ભરતથી લઈને ઐરવત સુધી સાત ક્ષેત્રોમાંથી ભરત અને ઐરવત આ બે ક્ષેત્રોમાં છ આરાવાળા ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળોમાં મનુષ્યોના ઉપયોગ, આયુષ્ય, શરીરના અવગાહ આદિમાં વૃદ્ધિ અને હાનિ થતી રહે છે. અવસર્પિણી કાળના છ આરાઓ છે (૧) સુષમસુષમ (૨) સુષમ (૩) સુષમદુષ્ષમ (૪) દુષ્ષમસુષમ (૫) દુષ્ષમ અને (૬)

દુષ્ષમ–દુષ્ષમ ઉત્સર્પિણી કાળના આરાઓના પણ આ જ નામ છે પરન્તુ તેમના નામ વિપરીત હોય છે જેમકે દુષ્ષમ–દુષ્ષમ, દુષ્ષમ વગેરે.

ભરત અને ઐરવત ક્ષેત્રોમાં જ આ વૃદ્ધિ તથા ઘટાડો થાય છે. આ બે ક્ષેત્રો સિવાય હૈમવત, હરિવર્ષ, મહાવિદેહ રમ્યક હૈરણ્યવત ક્ષેત્રોમાં મનુષ્યોનુ આયુષ્ય વગેરે જેમને તેમ જ રહે છ અર્થાત્ તેમા વધારો અથવા ઘટાડો થતો નથી. તાત્પર્ય એ છે કે હૈમવન્ત આદિ ક્ષેત્રોમા ન તો ઉત્સર્પિણી–અવસર્પિણી રૂપ કાળના વિભાગ હોય છે અથવા ન તો મનુષ્યોના આયુષ્ય ઉંચાઈ વગેરેમાં ફેરફાર થાય છે ત્યા સદા એક સરખો જ કાળ રહે છે આથી કાળની વિષમતાના કારણે આયુષ્ય અવગાહના આદિમાં થનારી વિષમતા ત્યાં નથી ા ૨૯ ા

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પહેલા જમ્બૂદ્વીપની અંદર સ્થિત ભરત આદિ સાત ક્ષેત્રોની પ્રરૂપણા કરવામાં આવી હવે તે ક્ષેત્રોમાં નિવાસ કરનારા મનુષ્યોના ઉપયોગ, આયુષ્ય, શરીરની ઉંચાઈ વગેરેમાં સમાનતા હોય છે, અથવા કોઈ પ્રકારની વિશેષતા થતી રહે છે ! એવી આશંકાનું સમાધાન કરવા માટે કહીએ છીએ—

પૂર્વોક્ત ભરત, હૈમવત, હરિવર્ષ, મહાવિદેહ, રમ્યક, હૈરણ્યવત અને ઐરવત ક્ષેત્રોમાંથી ભરત અને ઐરવત નામક ક્ષેત્રોમાં ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળોમાં મનુષ્યોના ભોગ, ઉપભોગ, આયુષ્ય અને શરીરની ઉંચાઈ વગેરેમાં વૃદ્ધિ તથા હ્રાસ થતો રહે છે આ ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળોમાંથી પ્રત્યેકમા છ સમય હોય છે જેને 'આરા' પણ કહેવામાં આવે છે અવસર્પિણી કાળમાં છ આરા આ પ્રકારના હોય છે—(૧) સુષમા સુષમા (૨) સુષમ (૩) સુષમ–દુષ્ષમા (૪) દુષ્ષમસુષમાં (૫) દુષ્ષમા અને (૬) દુષ્ષમ દુષ્ષમ અવસર્પિણી કાળના આ છ આરાઓની સમાપ્તિ પછી ઉત્સર્પિણી કાળનો આરંભ થાય છે જેનો પ્રથમ આરો દુષ્ષમ દુષ્ષમા અને અન્તિમ સુષમસુષમા હોય છે અર્થાત્ અવસર્પિણી કાળના છ આરાઓથી ઉત્સર્પિણી કાળના આરા એકદમ ઉલ્ટા ક્રમથી હોય છે ઉત્સર્પિણી કાળમાં આયુષ્ય, ઉચાઈ વગેરેમા ક્રમશઃ વૃદ્ધિ થતી રહે છે અને અવસર્પિણી કાળમા અનુક્રમથી હ્રાસ થાય છે.

આ વિષમતા માત્ર ભરત અને ઐરવત ક્ષેત્રોમાં જ હોય છે આ બંને ક્ષેત્રોમાં મનુષ્યો આદિના ઉપભોગમાં, આયુષ્યમાં તથા શરીરના પ્રમાણ આદિમાં હમેશાં સમાનતા હોતી નથી પરન્તુ ઉત્સર્પિણીકાળમા વૃદ્ધિ અને અવસર્પિણીકાળમાં હ્રાસ થાય છે આનું કારણ એ છે કે આ બંને ક્ષેત્રોમા જ ઉત્સર્પિણી અવસર્પિણી કાળના ભેદ છે.

ભરત અને ઐરવત ક્ષેત્રો સિવાય હૈમવત, હરિવર્ષ, મહાવિદેહ, રમ્યક અને હૈરણ્યવત ક્ષેત્રોમા ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ હોતાં નથી. આ કાળભેદ ન હોવાથી મનુષ્યો આદિના આયુષ્ય, અવગાહના આદિમા પણ ભેદ હોતો નથી આયુષ્ય આદિમાં જે વિષમતા હોય છે તેનુ કારણ કાલકૃત વિષમતા છે. કાળને વિષમતાના અભાવમાં તજ્જનિત આયુષ્ય અવગાહના આદિની વિષમતા પણ હોતી નથી.

અનુભાવનો અર્થ છે ભોગ અને ઉપભોગ, આયુષ્યથી તાત્પર્ય છે જીવન અથવા જીવિત રહેવાનું કાળમાન અને પ્રમાણનો અર્થ છે શરીરની ઉંચાઈ આ બધામાં વૃદ્ધિ અને હ્રાસ થતાં રહે છે.

ઉત્સર્પિણીના છ વિભાગ હોય છે તે આ રીતે છે—(૧) દુષ્ષમદુષ્ષમા (૨) દુષ્ષમા (૩) દુષ્ષમસુષમા (૪) સુષમદુષ્ષમા (૫) સુષમા અને (૬) સુષમ સુષમા આનાથી વિપરીત ક્રમવાળો અવસર્પિણીકાળ છે જેમકે—(૧) સુષમ સુષમા (૨) સુષમા (૩) સુષમ દુષ્ષમા (૪) દુષ્ષમ સુષમા (૫) દુષ્ષમા અને (૬) દુષ્ષમદુષ્ષમા.

અમાંથી ઉત્સર્પિણીકાળનુ પ્રમાણ દસ ક્રોડાક્રોડી સાગરોપમનું છે અને અવસર્પિણી કાળનાં પ્રમાણ પણ દશ ક્રોડા–ક્રોડી સાગરોપમનું જ છે. બંને નો સમય વીસ ક્રોડાક્રોડી સાગરોપમ છે આને એક કાળચક્ર કહે છે આમાંથી સુષમસુષમાં આરો ચાર ક્રોડા–ક્રોડી સાગરોપમના હોય છે. આ આરાની આદિમાં મનુષ્ય હવે પછી કહેવામા આવનાર ઉત્તર કુરુક્ષેત્રના મનુષ્યોની માફક ત્રણ ગાઉના અવગાહવાળા હોય છે. પછી અવસર્પિણી કાળના પ્રભાવથી ક્રમશઃ હ્રાસ થતા–થતા ચાર ક્રોડાક્રોડી સાગરોપમ સમાપ્ત થયા પર સુષમાકાળ આરંભ થાય છે.

સુષમાકાળ ત્રણ ક્રોડા–ક્રોડી સાગરોપમનો છે. આની શરૂઆતમાં મનુષ્ય હરિવર્ષ ક્ષેત્રના મનુષ્યોની માફક બે ગાઉની અવગાહનાવાળા હોય છે. ત્યારબાદ ક્રમશઃ હ્રાસ થતા–થતા ઉક્ત કાળ પુરો થઈ જવાથી સુષમદુષમા કાળ આરંભ થાય છે તેનું કાળમાન બે ક્રોડા–ક્રોડી સાગરોપમનું છે. તેના પ્રારંભમા મનુષ્ય હૈમવત વર્ષના મનુષ્યોની માફક એક ગાઉની અવગાહનાવાળા હોય છે. ત્યારબાદ અનુક્રમથી હ્રાસ થતા–થતા દુષ્ષમસુષમા કાળ પ્રારંભ થાય છે. આ કાળની શરૂઆતમા મનુષ્ય મહાવિદેહ ક્ષેત્રના મનુષ્યોની સમાન પાંચસો ધનુષ્યની–અવગાહનાવાળા હોય છે. ત્યારબાદ હાનિ થતા–થતા ઉક્ત સમય પૂર્ણ થઈ જવાથી પાંચમો આરો દુષ્ષમા આરંભ થાય છે તેની કાળમર્યાદા એકવીસ હજાર વર્ષની છે તેની શરૂઆતમાં મનુષ્યોના શરીરની ઉંચાઈ સાત હાથની અને આયુષ્ય સવાસો વર્ષનું હોય છે અનુક્રમથી તે આરો સમાપ્ત થઈ જાય છે અને દુષ્ષમ–દુષ્ષમ નામનો છટ્ઠો આરો શરૂ થાય છે તે પણ એકવીસ હજાર વર્ષનો હોય છે તેમાં મનુષ્યોની અવગાહના એક હાથની અને આયુષ્ય વીસ વર્ષનું રહી જાય છે.

ઉત્સર્પિણી કાળ પણ આ પ્રકારે સમજવો જોઈએ પરન્તુ તેના આરાઓનો ક્રમ વિપરીત હોય છે. પ્રથમ આરો એકવીસ–હજાર વર્ષનો હોય છે તેનું નામ દુષ્ષમદુષ્ષમ છે તેની પછી ઉત્સર્પિણીનો બીજો આરો દુષ્ષમ આવે છે તેનુ કાળપ્રમાણ પણ એકવીસ હજાર વર્ષ છે. ત્યારબાદ દુષ્ષમસુષમ નામક ત્રીજો આરો ચાલુ થાય છે જે બેંતાળીશ હજાર વર્ષ ઓછા એક ક્રોડા–ક્રોડી સાગરોપમનો હોય છે તેની પછી ચોથો આરો બે ક્રોડાક્રોડી સાગરોપમનો આવે છે જેનું નામ સુષમદુષ્ષમ છે પછી પાચમો સુષમા નામક ત્રણ ક્રોડાકોડી સાગરોપમનો આરો આવે છે. અંતમા સુષમા સુષમ નામનો છઠો આરો આવે છે જે ચાર ક્રોડા–ક્રોડી સાગરોપમનો હોય છે.

ઉત્સર્પિણી કાળના પ્રથમ આરાની શરૂઆતમાં મનુષ્યોનું આયુષ્ય સોળ વર્ષનું હોય છે અને તેમનુ શરીર એક હાથનું હોય છે. ઉત્સર્પિણીના બીજા આરાની શરૂઆતમાં મનુષ્યોનું આયુષ્ય વીસ વર્ષનુ અને શરીરનું પ્રમાણ સાડા ત્રણ હાથનું હોય છે. ઉત્સર્પિણી

કાળના ત્રીજા આરાની શરૂઆતમાં મનુષ્ય એકસોવીસ વર્ષની આયુષ્યવાળા અને સાત હાથ ઉંચા શરીરવાળા હોય છે. ઉત્સર્પિણીના ચોથા આરાની શરૂઆતમાં મનુષ્ય કરોડ પૂર્વની આયુષ્ય અને પાંચસો ધનુષ્યની શરીરની અવગાહનાવાળા હોય છે.

ઉત્સર્પિણીના પાંચમાં આરાની શરૂઆતમાં મનુષ્યોનું આયુષ્ય એક પલ્યોપમનું અને શરીરની ઉંચાઈ એક ગાઉની હોય છે. ઉત્સર્પિણીકાળના છઠ્ઠા આરાની શરૂઆતમાં બે પલ્યોપમનું આયુષ્ય હોય છે અને બે ગાઉનું શરીર હોય છે આ છઠ્ઠા આરાના અન્તમાં મનુષ્યોનું આયુષ્ય ત્રણ પલ્યોપમનું અને શરીરની ઉંચાઈ ત્રણ ગાઉની હોય છે. ઉત્સર્પિણીકાળના ચોથા પાંચમા અને છઠ્ઠા આરામાં એક પ્રકારની પણ ઈતિ હોતી નથી. મનુષ્ય બધાં પ્રકારના ઉપદ્રવોથી રહિત હોય છે.

સ્થાનાંગસૂત્રના દ્વિતીય સ્થાનના સૂત્ર ૮૯માં કહ્યું છે—જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં બંને કુરુક્ષેત્રોમાં અર્થાત્ દેવકુરુ અને ઉત્તરકુરુમાં મનુષ્ય સુષમસુષમા રૂપ ઉત્તમ ઋદ્ધિને પ્રાપ્ત કરીને તેનો ઉપભોગ કરતા થકાં વિહાર કરે છે. જમ્બૂદ્વીપના બે વર્ષોમાં અર્થાત્ હરિવર્ષ અને રમ્યક વર્ષમાં મનુષ્ય સદા સુષમા રૂપ ઉત્તમ ઋદ્ધિને પ્રાપ્ત કરીને તેનો ઉપભોગ કરતા થકા રહે છે. જમ્બૂદ્વીપ નામક દ્વીપમા બે વર્ષોમાં અર્થાત્ હૈમવત્ અને હૈરણ્યવત નામક ક્ષેત્રોમાં મનુષ્ય સદા સુષમદુષ્ષમ રૂપ ઉત્તમ ઋદ્ધિને પ્રાપ્ત કરીને તેનો ઉપભોગ કરતા રહે છે જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં બે ક્ષેત્રોમાં અર્થાત્ પૂર્વવિદેહ અને અપર વિદેહમાં મનુષ્ય સદૈવ દુષ્ષમસુષમ રૂપ ઉત્તમ ઋદ્ધિને પ્રાપ્ત કરીને તેનો પરિભોગ કરતા થકાં વિચરે છે.

જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં બે ક્ષેત્રોમાં મનુષ્ય છ પ્રકારના કાળનો અનુભવ કરે છે આ બે ક્ષેત્ર છે—ભરત અને ઐરવત

ભગવતીસૂત્રના પાંચમાં શતકમા પ્રથમ ઉદ્દેશકમાં પણ કહ્યું છે—જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં સુમેરૂ પર્વતથી પૂર્વ અને પશ્ચિમમાં ન તો ઉત્સર્પિણીકાળ હોય છે કે નથી અવસર્પિણીકાળ. ત્યાં કાળ સદૈવ અવસ્થિત અર્થાત્ એક સરખો રહે છે ॥ ૨૯ ॥

**हिमवयाइ उत्तरकुरांतेसु'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—હૈમવત ક્ષેત્રથી લઈને ઉત્તરકુરુ સુધી દક્ષિણ અને ઉત્તરમાં મનુષ્ય એક, બે, ત્રણ પલ્પોયમની સ્થિતિવાળા તથા બંને વિદેહ ક્ષેત્રોમાં સંખ્યાત કાળના આયુષ્યવાળા હોય છે ॥ ૩૦ ॥

**તત્વાર્થદીપિકા**—અગાઉ કહેવામાં આવ્યું છે કે ઉત્સર્પિણી અને અવસર્પિણીકાળના નિમિત્તથી ભરત અને ઐરવતક્ષેત્રોમાં મનુષ્યોનાં ઉપભોગ, આયુષ્ય તથા શરીરની અવગાહના આદિમા વૃદ્ધિ, અને હ્રાસ થતાં રહે છે. હવે હૈમવત હરિવર્ષ રમ્યકવર્ષ હૈરણ્વત, દેવકુરુ ઉત્તરકુરુ તથા પૂર્વવિદેહ અને પશ્ચિમ વિદેહમાં મનુષ્યની સ્થિતિની પ્રરૂપણા કરવા માટે કહીએ છીએ—

હૈમવતથી લઈને ઉત્તરકુરુ પર્યન્ત અર્થાત્ હૈમવત, હરિવર્ષ, રમ્યકવર્ષ,—હૈરણ્યવત દેવકુરુ અને ઉત્તરકુરુ ક્ષેત્રોમાં યથાક્રમથી મનુષ્ય એક, બે અને ત્રણ પલ્પોપમની આયુષ્ય-

વાળા હોય છે હૈમવત અને હૈરણ્વત ક્ષેત્રમાં મનુષ્યોનુ આયુષ્ય એક પલ્પોપમનું હોય છે હરિવર્ષ અને રમ્યકવર્ષમાં મનુષ્ય ત્રણ પલ્પોપમની આયુષ્યવાળા હોય છે પરંતુ મહાવિદેહક્ષેત્રમાં પૂર્વવિદેહક્ષેત્રમાં અને અપરવિદેહક્ષેત્રમા સંખ્યાત કાળની સ્થિતિવાળા હોય છે ॥ ૩૦ ॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—આનાથી પહેલાં ભરત તથા ઐરવતમાં ઉત્સર્પિણી અવસર્પિણી કાળવિશેષ નિમિત્તક મનુષ્યોના ઉપભોગ આયુષ્ય, શરીરની ઉંચાઈ વગેરેમાં વૃદ્ધિ–તથા હ્રાસ થતો નથી એ પ્રરૂપિત કર્યું છે.

હવે પાંચ ક્ષેત્રોમાં અને દેવકુરુ ઉત્તરકુરુ ક્ષેત્રોમાં કેવળ મનુષ્યોનું ન્યૂનાધિકત્વરૂપ વિશેષ પ્રતિપાદન કરવા માટે કહીએ છીએ—

**हिमवयाइ'** ઈત્યાદિ હૈમવતથી લઈને ઉત્તરકુરુ સુધીના અર્થાત્ હૈમવત–હરિવર્ષ–રમ્યકવર્ષ હૈરણ્યવત દેવકુરુ અને ઉત્તરકુરુના દક્ષિણ ઉત્તરક્ષેત્રોમા મનુષ્ય ક્રમથી એક બે ત્રણ પલ્યોપમની સ્થિતિવાળા હોય છે.

તેમા હૈમવત ક્ષેત્રમા હૈરણ્યવત ક્ષેત્રમાં દક્ષિણોત્તર ક્ષેત્રોમાં મનુષ્યોનું આયુષ્ય એક પલ્યોપમનું હોય છે. હરિવર્ષ અને રમ્યકવર્ષમાં બે પલ્યોપમનું આયુષ્ય હોય છે જ્યારે દેવકુરુ તથા ઉત્તરકુરુમાં ત્રણ પલ્યોપમનું આયુષ્ય હોય છે.

પાંચ હૈમવત અને પાંચ હૈરણ્યવત ક્ષેત્રોમાં હમેશાં સુષમદુષ્ષમ જેવો કાળ પ્રવર્તતો હોવાથી ત્યાંના મનુષ્યો એક પલ્યોપમના આયુષ્યવાળા, બે હજાર ધનુષની અવગાહનાવાળા, ચતુર્થ ભત્તાહારી અર્થાત્ એકાન્તરથી ભોજન કરવાવાળા તથા નીલકમળની જેવા વર્ણવાળા હોય છે.

એવી જ રીતે પાંચ હરિવર્ષ તથા પાંચ રમ્યકવર્ષ ક્ષેત્રોમા સદા સુષમા જેવો કાળ રહેતો હોવાથી ત્યાંના–મનુષ્યોનુ આયુષ્ય બે પલ્યોપમનું હોય છે, શરીરની અવગાહના ચાર હજાર ધનુષ્યની હોય છે અને તેઓ ષષ્ઠ ભત્તાહારી હોય છે અર્થાત્ બે દિવસના આંતરે ભોજન કરે છે. તેમનો વર્ણ શંખ જેવો હોય છે.

પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ ક્ષેત્રોમાં સુષમાસુષમા માફક સદૈવ રહેવાથી ત્યાના મનુષ્યોનું આયુષ્ય ત્રણ પલ્યોપમનું હોય છે, અવગાહના છ હજાર ધનુષ્યની હોય છે અને તેઓ અષ્ટમભત્ત—ભોજી આકર્ષ હોય છે—અર્થાત્ ત્રણ ત્રણ દિવસના આતરે ભોજન કરે છે તેમના શરીરનો રંગ સોના જેવો હોય છે પરંતુ પાચ પૂર્વવિદેહી અને પાંચ પશ્ચિમવિદેહોમાં મનુષ્ય સંખ્યાત કાળના આયુષ્યવાળા હોય છે ત્યા સદા દુષ્ષમ–સુષમકાળના પ્રારંભ વખતે હોય છે તેવો કાળ બન્યો રહે છે આથી ત્યાંના મનુષ્યોની ઉંચાઈ પાંચસો ધનુષ્યોની હોય છે, તેઓ દરરોજ ભોજન કરે છે અને તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ એક કરોડ પૂર્વની તથા જઘન્ય સ્થિતિ અન્તર્મૂહૂર્ત્તની હોય છે.

જે ક્ષેત્રમાં મુનિઓનો દેહ વિગત–વિનષ્ટ થાય છે. અર્થાત્ જ્યાં સદૈવ ધર્મ–શાસનની પ્રવૃત્તિ રહેવાથી તથા તીર્થંકરોની વિદ્યમાનતા હોવાથી મુનિજન વિદેહ–અવસ્થા પ્રાપ્ત કરે છે, તે ક્ષેત્ર પણ વિદેહ કહેવાય છે. જો કે મધ્યમાં મેરૂ પર્વત આવેલો હોવાથી વિદેહ

હોવાથી ક્ષેત્ર પૂર્વ અપર આદિ ભાગોમાં વિભક્ત છે તેમ છતાં સામાન્ય રૂપથી એક જ છે જમ્બૂદ્વીપમાં એક ધાતકીખણ્ડ દ્વીપમાં બે તથા પુષ્કરાર્ધમા બે વિદેહ હોવાના કારણે પંચમહાવિદેહ ક્ષેત્ર કહેવામા આવે છે.

જમ્બૂદ્વીપપ્રજ્ઞપ્તિના ચોથા વક્ષસ્કારમાં કહેવામાં આવ્યું છે—જમ્બૂદ્વીપ નામક દ્વીપમાં મન્દર પર્વતથી ઉત્તર તથા દક્ષિણ દિશામાં બે વર્ષ કહેવામા આવ્યા છે—હૈમવન્ત અને હૈરણ્યવત હરિવર્ષ અને રમ્યકવર્ષ દેવકુરૂ અને ઉત્તરકુરુ તેમાં એક પલ્યોપમની સ્થિતિ કહેલી છે, બે પલ્યોપમની સ્થિતિ તથા ત્રણ પલ્યોપમની સ્થિતિ કહી છે

પ્રશ્ન—ભગવન્ ! મહાવિદેહમાં મનુષ્યોની કેટલી સ્થિતિ કહી છે ?

ઉત્તર—ગૌત્તમ ! જઘન્ય અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ અને ઉત્કૃષ્ટ કરોડ પૂર્વનું—આયુષ્ય કહેલું છે ॥ ૩૦ ॥

**'धायइसंडे पुक्खरद्धेय दो दो वासकुराय'**

**સૂત્રાર્થ**—ધાતકીખણ્ડ અને પુષ્કરાર્ધમાં બે–બે વર્ષ અને બે–બે કુરુ છે ॥ ૩૧ ॥

**તત્ત્વાર્થદીપિકા**—પહેલા જમ્બૂદ્વીપમાં ભરત, હૈમવત હરિવર્ષ, મહાવિદેહ, રમ્યકવર્ષ, હૈરણ્યવત અને ઐરવતવર્ષ એ સાત વર્ષોનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે હવે એ નિરૂપણ કરીએ છીએ કે ધાતકીખણ્ડ અને પુષ્કરાર્થમાં ભરત આદિ ક્ષેત્ર બે–બે–છે—

ધાતકીખણ્ડ દ્વીપમાં તથા પુષ્કરાર્ધદ્વીપમાં ભરત આદિ પ્રત્યેક ક્ષેત્ર બે–બે છે આથી ત્યાં સાતને બદલે ચૌદ–ચૌદ ક્ષેત્ર હોય છે. કુરુ મહાવિદેહોમાં જ હોય છે આથી જમ્બૂદ્વીપના દેવકુરુ અને ઉત્તરકુરુ સિવાયના ચાર દેવકુરુ અને ચાર ઉત્તરકુરુ ધાતકીખણ્ડ અને પુષ્કરાર્ધમાં છે આ રીતે જમ્બૂદ્વીપમાં ભરત આદિ ક્ષેત્ર એક–એક છે ધાતકીખણ્ડમાં બબ્બે છે જ્યારે પુષ્કરાર્ધમાં પણ બે–બે છે આ બધાં મળીને પાંચ–પાંચ હોય છે. મેરૂપર્વત પણ પાંચ-પાંચ છે. મહાવિદેહોમાં દેવકુરુ અને ઉત્તરકુરુ પણ પાંચ-પાંચ જ હોય છે ॥૩૧॥

**તત્વાર્થનિર્યુક્તિ**—જમ્બૂદ્વીપમાં સાત ક્ષેત્રો સંબંધી અગાઉ કથન કરવામાં આવી ગયું છે એટલું જ નહીં પણ જમ્બૂદ્વીપમાં એક–એક ભરત આદિ ક્ષેત્ર છે એ પણ બતાવી દેવાયું છે. હવે એવું નિરૂપણ કરવામાં આવી રહ્યું છે કે ધાતકીખણ્ડ અને અર્ધ પુષ્કર દ્વીપમાં ભરત આદિ ક્ષેત્ર બે–બે છે.

ધાતકીખણ્ડ અને પુષ્કરાર્ધ ક્ષેત્રમાં ભરત આદિ વર્ષ બે–બે છે. કુરુ માત્ર પાંચ મહાવિદેહોમાં જ છે, આથી જમ્બૂદ્વીપના મહાવિદેહને બાદ કરતાં બાકીના ચાર મહાવિદેહ છે જેમાં ચાર દેવકુરુ છે અને ચાર ઉત્તરકુરુ છે આ રીતે બંને કુરુ મળીને ધાતકીખણ્ડ અને પુષ્કરાર્ધ ક્ષેત્રમાં આઠ કુરૂ છે જમ્બૂદ્વીપના બંને કુરૂ ભેગા કરવામાં આવે તો એમની સંખ્યા દશ થઈ જાય છે—પાંચ દેવકુરૂ અને પાંચ ઉત્તર કુરૂ.

દક્ષિણ અને ઉત્તરમાં લાંબા પોતાના છેડાઓથી લવણોદધિ અને કાલોદધિ સમુદ્રોને સ્પર્શ કરનારા બે ઈષુકાર પર્વતોથી ધાતકીખણ્ડ દ્વીપ પૂર્વ અને પશ્ચિમમાં વિભક્ત થયેલો છે. આના પૂર્વ ભાગમાં તથા પશ્ચિમ ભાગમાં એક–એક મેરુ પર્વત છે.

તેના ઉપર કહેલાં બંને વિભાગોમાં ભરત વગેરે બધાં પૂર્વોક્ત ક્ષેત્ર છે અને હિમવન્ત પર્વત છે આથી બે ભરતક્ષેત્ર, બે હિમવન્ત પર્વત, બે હૈમવત ક્ષેત્ર, બે મહાહિમવાન્ પર્વત, બે હરિવર્ષ, બે નિષધ પર્વત, બે મહાવિદેહ, બે નીલવન્ત પર્વત, બે રમ્યકવર્ષ, બે રૂક્મિ પર્વત, બે હૈરણ્યવત ક્ષેત્ર, બે શિખરી પર્વત અને બે ઐરવતવર્ષ છે.

ચોથા મહાવિદેહ ક્ષેત્રમાં બે દેવકુરૂ અને બે ઉત્તરકુરૂ છે આ રીતે જમ્બૂદ્વીપમાં જે હિમવન્ત આદિ વર્ષધર પર્વત છે તેમના વિસ્તારથી ધાતકીખણ્ડ દ્વીપમાં સ્થિત હિમવન્ત આદિ પર્વતોનો વિસ્તાર બમણો–બમણો છે આ વર્ષધર પર્વત પૈડાના આકારમાં સ્થિત છે. ધાતકી નામક વૃક્ષના કારણે જ તે દ્વીપ ધાતકીખંડ કહેવાય છે. ધાતકીખણ્ડ દ્વીપને ચારે બાજુએથી ઘેરી વળેલો કાલોદધિ સમુદ્ર છે. તેનો વિસ્તાર આઠ લાખ યોજનનો છે તેમાં પણ બે–બે ભરત આદિ ક્ષેત્ર છે. કાલોદ સમુદ્રની ચારે બાજુ પુષ્કરદ્વીપ છે તેનો વિસ્તાર સોળ લાખ યોજનનો છે.

આ રીતે જમ્બૂદ્વીપની અપેક્ષા પુષ્કરાર્ધ ક્ષેત્રમા બે ભરતક્ષેત્ર છે, બે હિમવન્ત પર્વત છે, બે હૈમવત ક્ષેત્ર છે, બે મહાહિમવાન્ પર્વત છે, બે હરિવર્ષ છે, બે નિષધ પર્વત છે, બે મહાવિદેહ છે બે નીલવન્ત પર્વત છે, બે રમ્યકવર્ષ છે, બે રૂક્મિપર્વત છે, બે હૈરણ્યવત ક્ષેત્ર છે, બે શિખરી પર્વત છે અને બે ઐરવત ક્ષેત્ર છે. બે દેવકુરૂ અને બે ઉત્તરકુરૂ છે. ધાતકીખણ્ડ દ્વીપમાં હિમવન્ત વગેરે પર્વતોનો વિસ્તાર જેટલો કહેવામાં આવ્યો છે. તેટલો જ વિસ્તાર પુષ્કરાર્ધ દ્વીપમાં પણ સમજવો. જેવી રીતે ધાતકીખણ્ડ દ્વીપમા બે ઈક્ષ્વાકાર પર્વત અને બે મન્દર પર્વત છે તે જ રીતે પુષ્કરાર્ધ દ્વીપમા પણ છે.

જમ્બૂદ્વીપમાં જે સ્થળે જમ્બૂવૃક્ષ છે, પુષ્કરદ્વીપમાં તે સ્થળે પુષ્કર નામક વૃક્ષ સહ-પરિવાર સ્થિત છે. આ વૃક્ષને કારણે જ તેનું નામ પુષ્કરદ્વીપ પ્રચલિત છે. પુષ્કરદ્વીપની મધ્યમાં માનુષોત્તર પર્વત હોવાથી તેના અડધા–અડધા એવા બે ભાગ થઈ ગયા છે આથી તેને પુષ્કરાર્ધ કહે છે.

સ્થાનાંગસૂત્રના બીજા સ્થાનના ત્રીજા ઉદ્દેશકમાં સૂત્ર ૯૨ માં કહે છે—ધાતકીખણ્ડ દ્વીપનાં પૂર્વાર્ધમાં મેરૂપર્વતની ઉત્તર દક્ષિણમાં બે વર્ષ (ક્ષેત્ર) કહેલાં છે જે તદ્દન એક સરખાં છે તે છે ભરત અને ઐરવત, ઈત્યાદિ.... ધાતકીખણ્ડ દ્વીપના પશ્ચિમાર્ધમા મેરૂ પર્વતથી. ઉત્તર અને દક્ષિણમાં બે ક્ષેત્ર કહેવામાં આવ્યા છે, જે તદ્દન એક સમાન છે, તે છે ભરત અને ઐરવત ઈત્યાદિ.

આગળ ચાલતા સ્થાનાંગસૂત્રમાં જ બીજા સ્થાનના ત્રીજા ઉપદેશકના સૂત્ર ૯૩ માં કહ્યું છે—

પુષ્કરવરદ્વીપના પૂર્વાર્ધ ભાગમાં મેરૂપર્વતથી ઉત્તર દક્ષિણમાં બે ક્ષેત્ર કહેવામાં આવ્યા છે જે બિલ્કુલ એક સરખાં છે તે છે ભરત અને ઐરવત ઈત્યાદિ સઘળું પૂર્વવત જ સમજી લેવાનું છે જેમકે બે કુરૂ કહેવામાં આવ્યા છે' ॥૩૧॥

**'माणुसोत्तराओ पुव्वं मणुआ'** ઈત્યાદિ

**સૂત્રાર્થ**—મનુષ્ય માનુષોત્તર પર્વતથી પહેલા—પહેલા જ રહે છે અને તેઓ બે પ્રકારના હોય છે—આર્ય અને મ્લેચ્છ ॥૩૨॥

**તત્ત્વાર્થદીપિકા**—આની અગાઉ ધાતકીખણ્ડ અને પુષ્કરાર્ધ દ્વીપમાં બે-બે ભરત આદિ ક્ષેત્ર અને બે-બે હિમવન્ત આદિ પર્વત છે એ પ્રતિપાદન કરવામાં આવ્યું પરન્તુ સંપૂર્ણ પુષ્કર દ્વીપમાં ભરત આદિ ક્ષેત્રોનું તથા હિમવન્ત આદિ પર્વતોનું કથન ન કરતાં 'પુષ્કરાર્ધ'માં જે કથન કરવામાં આવ્યું છે એનું શું કારણ ? એના સમાધાનના સમર્થનમાં કહીએ છીએ—

પુષ્કરદ્વીપની વચ્ચોવચ્ચ સ્થિત માનુષોત્તર પર્વતની પહેલાં-પહેલાં જ મનુષ્યોનો વાસ છે. તેનાથી બહાર મનુષ્ય હોતાં નથી, માનુષોત્તર પર્વત દ્વારા પુષ્કરદ્વીપના બે વિભાગ થઈ ગયા છે. આથી પુષ્કરદ્વીપના પૂર્વાર્ધમાં જ મનુષ્ય હોય છે તેનાથી આગળ હોતાં નથી. આ મનુષ્યો બે પ્રકારના હોય છે— આર્ય અને મ્લેચ્છ ॥૩૨॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—ધાતકીખણ્ડ અને પુષ્કરાર્ધમાં ભરત આદિ ક્ષેત્ર તથા હિમવન્ત આદિ પર્વત બે-બે છે એ અગાઉ બતાવી દેવામાં દેવામાં આવ્યું છે પરંતુ બે-બે ની સંખ્યા પુષ્કરદ્વીપમાં ન કહેતાં પુષ્કરાર્ધમાં કહી છે એનું કારણ શું છે ? તેના જવાબમાં કહીએ છીએ—

પુષ્કરદ્વીપની મધ્યમાં સ્થિત માનુષોત્તર પર્વતથી પહેલા-પહેલા જ મનુષ્યોનો નિવાસ છે; તેની પછીના અર્ધ-ભાગમાં મનુષ્ય હોતા નથી અથવા તેની પછીના બીજા કોઈ દ્વીપમાં પણ મનુષ્યનો વાસ નથી. આશય એ છે કે પુષ્કરદ્વીપની વચ્ચોવચ્ચ વલય (બંગડી) આકારનો એક પર્વત છે જે માનુષોત્તર પર્વત કહેવાય છે. તે પર્વત પુષ્કરદ્વીપને બે વિભાગોમાં વહેંચી નાખે છે આથી તેનો એક ભાગ પુષ્કરાર્ધ કહેવાય છે આવી રીતે તે માનુષોત્તર પર્વતથી પહેલા-પહેલા જ પુષ્કરાર્ધ સુધી મનુષ્ય છે તેનાથી આગળના અડધા-ભાગમાં નથી. તે આગલા ભાગમા પૂર્વોક્ત ભરત આદિ ક્ષેત્રો તથા પર્વતોનો વિભાગ પણ નથી. ચારણ મુનિ મનુષ્ય ક્ષેત્રથી બહાર નન્દી પર્વત અને રુચકવર દ્વીપ સુધી જાય છે એ પ્રમાણે ભગવતીસૂત્ર, શતક ૨૦, ઉદ્દેશક ૯ માં પ્રરૂપેલું છે. ત્યાની નદીઓ પણ પ્રવાહિત હોતી નથી. મનુષ્યક્ષેત્રના ત્રસ જીવ પણ પુષ્કરાર્ધથી આગળ જતા નથી પરન્તુ જ્યારે માનુષોત્તર પર્વત પછીના કોઈ દ્વીપ અથવા સમુદ્રમા મરેલો જીવ—તિર્યંચ અથવા દેવ, મનુષ્ય ક્ષેત્રમાં પાણી લેવા માટે આવે છે અને મનુષ્ય—પર્યાયમા ઉત્પન્ન થનારા હોય છે, ત્યારે મનુષ્યગતિ—આનુપૂર્વીથી આવતો થકો તે જીવ, મનુષ્યના આયુષ્યનો ઉદય થઈ જવાના કારણે મનુષ્ય કહેવાય છે. આથી વિગ્રહગતિની અપેક્ષાથી મનુષ્ય ક્ષેત્રની બહાર પણ મનુષ્યની સત્તા માનવામાં આવે છે. એવી જ રીતે કેવળી જ્યારે સમુદ્ઘાત કરે છે ત્યારે દંડ, કપાટ, પ્રતર અને લોકપૂરણ કરીને સમગ્ર લોકમા પોતાના આત્મપ્રદેશોને ફેલાવી દે છે. તે સમયે પણ માનુષોત્તર પર્વતથી આગળ મનુષ્યની સત્તા સ્વીકારાઈ છે તથા લબ્ધિધારી પણ ત્યા જઈ શકે છે.

આવી રીતે જમ્બૂદ્વીપમાં, ધાતકીખણ્ડ દ્વીપમાં અને અર્ધપુષ્કરદ્વીપમા અર્થાત્ અઢી દ્વીપોમાં તથા લવણસમુદ્ર અને કાલોદધિ સમુદ્રમા મનુષ્યનો વાસ હોય છે એવું સમજવાનું છે.

તાત્પર્ય એ છે કે પુષ્કરાર્ધમાં બે-બે ભરત આદિ ક્ષેત્રોનું તથા હિમવાન્ આદિ પર્વતોનું અસ્તિત્વ કહેવામાં આવ્યું છે; સમ્પૂર્ણ પુષ્કરદ્વીપમાં કહેલું નથી. આમ મનુષ્ય લોક માનુષોત્તર પર્વતથી પહેલા-પહેલાનો જ ભાગ કહેવાય છે અને તેમાં જમ્બૂદ્વીપ, ધાતકીખણ્ડ દ્વીપ અને અડધો પુષ્કરદ્વીપ. એ અઢી દ્વીપ અને લવણ સમુદ્ર તથા કાલોદધિ સમુદ્ર નામક બે સમુદ્ર સમ્મિલિત છે. તેમાં પાંચ મન્દર પર્વત છે, પાચ-પાંચ ભરત ક્ષેત્ર આદિ સાતે ક્ષેત્રો હોવાથી ૭+૫=૩૫ ક્ષેત્ર છે, પાંચ-પાંચ હિમવન્ત આદિ પર્વત હોવાથી કુલ ૬×૫=૩૦ પર્વત છે, પાંચ દેવકુરુ છે, પાચ ઉત્તરકુરુ છે, ૧૬૦ ચક્રવર્તી-વિજય છે, બસોપંચાવન જનપદ છે અને છપ્પન અન્તર્દ્વીપ છે.

મનુષ્યલોકની સીમા નક્કી કરનારો, મહાનગરના મહેલ જેવો, સોનેરી, પુષ્કરદ્વીપના અડધા-અડધા બે વિભાગ કરનારો, એક હજાર સાતસો એકવીશ યોજન ઉંચો, ચારસો-ત્રીસ પૂર્ણાંક એક ચતુર્થાંશ (૪૩૦¼) યોજન પૃથ્વી તળમાં ઘસેલો અને ઉપરના ભાગમાં વિસ્તીર્ણ એવો માનુષોત્તર પર્વત છે.

મનુષ્ય બે પ્રકારના હોય છે—સંમૂચ્છિંમ અને ગર્ભજ, સંમૂચ્છિંમ ચૌદ પ્રકારના છે. ઉચ્ચારેસ્વા વગેરે ગર્ભજ ત્રણ પ્રકારના છે. કર્મભૂમિ અકર્મભૂમિ અને અન્તર દ્વીપજ કર્મભૂમિ મનુષ્ય પંદર પ્રકારના છે, પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ અકર્મભૂમિ ત્રીસ પ્રકારની છે, પાચ હૈમવત પાંચ હૈરણ્યવત, પાંચ હરિવર્ષ પાંચ રમ્યકવાસ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તર કુરુ એ ત્રીસ અકર્મભૂમિના મનુષ્યો છે, છપ્પન અંતર્દ્વીપના મનુષ્ય છે, ઋદ્ધિ પ્રાપ્ત અનેક પ્રકારના છે, તીર્થંકર ચક્રવર્તી આદિ અનૃદ્ધિ પ્રાપ્ત અનેક પ્રકારનાં છે, કલાચાર્ય, શિલ્પાચાર્ય... આદિ ॥૩૨॥

'**कम्मभूमी भरह एरवय**' ઇત્યાદિ

**સૂત્રાર્થ**—ભરત, ઐરવત અને વિદેહ ક્ષેત્ર કર્મભૂમિ છે. આની સિવાયના બધાં ક્ષેત્ર અકર્મભૂમિ છે. ॥૩૩॥

**તત્ત્વાર્થદીપિકા**—આની પહેલાં કર્મભૂમિજ મ્લેચ્છોનો ઉલ્લેખ કરવામાં આવ્યો તો તે કર્મભૂમિઓ ક્યાં છે ? આ જિજ્ઞાસાના સમાધાન અર્થે કહે છે—

ભરત, ઐરવત અને વિદેહક્ષેત્ર કર્મભૂમિઓ છે આ સિવાય હૈમવત વર્ષ, હરિવર્ષ, રમ્યકવર્ષ, હૈરણ્યવત વર્ષ, દેવકુરુ અને ઉત્તર કુરુ આ છ ક્ષેત્ર અકર્મભૂમિઓ—ભોગ-ભૂમિઓ છે.

આ પ્રકારે અઢી દ્વીપના પાંચ ભરત પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ આ પંદર કર્મભૂમિઓ કહેવાય છે. પાચ હૈમવત, પાંચ હરિવર્ષ, પાંચ રમ્યકવર્ષ, પાંચ હૈરણ્યવત વર્ષ, પાંચ દેવકુરુ તથાં પાંચ ઉત્તર કુરુ એમ ત્રીસ તથા છપન્ન અન્તર્દ્વીપ અકર્મભૂમિ અથવા ભોગભૂમિ છે. ॥૩૩॥

**તત્ત્વાર્થનિર્યુક્તિ**—પાછલા સૂત્રમાં કર્મભૂમિજ મ્લેચ્છોનું પ્રરૂપણ કરવામાં આવ્યું હવે અત્રે કર્મભૂમિઓની પ્રરૂપણા કરવામાં આવી રહી છે—

કર્મોના ક્ષપણ કરવા માટે જે ભૂમિઓ અનુકૂળ છે તે કર્મભૂમિઓ કહેવાય છે. સમસ્ત કર્મરૂપી અગ્નિને શમાવવા માટે અથવા સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે ઉપર્યુક્ત ભૂમિઓ કર્મ-ભૂમિઓ છે. તે છે—ભરત, ઐરવત અને વિદેહ ક્ષેત્ર.

અગાઉ કહેવામાં આવ્યું છે તેમ જમ્બૂદ્વીપમાં એક ભરત, એક ઐરવત અને એક વિદેહ ક્ષેત્ર છે. ધાતકીખણ્ડમાં અને અર્ધપુષ્કર દ્વીપમાં બે-બે ભરત ઐરવત અને વિદેહ ક્ષેત્ર છે આ રીતે પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ વિદેહ, આ પંદર ક્ષેત્ર કર્મ-ભૂમિઓ કહેવાય છે. આ સિવાય હૈમવત, હરિવર્ષ, રમ્યકવર્ષ અને હૈરણવત વર્ષ પાંચ-પાંચ હોવાથી વીસ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ તથા છપ્પન્ અન્તર્દ્વીપ આ બધી અકર્મભૂમિઓ છે. આ પંદર ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રોમાં નરકાદિ રૂપ દુર્ગમ સંસાર-અટવીનો નાશ કરનારા, સમ્યક્દર્શન-જ્ઞાન-ચરિત્ર રૂપ મોક્ષમાર્ગના જ્ઞાતા પ્રણેતા અને પ્રદર્શક, પરમ ઋષિ ભગવાન તીર્થંકર ઉત્પન્ન થાય છે. આ જ કર્મભૂમિઓમાં ઉત્પન્ન ભવ્યજીવો સકળ કર્મોને ખપાવીને મોક્ષધામ પ્રાપ્ત કરે છે. હૈમવત આદિ ક્ષેત્રોમાં ઉત્પન્ન જીવ મોક્ષ પ્રાપ્ત કરતાં નથી કારણકે તે અકર્મભૂમિ છે. ત્યાં તીર્થંકર હોતા નથી.

પ્રજ્ઞાપનાસૂત્રના પ્રથમ પદના ૩૨માં સૂત્રમાં કહ્યું છે—

પ્રશ્ન—કર્મભૂમિઓ કેટલા પ્રકારની છે ?

ઉત્તર—કર્મભૂમિઓ પંદર પ્રકારની છે-પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ.

પ્રશ્ન—અકર્મભૂમિઓ કેટલા પ્રકારની છે ?

ઉત્તર—અકર્મભૂમિઓ ત્રીસ પ્રકારની છે-પાંચ હૈમવંત પાંચ હરિવર્ષ પાંચ રમ્યક-વર્ષ પાંચ હૈરણ્યવત, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ. આ અકર્મભૂમિઓ છે ।।૩૩।।

**'तत्थ मणुस्साणं तिरिक्खजोणियाणय'** ઇત્યાદિ

**સૂત્રાર્થ**—ભરત આદિ ક્ષેત્રોમાં મનુષ્યો અને તિર્યંચોની સ્થિતિ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યો-પમની અને જઘન્ય અન્તર્મૂહૂર્ત્તની છે ।। ૩૪ ।।

**તત્ત્વાર્થદીપિકા**—આની અગાઉ જમ્બૂદ્વીપ આદિ અઢી દ્વીપોમાં વિદ્યમાન ભરત આદિ ક્ષેત્રોમાં મનુષ્યોની ઉત્પત્તિની પ્રરૂપણા કરવામાં આવી છે હવે આ ક્ષેત્રોના મનુષ્યો અને પંચેન્દ્રિય તિર્યંચોનું આયુષ્ય કેટલું હોય છે એવી જિજ્ઞાસાનું સમાધાન કરીએ છીએ—

પૂર્વોક્ત ભરત આદિ ક્ષેત્રોમાં મનુષ્યોની અને ગર્ભજ ચતુષ્પાદ સ્થળચર તિર્યંચોના આયુષ્ય રૂપ સ્થિતિ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનું અને જઘન્ય અન્તર્મુહૂર્ત્તનું હોય છે ।।૩૪।।

**તત્વાર્થનિર્યુક્તિ**—પહેલા ભરત આદિ ક્ષેત્રોમાં મનુષ્યોની ઉત્પત્તિનું નિરૂપણ કર-વામાં આવ્યું હવે તે ક્ષેત્રોમાં ઉત્પન્ન થનારા મનુષ્યો અને પંચેન્દ્રિય તિર્યંચોનું આયુષ્ય કેટલું હોય છે એ શંકાનું સમાધાન કરવા માટે કહીએ છીએ—

તે ભરત વગેરે ક્ષેત્રોમાં મનુષ્યોનું તથા ગર્ભજ ચતુષ્પાદ સ્થળચર પંચેન્દ્રિય તિર્યં-ચોનું આયુષ્ય ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમનું અને જઘન્ય અન્તમૂંહૂર્ત્તનું હોય છે,

મનુષ્યો અને તિર્યંચોની સ્થિતિ બે પ્રકારની કહેવામાં આવી છે–ભવસ્થિતિ અને કાયસ્થિતિ મનુષ્યનો અથવા તિર્યંચનો જન્મ પામીને જીવ તે જન્મના જેટલા કાળ સુધી જીવિત રહે છે તે તેની જીવસ્થિતિ કહેવાય છે. કોઈ જીવ મનુષ્ય પર્યાયમાં ઉત્પન્ન થઈને જીવિત રહે છે. પછી આયુષ્યનો અન્ત આવવાથી મૃત્યુ પામે છે અને પુનઃ મનુષ્ય પર્યાયમાં ઉત્પન્ન થાય છે આ રીતે જેટલા કાળ સુધી તે લગાતાર મનુષ્ય ભવ કરે છે. આ કાળમર્યાદાને કાયસ્થિતિ કહે છે. એવી જ રીતે તિર્યંચ જેટલા ભવો સુધી લગાતાર તિર્યંચપર્યાયમાં ચાલુ રહે છે તે તેની કાયસ્થિતિ કહેવાય છે. આ કાયસ્થિતિ મનુષ્યો અને તિર્યંચોની જ હોય છે કારણ કે એમના જ લગાતાર અનેક ભવ થઈ શકે છે. દેવતા અને નરકોના લગાતાર અનેક ભવો હોતાં નથી અર્થાત્ દેવ મરીને પુનઃ દેવ અને નરકના જીવ મરીને ફરીવાર નારક થતાં નથી આથી તેમની ભવ સ્થિતિથી જુદી કોઈ કાયસ્થિતિ હોતી નથી. જેટલી ભવસ્થિતિ છે તેટલી જ એમની કાયસ્થિતિ હોય એમ કહેવાનું છે.

મનુષ્યની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ ત્રણ પલ્યોપમની અને જઘન્ય અન્તર્મુહૂર્ત્તની છે. ઉત્કૃષ્ટ કાયસ્થિતિ સાત–આઠ ભવગ્રહણ પ્રમાણ સમજવી જોઈએ.

ધારો કે કરોડ પૂર્વ આયુષ્યવાળો મનુષ્ય મરીને કરોડ પૂર્વ આયુષ્યવાળા મનુષ્યના રૂપમા પુનઃ પુનઃ ઉત્પન્ન થાય તો તે લગાતાર સાત વાર જ થાય છે. આઠમી વાર દેવકુરુ–ઉત્તર કુરુમાં ઉત્પન્ન થાય છે અને ત્યારબાદ દેવલોકમાં ગમન કરે છે

તિર્યંચોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ ત્રણ પલ્યોપમની અને જઘન્ય અન્તર્મુહૂર્ત્તની સમજવી જોઈએ. ઉત્તરાધ્યયનસૂત્રના અધ્યયન ૩૬ની ગાથા ૧૯૮મા કહ્યું છે––

મનુષ્યોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ પલ્યોપમ અને જઘન્ય અન્તર્મુહૂર્તનું કહેવામાં આવ્યું છે.

પ્રજ્ઞાપનાસૂત્રના ચોથા પદમાં કહ્યું છે– હે ભગવાન્ ! મનુષ્યોની સ્થિતિ કેટલા કાળની કહેવામાં આવી છે ?

ઉત્તર––હે ગૌતમ ! જઘન્ય અન્તર્મુહૂર્ત્તની ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની.

સમવાયાંગ સૂત્રના ત્રીજા સમવાયમા પણ કહેવામાં આવ્યું છે–'અસંખ્યાત વર્ષ આયુષ્યવાળા સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્યોપમની કહેવામાં આવી છે'

ઉત્તરાધ્યયનના ૩૬માં અધ્યયનમા કહ્યું છે–સ્થળચર તિર્યંચોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ પલ્યોપમનું અને જઘન્ય અન્તર્મુહૂર્ત્તનું કહેવામાં આવ્યું છે––

પુનઃ પ્રજ્ઞાપનાસૂત્રનાં ચોથા પદમાં કહ્યું છે–ગર્ભજ ચતુષ્પાદ સ્થળચર પંચેન્દ્રિય તિર્યંચોના વિષયમાં પૃચ્છા અર્થાત્ તેમનું આયુષ્ય કેટળા કાળનું છે ?

ઉત્તર––જઘન્ય અન્તર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમ

વિસ્તારમાં કહેવામાં આવે તો શુદ્ધ પૃથ્વીકાયની ઉત્કૃષ્ટ સ્થિતિ બાર હજાર વર્ષની ખર પૃથ્વીકાયની બાવીસ હજારની અને જળકાયની સાત હજાર વર્ષની સ્થિતિ કહેવામાં આવી છે વાયુકાયની ત્રણ હજારની તેજસ્કાયની ત્રણ દિવસ રાતની તથા વનસ્પતિકાયની દસ હજાર વર્ષની ઉત્કૃષ્ટ સ્થિતિ છે આ ભવસ્થિતિ સમજવી જોઈએ. કાયસ્થિતિ એમની અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણીની તથા વનસ્પતિકાયની અનન્ત કાયસ્થિતિ બેઇન્દ્રિય જીવોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ બાર વર્ષની છે. તેઈન્દ્રિયોની ઓગણપચાસ દિવસની છે, ચતુરિન્દ્રિયોની છ માસની છે. આ બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવોની કાયસ્થિતિ સંખ્યાત હજાર વર્ષની છે.

પંચેન્દ્રિય તિર્યંચ પાચ પ્રકારના છે–(૧) મનુષ્ય (૨) ઉરગ (૩) પરિસર્પ (૪) પક્ષી અને (૫) ચતુષ્પાદ આમાંથી મત્સ્ય, ઉરગ અને ભુજગ તિર્યંચોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ કોટિ પૂર્વની હોય છે. પક્ષિઓની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ એક પલ્યોપમના અસંખ્યાત ભાગની અને ગર્ભજ ચતુષ્પદોની ત્રણ પલ્યોપમની છે. વિશેષ રૂપથી અસંજ્ઞી મનુષ્યોની ભવસ્થિતિ કરોડ પૂર્વની, ઉરગની તેપન હજાર વર્ષની, ભુજગોની બેંતાળીશ હજાર વર્ષની સ્થળચર સંમૂચ્છિમોની ચોરાશી હજાર વર્ષની અને ખેચરની–બોંતેર હજાર વર્ષની ભવસ્થિતિ હોય છે.

પંચેન્દ્રિય તિર્યંચોની કાયસ્થિતિ મનુષ્યની જેમ સાત–આઠ ભવગ્રહણ પ્રમાણ સમજવી જોઈએ. બધા મનુષ્યો અને તિર્યંચોની જઘન્ય કાયસ્થિતિ અન્તર્મુહૂર્ત પ્રમાણ જ છે ॥૩૪॥

શ્રીવિશ્વવિખ્યાત–જગદ્વલ્લભ–પ્રસિધ્ધવાચક પંચદશ ભાષાકલિત લલિતકલાપાલાપક પ્રવિશુધ્ધ ગદ્યપદ્યાનૈક ગ્રન્થનિર્માપક શાહુ છત્રપતિ કોલ્હાપુરરાજ પ્રદત્ત, જૈનશાસ્ત્રાચાર્ય પદભૂષિત જૈનધર્મદિવાકર પૂજ્યશ્રી ઘાસીલાલાલ વ્રતિ વિરચિત દીપિકા-નિર્યુક્તિ બે ટીકા યુક્તતત્ત્વાર્થસૂત્રનો પાચમો અધ્યાય સમાપ્ત ॥ ૫ ॥

પહેલો ભાગ સમાપ્ત

સમાપ્ત